# અર્પણ પત્રિકા

રાજ્યમાન રાજેશ્રી,

**શેઠ જમનાદાસ મથુરાદાસ બક્ષી.**

હોર્નબી રોડ, મુંબાઈ

આપનો સાહિત્ય પ્રત્યેનો અપાર સ્નેહ, સ્વદેશભક્તિ અને ઉદાર સ્વભાવ વગેરે શુભ ગુણોથી આકર્ષાઇ એક સ્મરણ તરીકે આપનું નામ આ ઇતિહાસ સાથે જોડી આનંદિત થાઉં છું.

તે સાથે નિઃસ્વાર્થ વૃત્તિથી આ પુસ્તક આપના કરમા સમર્પિત કરૂં છું. જગન્નિયંતા પાસે પ્રાર્થના કરૂં છું કે આપને દીર્ઘાયુ કરો, તેમજ આપની મહત્ત્વાકાક્ષા પરિપૂર્ણ કરો. અસ્તુ.

વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા
તા. ૨૬—૧૨—૨૩
અમદાવાદ.

શુભાકાંક્ષી,
લાભશંકર જીવરાજ જોશી.

# નવાં પુસ્તકો

## કાળાપાણીની કથા

પૃષ્ઠ આશરે ૩૦૦ કાચા પૂંઠાના રૂ ૧-૪-૦ પાકા પૂંઠાના રૂ ૧-૮-૦

## ચંપારણ્યમાં મહાત્મા ગાંધીજી

શ્રી મહાદેવ દેસાઈની પ્રસ્તાવના સાથે પૃષ્ઠ આશરે ૩૦૦
કાચા પૂંઠાના રૂ ૧-૪-૦ ખાદીના પાકા પૂંઠાના રૂ ૧-૮-૦

## ૧૯૩૦ની સ્વરાજ્ય ડાયરી

પૃષ્ઠ ૫૧૦ ખાદીનું પૂંઠું કિંમત રૂ ૧-૦-૦

## યુગધર્મ કાર્યાલયનાં પુસ્તકો

અસહકાર—મહાત્માજીના લેખો તથા ભાષણોનો સુંદર સંગ્રહ, પૃષ્ઠ આશરે ૮૦૦ કિંમત રૂ ૨-૮-૦ રૂ ૩-૦-૦ રૂ. ૩-૮-૦ રૂ ૪-૦-૦

ખેડાની લડત—પૃષ્ઠ આશરે ૫૦૦ રૂ ૧-૮-૦

રાષ્ટ્રગીત—પૃષ્ઠ આશરે ૩૦૦ રૂ ૦-૧૨-૦ પાકું પૂંઠું રૂ ૧-૦-૦

કારાવાસની કહાણી—શ્રી અરવિંદ ઘોષ રચિત પૃષ્ઠ આશરે ૨૦૯ રૂ ૦-૧૨-૦

આટલું તો જાણજો—પૃષ્ઠ આશરે ૧૪૦ રૂ ૦-૬-૦

કોરીઆની લડત—પૃષ્ઠ ૫૬ રૂ ૦-૩-૦

મુકુલ—નવી આવૃત્તિ, સુધારા વધારા સાથે, પૃષ્ઠ ૨૨૪, કિંમત રૂ ૦-૧૨-૦ પાકું પૂંઠું રૂ ૧-૦-૦

આ સિવાય ગુજરાત વિદ્યાપીઠ ગુજરાત પુરાતત્ત્વ મંદિર, નવજીવન પ્રકાશન મંદિર, નવયુગ પ્રકાશન મંદિર, ગાંડીવ, સાહિત્ય મંદિર, સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર વગેરે તમામ મંદિરોના પુસ્તકો અમારે ત્યાંથી મળશે

રાયખડરોડ,
અમદાવાદ.

વ્યવસ્થાપક,
યુગધર્મ કાર્યાલય

# નિવેદન

પરમાત્માની કૃપાથી ત્ર્યંબકરામ.ક ગ્રંથમાળાના બીજા વર્ષનું છેલ્લું પુસ્તક 'સિપાહીઓનો બળવો' વાચકોને સમર્પિત થાય છે, અમે ઉમેદ રાખીએ છીએ કે અમારા દરેક પુસ્તકના કરતાં આ પુસ્તક વિશેષ સુસત્કાર પામશે.

સિપાહીઓના બળવાનો ઇતિહાસ મૂળ બંગાળી ભાષાના 'સિપાહી યુદ્ધેર ઇતિહાસ'ના પુસ્તકોનું ભાષાંતર કરવામાં આવ્યું છે. આપણી ભાષામાં કુલ ત્રણ ભાગે બહાર પાડવામાં આવશે. તે ગ્રંથમાળાના ગ્રાહકોને એક એક વર્ષે એક એક ભાગ અપાશે. તે બનતી મહેનતે અસલ રસ સાથે આપણી ભાષામાં ઉતારવા યત્ન કર્યો છે. મૂળ લેખક મહાશય રજનિકાન્ત બાબૂનો આ સ્થળે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું ૧ લુ પુસ્તક 'રમાસુંદરી' નામે નવલકથા આપવામાં આવશે. તે બનતા સુધી સચિત્ર આપવા યત્ન કરીશું, ત્યાર બાદ બળવાનો ભા. ૨ જો અપાશે.

ત્રીજા વર્ષનું પહેલું પુસ્તક માર્ચ—એપ્રિલમાં બહાર પડશે. ગ્રાહકોએ અમને ફેબ્રુઆરીની આખર સુધીમાં લવાજમના રૂ. ૫-૪-૦ મનીઓર્ડરથી મોકલી આપવા તસ્દી લેવી. નહિ તો એપ્રિલ માસમાં વી. પી. કરવામાં આવશે તે સ્વીકારવા તસ્દી લેવી.

ગ્રાહક રહેવા ન ઇચ્છનારે ૩૧મી જાન્યુઆરી સુધીમાં પોષ્ટ કાર્ડથી ખબર આપવી.

ખાડિયા, દેશાઇની પોળ
માગશર વદિ ૩ને બુધવાર
અમદાવાદ.

વિનીત,
લાભશંકર જીવરાજ જોશી.

## "સ્વ૦ ત્ર્યંબક સ્મારક ગ્રંથમાળા"

[વાર્ષિક લવાજમ રૂ. ૫-૪-૦મા લગભગ ૧૪૦૦-૧૫૦૦ પૃષ્ઠનાં ત્રણ ચાર, ઉત્તમ ગ્લેજ કાગળ પર છાપેલાં સુંદર એનેરી ચાર નામવા પાંઠા પૂઠાવાળા પુસ્તકો મળે છે. જાનેવારીથી વર્ષ શરૂ થાય છે.]

તૈયાર છે. ૧૯૨૨ નાં પુસ્તકો

૧ રાજા રામકૃષ્ણ પૃ. ૪૦૦ રૂ. ૩-૪-૦

૨ નવાબ સિરાજદ્દૌલા પૃ. ૫૦૯ છૂટક કિંમત રૂ. ૩-૮-૦

હિન્દના હીરા દેશબંધુ, ગાંધીજી વિ. હીરાઓના જીવનચરિત્ર પૃ. ૨૪૦ કિંમત રૂ. ૧-૪-૦

૧૯૨૩ ના પુસ્તકો

૧ વજીર નંદિની ગુલબેગમ પૃ. ૪૦૦ કિંમત ૨-૮-૦

૨. મીર કાસિમ બંગાળાના છેલ્લા નવાબનો કરૂણ ઇતિહાસ. પૃ. ૩૧૨. કિ. ૨-૦-૦

૩. બળવાનો ઇતિહાસ ૧૮૫૭ના બળવાનો ઇતારા ઉભાં કરે તેવો ઇતિહાસ પૃ. ૬૨૪ કિં રૂ. ૪-૦-૦

ઉપલાં બંને વર્ષના પુસ્તકો તૈયાર છે. દરેક વર્ષના પુસ્તકોનો આખો સેટ ખરીદનારને ઘેર બેઠા ૬-૪-૦માં મળી શકે છે. ગ્રાહક તરીકે નામ નોંધાવનારને દરેક વર્ષના પુસ્તકો ને પ્રવેશફીનો રૂ. ૧) અગાઉથી ભરવો પડશે. ૫-૪-૦માં મળી શકશે.

૧૯૨૪નાં પુસ્તકો છપાય છે.

૧. રમાસુંદરી એક રસિક સામાજિક નવલકથા

બાકીના પુસ્તકોની પસંદગી ચાલુ છે.

લખો—લાલશંકર જીવરાજ જોશી.

# પ્રસ્તાવના

હિંદના ઇતિહાસમાં ૧૮૫૭ નો બળવો એ એક મહાન બનાવ ગણાય છે. અંગ્રેજી ભાષામાં એ વિષયપર સંખ્યાબંધ પુસ્તકો લખાએલાં છે. પણ ગુજરાતી ભાષામાં એ વિષય પર હજુ એકપણ પુસ્તક લખાયું હોય એવું જણાતું નથી.

પાઠ્યપુસ્તક તરીકે વપરાતા ઇતિહાસોમાં ૧૮૫૭ ના બળવા વિષે જે કંઇ લખ્યું છે તે શિક્ષકોના નજીવા ઐતિહાસિક જ્ઞાનને લીધે પુરતા પ્રમાણમાં થઇ પડતું નથી. શિક્ષકોને માટે ગુજરાતી ભાષામાં એવું એક પણ પુસ્તક નથી કે તે પરથી તેઓ ઐતિહાસિક જ્ઞાન મેળવી શકે.

૧૮૫૭ ની સાલ ધીમે ધીમે વિસ્મૃતિના સાગરમાં ડુબતી જાય છે. એ સાલમાં જીવતા માણસો આજે એક પછી એક અનંત નિદ્રામાં વિલીન થતા જાય છે. તે સમયની કહાણીઓ ધીમે ધીમે નાશ પામતી જાય છે. એ બધી વાતોનો સંગ્રહ કરી દેશને એ મહાન બનાવથી જાણીતો કરી શકાય એટલો હજુ સમય છે.

બળવાના ઇતિહાસનું પ્રસ્તુત પુસ્તક બંગાળાના પ્રસિદ્ધ ગ્રંથકાર રજનિકાંત ગુપ્તના ' સિપાહી યુદ્ધેર ઇતિહાસ ' પરથી તૈયાર કરવામાં આવ્યું છે. આ ગ્રંથમાં તો કેવળ બળવાની પ્રારંભ દશાનું વર્ણન છે. બીજા ગ્રંથમાં બળવાની ગગનભેદી જ્વાળાના ભડકા વાચકોને મુગ્ધ બનાવશે. આવા ત્રણ ભાગમાં આ પુસ્તક પૂરૂં કરવાનો વિચાર રાખ્યો છે.

મને લાગે છે કે બંગાળા વિષેના મોટા અંગ્રેજી પુસ્તકો વાંચનારને પણ આ પુસ્તક વાંચ્યા સિવાય ચાલશે નહિ કારણ અંગ્રેજી ગ્રંથકારોમાં પોતાનું નાનું દુખ મહાન કરી જોવાની અને પારકાનું મહાન દુઃખ નાનું કરી જોવાની વૃત્તિ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે તેમાં પણ એ નીતિ ખુદ સરકાર તરફથી રાજનૈતિક ચાલાકી તરીકે વપરાતી હોવાથી એકંદર રીતે એ લોકોને હાથે લખેલા ઇતિહાસોમાં ગતપુરની ભયાનક ખૂનરેજીમાં અતિ ભયાનક વિવરણો સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી

આ પુસ્તકનો બીજો ભાગ પણ તૈયાર થઇ ગયો છે. ઇશ્વર કૃપા હશે તો આવતા વર્ષમાં તે વાચકોના કરકમળમાં વિરાજશે

આસો વદ પ્રતિપદા
વિક્રમાર્ક સંવત
૧૯૮૦

મહાશંકર ઇંદ્રજી દવે

## ખંડ ૧ લો.


અધ્યાય — વિષય — પૃ.

૧ લો. વિષય નિર્દેશ–ગ્રંથની ભુમિકા–લૉર્ડ ડેલ્હાઉઝીનો અમલ–પહેલો શિખ વિગ્રહ–કાસૂરની સંધિ–રાજા લાલસિંહની પડતી–બાયરૂલની સંધિ–પ્રતિનિધિ શાસન પદ્ધતિ–મહારાણી ઝિન્દનની પસંદગી–મુલતાનની ગરબડ–બીજો શિખવિગ્રહ–પંજાબ ખાલસા ... ... ... ૧

૨ જો વિષય નિર્દેશ–લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ)–બ્રહ્મદેશની લડાઇ–પેગુ ઠરાવ–બિનવારસી રાજ્ય ખાલસા કરવાનો કાયદો–સતારા–ઝાંસી–નાગપુર–કિરોલી હૈદ્રાબાદનો નિઝામ–કર્ણાટકનો નવાબ–તાંજેર સંબળપુર–પેશ્વા–ધોન્ડુપંત નાના સાહેબ ... ... ... ૬

૩ જો વિષય નિર્દેશ–લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ)–અયોધ્યા એનું પૂર્વ સૌભાગ્ય–મુસલમાનોનો અમલ–નવાબ સાથે બ્રિટીશ સરકારને સંધિ–નવાબ સુજાઉદ્દૌલા–આસફઉદ્દૌલા–મિર્જાઅલી–સાદતઅલી–ગાજિઉદ્દીન હૈદર–નાસિરુદ્દીન હૈદર–મહમ્મદઅલી શાહ–૧૮૩૭ની સંધિ–આજમુદ અલીશાહ–વાજિદઅલી શાહ–અયોધ્યામાં અંધાધુધીનો આરોપ–કર્નલ સ્લીમેનનો રિપોર્ટ–આઉટ્રામ–અયોધ્યા ખાલસા ... ... ... ૧૪

૪ થો. વિષય નિર્દેશ–લોર્ડ ડેલ્હાઉઝીનો અમલ (ચાલુ)–જમીનદારોની પડતી મહેસૂલ સંબંધિ સ્થિતિ–વાયવ્ય પ્રાંતની જમાબંધી–તાલુકદારી હક–ભૂમિકૉક–મુંબાઇનું ઇનામ કમિશન–દિવાની કોર્ટનો ન્યાય–જ્યોતિપ્રસાદનો ન્યાય–સમાજની આંતરિક સ્થિતિ. ... ... ૧

મને લાગે છે કે બળવા વિષેનાં મોટાં અંગ્રેજી પુસ્તકો વાંચનારને પણ આ પુસ્તક વાંચ્યા સિવાય ચાલશે નહિ. કારણ કે અંગ્રેજી ગ્રંથકારોમાં પોતાનું નાનું દુઃખ મહાન કરી જોવાની અને પારકાનું મહાન દુઃખ નાનું કરી જોવાની વૃત્તિ વિશેષ પ્રમાણમાં જોવામા આવે છે. તેમા પણ એ નીતિ ખુદ સરકાર તરફથી રાજનૈતિક ચાલાકી તરીકે વપરાતી હોવાથી એકંદર રીતે એ લોકોને હાથે લખેલા ઇતિહાસોમા કાનપુરની ભયાનક ખૂનરેજીમાં અતિ ભયાનક વિવરણો સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી.

આ પુસ્તકનો બીજો ભાગ પણ તૈયાર થઈ ગયો છે. ઇશ્વર કૃપા હશે તો આવતા વર્ષમા તે વાચકોના કરકમળમા વિરાજશે.

| | |
|---|---|
| આસગર વદ પ્રતિપદા<br>વિક્રમાર્ક સંવત<br>૧૯૮૦ | મહાશંકર ઇંદ્રજી દવે |

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો.


| અધ્યાય | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લો | વિષય નિર્દેશ–ગ્રંથની ભૂમિકા–લૉર્ડ ડેલ્હાઉઝીનો અમલ –પહેલો શિખ વિગ્રહ–કાસૂરની સંધિ–રાજા લાલસિંહની પડતી–આફ્રબલની સંધિ–પ્રતિનિધિ શાસન પદ્ધતિ–મહારાણી ઝિન્દનની પસંદગી–મુલતાનની ગરબડ–બીજો શિખ-વિગ્રહ–પંજાબ ખાલસા ... ... ... | ૧ |
| ૨ જો | વિષય નિર્દેશ–લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ) –બ્રહ્મદેશની લડાઇ–પેગુ ખાલસા–બિનવારસી રાજ્ય ખાલસા કરવાનો કાયદો–સતારા–ઝાંસી–નાગપુર–કિરોની હૈદ્રાબાદનો નિઝામ–કર્ણાટકનો નવાબ–તાંજોર સંબળપુર–પેશ્વા–ધોન્ડુપંત નાના સાહેબ ... ... ... | ૬૯ |
| ૩ જો | વિષય નિર્દેશ–લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ) –અયોધ્યા એનું પૂર્વ સૌભાગ્ય–મુસલમાનોનો અમલ–નવાબ સાથે બ્રિટીશ સરકારને સંધિ–નવાબ સુજાઉદ્દૌલા –આસફઉદ્દૌલા–મિર્જા અલી–સાદતઅલી–ગાજિઉદ્દીન હૈદર–નાસિરૂદ્દીન હૈદર–મહમ્મદઅલી શાહ–૧૮૩૭ની સંધિ–આજમુદ અલીશાહ–વાજિદઅલી શાહ–અયોધ્યામાં અંધાધુધીનો આરોપ–કર્નલ સ્લીમેનનો રિપોર્ટ–આઉટ્રામ –અયોધ્યા ખાલસા ... ... ... | ૧૪૭ |
| ૪ થો | વિષય નિર્દેશ–લૉર્ડ ડેલ્હાઉઝીનો અમલ (ચાલુ)–જમીનદારોની પડતી મહેસૂલ સંબંધિ સ્થિતિ–વાયવ્ય પ્રાંતની જમાબંધી–તાલુકદારી હક–ભૂમિકૉક–મુંબાઇનું ઇનામ કમિશન–દિવાની કોર્ટનો ન્યાય–જ્યોતિપ્રસાદનો ન્યાય–સમાજની આંતરિક સ્થિતિ. ... ... | ૧ |

૫ મો વિષય નિર્દેપ–બ્રિટિશ કંપનિનું સિપાહી સૈન્ય–તેની ઉત્પત્તિ અને તેની ઉન્નતિ, અસંતોષનાં કારણો–હિંદી અમલદારોની અવનતિ–વેલોરમાં સનિકોનું બંડ–હિંદને યુરોપિઅન લશ્કર–સિંધ અને પંજાબ ખાલસા–રાજ્ય વૃદ્ધિનું ફળ–લોર્ડ ડેલ્હાઉઝી અને સર ચાર્લ્સ નેપિયર–ડેલ્હાઉઝી સ્વદેશ ગયો–તેનાં કામ અને કીર્તિ–તેના ઉત્તરાધિકારીની નિમણૂક ... ... ...

## ખંડ ૨ જો.

| અધ્યાય | વિષય | પૃષ્ટ |
|---|---|---|
| ૧ લો | વિષય નિર્દેપ–નવી રાઇફલ બંદૂક–ટોટા–ડમડમ અને બરાકપુરના બનાવો–સિપાહીઓની શંકા અને તેને ફેલાવવાથી ઉશ્કેરણી–બહરમપુરનો બનાવ–૧૯મી રેજીમેન્ટમાં ગરબડ | ૩૧૯ |
| ૨ જો | વિષય દર્શન–સરકારને સમયોચિત કાર્ય કરવામાં થયેલા વિલંબનું કારણ–સરકારના જુદા જુદા કારોબારી વિભાગો–ચરબીવાળા ટોટા વિષે તપાસ–બરાકપુરના સિપાહીઓમાં અસંતોષની વૃદ્ધિ–સિપાહી મંગલ પાંડે, ૩૪મી પલટણમાં ગરબડ–૧૯મી પલટણનાં હથિયાર ઉતાર્યાં ... | ૩૪૩ |
| ૩ જો | વિષય નિર્દેપ–મંગલપાંડે અને જમાદારને દેહાંત દંડ–બીજી પલટણોનો સંદેહ વધ્યો–અંબાલાનો બનાવ, વડા સેનાપતિ એન્સનનું ભાષણ, મિરતનો બનાવ, ગવર્નર જનરલ સાથે વડાસેનાપતિનો મતભેદ, હાડકાંનાં ભૂકાવાળો મેંદો–ચપાટી–નાનાસાહેબ–લખનોરનો બનાવ | ૩૭૪ |
| ૪ થો | વિષય નિર્દેપ–જુદાં જુદા સ્થાનોની સાધારણ સ્થિતિ–ગમ્રફલ બંદુકના કારખાનામાં સિપાહીઓના મનના વિચારો–ચોકીસ્વારની ત્રીજી ટુકડીનો ફેંસલો–૩૪મી રેજીમેન્ટનાં હથિયાર ઉતરાવ્યા–અયોધ્યામાં ધાંધલ મચી–મિરત–દિલ્હી ... ... ... ... | ૪૧૦ |

ॐ तत्सत परमात्मने नमः

स्व० त्र्यंबक स्मारक ग्रंथमाळा.

वर्ष २ जु | पुस्तक ६ ठ्ठुं

# સિપાહીઓના બળવાનો ઇતિહાસ

( ઇન્ધન )

# સિપાહીઓના બળવાનો ઈતિહાસ

ઇન્ધન.

## ખંડ ૧ લો

### અધ્યાય ૧ લો.

વિષય નિર્દેશઃ—ગ્રંથની ભૂમિકા-લૉર્ડ ડેલ્હૌઝીનો અમલ-પહેલો વિગ્રહ-ફાગૂરની સંધિ-રાજા લાલસિંહની પડતી-બાઇબલની સંધિ-નેધિશાસનપદ્ધતિ-મહારાણી ઝિન્દનની પસંદગી-મુલતાનની ગડ-બાલે શિખ વિગ્રહ-પંજાબ ખાલસા.

..ગાળામાં કંપની સરકાર પોતાનો અડ્ડો જમાવતી હતી, ...ે નવાબ સિરાજુદ્દૌલાએ કલકત્તા જીતી ૧૪૬ અંગ્રેજોને એક ...ખી ઓરડીમા પૂર્યાં; બીજે દિવસે એ ઓરડીનું બારણું ... ૧૨૩ માણસો મરી ગએલા જણાયા. એ વાત અંગ્રેજ

નેગ જનરલના વખતમા થઇ નહોતી એક તરફથી રેલ્વે એક પ્રદેશને બીજા શ સાથે નિકટ મર્ગબમા લાવતી હતી, બીજી તરફથી અપૂર્વ રાજનીતિને ધે હિંદના દેશીરાજ્યો બ્રિટિશસિહના પંજામા સપડાતા જતા હતા. ર્ડ ડેલ્હાઉઝીના વખતમા પંજાબ, અયોધ્યા વગેરે અનેક સ્વતંત્ર રાજ્યો બ્રિટિશસત્તા નીચે આવ્યા. હિંદમા આવતી વેળા લૉર્ડ ડેલ્હાઉઝીએ ે બધા રાજ્યો પરરાષ્ટ્રશ્રેણીમા જોયા હતા, જતી વેળાએ પરરાષ્ટ્ર ણાતા રાજ્યો સ્વરાષ્ટ્ર કરી તે ઈંગ્લાંડ ગયો.

સોબ્રાઓનની[1] લડાઇમા પ્રસિદ્ધ સેનાપતિ અને ગવર્નર–જેનરલ લૉર્ડ હાર્ડિંજે શિખોને હરાવ્યા હતા. બ્રિટિશ સેનાધ્યક્ષોની અલૌકિક ચતુરાઇથી અને શિખ સેનાપતિઓના કાતિલ વિશ્વાસઘાતથી શિખોનો પરાજય થયો હતો[2] પરતુ એથી શિખ રાજ્યની સ્વતંત્રતા

---

૧ દરેક ઇતિહાસમા આ સ્થળને સોબ્રાઓનના નામથી ઓળખવામા આવે છે. પરતુ એનુ ખરૂ નામ સોબ્રહન છે. બે નાના ગામડાં પરથી એ નામની ઉત્પત્તિ થઇ છે. સોબ્રા નામની જાતિ એ બન્ને ગામડામા રહે છે એ સરદારના ગઢ વર્ણનમા સોબ્રાહન શબ્દ બને છે. Cunningham, History of the Sikhs. Second Edition, p. 324, note.

૨ પહેલા શિખ વિગ્રહમા ખાલસા સૈન્યના સેનાપતિઓ સરદાર તેજસિહ અને રાજા લાલસિહે છૂપી રીતે અગ્રેજો સાથે મળી [illegible]તર રચ્યુ હતુ. જ્યારે શિખ સૈન્ય ફિરોજપુર આગળ આવી પહોચ્યુ ત્યારે લાલસિહે ત્યાના એજન્ટ કપ્તાન નિકલસન સાથે તરકટમા ભેળાવામા બાકી રાખ્યુ નહોતું આજ પ્રમાણે

નષ્ટ થઇ નહોતી. લૉર્ડ હાર્ડિંજે શિખ પ્રધાનોની સાથે સંધી કરી મહારાજ રણજીતસિંહનું રાજ્ય સ્વતંત્ર રાખ્યું. ૯ મી માર્ચને રોજ મિયામીરનાં વિશાળ મેદાનમાં એ સંધિની સરતો નક્કી કરવામાં આવી.[૧] સંધિના નિયમો મુજબ બ્રિટિશ સરકારે સતલજ અને બિઆસ નદીઓ વચ્ચે આવેલો જાળંધર દોઆબ કબજે કર્યો. જે ખાલસા સૈન્યે બ્રિટિશ સત્તા વિરુદ્ધ હથિયાર ઉચક્યાં હતા, તેનાં

---

કાવતરાખોર લાલસિંહ ફિરૂશહરની ( ફિરોજ શહેર ) લડાઇમાં નાઠો બરાબર તેજ સમયે સરદાર તેજસિંહ ૨૫ હજારનું તાજું સૈન્ય લઇ ત્યાં આવી પહોચ્યો. પણ તેણે થાકી ગએલાં અંગ્રેજ સૈન્ય પર હુમલો ન કર્યો. એ સિવાય સૈનિકોની આકાંક્ષા છતાં લાલસિંહે ફિરોજપુર પર ફરીથી હલ્લો ન કર્યો. સેનાપતિઓના આવા વિશ્વાસઘાતથી શિખો હાર્યાં. 'કલકત્તા રિવ્યુ' નામના માસિકમાં કનિંગહામકૃત શિખોના ઇતિહાસની સમાલોચના કરતાં લેખકે કબુલ કર્યું છે કે લાલસિંહે ઇ. સ. ૧૮૪૬ ના ફેબ્રુઆરી માસમાં કપ્તાન નિકોલ્સને સોબ્રાઓનનાં મેદાન પર પોતે કેવી રીતે સૈન્ય ગોઠવવાનો છે, તેની હકીકત લખી મોકલી હતી. Cunningham History of the Sikhs, P. 268-299. Comp. Mac Gregar's History of the Sikhs, Vol, II. p. 80 81. Calcutta Review for June 1849, p. 549-550. Edwin Arnold's Dalhousie's Administration of British Iddia. I, p. 45.

૧. કાસુર નામના સ્થળે બંને પક્ષ એકત્ર થયા હોવાથી આ સંધિ "કાસુરની સંધી" ના નામે ઓળખાય છે. Arnold's Administration of Dalhousie Vol. I. p. 46.

હથિયાર ઉતારી લેવામા આવ્યાં પંજાબ સરકારનું સૈન્ય ૨૦ હજાર પાયદળ અને ૧૨૦૦૦ ઘોડેસ્વારેથી વધુ ન હોવું જોઇએ, એવું ઠરાવવામા આવ્યુ. આ સિવાય લૉર્ડ હાર્ડિંજે લડાઈના ખર્ચ પેટે દોઢ કરોડ રૂપીઆ લીધા.[૧] મહારાજ રણજીતસિંહના ખજાનામા ૬૨ કરોડ રૂપીઆ હતા, પણ તેમના મૃત્યુ બાદ પ્રધાનોના અતિશય ખરચાળપણાને લીધે અત્યારે ફક્ત અર્ધો કરોડ રૂપીઆ બાકી રહ્યા હતા. લૉર્ડ હાર્ડિંજે એ અર્ધો કરોડ રૂપીઆ લઇ બાકીના રૂપીઆ પેટે કાશ્મીરનુ રાજ્ય લેવાનો ઠરાવ કર્યો જમુનો સુબો–રણજીતસિંહનું પ્રિયપાત્ર–રાજા ગુલાબસિંહ એ વખતે લાહોર દરબારનો મુખ્ય પ્રધાન હતો. તેણે એક કરોડ રૂપીઆ આપી કાશ્મીરનો પ્રદેશ હાર્ડિંજ પાસેથી ખરીદી લીધો. આ પ્રમાણે મહારાજ રણજીતસિંહના વિશાળ રાજ્યની પડતીના પગરણ મંડાયા[૨]

આ સંધિ વખતે દિલીપસિંહ નાનો હતો, રાજ્ય ચલાવવા લાયક ઉમર થવાને હજુ કેટલાક વર્ષની વાર હતી. આ સમયે પંજાબમા એક બીજા રણજિતસિંહની જરૂર હતી. પરંતુ પંજાબમા એવી મહાન વ્યક્તિ હજુ જન્મી નહોતી, દિલીપની મા ઝિન્દના[૩] હાથમા રાજ્યની લગામ હતી. હિંદમા વીર સ્ત્રીઓનો તોટો નથી.

---

૧ Cunningham's History of the Sikh, Appendix XXXIV, P 425–433

૨ Arnold's Administration of Dalhousie Vol I P. 47

૩. કેટલાક પુસ્તકોમા ચંદા તરીકે ઓળખાવેલ છે.

મહાભારતકાર વેદવ્યાસથી માંડીને રાજસ્થાનનો ઇતિહાસ લખનાર કર્નલ ટૉડ સુધીના બધા લેખકો ભારતની વીર સ્ત્રીઓનાં કીર્તન કરી ગયા છે. એ વીર સ્ત્રીઓમાંની કેટલીક રાજ્ય ચલાવવામાં પણ પારંગત ગણાઈ ચુકી છે. રણજિતસિંહની રાણી ઝિન્દન પોતાની વીરતા અને રાજ્યકુશલતાને લીધે આખા પંજાબમાં પ્રસિદ્ધ થઈ ગઈ છે[1] ઝિન્દન સ્ત્રી છતાં બહાદુર હતી, અંતઃપુરવાસિની છતાં રાજ્યકુશલ હતી. પરંતુ તેના પ્રધાન તરીકે રાજા [illegible]સિંહની પછી એક એવો આળસુ અને અવિશ્વાસુ માણસ નીમાયો, કે જેથી ઝિન્દનની બધી કુશલતા વ્યર્થ ગઈ.

રાજા લાલસિંહમાં પ્રધાનપદું જાળવવા જેવો એક પણ ગુણ નહોતો. તે દરબારમાં તેમજ પ્રજામાં અપ્રિય થઈ પડ્યો હતો. તે કોઈ અજાણ્યા વંશમાં જન્મ્યો હતો, ફક્ત નસીબના જોરથી પંજાબ જેવા વિશાળ મુલકનો કર્તાહર્તા થઈ પડ્યો હતો પરંતુ તેનામાં મનુષ્યોચિત ગુણોનો તદ્દન અભાવ હતો. તે રૂપાળો હતો, પણ આંતરિક ગુણોનો વિકાસ થયો ન હોવાથી બધું રૂપ કેવળ દેખ ખાતર વપરાતું તેનામાં સત્તા ચલાવવા જેટલી આવડત નહોતી. અંતઃપુરમાં તેની સત્તા પુષ્કળ ચાલતી, પણ અંતઃપુર બહાર તેની સત્તાનો ચમત્કાર જણાતો નહોતો તેની રણનિપુણતા કેવળ પોતાના ખુશામતખોર હજુરિયાઓ સમક્ષ જાહેર થતી, રણક્ષેત્ર પર બહાદુર સૈનિકો સમક્ષ શાંત થઈ જતી. ટુંકામાં લાલસિંહ શિખ જાતિના કલંકરૂપ હતો. તેના જ વિશ્વાસઘાતથી રણજિતના વિશાલ રાજ્યની

---

૧. Calcutta Review, 1869 No 95 P. ૭૧

પડતીનો પ્રારંભ થયો હતો તેનાજ સ્વદેશદ્રોહથી પ્રબળ પરાક્રમી ખાલસા સૈનિકો મુઠીભર અંગ્રેજ સૈનિકો સમક્ષ હાર્યા હતા. આવા બુદ્ધિહીન, અનુદાર અને બેવકૂફ માણસના હાથમાં પહેલા શિખ વિગ્રહ બાદ પંજાબના રાજ્યની લગામ સોંપવામાં આવી. પરંતુ પંજાબ આવા મૂર્ખની સત્તા તળે ઝાઝો વખત રહ્યું નહિ. સંધિની સરત મુજબ ગુલાબસિંહ કાશ્મીરનો કબજો લેવા ગયો, એ વખતે શેખ ઈમામુદીન નામનો એક માણસ કાશ્મીરનો સુબો હતો. લાલસિંહે ઈમામુદીન સાથે મળી બ્રિટિશ સરકાર વિરુદ્ધ કાવતરૂં રચ્યુ. ગુલાબસિંહને કાશ્મીરમાં અટકાવવામાં આવ્યો. રેસિડેન્ટ હેન્રિ લૉરેન્સ કોઇ પણ કાર્ય અધુરૂં મૂકે તેવો નહોતો. તે ઈમામુદીનની આનાકાની જોઇ દશ હજાર શિખ સૈનિકો અને કેટલાક અંગ્રેજ સૈનિકો સાથે બરફના ઢગ ઓળંગતો ઓળંગતો કાશ્મીર જઇ પહોંચ્યો.[૧] બળવાખોર ઈમામુદીન અંગ્રેજ સેનાપતિની આ બહાદુરી જોઇ વશ થયો અને મુખ્ય અમાત્ય ગુલાબસિંહને અટકાવવા માટે તેને જે આજ્ઞાપત્રિકા મળી હતી તે તેણે હેન્રિ લૉરેન્સ સમક્ષ રજૂ કરી હેન્રિ લૉરેન્સ આ પત્ર વાંચી લાલસિંહ પર સખ્ત ગુસ્સે થયો. તૈરતજ આ વિશ્વાસઘાતની તપાસ માટે યુરોપિઅન અમલદારોનું કમિશન નિમાયું.[૨] કમિશનના

---

૧ Life of Sir Henry Lawrence, Vol. II P. 73.

૨. માર્શમેન સાહેબે પોતાના ઇતિહાસમાં (Abridgement of the History of India, P 454.) લખ્યું છે કે લાલસિંહનો ન્યાય ચુકવવા માટે અંગ્રેજ અને શિખ સરદારોમાંથી અમુક માણસોને પસંદ કરવામાં આવ્યા હતા. પરંતુ મેજર એડવર્ડ્ઝ

निर्णय मुजब लालसिंहने पेन्सन लई आग्रा जई रहेवु पड्यु. लालसिंहने डिसेम्बर मासमा आग्रा मोक्ली देवामा आव्यो. आ रीते एक नालायक माणस साथेनो पंजाबनो सबंध तूट्यो.

राजा लालसिंहनु अधःपतन थया बाद राज्यना रक्षण माटे फरीथी संधि करवामा आवी. भायरावल नामना स्थले आ करार थया होवाथी तेनुं नाम भायरावलना करार पड्यु छे करारनी शर्त मुजब लाहोरना दरबारमाथी केटलाक होशियार अमलदारोनी एक सभा स्थापवी अने तेना प्रमुख तरीके ब्रिटिश रेसिडेन्ट रहे एवु ठर्यु दिलीपसिंह उम्मर लायक थाय त्या सुधी एटले ई स १८५४ ना सप्टेम्बरनी ४ थी तारीख सुधी आ सभा द्वारा राज्य अमल चलाववानी व्यवस्था थई[१] आ प्रमाणे महाराजा दिलीपसिंह

अने हर्मन मेरिवल स्पष्ट जणावे छे के लालसिंहनो न्याय चुकव नार समितिमा केवळ अग्रेज अमलदारो हता नीचे लखेला माणसो ए समितिना सभ्यो हता —

प्रमुख — सर फेडरिक करी सभासद — लेफ्टेनन्ट कर्नल लॉरेन्स, मेजर जनरल सर जॉन लिटलर, लेफ्टेनन्ट कर्नल गोल्डिंग –Life of Sir Henry Lawrence Vol II P. 92 Comp Edwards, A year on the Punjab Frontier Vol I P. 1)

[१] Cunningham's History of the Sikhs Appendix XXXVII, P 337 442
Comp Life of Sir Henry Lawrence Vol I. P. 90

લાયક ઉમરના થાય ત્યા સુધી અંગ્રેજ સરકારના ઉપરીપણાં નીચે રાજ્યે ચલાવવાનું નક્કી થયું મહારાજ રણજિતસિંહના બાહુબળથી જીતાએલાં વિશાળ રાજ્યના હિત માટે લોર્ડ હાર્ડિંજે આ વ્યવસ્થા કરી. બાલ્યાવસ્થાથી યુદ્ધવ્યવસાયમા મચી રહેલો છતા, "લડાઈને અંતે વિજયલક્ષ્મી રૂપે પંજાબનું વિસ્તૃત રાજ્ય મળ્યુ હોવા છતા હાર્ડિંજે તે ગ્રહણ ન કર્યું ઉલટો તે રાજ્યને થાળે પાડવાના પ્રયત્નો કરવા લાગ્યો.[૧] તે સમજી ગયો હતો કે એક દૃઢ મનની રાજ્યપટુ વ્યક્તિના હાથમા પંજાબનો કારભાર સોપવામા નહિ આવે, તો ભવિષ્યમા ભારે અડચણો નડશે, એ માટે તેણે મુખ્ય કારભારીને બદલે આવી જાતની વ્યવસ્થા કરી હતી હવે પંજાબનો ધણી હેન્રિ લૉરેન્સ બન્યો લૉર્ડ હાર્ડિંજે આ પસદગી બરાબર કરી હતી. હેન્રિ લૉરેન્સમા લડવૈયા જેવી બહાદુરી અને રાજ્યપ્રપચી વીર જેવી દક્ષતા હતી. આ બને ગુણોનો એકત્ર સમાવેશ બહુ થોડી વ્યક્તિઓમા જોવામા આવે છે. જો કે જે તેજસ્વિતાને લીધે નેપોલીયન બોનાપાર્ટથી જગત ધ્રુજતુ હતુ, તે તેજસ્વિતા, તે પ્રતિભા હેન્રિ લૉરેન્સમા નહોતી, તોપણ સાધારણ માણસ કરતા તેનામા અસાધારણ ગુણો હતા. શત્રુઓ લડાઈના મેદાનપર તેની મૂર્તિ જોઈ ડરતા, તેજ રીતે તેની બાળક જેવી સરળ પ્રકૃતિ જોઈ તેને ચાહતા આ રીતે હેન્રિ લૉરેન્સમા વીરતા ને કોમળતા, પ્રેમ અને શૌર્યનુ અલૌકિક મિશ્રણ થયેલુ હોવાથી તે પંજાબનુ શાસન ચલાવવા યોગ્ય હતો

---

૧ A speech delivered at the farewell banquet to the Marquis of Tweedall, at Madras Arnold's Administration of Dalhousie. Vol I P 78 note 2.

સુનાગ્યે આવી પ્રકૃતિના વીરપુરુષના હાથમાં પંજાબની શાસન
સત્તા સોંપવામાં આવી. ડેલ્હિ હાઉસે પોતાનો
ઇ. સ. ૧૮૪૯ આ અસાધારણ ભાર વહન કરવા તૈયાર થયો.
તેના સમયમાં પંજાબ ફરીથી શાન્તિને માર્ગ
જવાબદારી સમજી વળવા લાગ્યું. આ પ્રમાણે સુખ અને શાન્તિમાં
ઈ. સ. ૧૮૦૭નો વસંતકાળ વીતી ગયો. જે સંસ્થા સ્થાપવાના ખાલસા
સૈન્યે એક સમય ભયંકર રણસંગ્રામ માંડ્યો હતો, તે સૈન્ય અત્યારે સૌમ્ય
મૂર્તિ ધારણ કરી શાન્તિમય માર્ગે અગ્રેસર થતું હતું. રેસિડેન્ટે પોતાના
વિવરણમાં જાહેર કર્યું હતું કે નિરક્ષ ખાલસા સૈન્યનો ઘણો ખરો
ભાગ શાંતિપૂર્વક ખેતી કરવા લાગ્યો છે. જેઓ એક સમય બ્રિ-
ટિશ સરકારનું અભિસ્થાન હતું તેઓ અત્યારે ખેડુના જેવી નમ્રતા
અને નિર્દોષપણાથી ઉત્તરોત્તર સૌમ્ય બનતા જાય છે. જો કે રેસિ
ડેન્ટે આ મત જાહેર કર્યો હતો ખરો, તો પણ તે પંજાબની આવી
શાન્ત સ્થિતિથી ભોળવાયો નહોતો. તે ધીરે ધીરે પંજાબની સ્થિતિ
સુધારવાનો પ્રયત્ન કરતો હતો. ધીરે ધીરે પંજાબમાં સર્વત્ર શાન્તિ
વિરાજવા લાગી.

મહારાણી ઝિન્દન ચતુર અને સાહસમાં વીરનારીઓમાં અ
ગ્રેસર હતી. તેથી તે પોતાના રાજ્યપર પરજાતિનો અમલ શી રીતે
સહન કરી શકે ? ઝિન્દન સમજી ગઈ હતી કે બ્રિટિશસિંહ પોતાની
શિકારી આંખો પંજાબના હરિયાળા ખેતરો પર નાખી રહ્યો છે,
થોડાજ વર્ષોમાં પંજાબ તેનો કોળિયો બનશે. તેના મનોરથને દૃઢ કર
નારા કાર્યો તેની સમક્ષ દિનપ્રતિદિન બનતા જતા હતા. બ્રિટિશ

સરકાર તેના પ્રિય પુત્રને પોતાના હાથનુ રમકડુ બનાવવાના પ્રયત્નો કરી રહી હતી વિદેશીઓનું આવુ સાહસ, આવી અનધિકાર પ્રિયતા એ વીરનારીના હૃદયને બાળવા લાગ્યા ઝિન્દનની ધીરજ ખૂટી. તે અગ્રેજોને ભયકર શત્રુ માનવા લાગી કામિનીનુ કોમળ હૃદય અપમાન વિષથી કાળુ થઇ ગયુ.

રેસિડેન્ટ આ વીરનારીની પાખો કાપવા તૈયાર થયો તેણે ઝિન્દનનુ અભિમાન ઉતારવાનો દૃઢ નિશ્ચય કર્યો જે આગ હાડોહાડ વ્યાપી ગઇ હોય, તે આગ સાધારણ પ્રયત્નથી નજ બુઝાય, ઝિન્દનને સુખ દુ ખના સાથીથી જુદી પાડી, કોઇ એકાત સ્થળે લઈ જઇ રાખવાનો રેસિડેન્ટે નિશ્ચય કર્યો કેવળ સદેહવશ થઈ ઝિન્દનને દેશપાર કરવામા આવી તેનો ભાઇ આ દેશપારનો હુકમ લઇ મહેલમા આવી પહોચ્યો ઝિન્દને એ હુકમ માથે ચડાવ્યો. તેણે સાધારણ સ્ત્રીની માફક વિલાપ ન કર્યો કોઇને શાપ ન આપ્યો, પણ વીર સ્ત્રીની માફક તેણે કેદખાનુ સ્વીકારી લીધુ મુસલમાન રહેવાશીઓથી ભરપૂર શેખપુર નામના નિર્જન સ્થળે ઝિન્દનનો એકાન્તવાસ શરૂ થયો ઝિન્દન રાજમહેલનુ સુખ છોડી ૧૮ મી ઓગસ્ટને રોજ આ ગદા સ્થાનમા, ખાવા ધાતા ઘરમા કેદ થઇ[1] વિધાતાએ ઝિન્દનને સ્ત્રી બનાવી હતી, તેના શરીરને નારીસુલભ લાવણ્ય, કોમળતા ઇત્યાદિ ગુણોનુ રહેઠાણ બનાવ્યુ હતુ છતા તેનામા પુરુષ જેવુ સાહસ હતું.

---

૧ A General Proclamation of H. B Edwardes, Assistant to the Resident—Life of Sir Henry Lawrence Vol. II. P. 99

સ્ત્રી છતાં તેણે આ જે મર્દન કર્યું, વીર નારીને પેઠે હસતા મોએ વિપત્તિને વેરી લીધી. વિરોધીઓની નજરે તેનું ચરિત્ર ગમે તેવું હલકું ગણાતુ હો, વિરોધી ચિત્રકારોના હસ્તે તેનું ચારિત્રચિત્ર ગમે તેટલુ કાળું ચિતરાતું હો, પણ આ મર્દનવીરનાએ તેને સ્ત્રીસમાજમાં ઉત્તમ પદે સ્થાપી છે, એમા કશો શક નથી.

આ પ્રમાણે રાજસન્માનથી વિમુખ થઇ ઝિન્દન મહારાણીની સ્થિતિ. મહારાજ રણજિતસિંહની પ્રિયપત્નીની, મહારાજ દિલીપસિંહની માતાની આ શોચનીય કહાણી ઇતિહાસના પાના પર ... લખાઇ. જેઓ હેન્રિ લૉરેન્સની સત્યનિષ્ઠા પર આફ્રીન છે તેઓ ઝિન્દનની કારાવાસ કહાણી વાંચી પસ્તાશે તેમા કશો ... અંગ્રેજ ઐતિહાસિકોએ લખ્યું છે કે ઝિન્દને સરકાર વિરુદ્ધ ... હતું, રેસિડેન્ટને મારી નાખવાની યુક્તિમાં ભાગ લીધો હતો ... આવી સજા કરવાની જરૂર પડી હતી.[1] પરંતુ રાજા લાલસિંહ ... કરતી વેળા જે કાર્યપદ્ધતિ પસંદ કરવામાં આવી હતી, તે કાર્યપદ્ધતિ ... વેળા પસંદ કરવામાં આવી ન હોતી. રેસિડેન્ટે કશાપણ ... કેવળ સંદેહવશ થઇ ઝિન્દનને દેશપાર કરી હતી ... કોઇપણ ન્યાયપ્રિય માણસ રેસિડેન્ટને ન્યાયી કહી શકે ... તપાસ કરતાં દોષ જણાય તો દંડ આપવો એ ન્યાયની ... રીત છે. હેન્રિ લૉરેન્સ સુધરેલા દેશનો હતા એ ... પદ્ધતિ વીસરી ગયો હતો.

---

[1] Kaye, Sepoy War, Vol I P. 15 ... of Sir Henry Lawrence. Vol. II. P ...

મહારાણી ઝિન્દનની સજાએ આખા પંજાબમાના ખળભળાટને શાંત કરી દીધે હોય એવુ તરતમાં તો જણાયુ, શિયાળો શાંતિથી પસાર થયો. ઋતુપરિવર્ત્તનની સાથે પંજાબની શાસનસમિતિને અધ્યક્ષ પણ બદલાયો. ગરમ મુલકમા લાબો કાળ રેહેઠાણ કર્યાંથી હેન્રિ લૅારેન્સની તબિયત લથડી તે તબિયત સુધારવા સીમલા ગયો સ્થાન બદલે કર્યાથી તેની તબીયત થોડી ઘણી સુધરી ખરી, પરંતુ દાક્તરોએ તેને સ્વદેશ જવાની સલાહ આપેલી હોવાથી તે સ્વદેશ જવા તૈયાર થયો. એજ વખતે લૅાર્ડ હાર્ડિ જ પણ લૅાર્ડ ડેલ્હાઉઝીના હાથમા રાજ્યની લગામ સોપી સ્વદેશ ગયો. હેન્રિ લૅારેન્સે સર ફ્રેડરિક કેરી નામના એક સિવિલિયન અને હિંદી કારોબારી કાઉન્સિલના સભ્યના હાથમા પંજાબનો અમલ સોપી લાર્ડ હાર્ડિંજ સાથે વિલાયત પ્રયાણ કર્યુ હવે હિંદના વિધાતા તરીકે લૅાર્ડ ડેલ્હાઉઝી અને પંજાબના વિધાતા તરીકે સર ફ્રેડરિક કેરિ નીમાયા.

અધ્યક્ષ બદલાવાથી પંજાબની શાન્તિમા ખલેલ ન થઇ. નૂતન વર્ષ પોતાની પ્રસન્ન પ્રકૃતિ દર્શાવતું હાજર થયુ એ વખતે થોડે દૂર એકાએક તણખો ઝર્યો અને ભયકર આગ સળગી ઉઠી.

મહારાજ રણજીતસિંહે મુલતાન જીત્યુ ત્યારથી આજ સુધી ત્યાના વહીવટ લાહોરના દરબારના તાબામા રહી એક દિવાન ચલાવતો હતો. ઇ. સ. ૧૯૪૪મા મુલતાનનો સુબો સાવણમલ એક નાગુર હાથે માર્યો ગયો. તેનો પુત્ર મૂલરાજ પિતાના મરણ પછી મુલતાનના દિવાન થયો. લાહોર દરબારે મૂલરાજના ખજાનામા પુષ્કળ પૈસા છે એમ ધારી તેની પાસેથી દિવાનીપદમા નજરાણા

તરફિ ત્રીન લાખ રૂપીઆ માગ્યા. સૉન લૉરેન્સ (પાછળથી લૉર્ડ લૉરેન્સ)ના મત મુજબ પરિવર્તન જતાવનાર અને જે વખતે મંત્રી નજર હીરાસિંહ ઉપરનો હોત, તો એ રૂપીઆ પેશ્કસ મળે મળી જાત, પરંતુ તેમના મન્ત્રીથી લાહોર દરબાર એમાંના અની ગયો, તેથી ઉપર મુજબ કાર્ય થઈ શક્યુ નહિ.[૧]

શિખોની સંધિ થયા બાદ શિખ રાજ્ય શમે પણ, એટલે નાર્થ લાધનિઠિ મુલરાજ પાસેથી લેવા પૈસા તથા ખંડણી વસૂલ કરવા મુલતાન પર લશ્કર મોકલ્યુ ઝંન નામના સ્ત્રીએ મૂળરાજે એ લશ્કરને હરાવ્યુ.[૨] એ કમિશ્નર લાહોરના રેસિડેન્ટે મધ્યસ્થ

---

૧ Blue Book, 1847--49, P ૪૫ Edwardes, A year on the Panjab Forntier. Vol II, P. 38

કેટલાક પુસ્તકોમાં લખ્યુ છે કે લાહોર દરબારે મૂળરાજ પાસે નજરાણા તરીકે એક કરોડ રૂપીઆ માગ્યા. પછી એ આંકડો ૨૮ લાખનો થયો પરંતુ પહેલા શિખ વિગ્રહની અડચણમાં એ રૂપીઆ આપવાના આવ્યા નહિ Arnold, Dalhousie's Administration of British India Vol I P. 64 Camp Kaye, Sepoy war, Vol. I P 18

૨ સર જૉન કે કૃત સિપાહીઓના બળવાના ઇતિહાસમાં આ બનાવ જુદી રીતે વર્ણવ્યો છે. તેણે લખ્યુ છે કે મુળરાજની વિરુદ્ધ લશ્કર મોકલતા તે બાબે ક્ષોભ પામ્યો, અને ઇ. સ. ૧૮૪૬ ના ડિસેમ્બરમાં લાહોર આવી લાહોર દરબારની માગણી પૂરી કરવાનુ તેણે વચન આપ્યુ Kaye, Sepoy War, Vol I P. 18 19

થઈ એ કજિયો શાન્ત પામ્યો. રેસિડેન્ટની મધ્યસ્થતાથી સધિ થઇ કે મૂળરાજે ઝગ વિભાગનો દાવો મૂકી દેવો, નજરાણુ અને લેણા પેટમા બદલ ૨૦ લાખ રૂપીઆ લાહોર દરબારને આપવા તે સિવાય વધારેલી ખડણી નિયમિત સમયે આપે જવી મૂળરાજે તે સમયે એ ઠરાવ વિરુદ્ધ કશુ ન કર્યું ઉલટો તેણે રેસિડેન્ટનો ઉપકાર માન્યો [૧]

આ બનાવ બન્યા બાદ એક વર્ષ સુધી મૂળરાજ શાંતિ જાળવી રહ્યો તેની શાંતિ જોઇ બધાને જણાયુ કે લાહોર અને મૂલતાનનો કજિઓ કાયમને માટે શાત પડ્યો છે એ કજિઓ હવે કદી સળગી ઉઠવાનો નથી પરંતુ મૂળરાજ જે સતોષ દર્શાવતો હતો તે સ્થાયી રહ્યો નહિ થોડા સમયમા તેને એ સધિની સરતો અણગમતી જણાવા લાગી તે એટલે સુધી કે તેણે બધી જજાળમાથી મુક્ત થઇ મુલતાનની સુબાગીરી છોડી દેવાની ઇચ્છા દર્શાવી

નવેમ્બર માસમા મૂળરાજે સાભળ્યુ કે રેસિડેન્ટ હેન્રિ લારેન્સ પંજાબ છોડી સ્વદેશ જવાનો છે મૂળરાજ એ સમાચાર સાભળી પોતાની ઇચ્છા જણાવવા માટે લાહોર આવ્યો પરંતુ યોગ્ય સમયે હાજર ન થઇ શકવાથી હેન્રિ લૉરેન્સને મળી શક્યો નહિ મૂળરાજે કામ ચલાઉ રેસિડેન્ટ જાન લૉરેન્સને મળી પોતાની ઇચ્છા દર્શાવી જૉન લૉરેન્સે તરતને માટે એ ઇચ્છા ત્યાગવાનુ સમજાવ્યુ મૂળરાજ પાછો ગયો પણ થોડા વખતમા વળી લાહોર આવી જૉન

[૧] Grounds of the court s Judgement in convicting Dewan Moolraj of murder -Edwardes Punjab Frontier Vol II P 39 40

બીજે દિવસે બધા મૂલતાનીઓ જાહેર રીતે લડવા તૈયાર થયા. રાત શરુ થતાંજ મુલતાનીઓએ ઘવાએલા અંગ્રેજ અમલદારોના મકાન ઘેર્યાં નિરાશ્રત, નિરાધાર અમલદારો ઘવાયા છતા ખરા વીરની માફક જીવન બચાવવા તૈયાર થયા પરંતુ હુમલો કરનારાઓ સંખ્યામા વિપુલ હોવાથી તેઓનું કશુ ન ચાલ્યુ. એગ્ન્યૂ અને એન્ડર્સનના ઘવાએલા શરીરપર ઘા પડવા લાગ્યા થોડા સમયમા બને જણા મરણ શરણ થયા

આ બનાવ બન્યા બાદ મૂળરાજે બીક છોડી દીધી વીરત્વ અને ઉન્માદથી તે અધીરો બની ગયો. તેણે સૈનિકોને ગોઠવ્યા, બહાદુર અંગ્રેજ સૈનિકો સામે ટક્કર ઝીલવાની આકાક્ષા તેના હૃદયમા નૃત્ય કરવા લાગી વિજય મેળવવાની ઇચ્છાએ તેને સાહસિક, રણદક્ષ અને યત્નશીલ બનાવ્યો તેણે પોતાની જિંદગી અદૃષ્ટને અધીન કરી રણમા ઝુકાવ્યુ

આ પ્રમાણે મૂલતાનમા લડાઈ જામી. ઇતિહાસપ્રસિદ્ધ બીજો શિખવિગ્રહ શરુ થયો. આ યુદ્ધ બાદ પંજાબમાથી પંજાબકેસરી રણજિતસિંહના પુત્રનુ આધિપત્ય સદાને માટે કેવી રીતે લોપાયુ તે વાત હવે અમે જણાવીએ છીએ.

બ્રિટિશસિંહ ધીમે ધીમે પંજાબ પર પોતાનો અધિકાર જમાવવા તૈયાર થયો સપ્તાસિંધુના પાણીથી ધોવાતા રાજ્ય પર તેની ભોગલાલસામય નજર દૃઢ બનવા લાગી જે જે બહાદુર માણસો, અધાપિ પર્યંત શિખ સમાજનુ ગૌરવ જાળવતા હતા, તેઓને ધીમે ધીમે દૂર ખસેડવામા આવ્યા. સ્ત્રીઓ પણ આ કઠોર દંડથી ન છૂટી. રેસિડેન્ટ પોતાની સત્તા કાયમ રાખવા માટે સ્ત્રી પુરુષનો ભેદ

જોયા સિવાય પોતાનો કઠોર દંડ ફેરવવા લાગ્યો. મહારાણી ઝિન્દન સાહસિકતાની મૂર્તિ હોવાથી સૌ પહેલાં રેસિડેન્ટની કરડી નજરે પડી ચૂકી હતી. અંગ્રેજ સરકાર વિરુદ્ધ કંઇ પણ ન કરી શકે એવા ઇરાદાથી તેને મુસલમાન વસ્તીવાળાં શેખપુરમાં કેદ કરવામાં આવી હતી. પરંતુ ઝિન્દનનાં આવાં શોચનીય પરિણામથી પંજાબ ડરવ્યું નહિ, બ્રિટિશ સત્તાથી બીધું નહિ. અગ્નિ ધુંધવાવા લાગ્યો હતો, મુલતાનના દંગાએ એ અગ્નિને પ્રજ્વલિત કર્યો. ઝિન્દન વળી રેસિડેન્ટ આગળ અપરાધિની બની.

મુલતાનીઓના બળવાના સમાચાર જુલાઇ માસની શરૂઆતમાં લાહોર પહોંચ્યા. તે પહેલાં મે માસમાં મહારાણી ઝિન્દન પર કારસ્થાન રચવાનો આરોપ મુકાયો હતો. અંગ્રેજ ઇતિહાસલેખકોએ જણાવ્યું છે કે મુલતાનની ગરબડ પહેલાં લાહોર દરબારમાં અંગ્રેજ સરકાર વિરુદ્ધ એક કાવતરું ચાલુ હતું. મહારાણીના કેટલાક પ્રિયપાત્ર એ કાવતરામાં જોડાયા હતા. બ્રિટિશ સરકારના હાથના સિપાહીઓને બેવફા બનાવવા એ કાવતરાનો હેતુ હતો. પરંતુ એ કાવતરું લાંબો વખત ગુપ્ત રહ્યું નહિ. ૭ મી ટુકડીના કેટલાક સિપાહીઓએ આ વિષે પોતાના અમલદારોને ચેતવણી આપી. શિખ સેનાપતિઓમાંનો એક ખાનસિંહ, મહારાણી ઝિન્દનનો એક વિશ્વાસુ ગણાતો માણસ ગંગારામ તથા બે બીજા માણસો કાવતરાના આગેવાન સાબીત થયા. તરત જ પેલા બે આગેવાનોને તો ફાંસીને લાકડે લટકાવી દેવામાં આવ્યા. રેસિડેન્ટનું વજન કેવળ કાવતરાખોરના આગેવાનો પરજ ન પડ્યું, પણ આ તરકટમાં જેટલી બીજી વ્યક્તિ-

એને પણ જન્મદેશનિકાલની સજા કરવામા આવી[૧] આ પ્રમાણે મુખ્ય અને ગૌણ અપરાધીઓને સજા કર્યા બાદ રેસિડેન્ટે મહારાણી ઝિન્દન પર નજર ફેરવી તેણે જોઇ લીધુ કે જ્યા સુધી આ વીર નારી લાહોરની નજીકમા હશે ત્યા સુધી બ્રિટિશ સરકારને જપવા નહિ તે માટે તને પંજાબની બહાર હાકી કાઢવાની પેરવી કરવામા આવી બહાનુ તૈયાર હતુ શેખપુરનુ નિર્જન બંદીખાનુ ઝિન્દનના સ્પર્શથી સજીવ બની રહ્યુ હતુ પણ રેસિડેન્ટના પ્રબળ પ્રતાપે પંજાબ રણજીતસિંહની પ્રિયપત્નીને પોતાના હૃદયમાથી દૂર કરવા તૈયાર થયુ બાલક દિલીપસિંહ રેસિડેન્ટના હાથનુ રમકડુ હતો તેથી સર ફ્રેડરિક કેરિને સગવડ મળી તરતજ ઝિન્દનના દેશનિકાલના હુકમ પર દિલીપસિંહના નામનાગી સીલ શોભવા લાગી, દરબારના કેટલાક અમલદારોએ બે બ્રિટિશ સૈનિકો સાથે એ હુકમ શેખપુર ઝિન્દનને પહોચાડ્યો[૨] મહારાણી ઝિન્દે પોતાના પ્રાણાધિક પુત્રની સહી સાથેનો હુકમ માથે ચડાવ્યો ને નસીબ આધીન થઇ હમેશને માટે પંજાબ છોડવા તૈયાર થઇ મહારાજ રણજીતસિંહે જે દરબારમા ઝિન્દનનુ ગૌરવ વધાર્યું હતુ જે લાહોરની અમાત્ય સમિતિ એક વખત તેના પ્રબલ પ્રતાપથી ડરતી હતી, તે દરબાર તે લાહોર છોડી શેખપુર જતા ઝિન્દને જે ધૈર્ય બતાવ્યુ હતુ, તેવુજ ધૈર્ય તેણે પંજાબ છોડતા બતાવ્યુ મહારાણી ઝિન્દને ધૈર્ય રાખી પોતાની

---

૧ Kaye Sepoy War, Vol I P 29–30 Comp. Arnold's Dalhousie's Administration Vol 1 P 85 86

૨ Kaye, Sepoy War, Vol I P. 30

ફેરવાયલી દશાના સાક્ષીભૂત શેખપુરના મકાનની વિદાય લીધી જે પંજાબે તેને હૃદયની અધિષ્ઠાત્રી દેવી તરીકે છાતીપર ધારણ કરી હતી, તે પંજાબથી એ અત્યારે વિમુખ થઇ. ઝિન્દન દુઃખસંગિની સહચરીઓ સાથે કાયમને માટે શેખપુર છોડી ગઈ. તેને પ્રથમ ફિરોઝપુરમા અને પછી બનારસમાં લઇ જવામાં આવી. મહારાણી ઝિન્દન હિંદુઓના પવિત્રક્ષેત્રમા રહી મેજર જ્યોર્જ મેકગ્રેગર નામના એક બ્રિટિશ સૈનિકના રક્ષણ તળે દિવસો ગુજારવા લાગી'

આ પ્રમાણે રણજિતસિંહની પટરાણી દેશનિકાલ થઇ. પંજાબ શાંત જલધિની માફક ધૈર્યથી પોતાની આધષ્ઠાત્રી દેવીનુ દુઃખ જોઇ રહ્યો. આંસુનુ એક બિંદુ પણ તેની આંખમાંથી ટપક્યુ નહિ. પંજાબમાં બંડખોરો ન થયા, પંજાબ યોગારૂઢ યોગી પુરુષની માફક સ્થિર બની જડતાથી ઢંકાઇ રહ્યો હતો પરંતુ એ જડતા ખરી જડતાનું સ્વરૂપ નહોતું તોફાન પહેલાની શાંતિ સાથે પંજાબની એ શાન્તિનો મુકાબલો કરી શકાય. દિલીપસિંહ સુખમય બાલ્યાવસ્થાના તરંગપર હિંચોળા ખાતો હતો, જનનીનું આ દુઃખ તેના હૃદયને ડોલાયમાન કરવાને અશક્ત હતું. સંસારથી અજાણ્યો બાળક રેસિડેન્ટના કહેવાથી જરા પણ દીલગીર થયા વિના પોતાની માને અનંત સાગરને તળીએ જતી જોઇ રહ્યો. મહારાણી ઝિન્દન પોતાના પ્રિયતમ સ્વામીની અતુલ સંપત્તિ-પ્રાણાધિક પુત્રનો સ્વર્ગીય સહવાસ નષ્ટ કેદી બની. સહૃદય અને સૂક્ષ્મદર્શી વ્યક્તિ આ બાબતનો વિચાર 'કરશે તો તેને જણાયા સિવાય રહેશે નહિ કે બ્રિટિશ ટાપુમા પણ હિંદના ચાણક્ય અથવા ઇટાલિના મેકિયાવેલિના શિષ્યો છે ખરા!' બ્રિટિશ સરકારના કોઇ કોઇ અમલદારો પણ કૂટ રાજનીતિની ઝાખી

ફ્ગાઈ ગયા છે ખંગ! સહૃદય પુરુષો એમના સાહેમ આગળ માથું નમાવશે, ભૂપતા અને ઉદારતાને અભિનંદશે, પણ આ ફૂટ ગજનીતિ આગળ કદી પણ માથું નીચુ ફરશે નહિ. એ નીતિ નિષ્કામપણુ બનાવના છતા પાગકાનુ હરી લેવામા મશગૂલ છે, અનાસક્ત ભાવે વપરાતી છતા ભોગલાલસાથી ભરપૂર છે, અને ન્યાયને અનુસરતી જણાતા છતા બીજાનુ અનિષ્ટ કરવામા તત્પર રહે છે. ભવિષ્યના મહાપુરુષો આ નીતિખોર માણસોને કદી પણ ક્ષમા આપી શકશે નહિ પંજાબ પણ આ નીતિની માયાથી મુગ્ધ બની લાખો કાળ જડ બની રહ્યુ નહિ તેના હૃદયમા જે આગ ધુધવાતી હતી તે થોડા રોજમા પ્રચંડ હુતાશન રૂપે પ્રગટી નીકળી. ગુરુ ગોવિંદસિંહે પંજાબની નસેનસમા જે તેજ રેડયુ હતુ, તેની અલૌકિક શક્તિથી થોડાજ સમયમા જડ પંજાબ ચેતનરૂપ બની ગયુ. ઝિન્દનને દેશનિકાલ કર્યાબાદ થોડાજ રોજમા પંજાબ અપૂર્વ મંત્રશક્તિના બળવડે, અપૂર્વ રાષ્ટ્રીય અભિમાનના બળવડે, ફરીથી એ ફૂટ ગજનીતિ વિરુદ્ધ દાવાનળ સળગાવી રહ્યુ.

જ્યારે ઍન્સ એગ્નૂ અને ઍન્ડર્સન મુલતાનમા ભયકર અવસ્થામા આવી પડ્યા હતા, તે વખતે લેફટેનેન્ટ એડવર્ડસ્ નામનો એક સૈનિક અમલદાર બન્નેનો અહોસમ્ન કરતો હતો ઍન્સ એગ્નૂએ મુલતાનના કિલ્લામા ઘવાયા પછી તરત એક ઝડપી ચાલના ઘોડેસ્વારને એડવર્ડસ અને સેનાપતિ કોર્ટલેન્ટના નામનો એક પત્ર આપી બન્નૂ તરફ મોકલ્યો એ પત્રપર જનરલ કોર્ટલેન્ટના નામનુ સરનામુ કર્યું હતુ. ૨૦ મી એપ્રિલે સાંજને વખતે એડવર્ડસ્ ડેરાગાજિખાનમા પોતાના તંબુમા બેઠો બેઠો ચોરીના મુકદમા સાંભળતો હતો, એ સમયે પેલા ઘોડેસ્વારે આવી કોર્ટલેન્ટના સરનામાનો પત્ર

તેના હાથમા આપ્યો એડ્વર્ડસે પત્ર જરૂરી હોવાથી ફોડ્યો અને વાચ્યો નીચે એન્ડ્ર્યુની સહી હતી.[૧] મુલતાનમા પોતાના જાતભાઇઓની દુર્દશાનો વિચાર આવતા એડ્વર્ડસ અધીરો થઇ ગયો જેમ બને તેમ જલદી મુલતાન પહોચી કેવી રીતે પોતાના જાતભાઇઓને શત્રુના હાથમાથી બચાવવા એજ તેનુ લક્ષ બન્યુ તે જે કાર્ય માટે બન્નૂ આવ્યો હતો, તે કાર્ય બાજુએ મુકી એડ્વર્ડસે તત્કાલ રસિડેન્ટ પર પત્ર લખી થોડુ સૈન્ય તથા તોપો લઇ, સિંધુ નદી ઉતરી મુલતાન પ સેનું લિયા નગર તામે કર્યુ આ મુસાફરીની શરૂઆતમા એડ્વર્ડસે એન્ડ્ર પર એક પત્ર લખ્યો હતો પરન્તુ એ પત્ર મળે તે પહેલા એન્ડ્ર અને એન્ડર્સનના રાણ ચાલ્યા ગયા હતા. એડ્વર્ડસને આ સમાચાર લિયા નગરમા મળ્યા તે જેઓને બચાવવા આગ્રવી બધી ઉતાવળ કરી મુલતાનની નજીક આવી પહોચ્યો હતો, તેમના મરણસમાચાર સાભળી તેનો પિત્તો ઉછળ્યો તે વેર વાળવા ખાતર મૂલરાજનો નાશ કરવા ખાતર આતુર બની ગ્યો મુલતાન હતી મૂળરાજનો નાશ કરવાનો તેણે નિશ્ચય કર્યો મુલતાનની દક્ષિણે ૫૦ માઇલ દૂર ભાવલપુર નુ દેશી રાજ્ય આવેલુ છે ત્યાના નવાબને અગ્રેજ સાથે મિત્રતા હતી એડવર્ડ્સે બ્રિટિશ સરકારના નામથી તેની પાસે મદદ મા ગી નવાબે ઘણી ખુશીથી પોતાનુ સૈન્ય એડ્વર્ડસની મદદમા મોકલી આપ્યુ એ સિવાય જનરલ કોર્ટલેન્ડ અને લેફ્ટનેન્ટ લેક્નું સૈન્ય એડ્વર્ડસની મદદમા આવી પહોચ્યુ હતુ લાહોરથી રાજા શેરસિંહની સરદારી નીચે એક શિખસૈન્ય મુલતાન પર મોકલવામા આવ્યુ, આ રીતે

૧ Edwardes's Punjab Frontier Vol II P 75 76

ચો તરફથી એડવર્ડસને મદદ મળી. એડવર્ડસ એ બધા સૈન્ય સાથે મુલતાન છતાંથી તૈયાર થયો. એ દરમિઆન સર ફ્રેડરીક કેરિએ અગ્રેજ સૈનિકોની એક ટુકડી મૂલતાનપર મોકલવા માટે ૨૭ મી એપ્રિલે વડા સેનાપતિ લૉર્ડ ગૉફને પત્ર લખ્યો લૉર્ડ ગૉફ આ વખતે સીમલાની શીતળ હવાનો સ્વાદ ચાખી રહ્યો હતો. તેણે આ સમય લડાઇ માટે અનુકૂળ ન હોવાથી સૈન્ય મોકલવાનુ મુલતવી રાખવાનો હુકમ કર્યો. ગવર્નર જનરલે પણ આ વાતનું અનુમોદન આપ્યુ. પરંતુ નાના અધિકારીઓનો આ વિચાર રેસિડેન્ટને ન ગમ્યો. ગવર્નર જનરલ અને વડા સેનાપતિ સાથે રેસિડેન્ટને આ પ્રમાણે મતભેદ પડવાથી હર્બર્ટ એડવર્ડસ પણ ગુસ્મે થયો. મે અને જૂન માસ જેમ તેમ કરીને કાઢયા બાદ જુલાઇ માસની શરૂઆતમા મૂલતાનના કિલ્લાની દઢતા અને મૂળરાજનુ બળ વધતુ જોઇ એડવર્ડસે રેસિડેન્ટની જાહેર રીતે મદદ માગી. સર ફ્રેડરિક કેરિએ વળી આ વાત વડા સેનાપતિને જાહેર કરી આ વખતે પણ લૉર્ડ ગૉફે પ્રથમનો વિચાર ન ફેરવ્યો લૉર્ડ ડેલ્હાઉઝી અને સર જૉન લિટલર નામના સેનાપતિએ પણ એ વિચારને અનુમોદન આપ્યુ પરતુ આ વખતે સર ફ્રેડરિક કેરિ ઉતાવળો બન્યો હતો વડી સરકારના ત્રણ ઉપરિ અધિકારીઓના અભિપ્રાયોએ તેના નિશ્ચયને ન ડગાવ્યો. તેણે ૧૦ મી જુલાઇએ સદુસેનના રણક્ષેત્રપર એડવર્ડસને વિજય પામેલો જોઇ પોતાની જવાબદારીથી શેમ્પસન વ્હીસ નામના એક સેનાપતિને બ્રિટિશ સૈન્ય અને તોપો સાથે મૂલતાન જવાનો હુકમ આપ્યો. બ્રિટિશ સૈન્ય મૂલતાનનો ઘેરો કરવા તૈયાર થયુ.

મૂલતાનની લડાઇ શરુ કરવા. માટે જવાબદાર કોણ હતુ? કોને માટે મૂલતાનમાં હોળી રેડાણુ? યુદ્ધના ડરથી જાનહાન્ય થય હંગેશને માટે મૂળરાજને જન્મભૂમિ તજાવનાર કોણ હતું? અમે ઇતિહાસનું માગ જાળવી એ બધા પ્રશ્નોના જવાબો આપીશુ. મૂલતાનની ગરબડ વિશે લક્ષપૂર્વક ચર્ચા કરતાં સ્પષ્ટ જણાય છે કે મૂળરાજ પહેલેથી છેલ્લે સુધી પોતાની પદ્વીને લાયક ધીરજ ધારી રહ્યા હતો. તેણે ધૈર્ય પૂર્વક લાહોર દરબારને પોતાની અવસ્થા જણાવી હતી, રેસિડેન્ટની મુલાકાત કરી હતી અને ઉપરૂ પોતાનું રાજીનામુ મંજૂર કરાવી નવા દિવાનને મૂલતાનનો અધિકાર સોંપ્યો હતો. આવી ધીરજ કદી પણ વિશ્વાસઘાતની જનની હોઇ શકે નહિ, આવી સરળતા કદી પણ મલિનતાનો ભાસ કરાવતી નથી. મૂળરાજે દિવાની સાથે સરદાર ખાનસિંહને લડાયક સામગ્રી-મદદ, તોપો વગેરે સોંપી દીધી હતી[1] જો મૂળરાજનો પ્રથમથીજ યુદ્ધ કરવાનો વિચાર હોત તો તે કદી લડાયક સામગ્રી પ્રતિપક્ષીના હાથમા સોંપત નહિ જે બે બ્રિટિશ અમલદારો કિલ્લામા ઘવાયા તેઓ પ્રતિ મૂળરાજે સભ્યતા બતાવી હતી. એન્સ એગ્ન્યૂ પોતે જણાવી ગયો છે કે મૂળરાજના કાવતરાથી અમે ઘવાયા નથી.[2] મૂળરાજની સજ્જનતાની આવી

---

[1] Moostappa Khan's letter to Herbert Edw n des A year on the Punjab Frontier Vol. II P.126

[2] એન્સ એગ્ન્યૂએ ઘવાયા બાદ અન્નમા જનરલ કોર્ટલેન્ડ અને હર્બર્ટ એડવર્ડસને જે પત્ર લખ્યો હતો, તેમા આ વાક્ય હતુ –'મને નથી લાગતુ કે મૂળરાજ આમા છે.'–Herbert Edw so Punjab Fro. ntier Vol II. P. 75.

સાબીતિઓ છતાં કેવળ સર ફ્રેડરિક કેરિના અવ્યવસ્થિતપણાને લીધે મૂલતાનની સ્થાઇ સળગી ઉઠી હતી. સર ફ્રેડરિકે મૂળરાજની બધી સંપત્તિ જપ્ત કરી તેની પાસે દશ વર્ષનો હિસાબ માગ્યો હતો. મૂળરાજે જવાબ આપ્યો કે "હું મારા પિતાના સમયના કાગળપત્રો શી રીતે રજૂ કરી શકું? તે કાગળો તો સડી ગયા છે, અગર ગૂમ થયા છે." એ વચનો પૂરા કર્યા બાદ મૂળરાજનું હૃદય નિરાશાના ઘોર અંધકારથી છવાઇ ગયું, તેની નાડીઓમાં લોહીની ગતિ ધીમી પડી ગઇ, રેસિડેન્ટને પોતાની પડતીનો અધિનાયક જાણી તેણે નમ્રતાપૂર્વક જણાવ્યું કે " હું આપને શરણે છું.[૧] મૂળરાજનાં આ વચનો પરથી કોણ કહે કે તે કાવતરાખોર હતો? તેને બળવાખોર કહી કોણ પવિત્ર ઇતિહાસના નામપર કલંક ચઢાવવા તૈયાર છે? પરંતુ નવાઇની વાત એ છે કે નમ્રતા બતાવ્યા છતાં ફ્રેડરિક કેરિનું પત્થર જેવું હૃદય ન પીગળ્યું. તેણે મૂળરાજની વિનંતિપર લક્ષ ન આપ્યું. બૅન્સ એગ્ન્યૂ અને ઍન્ડર્સન મૂલતાનીઓના બળવાને લીધે માર્યા ગયા. બૅન્સ એગ્ન્યૂએ મૂવા પહેલા આ વાત સ્પષ્ટ રીતે જણાવી છતાં સર ફ્રેડરિક કેરીએ બધો દોષ નાખ્યો મૂળરાજપર. તેણે મૂળરાજનો નાશ કરવા લાહોરથી અંગ્રેજી સૈન્યની એક ટુકડી મોકલી. વડા સેનાપતિ અને ગવર્નર જનરલની મના છતા તે પોતાના નિશ્ચયથી ન ડગ્યો. સર ફ્રેડરિક કેરિ કોણ? એક દિવાની ખાતાનો અલમદાર માત્ર! ઑનરેબલ લોર્ડ ગૉફ કોણ? હિંદમાંના વિશાળ સૈન્યનો વડો સેનાધિપતિ.[૨] એક લડાઇથી બિન

---

૧ Torrens Empire in Asia P. 538 Comp Arnolds Delhousie's Administration. Vol. 1 P. 65--66

૨ Sir Charles James Napier–Defects in the Indian Government, P. 222.

અનુભવી દિવાની ખાતાના અમલદારે પોતાના અનુભવી અધિનાયકના વચનને ઠેલી મૂળરાજને યુદ્ધ કરવા નોતર્યો!

અંગ્રેજ સૈન્ય જ્યારે મૂલતાનપર ચઢ્યું, ત્યારે મૂળરાજ તેની સામે લડવા તૈયાર થયો, તેમાં મૂળરાજને દોષી ઠરાવાય તેમ નથી. રેસિડેન્ટ જ્યારે બધા દોષનો ટોપલો તેનાપર ઢોળી પાડવા માગતો હોય, તો પછી પોતાનો બચાવ કરવો એ ખરા વીરનું લક્ષણ છે. મૂળરાજ સાથે લડાઈ થયા પહેલાં લાહોરનું વાતાવરણ કુટ રાજનીતિમય બની ગયુ હતું. એ રાજનીતિમાં બીજા શિખવિગ્રહનાં કારણો છુપાઇ રહ્યાં હતાં. વાસ્તવિક રીતે બીજા શિખ વિગ્રહનાં કારણો દર્શાવતાં આ ત્રણ કારણોને મુખ્ય માની શકાયઃ—પંજાબમાંથી મહારાણી ઝિન્દનનો દેશનિકાલ; મહારાજ દિલીપસિંહના વિવાહનો દિવસ નક્કી કરવામાં રેસિડેન્ટની આનાકાની, અને સરદાર છત્રસિંહ સાથે કેપ્ટન એબટ અને રેસિડેન્ટની ગેરવર્તણુંક.[૧]

મહારાણી ઝિન્દનને પંજાબમાંથી દેશનિકાલ કરી કેવી રીતે બનારસ મોકલી તે વાત અમે પહેલાં જણાવી ગયા છીએ. ખાલસા સૈન્ય તેને માતાની પેઠે ચાહતું. તેની આવી દુર્દશા જોઇ લશ્કર બહુ ઉશ્કેરાયું હતું. એટલુંજ નહિ પણ પંજાબના બધા રહેવાશીઓ મહારાણીને દેશનિકાલ કરી સરકારે પોતાનું અપમાન કર્યુ છે.[૨] એમ

---

૧ Major Evans Bell, Retrospects and prospects of Indin Policy, P. 102 Comp.-Torrens-Empire in Asia. Chap. XXIV

૨ Arnold, Dalhousie's Administration, Vol. I. 115

માનતા હતા. શિખ સેનાપતિ શેરસિંહ મહારાણી ઝિન્દનના દેશનિકાલથી એટલો બધો દીલગીર થયો હતો, કે તેણે ચોકખે ચોકખું જણાવી દીધુ હતું કે "ફિરંગીઓએ કેવા જુલમથી, વિશ્વાસઘાતથી અને કપટથી પરલોકવાસી મહારાજ રણજીતસિંહની વિધવા પટરાણીને દેશનિકાલ કર્યા છે, અને આ રાજ્યના લોકોને અકળાવ્યા છે તે બધા સારી રીતે સમજી ચૂક્યા છે. આખા પંજાબમા, સમસ્ત શિખપ્રજામાં, ટુંકામા સમસ્ત પૃથ્વીમા આ વાત જાહેર થઇ ગઈ છે કે તેઓએ પંજાબીઓની માતાતુલ્ય મહારાણીને કેદ કરી, હિંદુસ્તાનમા દેશનિકાલ કરી સંધિ તોડી છે તેઓના જુલમથી શિખો એટલા તો પિડાય છે કે અમારો ધર્મ નષ્ટ થાય છે, અને અમારૂ રાજ્ય પહેલા કરતાં દિનપ્રતિદિન ગૌરવ શૂન્ય થતું જાય છે."[1]

કાબુલના અમીર દોસ્ત મહમ્મદે પણ મહારાણી ઝિન્દન તરફ અંગ્રેજોએ ચલાવેલી વર્તણુકને શિખોના અસંતોષનું મુખ્ય કારણ માન્યું છે. તેણે કેપ્ટન એબટને લખેલા પત્રમા ચોકખું જણાવ્યુ હતુ કે "મહારાજ દિલીપસિંહની માતા ઝિન્દનને દેશનિકાલ કરવાથી શિખજાતિ દિનપ્રતિદિન ઉશ્કેરાતી જાય છે." એટલુંજ નહિ પણ મર ફ્રેડરિક કેરિ જાતે ઇ. સ ૧૮૪૮ની ૨૫મી મે ને રોજ ગવર્નર જનરલને લખી જણાવે છે કેઃ—"સેનાપતિ શેરસિંહની છાવણીમાથી સમાચાર આવ્યા છે કે મહારાણી ઝિન્દનના દેશનિકાલની વાત સાભળી ખાલસી સૈન્ય અતિશય ઉશ્કેરાઈ ગયુ છે તેઓ કહે છે, કે

[1] Torrens' Empire in Asia, P. 340--341 Comp. Retrospects and prospects &. C. P. 108 Punjab papers. 1849, P. 362.

' ઝિન્દન ખાલસાના સૈનિકોની માતા હતા, તેઓને દેશનિકાલ કરવામા આવ્યાં છે અને મહારાજ દિલીપસિંહ અંગ્રેજોના હાથનું રમકડું છે તો પછી અમે કદી મહારાજની વિરુદ્ધ હથિયાર પકડશું નહિ ?[1] આ ગુસ્સાનું કારણ શું ? કોના દોષથી આખું પંજાબ ખળભળી ઉઠ્યું ? અમને લાગે છે કે સર ફ્રેડરિક કેરિ આ બનાવનું મૂળ છે સર ફ્રેડરિક કેરિએ પ્રતિનિધિ સભાની સંપૂર્ણ વિરુદ્ધતા છતાં કેવળ ગવર્નર જનરલની લેખિત મંજૂરી મેળવી મહારાણી ઝિન્દાને દેશનિકાલ કરી હતી[2] જેણે હમેશા બ્રિટિશ સરકાર સાથે મિત્રતા રાખી હતી જેણે હમેશા બ્રિટિશ સરકાર પ્રતિ સજ્જનતા રાખી હતી તે પ્રિયમિત્ર રણજિતસિંહની વિધવાને તેના નિજપુત્રથી જુદી પાડી ગવર્નર જનરલે એક અપરિચિત અજાણ્યા સ્થાનમા દેશનિકાલ કરી ! મિત્રતાનું કેવું શોચનીય પરિણામ ![3]

કે વગેરે ઇતિહાસલેખકો મહારાણી ઝિન્દન પર બ્રિટિશ સરકાર વિરુદ્ધ કાવતરું રચવાનો આરોપ મૂકે છે[4] સર ફ્રેડરિક કેરિ પણ આવો આરોપ મૂકે છે[5] પરંતુ ડોરેન્સ વગેરે[6] નિષ્પક્ષપાતી

---

૧ Punjab papers 1879 Comp Retrospects and Prospects &c P 108

૨ Retrospects and Prospects of Indian Policy, P 103

૩ Retrospects and prospects &c. P 106

૪ History of the Sepoy War Vol I P 30

૫ Retrospects and Prospects &c. P. 104 Comp Punjab Papers 1849. P 168

લેખકો કહે છે કે જ્યારે રેસિડેન્ટના હુકમથી મહારાણીના કાગળપત્ર અને બીજી વસ્તુઓની શોધખોળ થઇ ત્યારે કાવતરા દર્શક અગર બીજી જાતનાં કોઇપણ ખરાબ અભિપ્રાય સૂચક વસ્તુ મળી આવી નહિ.[૧] આ બાબતમાં ફ્રેડરિક કેરિ પોતે કહે છે કે "જો કે ઝિન્દનના કાવતરા સબંધની કોઇ પણ સાબીતિ મળે તેમ નથી, તોપણ પરિસ્થિતિ જોતાં જણાય છે કે બ્રિટિશ સરકારનું માન અને મર્યાદા ટકાવી રાખવા ખાતર એ બાબતમાં આપણને સંદેહ રાખવાનો અવકાશ નથી."[૨] આ પરથી સ્પષ્ટ જણાય છે કે સર ફ્રેડરિક કેરિએ મહારાણી ઝિન્દનને દેશનિકાલ કરી મહારાજ દિલીપસિંહને હાથમા રાખી પંજાબનો કારભાર ચલાવવાનો નિશ્ચય કર્યો હતો. ગવર્નર જનરલે ઝિન્દનને દેશનિકાલ કર્યા બાદ તેનુ વર્ષાસન પણ ઘટાડયું હતુ. ભાઇરાબલની સંધિ મુજબ મહારાણી ઝિન્દનને ૧૫૦૦૦૦ રૂ. નું વર્ષાસન આપવાનું નક્કી થયુ હતું. શેખપુરમા કેદ કરતાં વેળા એ આકડો ૪૮૦૦૦ નો કર્યો હતો, અને બનારસ દેશનિકાલ કર્યા બાદ કલમના એકજ લીટાથી એ આકડો ઘટી ૧૨૦૦૦ નો થઇ ગયો હતો. એ સિવાય દેશનિકાલની સજા મળી હોવાથી રેસિડેન્ટે ઝિન્દનના બધા દાગીના પણ જપ્ત કર્યા હતા.[૩] આ પ્રમાણે રાજમાતા

---

૧ Empire in Asia, P. 343 Comp. Retrospects and Prospects. &c. P. 107–108 Punjab papers P. 253--260

૨ Empire in Asia, P. 342.

૩ Empire in Asia, P. 4 3 Comp. Retrospects and Prospects &c. PP. 106–107. Punjab Papers, 1849, PP. 179, 577. 263, 575.

તરફ અસભ્યતાની પરાકાષ્ઠા બતાવવામાં આવી. બીજા શિખ વિગ્રહનું મુખ્ય કારણ આ બનાવ હતો. રણજિતના રાજ્યના બધા સરદારો મહારાણીના દેશનિકાલથી પોતાનું અપમાન થયું સમજવા લાગ્યા. બધા આ બનાવને દિલીપસિંહ અને પંજાબના શિખરાજ્યની પડતીનું પૂર્વ લક્ષણ ગણવા લાગ્યા [1] રણજિતસિંહ જીવતા બ્રિટિશ સરકાર તેના તરફ મિત્રના કર્તવ્યો કરતી હતી. અત્યારે રણજિત વિના તેની પત્ની દેશનિકાલ થઈ અને રણજિતની પટરાણી બ્રિટિશ સરકારની કેદી હતી, અને રણજિતનો પુત્ર બ્રિટિશ સરકારના હાથનું રમકડું હતો.

શિખયુદ્ધનું બીજું કારણ દિલીપસિંહના વિવાહનો દિવસ નક્કી કરવામાં બ્રિટિશ રેસિડેન્ટની આનાકાનીનું હતું. સરદાર છત્રસિંહ હાજરાનો શાસનકર્તા હતો. વય અને ગુણોમાં ચઢીઆતો હોવાથી શિખસમાજમાં તે આગેવાન ગણાતો હતો. તેનો પુત્ર શિખસેનાપતિ શેરસિંહ પણ દોર અને બહાદુર લડવૈયા હતો. મહારાજા દિલીપ સિંહની સાથે સરદાર છત્રસિંહની દીકરી એટલે શેરસિંહની બ્હેનનો વિવાહ થવાનો હતો. વિવાહ કરનારે વિવાહનો દિવસ નક્કી કરવા માટે લાહોર દરબારમાં રેસિડેન્ટ આગળ રીતસર અરજ ગુજારી. સેનાપતિ શેરસિંહને મેજર એડ્વર્ડસની મદદમાં મુલતાન મોકલવામાં આવ્યો હતો. પોતાની બ્હેનના વિવાહ બાબત તેને એડ્વર્ડસ સાથે ઘણી વાતચીત થઈ એડ્વર્ડસ જેવો લડવૈયો હતો; તેવોજ રાજ નીતિજ્ઞ હતો તેણે ૨૮ મી જુલાઈએ એ વિષય સંબંધમાં ઉપલી અરજનું સમર્થન કરી એ બાબતમાં સરદાર શેરસિંહનો અભિપ્રાય

[1] Retrospects &c. P. 109

રેસિડેન્ટને લખી જણાવ્યો[1] પત્રમાં લખ્યું હતું કે "હાલમાં લોકોમાં એવો વિચાર ફેલાયો છે કે બ્રિટિશ સરકાર હાલની સ્થિતિનો લાભ લઈ પંજાબ ખાલસા કરશે આવા સમયમાં જો મહારાજાને પરણાવવામાં આવે તો બ્રિટિશ સરકાર મહારાજાની શરતો પાળવા માગે છે એવો વિશ્વાસ પ્રજામાં બેસાય ખરો એવા પગલાથી લોકોના હૃદય નક્કી શાંત થશે"[2] સર ફ્રેડરિક કરિને આ પત્ર મળતા તેણે મૌખિક વિચારણામાં મણા રાખી નહિ તેણે વચન આપ્યું કે દરબારના સભ્યો સાથે આ બાબતમાં મસલત ચલાવીશ તેણે એ પણ સ્વીકાર્યું કે બ્રિટિશ સરકાર મહારાજા દિલીપસિંહ તથા તેમના શ્વશુરપક્ષનું સુખ વધારવા તત્પર છે[3] પરંતુ તે મેકિયાવેલિનો શિષ્ય હતો તેણે રાજનીતિની હદથી આગળ લખતા જણાવ્યું કે "દિલીપસિંહનો વિવાહ કરવાની મંજૂરી આપતાં પંજાબની ચાલુ અને ભવિષ્યની રાજનીતિના વચનો પળાશે, એમ મને જણાતું નથી કન્યાપક્ષ અને દરબારપક્ષની સગવડ મુજબ ગમે તે સમયે મહારાજાનો વિવાહ થાય એમાં મને કશી આપત્તિ નથી"[4] જુઓ સરક

---

૧ Retrospects and Prospects, &c P 110 Comp Empire in Asia P 34[illegible]

૨ Retrospects and Prospects, &c P. 111 Comp Punjab papers 1849 P P. 270, 271 Empire in Asia, P 34[illegible]-344

૩ Ibid P III Comp Empire in Asia, P. 344

૪ Ibid P III 112 Comp Punjab papers, 1849, P P 272-27[illegible], and Empire in Asia, P. 334

પ્રકૃતિના છે, તેઓ રેસિડેન્ટના આ લખાણથી અને તેની સૂચનાથી બહુ સુખી થશે પરંતુ જેઓ દુર્બોધ્ય રાજનીતિનું રહસ્ય જાણવાને સમર્થ છે, તેઓ સમજી શકશે કે રેસિડેન્ટ પ્રસ્તુત વિવાહની મંજુરી આપી ચેનસિંહની સાથે દિલીપસિંહને ગાઢ સમાગમમાં લાવવા માગતો નહોતો. દિલીપસિંહના વિવાહનો દિવસ નક્કી કરવાને માટે લોર્ડ ડેલહાઉસી હજુ સુધી નિશ્ચય કરી શક્યો નહોતો. આ પરથી જણાતું હતું કે શિખોના હાથમાંથી પંજાબ જવાની તૈયારી થઈ રહી હતી. આજે જે રણજિતનું રાજ્ય ગણાતું હતું, તે કાલે બ્રિટિશ રાજ્યના લાભ ખાતર ઘણાખરા બ્રિટિશ આચાર વિચારનું રમણસ્થાન બનવાનું હતું.

રેસિડેન્ટનો આ જવાબ સુનતાન પરોક્ષ હર્બર્ટ એડવર્ડે આ વિગત ચેરસિંહને જણાવી. શેરસિંહે હાજરામાં પોતાના પિતાને એ વિગત લખી જણાવી. સરદાર છત્રસિંહ મહારાણી ઝિન્દનના દેશનિકાલથી બહુ ગુસ્સે થયો હતો. તેવામાં પોતાની પુત્રીના લગ્ન પ્રસંગમાં રેસિડેન્ટની આ ઉપેક્ષાથી તેનો ગુસ્સો બેગણો વધી ગયો. તે સમજી ગયા કે રેસિડેન્ટ છૂપી રીતે જે તૈયારી કરી રહ્યો છે, તેથી જેમ બને તેમ જલદી પંજાબ કંપનીનો સુબો થઈ જશે. પ્રહાર પર પ્રહાર પડવાથી સ્વદેશવત્સલ વૃદ્ધ શિખ સરદારનું હૃદય વલોવાઈ ગયું. તે આ વિપત્તિમાંથી પોતાની ચિરંતન જન્મભૂમિને બચાવવા તૈયાર થયો. તેણે પ્રતિજ્ઞા લીધી કે જ્યાંસુધી ગુરુ ગોવિંદસિંહના મંત્રથી પવિત્ર થયેલા લોહીનું બિંદુ પણ મારા શરીરમાં વહેતું હશે, ત્યાંસુધી હું પંજાબની સ્વતંત્રતાનું રક્ષણ કરીશ. આવો દૃઢ નિશ્ચય કર્યા છતાં તે બ્રિટિશ સરકાર વિરુદ્ધ હથિયાર પકડી ઉભો થયો નહિ. તે સંધિની

શરતો બરાબર પાળતો હતો. પરંતુ એ પ્રયાસ લાંબોકાળ ચાલ્યો નહિ. છત્રસિંહે અતિશય અપમાન ખમ્યુ અને એ અપમાનને લીધેજ બીજો શિખવિગ્રહ ફાટી નીકળ્યો એ અપમાન ઍજ બીજા શિખવિગ્રહનુ ત્રીજુ અને છેલ્લુ કારણ હતું.

અમે પ્રથમ જણાવ્યુ છે કે સરદાર છત્રસિંહ હાજરાનો સુબો હતો. કેપ્ટન ઍબટ નામનો એક રેસિડેન્ટનો મદદનીશ ત્યા તેના સલાહકાર તરીકે રહેતો કેપ્ટન ઍબટ વહેમી અને આળસુ હતો. અનુચિત અદેખાઇ તેના હૃદયને એવી તો વીંટી વળી હતી, કે એકાદ વર્ષ પહેલા દિવાન જવાલાસિંહ નામના એક પ્રતિષ્ઠિત શિખ તરફ તેણે કેવળ મ દેહવશ થઈ બહુ ગેરવર્તણુક ચલાવી હતી. તે વખતના રેસિડેન્ટ સર હેન્રિ લોરેન્સ તેના એ કાર્યથી બહુ ગુસ્સે થયો હતો. હેન્રિ લોરેન્સે એ બાબતમા ગવર્નર જનરલને લખ્યુ હતુ કે “ કેપ્ટન ઍબટ એક ઉત્તમ અમલદાર છે. પરંતુ તે દરેક બાબતને ઉલટી રીતે જુએ છે. અને લાગે છે કે તેણે સમજ્યા વિના દિવાન જવાલાસિંહના તરફ ગેરવર્તણુક ચલાવી છે” તેણે દિવાન જવાલાસિંહના સંબંધમા લખ્યુ હતુ કે “હુ કેવળ એનેજ ભલા માણસ તરીકે જાણુ છુ. એ કેળવણી, અનુભવ અને સમયાનુકૂળ વર્તન માટે ખરેખર માન આપવા લાયક વ્યક્તિ છે.[૧] ત્યારબાદ સર ફ્રેડરિક કેરીના સમયમા એક ઝન્દાસિંહ નામનો શિખ સરદાર ઍબટ સાહેબની અકૃપાનુ પાત્ર બન્યો નર ફ્રેડરિક કેરીએ એ માટે કેપ્ટન સાહેબને સારી પેઠે

---

[૧] Retrospects and Prospects of Indian Policy P. 113 Punjab apers, 1849, P. 30. Comp. Empire in Asia, P. 344.

ધમકાવ્યા. તેણે ઍબટને લખી જણાવ્યુ કે "તમારું વર્તન તદન ખોટો છે જે સરદાર પ્રતિ તમે સદેહ રાખો છો, તે એમચિત્ત, સાવચેતીપૂર્વક મારો હુકમ પાલન કરતો આવ્યો છે"[1] આનો વેરી અને દ્વેષી માણસ બ્રિટિશ રેસિડેન્ટનો મદદનીશ હતો આવા અંગ્રેજ પુરુષના હાથમા ભારે જવાબદારીનુ કામ સોપવામા આવ્યુ હતુ

નીતિશાસ્ત્રકારોએ કહ્યુ છે કે સ્વભાવ બધા ગુણોને ઢાંકી દે છે. કેપ્ટન ઍબટ એ વચનના ઉદાહરણ રૂપ હતો. સર હેન્રિ લોરેન્સ અને સર ફ્રેડરિક કેરિના ઠપકાથી પણ ઍબટનો સ્વભાવ ન સુધર્યો. મુલતાનના બળવા પછી કેપ્ટન ઍબટના હૃદયમાં અંતઃકરણમા નવો વહેમ ઉત્પન્ન થયો. તેના મનમા એ વાતની શ્રદ્ધા પેસી ગઇ કે સરદાર છત્રસિહ મૂળરાજ સાથે મળી સમસ્ત પંજાબમાથી અગ્રેજોને હાંકી કાઢવાની પેરવી કરી રહ્યા છે આ વિચાર ધીમે ધીમે એવો ગંભીર બનતો ગયો, કે ઍબટ સાહેબ છત્રસિહને કાવતરાખોર અને વિશ્વાસઘાતી માનવા લાગ્યો અને પોતાનુ ગેરવાજબી છત્રસિહનાં સ્હેકાણુથી રૂપ માપ્રવ દૂર લઇ ગયો. છત્રસિહ સાથેનો સબધ તેણે ખુલ્લી રીતે તોડ્યો.[2]

સરદાર છત્રસિહ ભલો આદમી હતો. સર જૉન લૉરેન્સે

1 Retrospects &. P 144. Empire in Asia P. 345 Punjab, Paper- 1849 P 328

2 Retrospects and prospects, P. 113 Empire in Asia, P. 341-345, Punjab paper's 1849, P. 279. 2 5.

(પછીથી લૉર્ડ લૉરેન્સ) એક વખત કહ્યુ હતું કે "છત્રસિંહ તદ્દન નિર્દોષ સ્વભાવનો અને જૂના જમાનાનો માણસ છે."[1] પરંતુ કૅપ્ટન એબટ જેના તરફ વહેમ લાવતો તેની વર્તણુક સબંધી હજારો માગ અભિપ્રાયોને ઉવેખતો આથી છત્રસિંહ તરફનો એબટનો દ્વેષ ધીમે ધીમે વધતો ગયો, સર જૉન લૉરેન્સ વગેરેના સારા અભિપ્રાયોથી એ દ્વેષ ઓછો થયો નહિ.

સૈન્યની એક ટુકડી મુલતાન જવા માટે તૈયાર થઇ. છત્રસિંહના હેડક્વાર્ટર પાસે આવેલા પક્કિ નામના સ્થળે હેતી હતી. ઑગસ્ટ માસના પહેલા અઠવાડીઆમા કૅપ્ટન એબટે અચાનક શાસન કર્તાથી છુપી રીતે હાજરાના હથિયાર બંધ મુસલમાન મેહનોને એકત્ર કરી, ઉશ્કેરી, એ ટુકડીને અટકાવી. ૬ી ઑગસ્ટે એ બળવાખોર મુસલમાન સૈન્યે છત્રસિંહનુ હેડક્વાર્ટર હરિપુર ઘેર્યું.[2] છત્રસિંહના તાબામા કૅપ્ટન કૅનોરા નામનો એક અમેરિકન હાજરનો સેનાપતિ હતો. છત્રસિંહે બળવાખોરોને દબાવવા તેને હુકમ કર્યો કૅનોરાએ કહ્યુ કે કૅપ્ટન એબટની રજા વગર હુ તેઓની વિરુદ્ધ હથિઆર ઉપાડીશ નહિ. બીજી વાર હુકમ આપવામા આવ્યો ત્યારે તેણે કહ્યુ કે, "કૅપ્ટન એબટ જાણતા નથી કે તોપો બળવાખોરોના હાથમા જતા કેવો અનર્થ થશે." આ રીતે સેનાપતિએ બીજી વખત શાસન કર્તાનો હુકમ ન માન્યો. છેવટે શિખ સૈન્યની બે પાયદળ ટુકડીઓ છત્રસિ-

[1] Retrospects and prospects, P 114, Comp. Empire in Asia. 345 Punjab Papers P 334.

[2] Retrospects &c 115, 116. Comp. Empire in Asia, P. 345

હતો હુકમ બજાવવા માટે મોકલવામાં આવી કેનોગએ પોતાની તોપો તૈયાર કરી હવાલદારને ગોળા છોડવાનો હુકમ આપ્યો પણ હવાલદારએ હુકમ ન માન્યો કેનોગએ તેમાંના એકને પોતાની તરવારથી કાપી નાખ્યો અને પોતે તોપ સળગાવી સુભાગ્યે તોપનો ગોળો ધારેલે સ્થળે ન પડ્યો કેનોગએ ફરીથી બે શિખ સૈનિકો તરફ પિસ્તોલ તાડી એ દરમિયાન સૈનિકોએ ગોળી વડે કેનોગને મારી નાખ્યો[1] તટસ્થ વિચાર કરનાર કેનોગને થયેલી સજા વ્યાજબી લેખશે પરંતુ કેપ્ટન એબટે આ હત્યાને પેશોરાસિંહના ખૂનની માફક ક્રૂર ખૂન તરીકે જાહેર કરી[2], અને છત્તરસિંહને ખૂની ઠરાવી તેના પર બધા દોષના

---

૧ Retrospects &c P 116 Comp Lmpire in Asia, 346, Punjab papers 1849 PP. 290, 301, 30›

૨ Ibid, P 116, Punjab papers P 302

રણજિતસિંહના વારસ તરીકે જે જે વ્યક્તિઓએ રાજગાદીનો દાવો કર્યો હતો, તેઓમાંનો પેશોરાસિંહ એક હતો. તેણે અને તેના ભાઈ કાશ્મીરાસિંહે પોતાના હક્ક માટે શિયાલકોટમાં લાહોર દરબાર વિરુદ્ધ બંડ કર્યું ૧૮૪૫ ના માર્ચમાં પેશોરાસિંહે ફરી હથિયાર પકડ્યા નસીબના ઘણા પલટા બાદ જુલાઈ માસના છેવટના ભાગમાં તેણે સિંધુ નદીપર આવેલા અટકના કિલ્લાપર હલ્લો કર્યો પરંતુ ત્યાર બાદ એક માસે છત્તરસિંહના હાથ નીચેના લશ્કરે એને ઘેર્યો લાહોર દરબારના તે વખતના વજીર મહારાણી ઝિન્દનના ભાઈ જવાહરસિંહની આજ્ઞાથી તેને કારાગારમાં મારી નાખવામાં આવ્યો. એ કાર્ય માટે સૈનિકોએ ઉશ્કેરાઈ જઈ જવાહરસિંહને ગોળીએ માર્યો

આ પરથી જણાય છે કે આ ખૂન માટે મહારાજા છત્તરસિંહ જવાબદાર

ટોપલો ચડાવી રેસિડેન્ટને પત્ર લખ્યો. સર ફ્રેડરિક કેરિએ આ બાબતમા પૂરેપૂરા સમાચાર મેળવી ધીરજ અને ગભીરતાથી કૅપ્ટન એબટની ફરિયાદ ગેરવ્યાજબી ઠરાવી. તેણે એબટને ચોકખે ચોકખુ જણાવી દીધુ, કે "પ્રસ્તુત બાબતમા આપે જે મત બાંધ્યો છે, તે મત સાથે હુ મળતો થઇ શકતો નથી સરદાર છત્રસિહ હજારાનો સુબો છે. બધા ફોજદારી કાર્ય કરવાનો તેમને અધિકાર છે. શિખ સૈનિકોના બધા અમલદારો તેનો હુકમ માનવાને બંધાયલા છે આપ કેનોરાના ખૂનને પેશોરાસિહના ખૂન સાથે શી રીતે સરખાવો છો તે હુ સમજી શકતો નથી."[૧] હજારામા આ ગડબડ મચી રહી હતી, તે મૂલતાનમા શેરસિહે જાણ્યુ. પોતાના પિતા તરફ કૅપ્ટન એબટનુ વર્તન જોઇ શેરસિહ બહુ ગુસ્સે થયો મેજર એડવર્ડ્સે કહ્યુ છે કે "શેરસિહે પોતાના પિતાનો પત્ર બતાવી આ સબંધમા ધીરજથી ઘણી વાતચીત કરી અને આ બાબતમા છત્રસિહનો ન્યાય ચુકવવાની મારી પાસે માગણી કરી"[૨] રેસિડેન્ટની શરુઆતની વર્તણુક જોતા જણાતુ હતુ કે તે આ બાબતમા નિષ્પક્ષપાતપણે વિચાર કરી છત્રસિહને નિર્દોષ ઠરાવશે. છત્રસિહ પોતાના બચાવ માટે બળવા-

---

નકોતો –Lionel James Trotter's History of the British Empire in India Vol. I P 42–43 Comp Retrospects and prospects &c P 116, note.

૧ Retrospects and prospects &c, P. 117. Punjab papers 1849, P. 313

૨ Ibid, P 123–124 Punjab Papers, 1849, P. 294. Empire in Asia P 347.

હનો હુકમ બજાવવા માટે મોકલવામા આવી. કેનોરાએ પોતાની તોપો તૈયાર કરી હવાલદારને ગોળા છોડવાનો હુકમ આપ્યો. પણ હવાલદારેએ હુકમ ન માન્યો. કેનોરાએ તેમાંના એકને પોતાની તરવારથી કાપી નાખ્યો અને પોતે તોપ સળગાવી સુનોગ્યે તોપનો ગોળો ધારેલે સ્થળે ન પડ્યો કેનોરાએ ફરીથી બે શિખ સૈનિકો તરફ પિસ્તોલ ફોડી એ દરમિઆન સૈનિકોએ ગોળી વડે કેનોરાને મારી નાખ્યો[1]. તટસ્થ વિચાર કરનાર કેનોરાને થએલી સજા વ્યાજબી લેખશે. પરંતુ એડ્વર્ડ એડવર્ટ આ હત્યાને પેશોરાસિંહના ખૂનની માફક છૂપા ખૂન તરીકે જાહેર કરી[2], અને છત્રસિંહને ખૂની ઠરાવી તેના પર બધા દોષનો

1 Retrospects &c P 116 Comp Empire in Asia, 346, Punjab papers 1849. PP. 250, 301, 303

2 Ibid, P 116, Punjab papers P 302. રણજિતસિંહના વારસ તરીકે જે જે વ્યક્તિઓએ રાજ્યગાદીનો દાવો કર્યો હતો, તેઓમાનો પેશોરાસિંહ એક હતો. તેણે અને તેના ભાઇ કાશ્મીરાસિંહે પોતાના હક્ક માટે શિયાળકોટમા લાહોર દરબાર વિરુદ્ધ બંડ ઉઠાવ્યુ. ૧૮૪૫ ના માર્ચમા પેશોરાસિંહે ફરી હથિયાર પકડ્યા નસીબના ઘણા પલટા બાદ જુલાઇ માસના છેવટના ભાગમા તેણે સિંધુ નદીપર આવેલા અટકના કિલ્લાપર હલ્લો કર્યો પરંતુ ત્યાર બાદ એક માસે છત્રસિંહના હાથ નીચેના લશ્કરે એને ઘેર્યો લાહોર દરબારના તે વખતના વજીર મહારાણી ઝિન્દનના ભાઇ જવાહરસિંહની આજ્ઞાથી તેને કારાગારમા મારી નાખવામા આવ્યો. એ કાર્ય માટે સૈનિકોએ બરોબર જઇ જવાહરસિંહને ગોળીએ માર્યો આ પરથી જણાય છે કે આ ખૂન માટે સરદાર છત્રસિંહ જવાબદાર

ટોપલો ચડાવી રેસિડેન્ટને પત્ર લખ્યો. સર ફ્રેડરિક કેરિએ આ બાબતમા પૂરેપૂરા સમાચાર મેળવી ધીરજ અને ગભીરતાથી કૅપ્ટન એબટની ફરિયાદ ગેરવ્યાજબી ઠરાવી. તેણે એબટને ચોકખે ચોકખું જણાવી દીધુ, કે "પ્રસ્તુત બાબતમા આપે જે મત આપ્યો છે, તે મત સાથે હુ મળતો થઇ શકતો નથી સરદાર છત્રસિહ હાજરાનો સુબો છે. બધા ફોજદારી કાર્ય કરવાનો તેમને અધિકાર છે. શિખ સૈનિકોના બધા અમલદારો તેનો હુકમ માનવાને બધાયલા છે આપ કેનોરાના ખૂનને પેશોરાસિહના ખૂન સાથે શી રીતે સરખાવો છો તે હુ સમજી શકતો નથી."[૧] હાજરામા આ ગડબડ મચી રહી હતી, તે મૂલતાનમા શેરસિહે જાણ્યુ. પોતાના પિતા તરફ કૅપ્ટન એબટનું વર્તન જોઇ શેરસિહ બહુ ગુસ્સે થયો મેજર એડવર્ડએ કહ્યુ છે કે "શેરસિહે પોતાના પિતાનો પત્ર બતાવી આ સબંધમા ધીરજથી ઘણી વાતચીત કરી અને આ બાબતમા છત્રસિહનો ન્યાય ચુકવવાની મારી પાસે માગણી કરી"[૨] રેસિડેન્ટની શરૂઆતની વર્તણુક જોતા જણાતું હતુ કે તે આ બાબતમા નિષ્પક્ષપાતપણે વિચાર કરી છત્રસિહને નિર્દોષ ઠરાવશે. છત્રસિહ પોતાના બચાવ માટે બળવા-

---

નહોતો -Lionel James Trotter's History of the British Empire in India Vol. I P 42-43 Comp Retrospects and prospects &c P 116, note.

૧ Retrospects and prospects &c, P. 117. Punjab papers 1849, P. 313

૨ Ibid, P 123-124 Punjab Papers, 1849, P. 294. Empire in Asia P 347.

ઓરાને સ્માવવા મન્ય મોકલ્યુ હતુ, તેથી ન્યાય તેના પક્ષમા હતો પણ એ ખરી બાબત નિ રજા નીકળી રેસિડેન્ટે છત્રસિંહને નિર્દોષ ન ગણ્યો રેસિડેન્ટે એ સમયમા કંઈ કેનને ન આપ્યો તેના હુકમથી કેપ્ટન નિકલ્સન આ બાબતની તપાસ કરવા લાગ્યો તેણે કેપ્ટન એબટના પત્ર સમર્થન કરી રેસિડેન્ટને લખ્યુ, કે 'સરદાર છ નિ હની વર્તણૂક અતિશય શંકાદ છે મને લાગે છે કે તેને પદવી પરથી બરતરફ કરી તેની જાગીર જપ્ત કરવી એજ આ ગુન્હાને યોગ્ય સજા છે મને લાગે છે કે આપ પણ આ બાબતમા એકમત થશો.[1]

રેસિડેન્ટે વગર વિચાર્યે આ સૂચના ગવને અનુમોદન આપ્યુ ૨૩મી ઓગસ્ટે તેણે કેપ્ટન નિકલ્સનન પત્ર લખ્યો, ને મુજબ છત્રસિંહને બરતરફ કરવામા આવ્યો તેની જાગીર જપ્ત કરવામા આવી[2]

આ પ્રમાણે વૃદ્ધ સરદાર છત્રસિંહ બ્રિટિશ ગવર્નમેન્ટના કુટિલ કૌશલમા ફસાઈ સરદાર શેરસિંગના જે દિવસ રેસિડેન્ટે કેપ્ટન નિકલ્સનના વિચારને અનુમોદન આપ્યુ તેજ દિવસે તેણે મેજર એડવર્ડ્સને લખ્યુ હતુ, કે ' સરદાર છત્રસિંહે જે કાર્ય કર્યું છે તે કેવળ કેપ્ટન એબટ તરફના અવિશ્વાસ અને ભયને લીધે કર વામા આવ્યુ છે અ સિવાય એ કાર્યનુ બીજુ કંઈ કારણ નથી લેફ્ટેનન્ટ નિકલ્સન અને મેજર લૉરેન્સ આ બાબતમા મારી સાથે

1 Retrospects and prospects &c P 126 Comp. Punjab papers, 1849 P 29'

2 Retrospects and prospects &c P. 126, Comp Punjab Papers 1849, P. 297.

મળતા થયા છે,"[૧] તેણે મુખ્ય સેનાધિપતિને પણ લખ્યુ હતુ, "લેફ્ટેનન્ટ નિકલ્સન કેનોરાના મરણને ખૂનની પંક્તિમા મૂકે છે. તેના મત મુજબ છત્રસિંહ ખુનીઓનો સરદાર છે. આ પરથી મને લાગે છે કે તે કેનોરાના મરણનું વૃત્તાંત બરાબર જાણતા નથી[૨]" એ સિવાય જે દિવસે રેસિડેન્ટે છત્રસિંહની સજા અમલમા મૂકવાની પરવાનગી આપી તેને બીજે દિવસે એટલે ૨૪ મી ઓગસ્ટને રોજ કેપ્ટન એબટના અનુમોદન છતા કેનોરાના મરણને છૂપા ખૂન તરીકે લેખવાની ના પાડી હતી[૩] આ રીતે રેસિડેન્ટ એક તરફથી છત્રસિંહને નિર્દોષ ગણવા લાગ્યો, અને બીજી તરફથી નિકલ્સનના ઠરાવને કબુલ કરી છત્રસિંહનુ સર્વસ્વ લૂટી લેવા તૈયાર થયો.

૪ થી સપ્ટેમ્બરે રેસિડેન્ટે આ બાબતમા વડી સરકારને પત્ર લખ્યો કે "મે છત્રસિંહને ફાસીની સજાથી મુક્ત કરવાનુ અને તેનો કારભાર બરાબર તપાસવાનું વચન આપ્યુ હતું.[૪] જેને નિર્દોષ ગણી વડા સેનાપતિને પત્ર લખાય છે, તેજ છત્રસિંહ પાછો ફાસીની સજાને લાયક ક્યાંથી થયો – જેથી રેસિડેન્ટને એ સજામાથી બચાવવાનુ વચન આપવુ પડયુ ? વળી જેને આવી ભયકર સજા કરવામા આવે છે તેના તરફ માનની નજર રાખી તેના કારભારની તપાસ કરવાનું પણ ક્યાથી હોય ! વધુ શું કહેવું, છત્રસિંહને એટલુ પણ ન કહેવા

૧ Ibid P. 126 Punjab Papers P. 297

૨ Ibid P. 129. I bid, P. 289.

૩ Ibid, P. 126 I bid P 319

૪ Retrospects and prospects &c. 127 Punjab Paper 1849, 327

એ આ યુ કે તમારા ગુન્હાની માફી માગશો તો તમને આ નજર-
માંથી મુક્ત કરવામાં આવશે? આ બનાવમાં સર ફ્રેડરીક કરીના
દરેક વચનો પૂર્વાપર વિરૂદ્ધ જાય છે

છત્રસિંહે પ્રેસિડેન્ટને અપીલ કરી છતાં ન્યાય ન મળ્યો, ત્યારે તે અંગ્રેજોને તિરસ્કારવા લાગ્યો મહારાણી ઝિન્દનના દેશનિકાલથી અને દિલીપસિંહના લગ્ન કરવામાં સરકાર અડચણ નાખતી હોવાથી તે પ્રથમથી જ અંગ્રેજો તરફ ગુસ્સે તો હતો જ. એવામાં પોતાના પર અન્યાય ગુજરતો જોઇ તેનો ક્રોધ ભભુકી ઉઠ્યો તે સમજી ગયો હતો કે પંજાબ અંગ્રેજોના હાથમાં જવાનું છે અમારો ધર્મ, અમારું માન હમેશને માટે નષ્ટ થવાનું છે છત્રસિંહથી આ સહન ન થયું તેણે ગુરુ ગોવિન્દસિંહના મનથી પવિત્ર થએલું લોહી કશ મિતિ ન કરતા ધર્મ તથા જન્મભૂમિને ખાતર ઝુકાવ્યું

૨૦ મી સપ્ટેમ્બરે શેરસિંહને પિતા તરફથી સંદેશો મળ્યો આ શોચનીય સમાચારથી તે અધીરો થઇ ગયો તે હવે અંગ્રેજોને મિત્ર તરીકે જોઈ શકતો નહિ ૧૪ મી સપ્ટેમ્બરે તેણે લાહોરમાના પોતાના ભાઇપર લખ્યું કે મેં ધર્મ અને આબરૂના રક્ષણ માટે બ્રિટિશ સૈન્યથી છૂટા થવાની પ્રતિજ્ઞા કરી છે [2] શેરના આ પ્રતિજ્ઞા ન વગી ૭ મી સપ્ટેમ્બરે બ્રિટિશ લશ્કરે મૂલતાનના કિલ્લાપર

૧ Ibid P 127

૨ શેરસિંહે ૧૨મી કે ૧૩મીએ આવો સંકલ્પ કર્યો—Edwardes A year on the Punjab Frontier, Vol II P 606 Empire in Asia, P 347-348

હુમલો કર્યો. ૧૪ મી અપ્રેલને રોજ શેરસિંહ પોતાના સૈન્ય સાથે મૂળરાજને જઈ મળ્યો

શેરસિંહ પ્રથમથી જ બ્રિટિશ સરકાર સાથે મિત્રતા રાખતો આવ્યો હતો મેજર એડ્વર્ડસે પોતે લખ્યું છે કે "ઓગસ્ટ માસની આખર સુધી શેરસિંહ નિમકહલાલ રહ્યો હતો, એટલુંજ નહિ પણ તેણે પોતાના માણસોને વફાદાર રાખવામાં બારે જહેમત ઉઠાવી હતી."[1] શેરસિંહની નિમકહલાલી માટે આથી વધુ સાબીતિ શી હોય! આવો બહાદુર નર સર ફ્રેડરિક કરિ અને કેપ્ટન એબટના કાર્યથી સરકાર વિરુદ્ધ પડયા. એવો કોણ હોય કે જે પોતાના જ ન્યાયદાતાનું અપમાન મૂંગે મોંએ સહન કરે? એવો કોણ બહાદુર વીર હોય કે જે માનમરતબો તજી બીજાના તાબેદાર થાય?

શેરસિંહ બ્રિટિશ લશ્કરથી છૂટો પડશે, એ વાત મૂળરાજે સ્વપ્નમાં પણ ધારી નહોતી આવી અણધારી રીતે બનતી જોઈ મૂળરાજ શેરસિંહ તરફ પૂરો વિશ્વાસ રાખી શક્યો નહિ અંદેશા થઈ તેણે શેરસિંહના સૈનિકોને કિલ્લાની દિવાલ પર જોઈ પોતાના સૈનિકો અંદરના ભાગમાં ખેંચી લીધા આ રીતે શેરસિંહના સિપાઈઓને શત્રુ સન્મુખ એકલે હાથે ઝૂઝવું પડયું[2] આથી થોડા રોજમાં શેરસિંહ કરાળી મૂલતાન છોડી પોતાના પિતા પાસે

[1] Impire in Asia, P 34. Comp A year on the Punjab Frontier Vol II P 588-589

[2] A year on the Punjab Frontier Vol II P 621

ચાલ્યો ગયો. આ તરફ ડિસેમ્બર માસમાં મુંબઇથી મદદનીશ લશ્કર આવી પહોંચતાં ૨૬ મી ડિસેમ્બરે બ્રિટિશ લશ્કરે ફરીથી નગર પર હુમલો કર્યો ૧૮૪૯ ની ૨ જી જાનેવારીએ બ્રિટિશ લશ્કરની તોપોથી નગર પાયમાલ થઇ ગયું મુળરાજે કિલ્લામાં આશ્રય લઇ વીરતાથી આત્મરક્ષણ કર્યું પરંતુ છેવટે સૈનિકોની અવ્યવસ્થાને લીધે તે હાર્યો. ને ૨૨ મી જાનેવારીને રોજ વિજેતાને શરણ થયો.

આ પ્રમાણે મૂલતાન પડ્યું, મુળરાજ હાર્યો અને દેશનિકાલ થયો. પરંતુ છત્રસિંહ અને શેરસિંહના હૃદયમાં જે અગ્નિ ધકધકતો હતો તે નજીકમાં હોલવાય તેવું નહોતું ઇ. સ. ૧૮૪૯ મૂલતાન પછા પહેલાં ઇ. સ. ૧૮૪૮ ના નવેમ્બરની ૨૨ મી તારીખે રામનગરનું યુદ્ધ થયું તેમાં બ્રિટિશ સૈન્ય લગભગ હાર્યું તેને ઘણી નુકસાની વેઠવી પડી શેરસિંહ ૬૦ તોપો અને ૩૦ હજાર સૈનિકોનો સરદાર બની બેઠો હતો. એ મનુ લશ્કર ચિલિયનવાલા આગળ છાવણી નાખી પડ્યું હતું.

મૂલતાનમાં બનેલા બનાવના સમાચાર ઇંગ્લાંડ પહોંચ્યા, એટલે સર હેન્રિ લોરેન્સ ફરીથી હિંદમાં આવ્યો, અને ૧૦ મી જાનેવારીને રોજ લોર્ડ ગોફની છાવણીમાં હાજર થયો પરંતુ તે વખતે સર ફ્રેડરિક કેરિની મુદત પૂરી થઇ ન હોવાથી હેન્રિ લોરેન્સને વડા સેનાપતિના અવૈતનિક એ-ડિ-કો તરીકે કામ કરવું પડ્યું. બ્રિટિશ લશ્કર ૧૩ મી જાનેવારીએ ચિલિયનવાલા જઈ પહોંચ્યું શિખ સેનાપતિ શેરસિંહે ચતુરાઇથી લશ્કર ગોઠવ્યું હતું. સામા

વોટર્લુના રણક્ષેત્રપર અભિમાથે રમત કરી અલૌકિક રણવીર નેપોલિયન બોનાપાર્ટનું પાણી ઉતાર્યું હતું. તેઓએ ચિલિયનવાલાના રણક્ષેત્રપર શિખો ની બહાદુરી આગળ માથું નમાવ્યું. હિંદ દેશ આવા અલૌકીક વીરત્વને માટે હમેશા પ્રસિદ્ધ છે. જો કોઇ રણભૂમિથી છવાઇ ગએલ ગ્રીસની સાથે હિંદની તુલના કરવા માગે, જો કોઇ વીરોના સમાજના શિરોભૂષણરૂપ ગ્રીક સેનાપતિઓનું વિવરણ વાંચી હિંદ તરફ નજર કરે, તો અમે તેને જરાપણ સંકોચ રાખ્યા વગર કહેશું કે હલદિઘાટ હિંદનું થર્મોપિલી છે, અને ચિલિયનવાલા એ હિંદનું મેરેથોન છે મેવાડનો પ્રતાપસિંહ હિંદનો લિઓનીડાસ છે અને શેરસિંહ હિંદનો મિલ્ટાઇડીસ છે. ઇતિહાસમાં મેરેથોન અને થર્મોપિલીની કિમ્મત નાનીસુની નથી દુનિયાના તીર્થક્ષેત્રોમાં એની ગણના થાય છે એ રણક્ષેત્રોના વીર સરદારોની ચોતરફ વંદના થાય છે આપણે પણ ચિલિયનવાલાને વીરમણી સદીનું પવિત્ર યુદ્ધક્ષેત્ર માનવું જોઇએ કવિની કલ્પનામાં, ઐતિહાસિકોના નિષ્પક્ષપાત વર્ણનોમાં ચિલિયનવાલા અને શેરસિંહ હમેશને માટે અમર થઇ જવાના છે.[1]

---

1. આ છેલ્લુ યુદ્ધ ઇતિહાસમાં બીજા શિખ વિગ્રહ તરીકે ઓળખાય છે પરંતુ લાહોર દરબારે આ લડાઇઓમાં ભાગ લીધો નહોતો પહેલો શિખ વિગ્રહ જેમ લાહોર દરબાર અને અગ્રેજ સરકાર વચ્ચે થયો હતો, તે રીતે બીજો વિગ્રહ એ બે પક્ષ વચ્ચે થયો નથી લાહોર દરબારનું ઘણું ખરૂં સૈન્ય આ વિગ્રહમાં અગ્રેજોના પક્ષમાં હતું સ્વદેશવત્સલ સરદાર શેરસિંહે જુદા જુદા કારણોથી આ લડાઇ ઉભી કરી હતી માટે આ વિગ્રહને બીજા શિખ વિગ્રહનું નામ આપવું એ બરાબર નથી.

પરંતુ સૌભાગ્યલક્ષ્મી કદી હમેશા એક જણના પક્ષમા રહેતી નથી. સુખ પછી દુખ અને દુખ પછી સુખ એ જગતનો નિયમ છે. શેરસિહે ચિલિયનવાલામા જે વિજય મેળવ્યો, તે વિજય પર ગુજરાતની લડાઇથી પાણી ફરી વળ્યુ તે ચિલિયનવાલાથી ગુજરાત જઇ પોતાના પિતાને મળ્યો આ તરફ સેનાપતિ હ્યુઇમ મૂલતાનથી આવી ગૉફના સૈનિકોને મળ્યો ૨૧ મી ફેબ્રુઆરીને રોજ ગુજગતમા ફરી બને પક્ષ વચ્ચે લડાઇ જામી આ વખતે લૉર્ડ ગૉફને વિજય મળ્યો છત્રસિહ અને શેરસિહ વધારે ન લડતા ૧૪ મી માર્ચને રોજ વશ થયા ૩૫ સરદાર અને ૧૫૦૦ સૈનિકોએ હથિયારો વિજેતાને સોપી દીધા.

શિખ સરદારો હાર્યા છતા તેઓ નિમાલ્ય બની ગયા નહોતા બ્રિટિશ સનાપતિ સર વૉલ્ટર ગિલ્બર્ટની જમણી બાજુએ આવી હથિયાર ઉતારતા ઉતારતા શિખગુરુએ ગભીર અવાજે કહ્યુ કે ' અગ્રેજોના જૂલમથી, ઉશ્કેરાઈ અમે લડાઇમા ઉતર્યા હતા. અમે સ્વદેશને માટે યથાશક્તિ લડાઇ કરી છે અત્યારે અમે મુશ્કેલીમા આવી પડયા છીએ અમારા સૈનિકો પવિત્ર યુદ્ધક્ષેત્રપર વીરશય્યાપર સૂતા છે, અમારી તોપો, અમારા શસ્ત્રો અમારા હાથમાથી ગયા છે. અમે નાના પ્રકારની અગવડોથી શરણ થઇએ છીએ. અમે જે કઇ કર્યું તેથી અમે રજ પણ દીલગીર નથી અમે આજે જે કર્યું છે, તે અમારામા શક્તિ હશે તો કાલે પણ કરશુ'' આ પ્રમાણે હિમતપૂર્વક બોલી શિખ સરદારોએ એક પછી એક હથિયારો ઉતારી આપ્યા. હથિયારોનો જમીનપર ઢગલો કર્યાબાદ બધાએ ગભીર સ્વરે, અશ્રુપૂર્ણ નયને કહ્યુ, "આજથી મહારાજ રણજિત સિહનુ ખરેખર મરણ

થયું." પરંતુ આવા બહાદુર, સ્વદેશપ્રેમી શિખોને લાયક માન નજ મળ્યું. જે શિખો ગુજરાતના રણક્ષેત્રપર ઘવાયા હતા, તેઓ પર જરાપણ દયા બતાવવામાં ન આવી. ઓગણીસમી સદીના સુધારાના પ્રમુખ પ્રવાહમાં વીરનું સન્માન કરવાનો ગુણ હમેશને માટે ગુમ થઇ ગયો હતો.

આ પ્રમાણે શિખો સાથેનું છેલ્લું યુદ્ધ પૂરું થયું. લોર્ડ ડેલહાઉઝીએ પોતાનું સર્વશ્રાનક મુખ હવે પ્રયાણ કર્યું. ઇલિયટ સાહેબ ગવર્નર જનરલના પ્રતિનિધિ લાહોર દરબારમાં આવ્યા. સર ફ્રેડરિક કેરિની મુદત પૂરી થતાં સર હેન્રિ લૉરેન્સ ફરીથી રેસિડેન્ટ બન્યો. ઇલિયટ અને સર હેન્રિ લોરેન્સે ૨૮ મી માર્ચને રોજ મહારાજ દિલીપસિંહને પંજાબનું રાજ્ય કંપનીને સોંપી દેવાની સનદ આપી. ત્યારબાદ ૨૯ મી માર્ચે છેલ્લો દરબાર ભરાયો. દિલીપસિંહ આ વખતે છેલ્લીવાર પોતાના સિંહાસનપર બેઠો. થોડે દૂર બ્રિટિશ યોદ્ધાઓ હારબંધ ઉભા હતા. તેઓના શરીરપર તેજી હથિયારો ચમકતા હતા, દિવાન દીનનાથે આ જુલમ નિવારવા બહુ પ્રયત્ન કર્યો. મધિના નિયમો બતાવી શિખ રાજ્ય બચાવવા ઘણી વકીલાત કરી. પરંતુ પરિણામ કંઇ ન આવ્યું. ડેલ્હાઉઝીનું જાહેરનામું વંચાયા બાદ દરબાર બરખાસ્ત થયો. રણજિતના કિલ્લાપર બ્રિટિશ વાવટો ઉડવા લાગ્યો. કિલ્લાપરથી તોપોના અવાજ થયા. મહારાજ રણજિતસિંહનું વાક્ય ખરૂં પડ્યું. પંજાબ હિંદના નકશામાં લાલરંગથી રંગાયું.[1]

૩૦ મી માર્ચે ડેલ્હાઉઝીનું આ જાહેરનામું ફિરોજપુરથી હિંદના

૧ Empire in Asia, P. 351.

બધા પ્રાંત સુલકના જાહેર થયુ. બ્રિટિશ સરકારે પંજાબ ખાલસા કર્યાના જાહેરનામામા મહારાજ દિલીપસિંહ અને તેના પરિવાર માટે વાર્ષિક ૪ લાખથી ઓછા નહિ, અને ૫ લાખથી વધારે નહિ એટલા રૂપીઆ આપવાનું સ્વીકાર્યું. જે જગપ્રસિદ્ધ કોહિનૂર અંગાધિપતિ કરણના કબજામા હતો, તે અનેક સ્થળે ફર્યા બાદ મહારાજ રણજિતસિંહના કબજામા આવ્યો હતો. રણજિતસિંહ તે હીરો હમેશા હાથમા પહેરી રાખતો. ડેલ્હાઉઝીએ તે હીરો 'પાચ જૂતા'ની કીમ્મતે તેના પુત્ર દિલીપસિંહ પાસેથી પડાવી લીધો.[1]

૧. કોહિનૂર ઇતિહાસ અદ્ભુત છે લોકવાયકા એવી છે કે એ હીરો ગોલકોંડાની ખાણમાથી કરણ રાજાના અધિકારમા આવ્યો ત્યાર પછી તે ઉજ્જયનીના રાજાના કબજામા આવ્યો. ચૌદમી સદીમા અલ્લાઉદ્દીને માળવા છત્યુ ત્યારે તે તેના કબજામા આવ્યો. પઠાણ રાજ્યનો ધ્વંસ થયા બાદ તે મોગલોના કબજામા આવ્યો. મહમ્મદશાહના વખતમા નાદિરશાહ તે હીરો ઈરાન લઇ ગયો. નાદિરના ખૂન થયા બાદ અહમ્મદશાહ અબદાલીએ હીરો કાબૂલ લાવ્યો. અહમ્મદશાહના મરણ બાદ તે હીરો તેના વારસ શાહ શુજાના હાથમા આવ્યો. મહારાજ રણજિતસિંહે શાહ શુજા પાસેથી એ હીરો છીનવી લીધો. અત્યારે તે પંચમજ્યોર્જના મુગટમા વિરાજે છે. કહેવાય છે કે એક વખત બ્રિટિશ પ્રતિનિધિએ રણજિતસિંહને એ હીરાની કિમ્મત પૂછી રણજિતે હસતાહસતા કહ્યુ કે " ઇસકી કિમત પાચ જૂતી " અર્થાત્ બધાએ એ હીરો તેના પૂર્વ વારસો પાસેથી બળવડે છીનવી લીધેલો છે Encyclopoedia Britannica (Eighth Edition) Vol. VIII P. 4-5

એ આવ્યો હતો. પણ શેરસિંહજી ખુલ્લી રીતે બ્રિટિશ ા
સં ચેપડો પકડ્યા હતા[1] તે પણ પોતાના પિતાના ભયકર તી
જ પ્રથમ જણાવ્યુ છે તેમ ઑગસ્ટ માસની આખર એ
રદાર હતો, એવી ખાત્રી મેજર એડવર્ડસ પોતે
સુ ટેન્ટ પર જે જે પત્રો લખ્યા છે, તેમા શેરસિંહના
આપે
ઘણા વખાણો કર્યા ...[2] ...
પોતાના સ્વધર્મીઓ વિરુદ્ધ લ... ત્યારે
કેવળ શેરસિંહજી સ્વધર્મીઓનો ગુસ્સો ... ને મદદ
આપી, જ્યારે મૂલરાજનુ સૈન્ય બ્રિટિશ સૈન્ય પર ... યુ, ત્યારે
શેરસિંહે તેને હરાવી પાછુ હાંકી કાઢ્યુ, જ્યારે મૂલતાનીઓએ
બ્રિટિશ સેનાનાયકોને આગળ વધતા અટકાવ્યા, ત્યારે શેરસિંહે
તેઓને હઠાવવામા આગળ પડતો ભાગ લીધો[3]. આવો વફાદાર
સરદાર છેવટે પિતાના અપમાનથી જંજરિત થઈ બ્રિટિશ સરકાર
વિરુદ્ધ લડ્યો વધુ શુ કહીએ, લૉર્ડ ડેલ્હાઉઝીએ પ્રતિનિધિસભાના
૭ વફાદાર પ્રતિનિધિઓને કહ્યું હતુ કે "જો તમે બ્રિટિશ સરકાર
સાથે એક મન નહિ થાઓ, જો દિલીપસિંહને પદભ્રષ્ટ કરવાના
અને પંજાબ બ્રિટિશ સરકારને સોંપી દેવાના કરારનામા પર સહી
નહિ કરો તો તમારી બધી સપત્તિ જપ્ત કરવામા આવશે." આ

૧ Retropects &c. P. 159

૨ Edwardes, Punjab Frontier. Vol. II. P. 588–589

૩ Ibid PP. 564–5[illegible]

પરંતુ પ્રસ્તુત વિષયમાં લૉર્ડ ડેલ્હાઉઝીની એ ઉક્તિ કરતાં એક ઐતિહાસિકની ઉક્તિ બહુ બંધ કર છે ઇતિહાસ લખવા જતાં તેણે એક સ્થળે બરડી માર્યું છે, કે "શિખોએ લડાઈ જાહેર કરી પોતાને બધી બાજુએથી સંકટમાં ફસાવ્યા હતા, ધર્મયુદ્ધ કરવા તેઓએ બધું ગુમાવ્યું છે બ્રિટિશ સરકાર સહુ જ ધીરજ બતાવતી આવતી હતી, પણ તેઓએ વિશ્વાસઘાત અને ઉતાવળપણાથી એ ધીરજ અને સહનશીલતાનું વિલક્ષણ વેર લીધું છે।"[૧] આ ઇતિહાસકારની લેખણમાંથી એક સ્થળે નીચેનું વાક્ય ઝર્યું છે. "પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે એક સાહસી જાતિનું આવું યુદ્ધ ખરેખર માનવજાતિમાં એક પ્રસિદ્ધ દશ્ય ગણાતું જોઈએ એ યુદ્ધના સરદારો વાસ્તવિક રીતે અનુકંપા અને સન્માનના અધિકારી છે. પરંતુ એ સરદારોએ આપણને દગો દીધો હતો. આપણો વિશ્વાસઘાત કર્યો હતો જૂઠાણું અને છળકપટ દ્વારા તેઓએ પોતાની પ્રમાણિકતા ગુમાવી હતી[૨]"

આ ઇતિહાસ કેવળ સ્વજાતિનું ગારવ જાળવવા ખાતર આવી રીતે પરસ્પર વિરુદ્ધ વચનો ઉચ્ચારે છે યુદ્ધમાં કારણો તપાસતાં સ્પષ્ટ સાબીત થાય છે કે, રેસિડેન્ટ અને લૉર્ડ ડેલ્હાઉઝીની અવ્યવસ્થાને લીધે જ આ લડાઇ ઉત્પન્ન થઇ હતી ડેલ્હાઉઝીની સરકારે મહારાણી ઝિન્દને દેશપાર કરી વૃદ્ધ શિખસરદાર છત્રસિંહને બેઆબરૂ કર્યો અને પરાક્રમી શેરસિંહના હૃદયમાં આગ સળગાવી આવી અવ્યવસ્થિત રાજનૈતિક ચતુરાઇથી લડાઇ જાગે, તેમાં શિખો વા૦

૧ Kaye's Sepoy War, Vol I P 46
૨ Kaye,s Sepoy War, Vol 1. P 58

માટે દોષિત ગણાવા જોઈએ ? અપક્ષપાતપણે વિચાર કરનાર જરૂર કહેશે કે શિખોએ પોતાની આબરૂ જાળવવા ખાતર હુલ્લડ જગાવી હતી. રેસિડેન્ટની સત્તા મચાવવાની લાલસાએ તેઓને ઉશ્કેર્યા અને ડેલ્હાઉસીની રાજનીતિએ તેઓને લોહીની નીક વહેવડાવવાની ફરજ પાડી. ડેલ્હાઉસીએ અમરપુરમાં શાન્તિની આશા દર્શાવતાં જે વચન આપ્યું હતું, તેમાં કશો સાર જણાતો નથી. તેણે એક તરફથી પંજાબમાં રાજનૈતિક ચક્ર ફેરવ્યું હતું, અને બીજી તરફથી 'શાન્તિ શાન્તિ' બોલી લોકોના હૃદય આકર્ષવાની આશા રાખી હતી. શિખો લડાયક અને સ્વતંત્રતા પિપાસુ જાતિ તરીકે જગતમાં પ્રસિદ્ધ છે. ડેલ્હાઉસીએ આવી શૂરવીર જાતિનું અપમાન કરી શાન્તિની આશા રાખી હતી અને એ જ્વાળામુખીના સમાજને તરછોડી પરમ સહનશીલતા અને ધૈર્યતાની પરાકાષ્ઠા બતાવી હતી.

સરદાર શેરસિંહ પ્રથમથી જ વફાદાર હતો, પણ છેવટે રેસિડેન્ટે તેના વૃદ્ધ પિતાનું ભયંકરમાં ભયંકર રીતે અપમાન કર્યું તે તેનાથી સહન ન થયું. અપમાનિત અને પદભ્રષ્ટ વીરપુરુષ છત્રસિંહ ઉઠ્યો તો તે ઇતિહાસમાં કદી ધિક્કારવા યોગ્ય ન ગણાય. શેરસિંહના પિતાનું અપમાન કરવામાં આવ્યું ન હોત તો તે કદી અંગ્રેજો પ્રતિ હાથ ઉગામત નહિ; તેની વૈરવૃત્તિ જાગૃત થાત નહિ. તે અપમાન પામી અપમાન કરનાર સામો ઉઠ્યો હતો; તે કોઈપણ કાવતરામાં ભળ્યો નહોતો. તેણે વિશ્વાસઘાત કે જૂઠાણાનો આશ્રય લીધો ન હતો. તેણે વીર ધર્મ મુજબ સમરક્ષેત્રની દીક્ષા લીધી હતી, અને આખરે કુટિલતા સતાવી છેવટે પણ વીર ધર્મનું પાલન કર્યું હતું. સ્વદેશની સ્વાધીનતા માટે આ વીરની આવી સર્વાર્પણતા વંદનીય છે. કોઈ નિંદાખોર માણસ આવા વીર પર છોને ગમે તેટલું આળ ચડાવે,

કોઇ અનુદાર અને અંદૂરદર્શી માણસ તેને બસે તે જાડો અને વિશ્વાસઘાતી માને. પરંતુ સર જાન કેના જેવા ઉદાર માણસની લેખિનીમાંથી આવા અનુદાર વચનો નીકળે એ અનુચિત છે. અમે દિલગીરી સાથે કહીએ છીએ કે કે સાહેબના આવા વચનોથી ઇતિહાસનું માન નષ્ટ થયુ છે, તેની પવિત્ર કલમ પક્ષપાતના દોષથી કલુષિત થઇ છે.

પરંતુ કેની માફક બધા ઇંગ્રેજ સરદારોને ધિક્કારતા નથી; ડેલ્હાઉઝીની ગજનીતિને વખાણી પોતાની જાત જણાવતા નથી. મેજર ઈવાન્સ બેલે લખ્યું છ કે ' લૉર્ડ ડેલ્હાઉઝીએ કહ્યુ હતુ કે ' અમે અમારા મગીર ગજાનુ રાજ્ય જીત્યુ છે'' પરંતુ આ કઇ જીત ન કહેવાય. આતો ભયકરમા ભયકર વિશ્વાસઘાત કહેવાય. દિવાની અને ફોજદારી કાર્યો આપણા હાથમા હોવાથી આપણુ માન પંજાબમા દિવસે દિવસે વધતુ જતું હતુ. બધા કિલ્લાઓ આપણા હાથમા હતા, બળવાખોરોને શાંત પાડયા હતા આપણે દિલીપસિંહના રાજ્યનુ રક્ષણ કરવાની જવાબદારી માથે લીધી હતી, સંધિના નિયમો તોડી પંજાબના અધીશ્વર બનવાની ઇચ્છાથી એ કાર્ય પાડી લીધું નહોતું. પૌર્વાત્ય લાકોના વિચાર મુજબ જે અસખ્ય રાજાઓને પોતાની સત્તા તળે લાવે તે ચક્રવર્તી કહેવાય ડેલ્હાઉઝી સરલ હૃદયે હિંદના રાજાઓને અનાયાસે પોતાના તાબામા લાવી શકત, પણ તેણે એમ ન કરતા સંધિની શરતો તોડી, ઇતિહાસનુ અપમાન કર્યું, ઉત્તર હિંદમા સુધારા કરવાનો યોગ્ય અવસર ગુમાવ્યો અને અન્યાયથી હિંદસામ્રાજ્યનુ વાતાવરણ ભયકર કરી મૂકયુ. બ્રિટિશની પ્રજા અમારા આ વચનોને અનુમોદન આપશે [૧]

[૧] Retrospects and prospects, &c P. 178–179.

ટોરેન્સે કહ્યુ છે, કે 'દિલીપસિહને પદભ્રષ્ટ કરી પજાબ ખાલસા કરવુ એ અસત્ય ન્યાયી કૃત્ય નથી દિલીપસિહ બાળક હતો, માટે તે સાક્ષાત્ રીતે રાજનીતિની કોઈ પણ બાબતમા જવાબદાર નૃથી રાજપ્રતિનિધિસભાના પ્રમુખ તરીકે રેસિડેન્ટ હતો રાજધાનીમા કઈ પણ પ્રકારની ગરબડ મચી નહોતી સાધારણ પ્રજા પણ બળવામા ભળી નહોતી, રાણી હજાર માઇલ દૂર કારાગારમા જેલી હતી. ગોપાલસિહ મિત્રતા બતાવતો હતો, કેવળ મુલતાને બડ કર્યુ હતુ છેવટે તે પણ જીતાયુ અને નિષ્ઠુર બળવાખોરોને સજા કરવામા આવી જો લશ્કરી કાયદો જાહેર કરી રૈન્ય ખાલસા સૈનિકોની સપત્તિ જપ્ત કરવામા આવી હોત તો સધી ન્યૂનતાની વાત રહેત અને ન્યાયીપણુ દર્શાવવાની તક મળત આમ ન કર્યુ તેથી નિષ્પક્ષપાત ઇતિહાસ જરૂર કહેશે કે પજાબની જીત એ કેવળ લૂટફાટ જ હતી [૧]

લુડલોએ લખ્યુ છે કે 'દિલીપસિહ બાળક હતો તે મ ૧૮૫૪ મા ત ઉમરમા આઠ વર્ષનો હતો આપણે જાહેર રીતે તેના રક્ષણની જવાબદારી ભારી હતી જ્યારે આપણે તેના રાજ્યમા દાખલ થયા ત્યારે ( ઇ સ ૧૮૪૮ ના નવેમ્બરની ૧૮ મી ) જાહેર કર્યુ હતુ કે જેઓએ શાસનસમિતિ વિરુદ્ધ હથિયારો સજ્યા છે, તેઓને સજા કરવા ખાતર અમારે અહીં આવવુ પડ્યુ છે એ વચન આપણે છ માસમા દિલીપસિહનું રાજ્ય ભરખી જઇ પાળ્યુ' ઇ સ ૧૮૪૯ ના માર્ચની ૨૮ મીએ પજાબની સ્વતત્રતા ઇઙ

---

૧ Empire in Asia P 352-353

થઇ, આપણા રક્ષણ નીચેનો બાળક આપણો નોકર થયો, રાજ્યની બધી મિલ્કત કંપનીના તાબામા આવી, અને પ્રખ્યાત કોહીનૂર મહારાણીના રત્નભંડારમા પહોચ્યો ટુકામા આપણે આપણા રક્ષણ નીચેના બાળકને બધી રીતે લૂંટી રક્ષણનું કાર્ય બરાબર બજાવ્યુ.

× × × દિલીપસિંહના રક્ષણની જવાબદારી લીધા બાદ તેની પ્રજાના અપરાધની સજા તેને કરવી એ અતિશય અન્યાયી કાર્ય છે આપણે બળવાખોર પ્રજાને કાબૂમા રાખી રક્ષકનું કાર્ય બજાવ્યુ છે, પણ તે ખાતર દિલીપસિંહને સંપત્તિચ્યુત કરવો એ યોગ્ય નથી એ બાબતમા આપણને કશો અધિકાર નથી કોઇ વિધવાના કેટલાક નોકરોએ બાળવો કરાવી પોલિસપર હુમલો કર્યો, પોલિસે તેઓને હરાવી એ વિધવાના રક્ષણની જવાબદારી માથે લીધી, બંને પક્ષ વચ્ચે ઘણી દગો થયો, આ વખતે પણ પોલિસ છતી આ પ્રસગ બન્યા બાદ પોલિસનો ઉપરી આવી વિધવાને કહેવા લાગ્યો ' આપનુ ઘર સંપત્તિ વગેરે બધુ પોલિસના તાબામા જશે તમને ફક્ત વાર્ષિક અમુક રકમ મળશે તે સિવાય તમારી પાસે જે મૂલ્યવાન હીરાનો હાર છે તે પોલિસ કમિશનરને આપવો પડશે.' આ ઘટના અત્યારે જે દિલીપસિંહ ખ્રિસ્તી ધર્મ સ્વીકારી ઇગ્લાંડની અભિજાત શ્રેણીમા દાખલ થયો છે, તેની નિર્દોષ બાલ્યાવસ્થામા આપણે તેની સાથે જે વર્તન ચલાવ્યુ છે, તે સાથે બરાબર મળતી આવતી નથી ?

બીજાનુ રાજ્ય ભરખી જતી વખતે બ્રિટિશ ન્યાય સંબંધમા આપણા લૉર્ડ ડેલ્હાઉઝીના આવા વિચારો હતા અને એ વિચારોને અનુમોદન આપવામા બ્રિટિશ પાર્લમેન્ટ પોતાની કૃતકૃત્યતા માનતી હતી[૧] ".

---

૧ J. M Ludlow, British India its Races and its History, Vol II, P 166—167.

પંજાબ તાબે થયું. મહારાજા દિલીપસિંહને પંજાબ બહાર ફતેહગઢમાં રાખવામાં આવ્યા. તેની જે કંઈ સંપત્તિ હતી તે અંગ્રેજ સરકારે લઈ લીધી[1]. દિલીપસિંહ અને તેના કુટુંબને વાર્ષિક ૪ લાખથી ઓછા નહિ ને ૫ લાખથી વધુ નહિ એટલા રૂપીઆ આપવાનું વચન આપ્યું હતું પરંતુ રાજભ્રષ્ટ થયા બાદ તેને વાર્ષિક ૧ લાખ ૨૦ હજાર રૂપીઆ મળ્યા હતા. સાત વર્ષ બાદ એ રકમ વધારી ૧॥ લાખની કરવામાં આવી હતી. ઇ. સ. ૧૮૫૮ થી દિલીપસિંહને વાર્ષિક ૨॥ લાખ રૂપીઆ આપવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો[2] જુદા જુદા બહાના દર્શાવી એ રકમમાંથી સરકારે ૭૦ હજા-

---

૧ દિલીપસિંહે પોતે કહ્યું છે કે મારી અંગત સંપત્તિમાંથી વર્ષે અઢી લાખ રૂપીઆની આવક થતી. મીઠાની ખાણમાંથી વર્ષે લગભગ ૪૦ લાખ રૂપીઆ મળતા. એ સિવાય માલ, દાગીના વગેરે દ્રવ્ય પુષ્કળ હતું. અંગ્રેજ સરકાર એ સંપત્તિના રક્ષક હતા તો પણ સરકારે એ બધું વેચી નાખ્યું. બળવા વખતે દિલીપસિંહના ફતેહગઢમાં આવેલા મકાનમાં લગભગ અઢી લાખ રૂપીઆ જેટલું નુકસાન થયું. સરકાર તે માટે ૩૦ હજાર રૂપીઆ આપવા તૈયાર થઈ પણ દિલીપસિંહે એ પૈસા ન લીધા.

૧ આ અઢી લાખ સિવાય દિલીપસિંહના કુટુંબીજનો માટે સરકારે દર વર્ષે ૧૮૦૦૦૦ રૂપીઆ આપવાનું ઠરાવ્યું હતું પણ એ કુટુંબીજનોમાંના કેટલાક મરણ પામવાથી સરકારે દર વર્ષે ૪૦ થી ૫૦ હજારની રકમ આપી હતી. બાકીના રૂપીઆ દિલીપસિંહના હાથમાં ન આવતા સરકારના ખજાનામાં ગયા હતા.

ગ્થી વધુ રૂપીઆ કપાંતા હતા. એટલે છેવટે પંજાબકેસરીના પુત્રને અંગ્રેજ સરકાર તરફથી વાર્ષિક ૧ લાખ ૮૦ હજારથી પણ ઓછા રૂપીઆ મળતા હતા.

રાજભ્રષ્ટ થતી વેળા દિલીપસિંહની ઉમર અગિયાર વર્ષની હતી. તે એ વખતે સર જૉન લોગિન નામના એક અંગ્રેજના હાથ નીચે કેળવણી લેતો હતો ઇ. સ. ૧૮૫૩ ના ફતેહગઢના એક પાદરીએ તેને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી ત્યારબાદ એક વખતે પંજાબકેસરીનો ખ્રિસ્તી પુત્ર ઇગ્લાંડ ગયો[1] છેવટે ૫ ગ્સિમા તે

[1] ઇંગ્લાંડના કાયમનો નિવાસ કરવો, એવો દિલીપસિંહનો ઇરાદો નહોતો. બ્રિટિશ સરકારની જોગવાઈથી તને એવી રીતે વસવાની જરૂર પડી હતી ઇ. સ. ૧૮૫૭ મા સિપાઈઓના બળવા વખતે સરકારે તેને સ્વદેશમા આવવા દીધો નહોતો. ઇંગ્લાંડમા ઘણો વખત વીતાડવાથી દિલીપસિંહને સ્વદેશ આવવાનુ મન થયુ હતું. તેણે એ સમયે વિલાયતથી પોતાની પ્રિયતમ જન્મભૂમિ પંજાબના રહેનારાઓ ઉદ્દેશી નીચેનો પત્ર લખ્યા હતો

"પ્રિયતમ સ્વદેશીઓ! હિંદમા કાયમ વસવાટ કરવાની મને બહુ ઇચ્છા ન હતી. પરંતુ સદ્ગુરુ બધાનો વિધાતા છે તે મારા કરતા શક્તિમાન છે. હુ તેનો ભૂલો પડેલો જીવ હુ મારી ઇચ્છા નથી છતા હુ તેની ઇચ્છાથી ઇંગ્લાંડ તજી હિંદમા આવી સામાન્ય સ્થિતિમા વસીશ. હુ સદ્ગુરુની ઇચ્છા આગળ માથુ નમાવુ છુ, જે મારૂ છે. તે થશે જ!

"ખાલસાગણ! હુ આપણા પૂર્વજોનો ધર્મ તજી ખ્રિસ્તી

મરણ પામ્યો. પ્રસિદ્ધ કોહીનુર અત્યારે મહારાજા પંચમ જ્યોર્જના મુગટમાં વિરાજે છે અને મહારાણી ઝિન્દન ! જેને 'માં' પ્રભુભક્ત ખાલસા અનિકો લગાડમા નથી હના તેની શી દશા થઈ? પોતાની સ્થિતિ પર થયેલા રૂપાંતરપરિ પરિવર્તનો, વૃદ્ધાવસ્થા એમના એક દીકરાનું પરધર્મમાં વટલી વિદેશ જવુ એ બધા વાવાઝોડાને સહી એ

---

થો છુ તે ખાતર મને માફી આપશો. જ્યારે ખ્રિસ્તી ધર્મમાં વટલાયો ત્યારે મારી ઉમર મ. નાની હતી

'. મુંબઈ આવી શિખધર્મ ગ્રહણ કરીશ × × × બાબા નાનકના અનુશાસન મુજબ ચાલીશ અને ગુરુ ગોવિંદના હુકમ માથે ચડાવી ઈ.

મારી ખાસ ઈચ્છા છતાં ! પંજાબમાં આવી આપ સર્વને મળી શકીશ નહિ એ માટે આપને આ પત્ર લખવાની મને જરૂર પડે છે

' હિંદસામ્રાજ્યની અધીશ્વરી પ્રતિ મારી જે પ્રગાઢ ભક્તિ છે, તેનુ યોગ્ય ઇનામ મળ્યુ છે સદ્‌ગુરુની ઇચ્છા પૂર્ણ થાઓ

વાહે ગુરુજી પ્રતે

પ્રિયતમ મ્હેરીઓ.
. આપના લોહી અને માંસથી ઘડાએલો
દિલીપસિંહ

દિલીપસિંહ હિંદ આવતો હતો પરંતુ આ પત્ર જાહેર થયા બાદ સરકારે નાનાપ્રકારના વાંધા લાવી તેને એડન આગળ અટકાવ્યો પંજાબકેસરીના પુત્રે શિખધર્મ સ્વીકાર્યો હતો પરંતુ મનમાનના કારણથી તેને વળી વિનાયક જઈ રહેવું પડયું હતું

પુત્રવત્સલ માતા પુત્ર પાસે જઈ પહોંચી ઈ સ ૧૮૬૩ મા સમુદ્ર વેષ્ટિત, અપરિચિત, અજ્ઞાત અને નિર્જન સ્થાનમા પ્રાણાધિક પુત્રની બાજુએ મહારાજ રણજિતસિંહની આ રાજરાણી પટરાણીનો જીવન સ્રોત અનંત કાળ સાગરમા ભળી ગયો

લૉર્ડ ડેલહાઉઝીએ સંધિ તોડી પંજાબ ખાલસા કર્યુ હતુ છતા તેણે તેની વ્યવસ્થા કરવામા ઢીલ કરી નહોતી જે જાહેરનામા દ્વારા પંજાબને બ્રિટિશ સામ્રાજ્યમા ભેળવી નાખવાનુ જાહેર કરવામા આવ્યુ હતુ તે જાહેરનામુ ગવર્નર જનરલની ઑફિસમા લાંબો સમય પડી રહ્યુ નહોતુ જ્યારે લૉર્ડ ગૉફ ખાલસા સૈન્યને હરાવવાની પેરવી કરી રહ્યો હતો, તે વખતે ગવર્નર જનરલ પંજાબને ખાલસા કરવાનો દૃઢ નિશ્ચય કરી રેસિડન્ટ સાહેબ સાથે તેનો અમલ કરવા માટે વિચાર ચલાવતો હતો ગુજરાતની લડાઈ બાદ પંજાબની બધી વ્યવસ્થા સરકારના હાથમા આવી અમલદારો તૈયાર હતા, વ્યવસ્થાના નિયમો તૈયાર હતા અમલદારોએ પોતપોતાના ચાર્જ તપાસી લીધો સરસુબા તરીકે પણ એવો અમલદાર પસંદ કરવામા આવ્યો હતો કે તેના તરફ સર્વને શ્રદ્ધા હતી વિશ્વાસ હતો તે કામ કેમ કરવુ તે બરાબર જાણતો હતો

સરકારને જે રાજ્ય મળ્યુ હતુ તેનો વિસ્તાર ૫૦ હજાર ચોરસ માઈલનો હતો વસ્તી ચાળીસ લાખની હતી રહેવાશીઓમાના ઘણા ખરા હિંદુ શિખ અને મુસલમાનો હતા શિખો ગુરુ નાનકના સાધનાથી અને ગુરુ ગોવિંદના મહામંત્રથી જાગૃત થઈ પંજાબના ધણી થઈ પડ્યા હતા એ શિખોને બ્રિટિશોએ હરાવ્યા શિખો કંઈ પંજાબના જૂના માલિક નહોતા મુસલમાનોએ પંજાબના ઘણા ખરા

નગરો સમૃદ્ધ બનાવ્યાં હતાં. પંજાબનાં ઘણાં ખરાં ગામો મહમદ પયગંબરના આવિર્ભાવ પહેલાં સ્થપાયાં હતાં, મુસલમાનોએ એ ગામોને સુશોભિત કર્યાં હતાં. મુસલમાન શહેનશાહો દિલ્હીની માફક લાહોરમાં પણ વખતોવખત રહેતા હતા. એ પહેલાં પંજાબનો કેટલોક ભાગ ગ્રીક અને બાક્ટ્રીયન રાજાઓના કબજામાં હતો. બૌદ્ધ યુગમાં એ રાજાઓએ પોત પોતાનો પ્રતાપ પંજાબપર વિસ્તાર્યો હતો. પંજાબના લોકો જેમ જુદા જુદા ધર્મમાં વહેંચાઇ ગયા હતા, તેમ પંજાબનું પ્રાકૃતિક દૃશ્ય પણ નાના પ્રકારનું હતું. કોઇ સ્થળે સુંદર ફળદ્રુપ જમીન આંખો ઠારતી હતી, તો કોઇ સ્થળે આગના ભડકા ઉડાડતી રેતાળ જમીન માણસોની ચામડી બાળી નાખતી હતી. કોઇ સ્થળે જંગલી પ્રાણીઓથી ભરપૂર વન માલમ પડતાં હતાં, તો કોઇ સ્થળે હિમાલયના ઉન્નત શિખરો પંજાબની શોભામાં વધારો કરતા હતા. આ મનોહર ભુમિમાં પંચનદ કલકલ નિનાદે વહી જતી હતી આવો મહાન દેશ બ્રિટિશ પતાકાથી શોભવા લાગ્યો અને તેની સુંદર ભૂમિએ સર્વથી વધારે કાર્યકુશળ બ્રિટિશ રાજપ્રતિનિધિનું ધ્યાન ખેંચ્યું.

પંજાબના કારભાર માટે નવી પદ્ધતિ મુજબ નવી સમિતિ ગોઠવવામાં આવી હતી. લોર્ડ ડેલ્હાઉઝી લશ્કરી ખાતાનો વિરોધી નહોતો. તે અનુભવી પુરુષોનો સદા સત્કાર કરતો, તેને વસુલાતખાતાપર અને લશ્કરી ખાતાપર સરખો વિશ્વાસ હતો. તે એ સમજતો હતો કે એ બંને પક્ષ યોગ્ય સહકાર વડે એક સંપ થઇ કોઇપણ દેશનો કારભાર ઉત્કૃષ્ટ રીતે ચલાવી શકે છે. માટે ડેલ્હાઉઝીએ એ બંને પક્ષમાંથી

શરૂ કર્યું.

બંને પક્ષના કાર્યસ્થળ નક્કી થયા. બંને પક્ષના અનુભવી લોકોને યોગ્ય સ્થળે નીમવામાં આવ્યા. એ બધાઉપર એક શાસનસમિતિ નીમવામાં આવી; તીક્ષ્ણબુદ્ધિ વાળો હેન્રિ લૉરેન્સ એ સમિતિનો નાયક બન્યો સ્વતંત્ર વિચાર કરી શકે તેવા સૂક્ષ્મદર્શી માણસોને પંજાબમાં સર્વત્ર ગોઠવવામાં આવ્યા હતા. હેન્રિ લૉરેન્સ પોતે બાહેર બહુવદા કુશળ હતો, કર્તવ્યનિષ્ઠ હતો. કોઇપણ માણસ તેના કરતાં વધારે લાયક નહોતો; શિખો જેવી લડાયક જાતિને વશકરવાને અધિક શકિતમાનનહોતે

હેન્રિ લૉરેન્સનો ભાઇ જૉન લૉરેન્સ નામનો સમિતિનો બીજો સભાસદ હતો. જૉન લૉરેન્સ કંપનીનો સિવિલ અમલદાર હતો તે બહુ અનુભવી હતો. જો કે તે વિલિયમ પિટ, જૉન બ્રાઇટ અથવા પ્રિન્સ બિસ્માર્ક જેવો અસાધારણ બુદ્ધિશાળી નહોતો છતાં તે હોશિયાર અમલદાર તરીકે પ્રસિદ્ધ હતો. તેણે પોતાની નોકરીની શરૂઆતમાંજ વાયવ્ય પ્રાંતોના મહેસુલના બંદોબસ્ત કરવામાં હોશિયારી બતાવી હતી ત્યારબાદ તે દિલ્હીનો મેજિસ્ટ્રેટ થયો, ત્યાં તેણે એવું સરસ કામ કર્યું કે પહેલા શિખ વિગ્રહના ખર્ચ પેટે મળેલા જલંધર દોઆબના શાસનકર્ત્તા તરીકે લૉર્ડ હાર્ડિંજે તેની નિમણુક કરી ત્યાર બાદ હેન્રિ લૉરેન્સ ઇંગ્લાંડ ગયો એટલે જૉન લાહોર જઇ રેસિડેન્ટના પ્રતિનિધિ તરીકે રહ્યો હતો જો કે બંને ભાઇઓના સ્વભાવમાં બહુ ફેર હતો છતાં બંને દૃઢ કર્તવ્યનિષ્ઠ અને શાન્ત હતા બંનેએ કુશળતા દર્શાવી ઇતિહાસમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

લાહોરની શાસનસમિતિનો ત્રીજો સભાસદ ચાર્લ્સ ગ્રેન્વિલ મેન્સેલ હતો. એ પણ સિવિલ અમલદાર હતો. મહેસુલી કામમાં તે નિષ્ણાત ગણાતો હતો ટુંકામાં પંજાબની શાસનસમિતિમાં એવા યોગ્ય નરો નીમાયા હતા કે એ બાબતમાં લૉર્ડ ડેલ્હાઉઝીને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાતું નથી

આ શાસનસમિતિના સભાસદો એકંદર કારભાર માટે પરસ્પર જવાબદાર છતાં દરેક માણસને જુદા જુદા વિષયની જવાબદારી સોંપી દેવામાં આવી હતી. હેન્રિ લૉરેન્સે સરદારો સાથે સંબંધ રા-

વાનુ, પંજાબની સૈનિક ટુકડીઓની વ્યવસ્થા કરવાનું, અને બાળક મહારાજાની કેળવણીનો બંદોબસ્ત કરવાનું કામ સોંપાયું હતું જૉન લૉરેન્સના ભાગમાં દિવાની અને મહેસુલ ખાતાનું કામ આવ્યું હતું અને મૅન્સેલ ન્યાયખાતાનો ઉપરી થયો હતો. પંજાબને નાના ભાગમાં વહેંચી નાખવામાં આવ્યો હતો. દરેક વિભાગમાં એક કમિશનર અને તેના મદદગાર તરીકે ડેપ્યુટિ કમિશનર નીમવામાં આવ્યો હતો.

જે જે અમલદારો પંજાબમાં નીમાયા હતા, તેઓમાંના ઘણાખરા એક સાથે હિંદના ઉંચામાં ઉંચા દરજ્જે ચઢ્યા હતા. ડેલ્હાઉસી પંજાબની વ્યવસ્થામાં ઘણો રસ લેતો હોવાથી ઘણા લાયક અમલદારો શોધી શોધીને પંજાબમાં કામ કરવા આવ્યા હતા. જુવાનીની દૃઢતા અને મહેનત તથા પ્રૌઢત્વનું ડહાપણ અને કરેલપણું આ દરેક અમલદારોમાં જણાતું હતું. રોબર્ટ મોન્ટગોમરી, ફ્રેડરિક મેકનન્, જ્યોર્જ મેકગ્રેગર, રિચર્ડ ટેમ્પલ, એડવર્ડ, થોર્નટન, નિવિન ચેમ્બરલેન, જ્યોર્જ બાર્નેસ વગેરે ગૃહસ્થો પ્રથમ પંજાબમાં કાર્યકુશળતાના મતા યા પામીને આગળ વધ્યા હતા. બાંધકામખાતાનો રોબર્ટ નેપિયર હતો. લડાયક અને વૈજ્ઞાનિક ગુણો એ રોબર્ટ નેપિયરને પૃથ્વીમાંના સર્વોત્તમ ઇજનેરમાંનો એક બનાવ્યો હતો. નેપિયરના આ ગુણોનો વિકાસ પંજાબમાં થયો. આવા સુયોગ્ય અમલદારો ધીરે ધીરે પંજાબને વશ કરવા લાગ્યા. લૉરેન્સ ભાઈઓના મનની દીક્ષા લઈ સૈનિક વિભાગના દરેક અમલદારો એકદમ તાત્કાલિક કર્તવ્ય બજાવવા લાગ્યા, કોઈ પણ જાતની હરિફાઈ અગર અદેખાઈએ તેઓના હૃદયને ડોળી નાખ્યું નહિ, કોઈપણ પ્રકારની અવ્યવસ્થાએ તેઓના કર્તવ્યપથ પર અંધારપટ નાખી નહિ. તેઓ નિશ્ચિંતપણે પંજાબની જીતાયેલી પ્રજામાં વસી પોતાના તંબુઓ ચારે બાજુએથી ઉઘાડા રાખતા અને જરા પણ ડર રાખ્યા વગર ભાવિક શિખો સાથે વાતચીત કરી પોતાની સજ્જનતા અને સરલતા બતાવી આપતા. આ રીતે ધીમે ધીમે પંજાબના શિખો એ સજ્જનોના પૂરેપૂરા વિશ્વાસમાં આવ્યા. પંજાબ પૂરેપૂરું જીતાયું તે આ અમલદારો વડે

રણજીતસિંહના રાજ્યમા બ્રિટિશ સત્તાના મૂળ ઊંડા ઉતરવા લાગ્યા. શિખો ધીરે ધીરે બ્રિટિશ વાવટા નીચે એકત્ર થવા લાગ્યા. જે પરાક્રમી શિખોના પરાક્રમથી એક વખત બ્રિટિશ સરકારને હેરાન થવુ પડયુ હતું, તેજ શિખો હવે શાતિથી બ્રિટિશ સત્તા સ્વીકારવા લાગ્યા. તેઓના હથિયારો બ્રિટિશોના હાથમા આવ્યા. તેઓની તોપો, બંદુકો, સગીનો અને તરવારો બ્રિટિશોના હથિયારો તરીકે પ્રસિદ્ધિમા આવવા લાગ્યા. યુદ્ધકુશળ ખાલસા સૈનિકો બ્રિટિશ પતાકા નીચે સજ્જ થઈ બ્રિટિશ સૈનિક ટુકડીઓને પરિપુષ્ટ કરવા લાગ્યા પંજાબ નવી સત્તાને ધીમે ધીમે વશ થઈ ગયુ

પંજાબ આ રીતે વશ થયુ ખરૂ પણ એક પક્ષને આથી બહુ નુકશાન થયુ.[1] પ્રાચીન શિખ સરદારો કે જેઓ એક સમય ધન, માન અને ગૌરવમા સર્વોત્તમ ગણાતા હતા, તેઓનો વર્ગ ધીમે

---

૧. પંજાબની વ્યવસ્થાના જાહેરનામા પરથી આ બાબત સાબીત થાય છે; એમા જણાવ્યુ હતુ કે "અમુક વર્ગનુ અનિષ્ટ કર્યા સિવાય કોઇપણ ભારે ફેરફાર થઇ શકતો નથી. જ્યારે કોઇ રાજ્ય ની પડતી થાય, ત્યારે તે રાજ્યનો અભિજાત સપ્રદાય પણ થોડા ઘણા પ્રમાણમા નુકશાન વેઠે છે. જે સંપ્રદાય એક સમય રાજનૈતિક ઉન્નતિની આશાથી અને ધર્મની એકાગ્રતાથી ઉન્નત થયો હોય, તે તે સપ્રદાયના સાધારણ લોક અને સાધારણ સમાજની સાથે ભેટતા અવશ્ય બગડે અને તેઓના પરાક્રમી વિજેતાની વિરુદ્ધ યોગ્યપણા પ્રમાણમા શત્રુતા દર્શાવે છે. એ સભવિત છે કે બ્રિટિશ અમલ નીચે પંજાબના લોકોની અવસ્થા ધીમે ધીમે ઉન્નત થશે." Kaye Sepoy War, Vol 58 note.

ધીમે નાખુશ થવા લાગ્યા એ વર્ગ વિચાર કરતો હતો કે, “ ગવર્નર જનરલે પોતે લાહોરના સરદારો ઉભા કર્યા હતા અને છેવટે સંધિ તોડી પંજાબ ખાલસા કર્યું હતું અમે પીરજથી સંધિની શરતો પાળતા હતા તો પણ ડેલ્હાઉસીએ પંજાબમાંની સ્વતંત્રતાના વચનનું ભંજન કર્યું અમે મિત્રભાવે બ્રિટિશ સરકારને આલિંગન કર્યું હતું, પણ તેના બદલામાં અમને આવું વિસ્મય ફળ મળ્યું ” આ ક્ષોભથી તેઓ બહુ ગમગીન હતા હેનરિ લૉરેન્સે એ સરદારોને મનોરંજન પ્રયત્ન કર્યા, તે તેઓની પદવીને લાયક માન આપવા લાગ્યો સભામાં તેઓનું માન કાયમ રહે તેવી યુક્તિઓ કરવા લાગ્યો છેવટે સંજોગે એ હેનરિ લૉરેન્સના આ વિનય આગળ પોતાનું માથું ઝુકાવ્યું તેઓએ હૃદયના ભાવમાં ભાન કર્યો અગર છુપાવી વિજેતા સાથે મિત્રતા બાંધી

પરંતુ પંજાબની આ શાસનસમિતિ લાંબો કાળ ટકી નહિ લૉર્ડ ડેલ્હાઉસીએ ઈ સ ૧૮૫૩માં એ સમિતિ તોડી નાખી પંજાબના કારભારમાં ઘણાનો હાથ ન રાખતાં એકજ હાથ રાખવો એવી તેની ઇચ્છા હતી માટે તેણે સમિતિ તોડી પાડવાનો ઠરાવ કર્યો જ્યારે આ અભિપ્રાય જાહેરમાં આવ્યો ત્યારે પંજાબમાં ઘેર ઘેર એવી ચર્ચા થઈ રહી હતી, કે ગવર્નર જનરલ બે લૉરેન્સમાંના કોના હાથમાં આ સત્તા સોંપશે? બંને ભાઈઓએ પંજાબમાં સારું કાર્ય કર્યું હતું અને બન્ને લોકપ્રિય હતા બધાને હેનરિ અને જૉન ઉપર દૃઢ વિશ્વાસ હતો નસીબની દેવી કોના પર પ્રસન્ન થાય છે, તે જાણવા માટે બધા તત્પર થઈ રહ્યા હતા લૉર્ડ ડેલ્હાઉસી યોગ્ય અધિકારીને નીમતાં ડોળાડોળ કરતા નહિ તેણે જૉન લૉરેન્સને પંજાબના

અધિપતિ તરીકે નીમ્યો.* આથી જનસમાજ શાંત થયો, કારણ કે તે તો બંને ભાઇઓમાંથી એકને પોતાના અધિપતિ તરીકે જોવાને ખુશ હતો. પરંતુ હેન્રિ લૉરેન્સને પંજાબમાથી જવું ગમતુ નહોતું. તેણે પંજાબમા ઘણો કાળ ગાળ્યો હતો, તેથી તે બહુ દિલગીર થયો. જૉન લૉરેન્સે પણ મોટાભાઇને ખુશ કરવા ખાતર આ કાર્ય છોડવાનો નિશ્ચય કર્યો, પરતુ ડેલ્હાઉઝીએ જૉનના કાર્યને વખાણ્યુ હોવાથી તેને પંજાબના કમિશનર તરીકે કાયમ રહેવુ પડયુ અને હેન્રિ લૉરેન્સને રજપુતાના રેસિડેન્ટનો ઓહ્દો સભાળી લેવો પડ્યો[1].

હેન્રિ લૉરેન્સે ગવર્નર જનરલના ચુકાદા આગળ માથું નમાવ્યુ, પણ તે તેની સાથે એકમત થઇ શક્યો નહિ. લાહોરની શાસનસમિતિના ધ્વસથી તે બહુ દિલગીર થયો એક જણના હાથમા નવા જીતાયલા પ્રદેશનો ભાર સોપવો એ હેન્રિ લૉરેન્સને ગમતું ન હોતું. ગવર્નર જનરલને પોતાના મત વિરુદ્ધ કાર્ય કરતો જોઇ તેને બહુ લાગી આવ્યુ. હેન્રિ લૉરેન્સ સમજી ગયો કે નારી રાજનીતિ અકાળે વિકસી છે. એ ડેલ્હાઉઝીના અમલ દરમિઆન પૂર્ણ વિકાસ

---

૧. હૈદરાબાદના રેસિડેન્ટની જગા એ સમયે ખાલી પડી હતી. એ જગો પર સર ચાર્લ્સ મેટકાફ વગેરે મહાન નરો વિરાજી ગયા હતા. કે સાહેબ અનુમાન કરે છે કે હેન્રિ લૉરેન્સે એ જગાં પોતાના ભાઇ માટે અગર પોતાને માટે રાખવાનો ડેલ્હાઉઝીએ આગ્રહ કર્યો હતો. પરતુ ડેલ્હાઉઝીએ સેનાપતિ લો ને નિઝામના રેસિડેન્ટ તરીકે નીમ્યો અને હેન્રિ લૉરેન્સને રજપુતાના ગવર્નર જનરલના એજન્ટ તરીકે નીમ્યો Kaye's Sepoy War, Vol. I. 60 note.

પામશે નહિ. માટે તે મુગેરનો નિમામા નાખીને પોતાના નવા કાર્ય-ક્ષેત્ર તરફ ચાલ્યો, અને ત્યા જઈ પોતાની હોશિયારી બતાવવા લાગ્યો

આ તરફ જૉન લોરેન્સ શાસનસમિતિના મધ્ય તરીકે જે કુશળતા બતાવતો હતો તેના કરતા અધિક કુશળતાથી પંજાબનો વહીવટ ચલાવવા લાગ્યો. પંજાબના એક છેડાથી બીજા છેડા સુધી તેનુ નામ ગાજવા લાગ્યુ તે અસાધારણ કર્તવ્ય બજાવવા લાગ્યો. માટે હો કે મારૂ પણ દરેક કાર્યમા તે અસાધારણ શક્તિ વાપરી પૂ. કર્યેજ છૂટકો કરતો. જૉન લોરેન્સ ડેલ્હાઉઝીના મનનો હતો, માટે ડેલ્હાઉઝીને ગમતા કાર્ય કરવાની હોશિયારી તેનામા બ' હતી. તેણે પંજાબમા કયે વખતે કેવી રીતે કયા કયા કાર્ય કર્યા છે, તેના-તાબાના અમલદારો કઈ રીતે, કેવી રીતે વર્ત્યા છે, એ અત્યારે ઇતિહાસનો મુખ્ય વિષય થઈ પડેલ છે કોઈ પણ રીતે તેની સાધના, કર્તવ્યનિષ્ઠ રહેતી નહોતી કર્તવ્યસંપાદન એ તેનો મૂળ મંત્ર હતો. તે જેવી ભક્તિ સાથે ઇશ્વરની પ્રાર્થના કરતો, તેવીજ નિષ્ઠા સાથે માલીકનુ કાર્ય બજાવતો તાબાના રાજ્યની વ્યવસ્થા બજાવવામા, તેનુ રક્ષણ કરવામા અને ઉત્સાહ તથા પરિશ્રમમા તે અદ્વિતીય હતો. પંજાબના કોઈ પણ અમલદારે જૉન લોરેન્સની પેઠે એકાગ્રતા, દઢતા અને કાર્યકુશળતા બતાવી નથી અને ત્યાનો કોઈ પણ અમલદાર જૉન લોરેન્સની માફક ઇતિહાસમા અમર થઈ ગયો નથી

## અધ્યાય બીજો

વિષય નિર્દેશ—લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ)—બ્રહ્મદેશની લડાઈ—પેગુ જીત્યુ—બિનવારસી રાજ્ય ખાલસા કરવાનો કાયદો—સતારા—ઝાંસી—નાગપુર—કિરોલી—હૈદરાબાદનો નિઝામ—કર્ણાટકનો નવાબ—તાંજોર સંબળપુર—પેશ્વા—ધોન્દુપંત નાનાસાહેબ

લૉર્ડ ડેલ્હાઉઝીએ હિંદમા આવ્યા બાદ લડાઈના પ્રમાદ તરીકે બે મુખ્ય ગઢ્યો બ્રિગનિઆના કબજા તળે લાવી મૂક્યા. પહેલુ સિંધુ નદીથી ગસાગ બનેલુ પંજાબ અને બીજુ ઈરાવતી નદીથી રેલાતુ બ્રહ્મદેશ. એ બીજા પ્રદેશ સાથે ચાલુ ઇતિહાસને બહુ સબંધ નથી માટે એ વિષે વિસ્તાર પૂર્વક લખવાની જરૂર નથી બ્રહ્મદેશમા અગ્રેજ વેપારીઓને અગવડ પડતી અને તેને લીધે એક વહાણના કપ્તાનનું અપમાન થતા બ્રિટિશ સરકારના કેટલાક લડાયક વહાણો ઇરાવતી નદીમા આવી પહોચ્યા[૧] લડાઇ કરવાની અતિશય ઇચ્છા હોવાથી બંને પક્ષ વચ્ચે લડાઇ સળગી બરમા લોકોના લોહીની નીકોથી આ સમરાગ્નિ શાત પડચો અને પેગુ પ્રાત બ્રિટિશ રાજ્યમા ભળ્યો. લૉર્ડ ડેલ્હાઉઝીએ ઈ. સ. ૧૮૫૨ ના ડીસેમ્બરની ૨૦મી તારીખે જાહેરનામુ બહાર પાડી. બ્રહ્મદેશને ખંડિત કર્યો[૨] પંજાબ અને પેગુ બને પ્રદેશો ગવર્નર જનરલની લડાયક.

૧ Rulers of India Dalhousie . P 43-111

૨ Empire in Asia, P. 957.

પામશે નહિ. માટે તે મુગેમુગો નિસામા નાખતો પોનાના નવા કાર્ય-ક્ષેત્ર તરફ ચાલ્યો, અને ત્યા જઇ પોતાની હોશિયારી બતાવવા લાગ્યો.

આ તરફ જોન લોરેન્સ શાસનસમિતિના મસ્ય તરીકે જે કુશળતા બતાવતો હતો તેના કરતા અધિક કુશળતાથી પંજાબનો વહીવટ ચલાવવા લાગ્યો પંજાબના એક છેડાથી બીજા છેડા સુધી તેનુ નામ ગાજવા લાગ્યુ તે અસાધારણ કર્તવ્ય બજાવવા લાગ્યો. સા. હો કે માર પણ દરેક કાર્યમા તે અસાધારણ શક્તિ વાપરી પૂર્ણ ઠર્યેજ છુટકો કરતો. જૉન લોરેન્સ ડેલ્હાઉઝીના મનનો હતો, માટે ડેલ્હાઉઝીને ગમતા કાર્ય કરવાની હોશિયારી તેનામા બહુ હતી તેણે પંજાબમા કયે વખતે કેવી રીતે કયા કયા કાર્ય કર્યા છે, તેના તાબાના અમલદારો કઈ રીતે, કેવી રીતે વર્ત્યા છે, એ અત્યારે ઇતિહાસનો મુખ્ય વિષય થઈ પડેલ છે કોઈ પણ રીતે તેની સાધના, કર્તવ્યનિષ્ઠ ડગતી નહોતી કર્તવ્યસપાદન એ તેનો મૂળ મત્ર હતો ને જેવી ભક્તિ સાથે ઈશ્વરની પ્રાર્થના કરતો, તેવીજ નિષ્ઠા સાથે માલીકનુ કાર્ય બજાવતો તાબાના નાગ્મની વ્યવસ્થા બજાવવામા, તેનુ રક્ષણ કરવામા અને ઉત્સાહ તથા પરિશ્રમમા તે અદ્વિતીય હતો પંજાબના કોઈ પણ અમલદારે જૉન લોરેન્સની પેઠે એકાગ્રતા, દક્ષતા અને કાર્યકુશળતા બતાવી નથી અને ત્યાનો કોઇ પણ અમલદાર જૉન લોરેન્સની માફક ઇતિહાસમા અમર થઇ ગયો નથી

## *અધ્યાય બીજો

વિષય નિર્દેષ — લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ (ચાલુ)—બ્રહ્મદેશની લડાઈ-પેગુ જીત્યુ-બિનવારસી રાજ્ય ખાલસા કરવાનો કાયદો-સતારા —ઝાંસી-નાગપુર-કિરોલી-હૈદરાબાદનો નિઝામ-કર્ણાટકનો નવાબ-તાંજોર સંબળપુર-પેશ્વા-ધોન્ડુપત નાનાસાહેબ

લૉર્ડ ડેલ્હાઉઝીએ હિન્દમા આ યા બાદ લડાઈના પ્રમાદ તરીકે બે મુખ્ય રાજ્યો બ્રિટાનિઆના કબજા તળે લાવી મૂક્યા. પહેલુ સિંધુ નદીથી રસાળ બનેલુ પંજાબ અને બીજુ ઈરાવતી નદીથી રેલાતુ બ્રહ્મદેશ એ બીજા પ્રદેશ સાથે આ હુ ઇતિહાસને ઝાઝો સબંધ નથી માટે એ વિષે વિસ્તાર પૂર્વક લખવાની જરૂર નથી બ્રહ્મદેશમા, અંગ્રેજ વેપારીઓને અગવડ પડતી અને તેને લીધે એક વહાણના કપ્તાનનું અપમાન થતા બ્રિટિશ સરકારના કેટલાક લડાયક વહાણો ઈરાવતી નદીમા આવી પહોચ્યા[1] લડાઇ કરવાની અતિશય ઇચ્છા હોવાથી બંને પક્ષ વચ્ચે લડાઇ સળગી બરમા લોકોના લોહીની નીકોથી આ સમરાગ્નિ શાંત પડ્યો અને પેગુ પ્રાંત બ્રિટિશ રાજ્યમા ભળ્યો. લૉર્ડ ડેલ્હાઉઝીએ ઈ સ. ૧૮૫૨ ના ડીસેમ્બરની ૨૦મી તારીખે જાહેરનામુ બહાર પાડી બ્રહ્મદેશને ખંડિત કર્યા[2] પંજાબ અને પેગુ બને પ્રદેશો ગવર્નર જનરલની લડાયક.

---

[1] Rulers of India Dalhousie . P 43-111

[2] Empire in Asia, P. 957.

વૃત્તિનું ફળ હતું, અન્યાયનો પ્રસાદ હતો. ડેલ્હાઉઝીએ જેમ એક તરફથી બળ પૂર્વક બીજાનાં ગજ્યો કંપનિના તાબામાં આપ્યા હતાં, તેમ બીજી તરફથી એવી રાજનીતિ શરૂ કરી કે મિત્ર રાજ્યોના પ્રદેશો પણ ધીમે ધીમે વિના યુદ્ધે અંગ્રેજી વાવટા નીચે આવવા લાગ્યા. દિલગીરીની વાત છે કે આ પદ્ધતિનો કેટલાક વિદ્વાનોએ બચાવ કર્યો છે. આવુ કાર્ય ન્યાયપુરઃસર ગણી તેઓએ સત્યનું અપમાન કર્યું છે. [૧]

—The Duke of Argyll, India under Dalhouie and Canning, Sir Charles Juckson, A Vindicaiton of the Marquis of Dalhousie's Indian Administration.

હવે રણક્ષેત્રની વાત પડતી મૂકી ડેલ્હાઉઝીની કૂટ રાજનીતિ અવલોકીએ. ડેલ્હાઉઝી એ નીતિને અનુસરી મિત્રાજ્યો રાજ્યોને ઉપરાઉપર ખાલસા કરવા મંડ્યો હતો.

પુત્ર હિંદુઓને માટે અનંત પ્રીતિનું પાત્ર મનાય છે. આ સંસારમાં જન્મી પુત્ર પિતામાતાને અનેક મદદ કરે છે એટલુંજ નહિ પણ પરલોકમાં પણ 'પૂ' નામનાં નરકમાથી તારે છે. હિંદુઓ ઔરસ પુત્રને અભાવે દત્તક ગ્રહણ કરી એ પારલૌકિક પીડામાથી છૂટવાનો પ્રયત્ન કરે છે. આ રીતે લીધેલ દત્તક પુત્ર પિતાની બધી મિલ્કતનો વારસ ગણાય છે. પરંતુ બ્રિટિશ સરકારના પ્રમાદથી

૧ ડયુક ઓવ આર્ગાઇલ અને સર ચાર્લ્સ જેક્સન વગેરેએ આ નીતિને દોષ વગરની ગણી છે.

આ સબંધમા એક અપૂર્વ નિયમ રચાયો અને તે નિયમે બધાને અકળાવી મૂક્યાં "જે રાજ્યો ચક્રવર્તીસત્તાના આશ્રિત હોય તે રાજ્યોના રાજાઓ ઔરસ પુત્રને અભાવે દત્તક-પુત્ર ગ્રહણ કરે અને તે દત્તક પુત્ર ચક્રવર્ત્તી સત્તાએ મજૂર કર્યા ન હોય, તો એ રાજ્યોનુ રાજ્ય ચક્રવર્તીના તાબામા જશે પરતુ વ્યક્તિગત સપત્તિ આ નિયમમા આવી શકશે નહિ ચક્રવર્ત્તી સત્તા સમત હો કે ન હો છતા એ સપત્તિપર દત્તકનો અધિકાર રદ ગણાશે નહિ "[1] હિંદની આ ચક્રવર્ત્તી સત્તા તે બ્રિટિશ સરકાર, આશ્રિત રાજ્યો તે સતારા, ઝાંસી વગેરે. આ આશ્રિત રાજ્યોના રાજાઓએ જે દત્તક પુત્ર ગ્રહણ કર્યા હતા તેને બ્રિટિશ સરકારનુ અનુમોદન ન મળ્યુ હોવાથી, તેઓના રાજ્ય કપનિના કબજામા ગયા આ કાયદો હિદી રાજાઓનો ધૂમકેતુ હતો બધા એ કાયદાથી ડરતા હતા, બધા વશ પરપરાથી ચાલતા આવેલા રિવાજના વિનાશથી વ્યાકુળ બની ગયા હતા. બગાળા અને મુબાઇ ઇલાકાના કેટલાક સિવિલ અમલદારોના ફળદ્રુપ ભેજામાથી, સૂક્ષ્મ વિચારથી, આ ભયકર કાયદો નીકળ્યો હતો, અને એ કાયદાએ પ્રથમ સતારાના રાજ્યપર પોતાનો હાથ અજમાવ્યો [2]

સતારા સહ્યાદ્રિના મહાબળેશ્વર શિખરની છાયામા વસ્યુ છે

---

૧ A Vindication of the Marquis of Dalhousie's Indian Administration P. 5-6 Comp Kaye's Sepoy War, Vol I. P. 70-71

૨ Retrospects and Prospects &c. P. 160

ઇ. સ. ૧૮૪૮ — કૃષ્ણા નદીનું સ્વચ્છ જળ તેના પ્રદેશ પર ફરી વળે છે. થોડે દૂર ભીમા તે નીરાં નદીના રમ્ય પાણી આ પ્રદેશને અલૌકિક શોભાનું સ્થાન બનાવે છે. સતાર પ્રાકૃતિક સૌંદર્યથી ભરપુર છે, ઇતિહાસનું પ્રિય નિકેતન છે. જે વીરના પ્રતાપથી એક સમયે મરાઠા જાતિ જાગૃત થઇ ઉઠી હતી, જે વીરનો પ્રચંડ પ્રતાપ હિમાલયથી કુમારિકા ભૂશિર સુધી ફેલાયો હતો, એ વીરનું પ્રિયસ્થાન આ સતારા હતું. જે સમયે તિમિરના ઘોર આવરણો આર્યજાતિને ઢાંકી રહ્યા હતા, તે વખતે શિવાજીના વિજયવિનાદથી સતારા ચમકી રહ્યું હતું જ્યારે હિંદમા બ્રિટિશસત્તા ચક્રવર્તીનું પદ લઇ બેઠી હતી તે વેળા સતારાની ગાદી પર પ્રતાપસિંહ રાજ્ય કરતો હતો. પ્રતાપસિંહ શિવાજીનો વંશજ હોવાથી મહારાષ્ટ્રમા તેની ખ્યાતિ બહુ હતી. સરકારે ઇ. સ ૧૮૧૯ મા સતારાના રાજા સાથે સંધિ કરી.[1] સતારાનો રાજા સંધિ થયા બાદ બ્રિટિશો તરફ મિત્રતા રાખી રહ્યો હતો. પરંતુ સંધિ થયા બાદ ૨૦ વર્ષે ( ઇ. સ. ૧૮૩૯મા ) પ્રતાપસિંહ પર એવો આરોપ આવ્યો કે તેણે ગોવાની પૌર્ટુગીઝ સરકાર સાથે મળી બ્રિટિશ સરકાર સામે કાવતરું રચ્યુ હતું. પ્રતાપસિંહે આ આરોપનું મિથ્યાપણું સાબીત કરવા યોગ્ય પ્રયત્નો કર્યા, પરંતુ સરકારે તે તરફ લક્ષ ન આપ્યું. કામ ચલાવ્યા સિવાય, ફક્ત સંદેહપર આધાર રાખી પ્રતાપસિંહને સતારાથી થોડે દૂર આવેલી એક ઠેર બાંધવાની જગાએ કેદ કરવામા આવ્યો, ત્યાથી તેને કાશી લઇ જવામા આવ્યો તેની

---

[1] Arnold's Dalhousie's Administration. Vol. II. P. 3.

સંપત્તિ જપ્ત કરવામાં આવી.[૧] પ્રતાપસિંહનો ભાઇ આપાસાહેબ પેશ્વા બાજીરાવના હાથમાં બંદીવાન હતા. બ્રિટિશ સરકારે તેને છૂટો કરી સતારાની ગાદીપર બેસાડયો. ઇ. સ. ૧૮૪૮ ના એપ્રિલની પ મી તારીખે તે અપુત્ર મરણ પામ્યો. મરણ પહેલાં તેણે શાસ્ત્રાનુસાર દત્તક લીધો હતો.[૨] આ તરફ રાજ્યચ્યુત પ્રતાપસિંહે પણ શાસ્ત્રાનુસાર એક દત્તક લીધો હતો.[૩] પરંતુ લૉર્ડ ડેલ્હાઉઝીએ એ બંને દત્તકોને નામંજૂર કરાવ્યા. તેણે કહ્યું કે સતારાના રાજાએ જે દત્તક લીધો હતો તેને અમારી મંજૂરી મળી નથી માટે કાયદાની રીતે એ દત્તક સતારાની ગાદીનો વારસ થઈ શકે નહિ. ચક્રવર્તી સત્તાના અનુમોદન વિના દત્તકગ્રહણનું કાર્ય સાબીત કરતું નથી. લૉર્ડ ડેલ્હાઉઝીએ આ યુક્તિ દર્શાવી ઈ. સ. ૧૮૪૯ ની એક યાદીમાં સ્થાપ્યું કે " સતારાનો રાજા બિનવારસ ગુજરી જતાં એ પ્રદેશ બ્રિટિશ રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યો છે.[૪]"

ઈ. સ. ૧૮૪૯

વિલાયતની કૉર્ટ ઓવ ડિરેક્ટર્સ સભાએ ઇ. સ. ૧૮૪૯ ના જાનેવારી માસની ૧ લી તારીખે ડેલ્હાઉઝીના મતનું સમર્થન કર્યું તેને પણ ડેલ્હાઉઝીનો મત ખરો લાગ્યો. આથી ડેલ્હાઉઝીએ લખેલી

---

૧ Dalhousies Administration Vol. II. P 111–112.

૨ Empire in India P. 162

૩ Dalhousie's Administration Vol. II. P 113

૪ Kaye's Sepoy War Vol. I. P. 71.

મતાગની વવારવિધિ કોર્ટઓવુ ડિરેકટરની કલમના લીટાથી ઉવટાઇ નજતા અમર થઈ.[1]

આ પ્રમાણે ભીમા અને નીનની સુર ભૂમિ બ્રિટિશ હિદમા બગી ગઇ. જે મતાગએ શિવાજીના મમયમા અતુલ સાહસ દર્શાવ્યુ હતુ, તે સાહસ અનત કાળમમુદ્રમા વિલીન થઇ ગયુ. પેશ્વાઓ મહારાજા શિવાજીના રાજયના માલીક થયા.

લૉર્ડ ડેલ્હાઉસીએ જે યુક્તિ વાપરી મનાગ ખાલમા કર્યું, તે યુક્તિ કોઇપણ રીતે વાજબી કરી શકે એમ નથી ઇ સ. ૧૮૧૯મા જે મધિ થઇ તેમા બ્રિટિશ મરકારે મનારાનુ રાજ્ય હમેશને માટે પ્રતાપસિંહના વશમા રાખવાનુ વચન આપ્યુ હતું[2] પરંતુ લૉર્ડ ડેલ્હાઉસીએ એ વચન તોડયુ જો કે પ્રતાપસિંહ પદભ્રષ્ટ હોવાથી તેનો દત્તક ગેરવાજબી ઠરાવી શકાય, પરતુ આપાસાહેબના દત્તક વિષે એવુ બહાનુ ચાલી શકે તેમ નહોતું આપાસાહેબે તો મતાગની ગાદીપર રહી દત્તક લીધો હતો, તો પછી તેણે લીધેલો દત્તક શીરીતે તરછોડી શકાય? લૉર્ડ ડેલ્હાઉસીએ બ્રિટિશ રાજ્ય વધારવા ખાતર મનાગ ખાલમા કર્યું હતુ વાજબ ન હોવાથી ખાલમા કરવાનું તો એક બહાનું જ હતુ.

લૉર્ડ ડેલ્હાઉસીના વખાણનારાઓએ આ બાબતમા તેનો

---

1 Arnold's Dalhousie's Administration Vol. I. P. 75

2 Empire in India P. 171. Kaye's Sepoy War, Vol I. P. 72

ખોટો બચાવ કર્યો છે. ડયુક ઑવ્ આર્ગાઇલના મત મુજબ કોર્ટ ઑવ્ ડિરેક્ટરની સભાના બધા સભ્યો ડેલ્હાઉઝીના મતના હતા[૧]. પરતુ સૂક્ષ્મદર્શી મેજર ઈવાન્સ બેલે સ્પષ્ટ બનાવી આપ્યુ છે કે ડિરેક્ટરોમાના અનેક એ મત વિરુદ્ધ હતા ટુકર શેફર્ડ, મેલવિલ, ઍાલિફન્ટ, કોલફિલ્ડ ઈત્યાદિ એ મતની વિરુદ્ધ હતા[૨] આર્ગાઇલે બીજે સ્થળે લખ્યુ છે કે બિનવારસી રાજ્યોને ખાલસા કરવાની નીતિ કંઇ ડેલ્હાઉઝીના વખતમાજ પ્રચલિત થઇ નથી. અગાઉના જમાનામા પણ અધિકાર વિનાના નાના રાજ્યોની એવી જ અવસ્થા થતી[૩] ડેલ્હાઉઝીનો મિત્ર સર ચાર્લ્સ જેક્સન પણ એમજ કહે છે. તેણે ચોકખુ લખ્યુ છે કે હિદી રાજાઓ બિનવારસ ગુજરી જાય તો તેમના રાજ્ય ખાલસા કરવાનો નિયમ કઇ ડેલ્હાઉઝીએ જ સરજેલો નથી. એ નિયમ પ્રથમથીજ ચાલ્યો આવતો હતો. ડેલ્હાઉઝીએ તો એ નિયમનુ પાલન કર્યું છે.[૪] પરતુ ઈવાન્સ બેલે એ મતની અસત્યતા ઉઘાડી પાડી છે તેણે લખ્યુ છે કે "ઇ સ. ૧૮૪૮ મા સતારા ખાલસા કરતી વેળા એ કાયદાનો પ્રથમ અમલ થયો હતો[૫]

૧ Duke of Argyle, India under Dalhousie and Canning. P. 27.

૨ Empire in India P 163. Comp Rebellion in India P 67.

૩ India under Dalhousie and Canning. P 28

૪ A Vindication of Dalhousie's Indian Administration, PP. 9 16

૫ Retrospects and prospects &c. P. 9 Comp. Empire in India, PP. 165–172

તેણે ઉદાહરણ તરીકે જણાવ્યું છે કે મહારાજ સિંધિઆ અને કાશ્મીર તથા રેવાના રાજાઓએ જે દત્તક લીધા તે લૉર્ડ કેનિંગે સ્વીકાર્યા હતા. પ્રખ્યાત ટાઇમ્સ પત્રે પણ લૉર્ડ કેનિંગના કાર્યને વખાણ્યું હતું[1] લૉર્ડ કેનિંગે ઇ સ ૧૮૬૦ના એપ્રિલની ૨૬ મી એ તથા મે ની ૧૦ મીએ જે ખરીતો મોકલ્યો અને તેનો સર ચાર્લ્સ વુડે ( લૉર્ડ હાલિફાક્સે ) ૧૬ મી જુલાઇએ જવાબ આપ્યો તેમા સ્પષ્ટ લખ્યું છે કે 'ચક્રવર્તી સત્તા જાગીરદાર કરતા ઉચ્ચ શ્રેણીના દરેક રાજાઓનું રાજ્ય સ્થાયી જોવા ઇચ્છે છે જો તેઓમાના કોઇને ઔરસ પુત્ર ન હોય અને તેઓ હિંદુ કાયદા ( જો તે હિંદુ હોય તો ) અને રૂઢી મુજબ બીજો વારસ પસંદ કરે તો તે મંજૂર કરવામા આવશે[2]' "

મેજર ઇવાન્સ બેલ સિવાય બીજા અંગ્રેજોએ પણ આ બાબતમા ડેલ્હાઉસીને વખાણ્યો નથી લુડલો વગેરે વિદ્વાન લેખકોએ કબુલ કર્યું છે કે જે કાયદા મુજબ સતારા ખાલસા કરવામા આવ્યું, તેવી જાતનો કોઇપણ નિયમ આ પહેલા હિંદમા પ્રચલિત નહોતો. લૉર્ડ ડેલ્હાઉસીના સમયમા એ કાયદો નવો સરજાયો[3] વધારે શું કહીએ, તે વખતના મુંબાઇના ગવર્નર સર જ્યોર્જ ક્લાર્ક પણ

---

૧ Empire in India P. 133.

૨ Ibid P. 131

૩ J B Norton, Rebellion in India How to prevent another P.P. 66, 67, 72. Comp Ludlow; British India its Races and its History. Vol. II. P. 258 259.

આ કાર્ય વિરુદ્ધ પડ્યો હતો. સર જ્યોર્જ કલાર્કે ખુ'ને ખુલ્લુ જણાવ્યું હતું કે "કોઇ વ્યકિત અને તેના પુત્ર અથવા ઉત્તરાધિકારી સાથે સધિ મુજબની હંમેશની મિત્રતા વિષે વિચાર કરતાં એ પ્રતીત થશે, કે જેઓની સાથે સંધિ થઈ છે, તેમના રિવાજ મુજબ જ્યા સુધી ઉત્તરાધિકારીનો અભાવ ન જણાય ત્યા સુધી તેઓનુ રાજ્ય ખાલસા કરવુ એ ગેરવાજબી છે. સતારાના રાજાએ અત્યારે જે બાળકને દત્તક પુત્ર તરીકે સ્વીકાર્યો છે, તે બાળક કપલા નિયમ મુજબ તેના રાજ્યનો ખરો વારસ છે "[1] એડવિન આર્નોલ્ડ આ બાબતમા લખે છે કે "નીરા અને ભીમા નદીનો રમણીય પ્રદેશ બ્રિટિશ રાજ્યમા ભળી ગયો. પ્રતાપસિંહે પોતાના વર્તનથી ગાદી ગુમાવી હતી, પણ આપાસાહેબ આપણો વિશ્વાસુ મિત્ર હતો. તે લોકપ્રિય રાજા તરીકે પ્રખ્યાત થયો હતો. જનતાધારણના હિતના કાર્યો કરવામા તે ઉત્સાહભેર રસ લેતો. વ્યકિતગત વિષય દૂર રાખી કેવળ કાયદાના અધિકારની જ ચર્ચા કરીએ, તોપણ સતારા ખાલસા કરવાનો આપણને શો અધિકાર હતો? સતારામા કોઇપણ જાતનો જુલમ કે અશાન્તિ નહોતા. આ સ્થળે લૉર્ડ ડેલ્હાઉઝી અને તેના વાણિયા માલિકો એ હેતુવાદ દર્શાવે છે કે "સતારા એક તાબાનુ રાજ્ય હતુ અને કલકત્તા તેનું ચક્રવર્તી હતું. જો આ પ્રમાણે ચક્રવર્તી સત્તાએ પ્રચાર કરેલો કાયદો સતારાને હજમ કરી જાય, જો સતારા, સિંધિયા અને હોલકરના રાજ્ય કરતા ઉતરતી પંકિતનુ હોય, તો બ્રિટિશ કંપનિએ ઇ. સ. ૧૮૧૮ મા બહાર પાડેલા જાહેરનામાનો અર્થ શું?"

[1] Annexation of Sattara, 1849. P. 62. Vide Empire in India P. 164.

કંપનિએ ૬ મે ૧૮૫૮ માં જે જાહેરનામું બહાર પાડ્યું હતું તેમાં પણ કહ્યું હતું કે, ' નતાગનો ગાદી આગ્રાવના તાબામાંથી મુક્ત થઈ સ્વતંત્ર રીતે રાજ્ય કરશે જાહેરનામાના આ વચનના અર્થ શું? પ્રતાપસિંહને પદભ્રષ્ટ કર્યા બાદ આપાસાહેબને સ્વતંત્ર રાજા તરીકે માન આપવાનો શો અર્થ થાય છે? પરંતુ આપાસાહેબના મરણ બાદ આપણે એ અર્થની અવગણના કરી પ્રતાપસિંહ રાજા ન હોવાથી આપણે તેના દત્તક પુત્રને સ્વીકારવા તત્પર ન થઈએ પણ આપાસાહેબના દત્તક વિષે બીજી કંઈ અગત્યનું નથી જે વેપારી કંપનિનું અધિકારપત્ર (Charter) રદ્દ કરવામાં આવે તો આપણી એ દત્તક પુત્ર કાયમ રાખવા તરીકે સ્વીકારવાની ફરજ હતી, જે કાયદા મુજબ ચાલીએ તો પણ આપણી એજ ફરજ હતી નીતિ પૂર્વક વર્તન ચલાવીએ તો પણ એ દત્તક પુત્રને સ્વીકારવાની આપણી ફરજ હતી જે ભૂલ હવે સુધરવાની નથી તે ખાતર અતિશય શરમિંદા થઈ રોવું પડે છે, ' સત્યવાદી અને માનવ મનુષ્ય માટે માફક જરૂર આવો સિદ્ધાન્ત ગ્રહણ કરશે '[1]

નિષ્પક્ષપાત રીતે અંગ્રેજોના ગ્રંથોમાં આવા વચનો વાંચવામાં આવ્યા છે પણ નવાઈની વાત એ છે કે આવો ન્યાયી વિચાર કોર્ટ ઓવ ડિરેક્ટરને ન જ સુઝ્યો તે તો લૉર્ડ ડેલ્હાઉઝીની મોરલીપર નાચી રહી હતી હવે યોગભ્રષ્ટ ભારતીય આર્યોના ગંભીર જ્ઞાનના ચિહ્ન સ્વરૂપ મનાતાં શ્રુતિ અને સ્મૃતિના હૃદયપર કુહાડાના ઘા પડવા લાગ્યા, અને ઇંગ્લાંડના રાજપુરુષોએ પ્રચલિત કરેલા દત્તકચેડણ

---

૧ Arnold, Dalhousie's Administration of British India, Vol. II PP. 121, 122, 123, 124, 125.

અસિદ્ધના સમર્થક કાયનિ જોગે, મિત્રગાજ્યો એક પછી એક હિં-દના નક્શામા લીલ રંગથી રંગાવા લાગ્યા.

લાર્ડ ડેલ્હાઉઝીની રાજનીતિને લીધે સતારા ખાલસા થયુ. હવે આવ્યો ઝાંસીનો વારો.

હિંદના નકશામા બરાબર મધ્ય ભાગે આવેલ બુંદેલખંડમાના નાના રાજ્યોમા ઝાંસીનુ રાજ્ય પ્રખ્યાત હતુ એ રાજ્ય પેશ્વાના આશ્રિત રાજાઓના અધિકાર તળે હતું બુંદેલખંડમાના રાજ્યો બ્રિટિશ સિંહના કબજામા આવ્યા, એટલે ઇ સ. ૧૮૧૭ મા તે વખતના ઝાંસીના રાજા રામચંદ્રરાવ સાથે સાધ થઈ સંધિના નિયમ મુજબ રામચંદ્ર અને તેના વરાજ વંશપરંપરા ઝાંસીના અધિકારી ઠર્યા.[૧] એ સંધિ બાદ રામચંદ્ર જીવ્યો ત્યા સુધી મિત્રતા દર્શાવતો આવ્યો હતો ઇ. સ. ૧૮૨૫ મા જ્યારે લૅાર્ડ કૅામ્બરમીયર ભરતપુરનો અજીતગઢ જીતવા તૈયાર થયો હતો, ત્યારે નાનાપંડિત નામનો મધ્ય હિંદનો એક સરદાર પુરકળ સૈન્ય એકઠું કરી, કાલ્પીને ઘેરો ઘાલવા તૈયાર થયો આવી વિષમ સ્થિતિમા ઝાંસીના રાજાએ પોતાની પરમમિત્ર બ્રિટિશ સરકારને મદદ કરવા માટે જેમ બને તેમ જલદી ૪૦૦ ઘોડેસ્વાર ૧૦૦૦ પાયદળ સૈન્ય અને બે તોપો મોકલી કાલ્પીનુ રક્ષણ કર્યું હતુ[૨]

આવી વફાદારી બદલ બ્રિટિશ સરકારે રામચંદ્રરાવના બારો

---

૧ Empire in India P. 203. Comp. Kaye's Sepoy War. Vol. I. P. 89.

૨ Empire in India, P. 217.

ભાગ વખાણ કર્યા હતા એ વખાણ કંઇ ખોટાના વખાણ નહોતા હિંદના ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિંકે ઈ. સ. ૧૮૩૨ના ડિસેમ્બરની ૧૮ મી તારીખે ઝાંસીના વિશાળ રાજમહેલમાં સભા ભરી રામચંદ્રરાવને 'મહારાજ'ની પદવી અને છત્ર ચામર વગેરે રાજ લક્ષણ બતાવનારી વસ્તુઓ ભેટ કરી એ વફાદારીનો યોગ્ય બદલો આપ્યો હતો[1] આ દરબાર બાદ ત્રણ વર્ષે રામચંદ્ર ગુજરી ગયા

રામચંદ્રરાવને પુત્ર ન હોતો તેમના કુટુંબીઓમાંથી ચાર જણાએ ઝાંસીની ગાદી માટે દાવો કર્યો ગવર્નર જનરલના એજન્ટે રામચંદ્રરાવના કાકા રઘુનાથરાવને યોગ્ય અધિકારી માની ગાદીએ બેસાડયા જો કે રઘુનાથ કોઢથી પીડાતા હતા, રાજ્ય ચલાવવા નાલાયક હતા છતાં લોકોએ તેને આદરમાન પૂર્વક રાજા માન્યા તેમના નામથી કારભાર ચાલવા લાગ્યો ત્રણ વર્ષમાં એ પણ અપુત્ર ગુજરી ગયા

રઘુનાથરાવના મરણ બાદ ઈ. સ. ૧૮૮૩માં પાછો વારસનો પ્રશ્ન ઉપસ્થિત થયો તે વખતના ગવર્નર લૉર્ડ ઑકલૅન્ડે તે માટે એક સમિતિ નીમી સમિતિના સભાસદોએ રઘુનાથના ભાઇ ગંગાધરરાવને ખરા વારસ ઠરાવ્યા માટે બ્રિટિશ સરકારના પ્રતાપથી ઝાંસીની રાજલક્ષ્મી ગંગાધરરાવના તાબામાં આવી

પરંતુ આથી ઝાંસીના રાજના નસીબે જોર ન કર્યું ગંગાધરરાવને પણ પુત્ર પ્રાપ્ત થયો નહિ અગાઉના ઈ. સ. ૧૮૫૩ રાજાઓની પેઠે એ પણ નિ:સંતાન રહ્યા તેનામાં તેને ભયંકર વ્યાધિ લાગુ પડયો.

---

૧ Ibid P 217

ગંગાધરરાવે મરણ પાસે આવેલુ જાણી બ્રિટિશ રેસિડેન્ટ મેજર એલિસ અને મેજર માર્ટિન નામના એક સેનાધ્યક્ષ સમક્ષ રીતસર દત્તક પુત્ર ગ્રહણ કર્યો[૧]. આ દત્તક પુત્રના સબધમા તેણે રેસિડેન્ટને લખી જણાવ્યુ કે "હુ અનિશય માદો પડયો છું. એક પ્રબળ સરકારનો મારાપર અનુગ્રહ છતાં મારા પૂર્વજોનું નામ ડુબવા બેઠુ છે, એ જોઇને મને બહુ ચિંતા થાય છે. તે માટે બ્રિટિશ સરકાર સાથે અમે જે સંધિ કરી છે તેની બીજી કલમ મુજબ આનદરાવ ( દત્તક લેતી વેળા એ બાળકનુ મૂળ નામ દામોદર ફેરસી આનંદરાવ રાખવામા આવ્યુ હતું ) નામના મારા કુટુંબના એક પાંચ વર્ષના છોકરાને મેં દત્તક લીધો છે. જો ઈશ્વરની અનુકંપાથી અને આપની સરકારની કૃપાથી હુ રોગ મુક્ત થાઉં, અને હજુ હુ વૃદ્ધ થયો ન હોવાથી મારે પુત્ર થાય, તો હુ આ બાબતમા યોગ્ય કરીશ. અને જો હુ ન જીવુ તો મારા વિશ્વાસુપણા તરફ નજર કરી, સરકાર આ દત્તક લીધેલા બાળક પર દયાદૃષ્ટિ રાખે એમ હું ઇચ્છુ છુ. વળી મારી પત્નીઆ બાળકની માતા જીવે ત્યા સુધી મારી બધી સંપત્તિની માલીક બને એવી વ્યવસ્થા કરવાનુ હુ સરકારને સૂચવુ છુ. તેના તરફ કદી પણ ગેરવર્તણુક ન ચલાવવામા આવે એવી મારી ખાસ પ્રાર્થના છે.[૨]"

મરણપથારી પર પડેલા ગંગાધરરાવના આ લખાણમા જે વિનય ટપકી રહ્યો છે, એવો વિનય તેના છેવટના પત્ર સુધી ટકી

૧ Empire in India. P. 202

૨ Arnold, Dalhousie' s Administration. Vol. ii. P. 148–149.

ગયો હતો. પરંતુ એ મુમૂર્ષુની આ છેલ્લી માંગણી ન સ્વીકારાઈ. એ સમયે લૉર્ડ ડેલ્હાઉસી સરકારનો મુખી હતો. જેણે સંધિ તોડી પંજાબ ખાલસા કર્યું હતું, જેની કુટિલ નીતિમાં સતારાનું રાજ્ય ઝપડાયું હતું, તેના હાથમાં અત્યારે ઝાંસીનું ભાગ્ય લટકતું હતું. લૉર્ડ ડેલ્હાઉસીએ તક જોઇ ઝાંસીને પણ ખાલસા કરવાનો નિશ્ચય કર્યો. હુકમ કાઢવામાં આવ્યો. ઝાંસી હંમેશને માટે મરાઠાઓના કબજામાંથી ગયું.

ગંગાધરરાવના પત્ની લક્ષ્મીબાઇ પુરુષના જેવી સાહસિક અને બહાદુર હતી. તેનું હૃદય જેમ કામિનીજનસુલભ માધુર્યથી ઝરતું હતું, તેમ દૃઢતાથી સખ્ત પણ બનેલું હતું. કોમળ સૌંદર્ય સાથે ભયંકર કઠોરતાનું અલૌકિક મિશ્રણ લક્ષ્મીબાઇમાં થયું હતું. જો કોઇને કોમળ વીણાના ધ્વનિ સાથે જંગલના પર્વતોને ફાડી નાખનારો સિંહનાદ સાંભળવો હોય, તો તેણે લક્ષ્મીબાઇનું અલૌકિક જીવન જાણવું જોઇએ. લક્ષ્મીબાઇનું હૃદય ઉચ્ચ વિચારોથી ભરપૂર હતું. ઇ. સ. ૧૮૫૪ માં બ્રિટિશ એજન્ટ મેજર માલ્કમે સ્પષ્ટાક્ષરે લખ્યું છે, કે "લક્ષ્મીબાઇ અતિશય માનને લાયક છે, તેમ રાજ્ય પ્રતિનિધિપણું ચલાવવાને પૂર્ણ શક્તિ ધરાવે છે, તેનો સ્વભાવ અતિ ઉચ્ચ ભાવના બતાવી આપે છે. ઝાંસીના બધા લોકો તેના તરફ પૂર્ણ ભક્તિ દર્શાવે છે."[1] આ રીતે લક્ષ્મીબાઈ ઉચ્ચ ભાવનામય હતા તે સાથે ઓગણીસમી સદીના અદ્વિતીય વીરાંગના હતા.

---

1 Jhansi Blue Book, PP. 7, 28. Comp. Empire in India. P. 219.

લક્ષ્મીબાઇએ બ્રિટિશ સરકારના હાથમાંથી પોતાના પતિનું રાજ્ય લેવા ઘણા બહુ પ્રયત્નો કર્યા. સંધિના નિયમો બતાવી, મિત્રતાના દૃષ્ટાંતો આપી અને દત્તક લેવાની રીત સિદ્ધ કરી બતાવી ઝાંશી પોતાને પાછુ સોંપવાની પ્રાર્થના કરી. પરંતુ કંઇ ન વળ્યુ. લૉર્ડ ડેલ્હાઉઝીએ જે વજ્ર ઉગામ્યુ હતું તે ઝાંશીપર પડ્યુ. આ અન્યાયથી લક્ષ્મીબાઇ બહુ દિલગીર થયા. તેની દિલગીરી કેવળ આંખવાટે પાણી બની નીકળી ન જતા ભવિષ્યમા પ્રબળ દાવાગ્નિના રૂપમા પ્રગટ થઇ. દૃઢતાએ તેની પ્રકૃતિ ઉન્નત બનાવી હતી, સાહસે તેના હૃદયને દૃઢ બનાવ્યુ હતું, અને અનુભવે તેની વૃત્તિઓને દુઃખ ખમવાની ટેવ પાડી હતી, તેથી તેમણે આ બધુ સહન કર્યુ. તે ભવિષ્યથી ડરી કિંકર્તવ્ય મૂઢ થઇ કર્તવ્ય વિમુખ થયા નહિ. બ્રિટિશ એજન્ટ સાથે મેળાપ કરતી વેળા તેમણે પડદા પાછળથી ગંભીર સ્વરે કહ્યું, "મેરી ઝાંસી દેઉંગી નાહિ." લક્ષ્મીબાઇના આ અવાજથી રાજપ્રતિનિધિ સ્તંભિત બની ગયો. ઝાંશી બ્રિટિશ સરકારે ખાલસા કર્યું ખરૂ, પણ આ અપમાને લક્ષ્મીબાઇના હૃદયના કારી ઘા કર્યો.

લૉર્ડ ડેલ્હાઉસીએ સતારાની માફક ઝાંશીને પણ બિનવારસી રાજ્ય ગણી ખાલસા કર્યું હતુ. લૉર્ડ મેટકાફે બુંદેલખંડના નાના રાજ્યોના સંબંધમા જે મત આપ્યો હતો, તેમાના એક વાક્યપરથી લૉર્ડ ડેલ્હાઉઝીએ ઝાંશી ખાલસા કરવાનો આધાર લીધો હતો. મેટકાફે પોતાનો અભિપ્રાય નીચેના રૂપમા પ્રગટ કર્યો હતો:—

"હિંદુ રાજાઓના સંબંધમા હુ એ અભિપ્રાય જાહેર કરૂ છું કે જો તેઓને ઔરસ પુત્ર ન હોય તો રિવાજ મુજબ દત્તક લેવાનો તેઓને અધિકાર છે. બ્રિટિશ સરકારે આ પ્રમાણે રિવાજ મુજબ અને હિંદુ કાયદા મુજબ લીધેલા દત્તક સ્વીકારના જોઇએ.

પરંતુ જેઓને રાજાઓ પાસેથી કેવળ જમીનજાગીર મળી હોય, અથવા જેઓ રાજ તરફથી અપાયલા હકો જ ભોગવતા હોય, તેઓને એ નિયમ લાગુ પડશે નહિ. તેઓ એ શરતે એ બધી જમીનજાગીર હક ભોગવી શકશે કે તેઓના ઔરસ પુત્રો એ બધી સંપત્તિના અધિકારી હોઈ શકે પણ ઔરસ પુત્ર ન હોય ત્યારે એ બધુ સરકાર ખાલસા કરી શકે."[1]

લૉર્ડ ડેલ્હાઉસીએ મેટકાફના ઉપલા વાક્યોને આધારે ઝાંસી ખાલસા કર્યું હતું.[2] પરંતુ એ વાક્યોમાંથી ડેલ્હાઉસીને વાસ્તવિક રીતે કંઈ પણ ટેકો મળે તેમ નથી. લૉર્ડ મેટકાફે તો કેવળ જાગીરદારોના સબંધમાંજ ઉપલા વાક્યો લખ્યાં છે. જે રાજાઓ વંશપરંપરા રાજ્ય ભોગવતા હોય તેઓને માટે એ નિયમ નથી. માટે જે નિયમ જાગીરદાર માટે હતો, તે નિયમ ઝાંસીના રાજ્યપર વપરાયો એ કાયદાનો ઉલટો અર્થ કરવા જેવું થયું હતું, એમાં કશો શક નથી.

ઝાંસી જાગીરદારના વર્ગમાં નહોતું. બ્રિટિશ સરકારે પણ સંધિ કરતી વખતે ઔરસ પુત્રનો નિયમ દર્શાવ્યો નહોતો. ઝાંસીના રાજાઓ વંશપરંપરાથી રાજ્ય ભોગવતા આવ્યા હતા. ઈ. સ. ૧૮૩૨ માં જ્યારે લૉર્ડ વિલિયમ બેન્ટિકે ઝાંસીમાં દરબાર ભરી રામચંદ્રરાવને મહારાજની પદવી અને છત્ર ચામરાદિ રાજાઓને લાયક વસ્તુઓ

૧ Empire in India, P. 204–205

૨ Empire in India P. 20[illegible]. કે માલેસનાઇતિહાસમાં પણ ડેલ્હાઉસીનો અભિપ્રાય સ્વીકારવામાં આવ્યો છે Kaye's Sepoy War Vol I P. 91, note

ટ આપી, ત્યારે ઝાંસીનો અધિપતિ જાગીરદાર તરીકે સ્વીકારાયો હોતો. ઈ. સ ૧૮૧૭ની સધિમા પણ ઝાંસીનો અધિપતિ જાગીરદાર અથવા બ્રિટિશ સરકારે આપેલી જમીનનો ભોગવટો કરનાર ગણાયો નથી. રામચદ્રરાવને કઈપણ દાન કરવામા આવ્યુ નહોતું, તે તો પોતાના વડવાઓની સપત્તિ ભોગવતો આવ્યો હતો અગ્રેજ સરકાર અને તેની વચ્ચે રાજાપ્રજા જેવો સબધ નહોતો, તેથી બંને પક્ષ મિત્રભાવે રહેવાને બધાયા હતા બ્રિટિશ સરકાર તરફથી કોઇપણ બાબત નવી સોપાઇ નહોતી, બ્રિટિશ સરકાર તરફથી કોઇપણ સનદ આપવામા આવી નહોતી. ઝાંસીનો અધિપતિ જાગીરદાર નહોતો પણ વંશપરપરાથી હિંદુ રાજા તરીકે ગણાતો હતો. ઇ. સ ૧૮૧૭ ની સધિમા પણ તેને વશપરપરા રાજ્યાધિકાર ચલાવવાની સત્તા આપવામા આવી હતી.[૧]

ડેલહાઉઝી એક સ્થળે ભારે ભ્રમમા પડયો છે. તેણે લખ્યુ છે કે "ઈ સ ૧૮૩૫ મા રામચદ્રરાવનુ મરણ થયુ. જો કે તેણે મરણ પહેલા એકાદ દિવસ દરમિઆન એક દત્તકપુત્ર લીધો હતો, પણ તે પુત્રને બ્રિટિશ સરકારે દત્તક તરીકે સ્વીકાર્યો નહોતો એ માટે રામચદ્રરાવના મરણ બાદ તેમના કાકાને ઝાંસીની ગાદી મળી હતી"[૨] ડયુક ઓવ્ આર્ગાઇલ અને સર ચાર્લ્સ જેકસન પણ ડેલહાઉઝીના આ વચનો પર આધાર રાખી ઇ સ ૧૮૫૪ મા લીધેલા દત્તકને

---

૧ Empire in India PP 209-210

૨ Jhansi Blue Book, PP 21,-22, Comp. Empire in India, P. 211

અનિરુદ્ધ ગણે છે[1] પરંતુ ત્વાન્મ બેને આ બની નાતોના બરાબર દાવા આપ્યા છે ઇ સ ૧૮૩૫ મા ઝાંસીના વરસા માટે વણી ગરબડ થઇ હતી તે વખત ચાર જણાએ વારસ તરીકે દાવો કર્યો રામચંદ્રરાવને લીધે । દત્તક સબધમા મહુ શક હોવાથી એ વખતે આનદરાવને ગાદી મળી હતી હિંદી સરકારના સેક્રેટરીએ આ બા તમા લખ્યુ હતુ કે જો ગેર ત્તક લવાની પદ્ધતિ બરાબર હોત તો જરૂર એ બાળક રામચંદ્રરાવ ને પછી ગાદી વારસ થાત અને તેમના મામાને બદલે તેના પિતાની બધી સંપત્તિનો માલી બનત પરંતુ એ દત્તકની ( એ દત્તક યોગ્ય પદ્ધતિ મુજબ ગ્રહણ કરવામા આવ્યો છે કે નહિ તે વિષય ગભરાવતા હોવાથી) બ બતમા તપાસ ન કરતા સરકારે રામચંદ્રરાવના કાકા આનંદરાવને ગાદીપતિ ઠરાવ્યા છે[2] આ પરથી સાબીત થાય છે કે ઇ સ ૧૮૩૫ મા જે દત્ત ગ્રહણ કરવામા આવ્યો હતો તે દત્તક બાબત શક ઉઠાવવાના આ યો હતા પરંતુ ઈ સ ૧૮૫૩ મા જે દત્તક લેવામા આવ્યો તેમા કઇ સદેહ રાખવો પડે તેમ નહોતુ ગગાધરરાવે વિધિ મુજબ દત્તક ગ્રહણ કરી એ બાબત બ્રિટિશ સરકારને જણાવી હતી આ પ્રમાણે ઈ સ ૧૮૩૫ અને ઈ સ ૧૮૫૩ માના દત્તક લવાની ક્રિયા એક સરખી નથી[3] તો પછી કયા કારણોથી છેલ્લો દત્તક ઝાંસીની ગાદીપર ન

---

1 Duke of Argyll India under Dalhousie and Canning P 31–32 Sir Charles Jackson A Vindication P 11

2 Jhansi Blue book P 18 Comp Empire in India P 212

3 Empire in India P 212

માની શકો? કયા કાયદાને રૂએ બ્રિટિશ સરકારે ઝાંસી ખાલસા ર્કું? કયા અપનૈયને લીધે ગંગાધરરાવની વિધવા પત્નીની માગણી તે તરછોડવામા આવી? પવિત્ર મિત્રતાનુ આવુ ફળ? પવિત્ર સાધનુ આવુ પરિણામ?

લૉર્ડ ડેલહાઉઝીએ એક સ્થળે કહ્યું છે કે, "ઝાંસી બ્રિટિશ મુલકના મધ્ય ભાગમા આવેલુ છે. માટે એ આપણા તાબામા આવવાથી સમગ્ર બુંદેલખંડની ઉન્નતિ થશે વળી બ્રિટિશ સત્તા નીચે આવવાથી ઝાંસીની પ્રજાપર પણ બહુ ઉપકાર થશે"[1] લૉર્ડ ડેલહાઉઝીના આ વાક્યો ખરી ઉદારતાની હદ ઓળગી જાય છે. ઝાંસીના રાજાઓના વખતમા પ્રજાપર કઇ જુલમ થયો નહોતો, અવ્યવસ્થા સથી નહોતી, તેમ તે સિવાય બીજી કોઇ જાતની ગરબડ થઇ નહોતી. ઉલટુ ઝાંસીના રાજાઓ રાજ્ય ચલાવવામા હોશિયાર નીવડયા હતા.[2] રાજાઓની આટલી બધી હોશિયારી છતા ડેલહાઉઝી પ્રજાપર ઉપકાર થવાને બહાને ઝાસી ખાલસા કરવા જાય એ નવાઇ જેવુ છે. જેઓ હમેશા સરકાર સાથે મિત્રતાના પાશમા બધાયલા હતા, દુખને વખતે સરકારને માથુ આપવા તત્પર રહેતા, તેઓનુ રાજ્ય ખાલસા કરવામા સરકારે પાછુ વાળી ન જોયુ બ્રિટિશ સરકારે એક અસહાય વિધવાને કેદ કરી[3] એક કોમળ બાળકને હાકી કાઢી,

---

૧ Kaye's Sepoy War Vol P 9?

૨ Arnold, Dalhousies Administration. Vol. I. P. 147.

૩ Ibid, P. 151.

અનાયાસે, બીનધાંકે, તેઓનુ રાજ્ય ખાલસા કર્યું. સંસ્કૃતિનો કેવો ત્કર્ષ! ઉદારતાનું કેવું અપૂર્વ દૃષ્ટાંત!!

બ્રિટિશસિંહ ઝાંસી ખાલસા કર્યા બાદ રાણી લક્ષ્મીબાઇના હૃદયને શાંત કરી શક્યો નહિ. જે ક્ષોભથી, જે રોષથી, જે અપમાનથી એ જર્જરિત થઇ રહી હતી, તે રોષ ક્ષોભ, અને અપમાન ભવિષ્યમાં દીપ્ત થઇ વેગની શક્તિ ધારણ પામવા તત્પર થયા અમે એ બાબત યોગ્ય સ્થળે દર્શાવશું.

લૉર્ડ ડેલ્હાઉસીની કુટિલ નીતિએ જેવી રીતે સતારા અને ઝાંસીને ઝડપી લીધા, તેજ રીતે નાગપુર પણ

ઈ. સ. ૧૮૫૩ તેના પંજામાં સપડાયું. સતારા અને ઝાંસીની માફક એ રાજ્ય પણ મરાઠા વંશના રાજાના પ્રબળ પરાક્રમથી રક્ષિત હતું ત્યાંનો રાજા ઝાંસી અને સતારાના રાજાની માફક અપુત્ર મરણ પામ્યો તેણે મૃત્યુ અગાઉ દત્તક લીધો હતો પણ લૉર્ડ ડેલ્હાઉસીની નીતિએ એ રદ્દ કરી નાગપુરનો વિસ્તીર્ણ પ્રદેશ ખાલસા કરી નાખ્યો.

નાગપુરનો રાજા સુપ્રસિદ્ધ ભોંસલા વંશનો હતો ઇ. સ. ૧૮૧૮ માં મહારાજા આપાસાહેબને તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ હેસ્ટિંગ્સે પદભ્રષ્ટ કર્યાં ગાદી ખાલી પડી રાજ્યવાસીઓ અને રાજ્યના મુખ્ય માણસોએ એકત્ર થઇ આ બાબતમાં મસલત કરી એ મસલતને પરિણામે ભોંસલા વંશના નજીકના કુટુંબી એક બાળકને નાગપુરની ગાદીપર બેસાડવામાં આવ્યો ઇ. સ. ૧૮૨૬ માં એ બાળક ઉમરમાં આવ્યો એટલે બ્રિટિશ સરકારે તેની સાથે સંધિ

કરી એ સંધિ મુજબ એ રાજાના વંશમાં નાગપુરનું રાજ્ય સદાને માટે રાખવાનું વચન આપવામાં આવ્યું[1]

એ રાજાનું નામ ત્રીજો રાઘોજી ભોસલે હતું ઈ.સ. ૧૮૫૩ ના ડિસેમ્બરની ૧૧ મી તારીખે તે મરણ પામ્યો મરણ વખતે તેની ઉંમર ફક્ત ૪૭ વર્ષની હતી રાજા નાનો હતો તે વખતે બીજા રાઘોજીની પત્ની બકાબાઇ રાજ ચલાવતી હતી. બકાબાઇ સદ્ગુણી અને રાજ્ય ચલાવવાની કળાથી જાણીતી હતી પચાસ વર્ષ સુધી તેણે ભોસલે કુળમાં સત્તા ભોગવી હતી, ત્રીજો રાઘોજી અપુત્ર મરણ પામતા બકાબાઇએ યશવંત અહેરરાવ ( સાધારણ રીતે એ આપા સાહેબના નામથી જાણીતો હતો ) નામના ત્રીજા રાઘોજીના નજીકના સગાના બાળકને દત્તક તરીકે સ્વીકારવાનો ઠરાવ કર્યો[2] રાણીએ એ ઠરાવ રેસિડેન્ટ મેનસેલ સાહેબને જણાવ્યો મેનસેલ સાહેબે એ બાબતમાં કંઇ ઉત્સાહ ન બતાવ્યો[3] તેણે આ સંબંધમાં ફક્ત આટલું જ જણાવ્યું કે ' વડી સરકારની મંજુરી સિવાય હું કોઇપણ પ્રકારના દત્તકને કાયદેસર માની શકું નહિ[4] દત્તક તો લેવાયો વિધિપૂર્વક આપાસાહેબે ત્રીજા રાઘોજીની મરણ ક્રિયા કરી ત્યારબાદ તેનું નામ જનોજી ભોસલે પાડવામાં આવ્યું[5]

---

૧ Arnold Dalhousie's Administration Vol II P 15[illegible]

૨ Empire in India, P 1[illegible]4

૩ First Nagpore Blue book 1854, P 56

૪ Empire in India P 17[illegible]

૫ Empire in India P 175

મેજર જનરલ સાહેબે વળી ગવર્નર જનરલ નાગપુરની સ્થિતિનો રિપોર્ટ રજુ કર્યો. લોર્ડ ડેલહાઉસી પેગુ પ્રાન્તમાં મુસાફરી કરવા ગયો હતો, એટલે આનો નિર્ણય થતાં વિલંબ થયો. ગવર્નર જનરલના આવ્યા બાદ નાગપુરનો પ્રશ્ન ઉપાડવામાં આવ્યો. કારોબારી સમિતિમાં ચર્ચા ચાલી. સમિતિના સભાસદોમાંનો એક સેનાપતિ લો, સરજોન લોકમનના વિચારનો હતો. તેણે હિંદમાં ઘણાં વર્ષો ગાળ્યાં હતાં ઘણા દેશી રાજાઓના સમાગમમાં આવેલો હોવાથી તેણે નાગપુરની સ્વતંત્રતા જાળવવા રજુ કરી પરંતુ તેની સૂક્ષ્મ બુદ્ધિ, ઉંડું કર્તવ્ય જ્ઞાન, સતારા અને ઝાંસી ખાલસા કરનારને કામ ન આવ્યું. બીજા સભાસદોના મતનું બાદ કેટલાક માસ પછી ઇ. સ. ૧૮૫૪ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે ફરી પેશુ સંબંધક જાહેરનામું નીકળ્યું. ડેલહાઉસીએ સતારા ને ઝાંસીની પેઠે ઓરસ પુત્રને અભાવે નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું.[1]

પરંતુ અકસ્માત બીજા રાઘોજીનો અતિ નિકટનો સગો હતો. તેની મા સેનાબાઇ નાગપુરના રાજમહેલમાં રહેતી હતી. તેને સન ૧૮૩૪ ના ઓગસ્ટની ૧૮ મી તારીખે એક પુત્ર જન્મ્યો. પુત્રજન્મના આનંદમાં રાજમહેલમાંથી તોપોના બાર કરવામાં આવ્યા હતા.[2] એજ માસની ૨૫ મી તારીખે રાજ્યના મોટા મોટા અમલદારો મિઠાઇ વહેંચવાને બદલે રેસિડેન્ટને મળ્યા હતા. નાગપુરમાં આવો ઉત્સવ કોઇપણ માણસના જન્મ વખતે

૧ Empire in India P. 125 Comp Kaye's Sepoy War. Vol. I 77–83,

૨ Empire in India. P. 170

પો નહોતો. મેનાબાઇનો પુત્ર રાજમહેલમા રાજપુત્રની માફક ઉછરવા લાગ્યો. તેની સેવામા અનેક નોકર ચાકર હાજર રાખવામા આવ્યા, તે જ્યા જાય ત્યા તેની સાથે દનગાર સાન્કુરી ( એક જાતના અમલદારો, ) ભાલાવાળા સિપાઇઓ, હાથી અને ઘોડસ્વારો રહેતા. મહારાજ પોતે તેની કેળવણી માટે બદોબસ્ત કરતા ચગવત અહરરાવ ઉમર લાયક થયો એટલે દરબાર વખતે અગર રેસિડેન્ટ સાથે મેળાપ કરતી વખતે મહારાજ સાથે એમજ સિહાસનપર એમતો મરાઠાઓમા છોકરાને નાનપણમા પરણાવવાનો ચાલ છે, છતા નાગપુરના રાજાએ એ નિયમ તોડી અહરરાવને પરણાવ્યો નહોતો ટુકામા ત્રીજા રાધોજીને જેમજેમ સતાન થવાની આશા ઘટતી ગઇ તેમ તેમ અહરરાવ પરનો પ્રેમ વધતા ગયો સાધારણ પ્રજા તો મેનાબાઇના પુત્રને જ યુવરાજ ધારતી હતી. બધાને ખાત્રી હતી કે રાઘોજી મેનાબાઇના પુત્રને દત્તક લેશે અહરરાવના વિવાહમા રાધોજીનો અમત જોઇ એ વાત દરેકના મનમા વધારે ને વધારે ઠસતી ગઇ આ રીતે અહરરાવ નાગપુરના રાજા સાથે ગાઢ સબધમા આવ્યો હતો લૉર્ડ ડેલ્હાઉઝીએ ૧૮૫૪ મા નાગપુર ખાલસા કરવાની યાદીમા આ ગાઢ સબધવાળા બાળકને " એક સાધારણ મરાઠો " કહ્યો હતો એક સ્થળે વિદેશી તરીકે ઓળખાવ્યો હતો.[૧]

દત્તક બાબત અહરરાવની મા મેનાબાઇ સાથે બહુ કમાલ અથવા ત્રીજા રાઘોજીની પટરાણી અન્નપૂર્ણા બાઇને કશો વિરોધ થયો નહોતો અનુમતિ મળતા જ બધુજનો સમક્ષ નાના અહરરાવ ( આપા સાહેબના પિતા ) અને મેનાબાઇએ પોતાનો પુત્ર હાજર કર્યો હતો.

---

૧ Empire in India P 177.

રાણી અને તેના મંત્રીઓએ ધીરજથી આ વાત રેસિડેન્ટને જાહેર કરી. તેઓએ ધૈર્ય રાખી આ બાબતમાં ગવર્નર જનરલની મંજૂરીની રાહ જોઇ હતી. જ્યારે નાગપુર ખાલસા કરવાનો હુકમ રાણીઓને જણાવવામાં આવ્યો, ત્યારે તેઓએ એ અન્યાય વિરુદ્ધ ઘણુ બડબડાટ કર્યો. દત્તક રિવાજ મુજબ લીધેલો હોવાના પુરાવા આપ્યા, પણ કંઇ ન વળ્યું. વધારે શું કહેવું, આ રીતે રિવાજ મુજબ વિધિપુરઃસર લીધેલો દત્તક છતાં જ્યારે લૉર્ડ ડેલ્હાઉસીએ વિલાયત જતી વેળા ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૨૮ મી તારીખે લખેલી ખાસ નોંધમાં લખ્યું હતું, કે ' નાગપુરના રાજાને પુત્ર નહોતો, રાજાની વિધવા પત્નીઓએ પણ કબુલ કર્યું હતું કે રાજાના મરણ પછી કોઇપણ બાળકને દત્તક તરીકે સ્વીકારવામાં આવ્યો નહોતો. '[2]

લૉર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ. ૧૮૧૮ માં નાગપુર સંબંધમાં જે નીતિ અખત્યાર કરી હતી, તે સંબંધમાં લૉર્ડ ડેલ્હાઉસીએ લખ્યું છે કે " આપાસાહેબે પોતાના દોષવડે રાજ્ય ગુમાવ્યું છે, અને મિત્રતાની શરતો તોડી છે, એ વાત ગવર્નર જનરલના મનમાં દૃઢ થઇ હતી માટે તેણે પોતાને મનગમતા બાળકને રાજા તરીકે ઠરાવ્યો અને તેના રક્ષક તરીકે એક પ્રતિનિધિ નીમ્યો. તે વખતે દત્તક ગ્રહણની ક્રિયા કરવામાં આવી નહોતી. તેથી એ બાળક દત્તક તરીકે નાગપુરનો રાજા થયો હતો, એવું કંઇ સાબીત થતું નથી. કારણ કે રાજા ઠરાવ્યા બાદ કેટલીક મુદ્દતે તેને દત્તક તરીકે સ્વીકારવામાં

૨ Papers, Minute by the Marquis Dalhousie dated February 28th. 1856. No. 245 of 1856. Comp. Retrospects and prospects &c. P. 29.

આવ્યો હતો. રાજ્ય અને રાજવંશમા આ બાળકને અનુકૂળ રહે એવો જયો હોવાથી રાજનીતિ ખાતર લૉર્ડ હેસ્ટિંગ્સે એ કાર્ય કર્યુ હતું. ટુંકામા કહીએ તો એમ કહી શકાય કે "બ્રિટિશ સરકારે તે સમયે નાગપુરને પોતાના તાબાનુ રાજ્ય ગણ્યુ હતુ. તે વખતે સરકાર જેને યોગ્ય ધારત તેને ગાદી આપત એવા દાનકાર્યમા કોઇપણ પ્રકારનો નિયમ જળવાતો નથી એ બાબત ફક્ત સરકારની ઇચ્છા અને રુચિપર આધાર રાખત "[1]

લૉર્ડ ડેલ્હાઉઝીની આ ખાસ નોધ સરળ ને ટુંકી ભાષામા લખીએ તો એમ લખી શકાય કે નાગપુરનુ રાજ્ય બ્રિટિશ સરકારે ખાલસા કર્યુ હતુ, એ વાત શક વગરની છે. કોઇપણ રાજ્ય જીત્યા બાદ તે રાજ્યપર જે જે હક પ્રાપ્ત થાય, તે બધા હકો આપાસાહેબના વિશ્વાસઘાત પછી બ્રિટિશ સરકારને મળ્યા હતા, તોપણ સરકારે સુજનતા અને ઉદાર રાજનીતિ દર્શાવના ખાતર પહેલાના રાજાના એક પાસેના સગાને ગાદીપર બેસવાની રજા આપી હતી[2]

પરંતુ લૉર્ડ હેસ્ટિંગ્સના વચનો સાથે લૉર્ડ ડેલ્હાઉઝીના વચનો સરખાવતા બને વચનો વચ્ચે સપૂર્ણ જુદાપણુ જણાઇ આવે છે. લૉર્ડ હેસ્ટિંગ્સે ઇ. સ ૧૮૨૩ ના મેની ૬ ઠ્ઠી તારીખે જીબ્રાલ્ટરથી પોતાના પત્ર સાથે ઇંગ્લાંડમા કોર્ટ ઑફ ડિરેક્ટર પર પોતાના રાજ્ય અમલનુ જે વિવરણ લખી મોકલ્યુ હતું, તેમા નાગપુરના રાજ્ય સબધમા આ પ્રમાણે લખ્યુ હતુ—" નાગપુરના એક

---

૧ First Nagpore Blue book, P. 27. Comp. Empire in India P. 185–187

૨ Empire in India. P- 186.

રાજ્યોની માણસે આપાસાહેબને રાજ્યમાંથી કાઢી કાઢી ન
કાઢ્યો ત્યાં સુધી આપાસાહેબ આ રીતે રાજ્યભ્રષ્ટ થઈ છુપી રહ
આવી પડ્યો એટલે અમે તેને આશ્રય આપી બચાવ્યો. ત્યાર
એ રાજ્યની બધી પડનાર માલુમ ગાડી બની જવાથી ત્રિ
ના રે આપાસાહેબને રાજ્યપ્રતિનિધિ બનાવી તેના હાથમાં રાજ
કુલ સત્તા સોંપી ગાદી રાજા દત્તક લઈ એમ એવી તકરારથી
પ્રતિનિધિએ તેને ઝેર આપી મારી નાખ્યો આ બાબતમાં
વહેમ પેદા થયો પરંતુ એ બાબત કંઈ સાબીતિ મળી ન હો
તથા રાજાના મરણ બાદ આપાસાહેબ ગાદીએ એમ તેમાં
અટકાવ થાય તેવું ન હોવાથી નાગપુરના કાયદેસર રાજા તરીક
પદભ્રષ્ટ કર્યો તે વખતે રાજ્યની સ્થિતિ વગેરે બાબતનું ટુંક
વર્ણન કર્યા બાદ લખ્યું છે કે, 'નાગપુરમાં અવ્યવસ્થા મચેલી હો
અમે તેનો બંદોબસ્ત કરવા તૈયાર થયા. રાજવંશ અને રાજ્યના રૂ
માણસોએ એ બાબતમાં તરતજ રીતે એકમતે ભોંસલા વંશના
નજીકના સગાને નાગપુરની ગાદી આપવાનો ઠરાવ કર્યો, ને સુ
એમાંજને આપાસાહેબને બદલે નાગપુરની ગાદીપર બેસાડ
આવ્યો[1] " નાગપુર સંબંધમાં આવું લખાણ લૉર્ડ હેસ્ટિંગ્ઝ
વિવરણમાં મૌજુદ છે. છતાં લૉર્ડ ડેલ્હાઉઝી કહે છે કે લૉર્ડ હે
ઝની પસંદગી મુજબ એક બાળક નાગપુરની ગાદીપર બેઠો,[2] 
નીતિની કેવી વિચિત્ર લીલા ! રાજનૈતિક વાક્યોમાં કેવું અપૂર્વ સાદ

[1] Report of Select Commettee of the Ho
of Commons on the Est India Company. 18
Appendix. pp. 103, 104.

[2] Empire in India, P. 188.

**નાગપુર ભોંસલે** કુળના હાથમાથી ક્યારનું ચાલ્યું ગયું હતું. બ્રિટીશ સરકારે પોતાની ઇચ્છાથી વ્યવસ્થા જાળવવા ખાતર માજી રાજાને ગાદી આપી હતી; એ રાજા ભોંસલે કુળનો ગાઢ સંબંધી હતો કે નહિ એ બાબતમા સરકારે કંઇ તપાસ કરી નહોતી. એ બધુ સાબીત કરવા માટે લૅાર્ડ ડેલ્હાઉસીએ પોતાની યાદીમાં ખાસ પ્રયત્ન કર્યો છે. બહુ યુક્તિ વાપરી છે, પરંતુ ખેદ એટલોજ કે એ મહેનત, એ યુક્તિ અફળ ગઇ છે. તેણે પોતાની ખાસ નોંધમા જણાવ્યુ છે કે "આપાસાહેબની શત્રુતા અને વિશ્વાસઘાત પછી નાગપુરનુ રાજ્ય આપણી સત્તા તળે આવ્યુ હતું. તેજ વર્ષમા બ્રિટિશ સરકારે એ રાજ્યનો કેટલોક ભાગ માજી રાજાના હાથમા સોપ્યો હતો. અને ઇ. સ. ૧૮૨૬ ની સંધિ મુજબ એ ભાગપર તેની સત્તા વંશપરંપરા સ્વીકારવાનું વચન આપ્યુ હતું.[૧]" મેજર ઇવાન્સ બેલ આ વાક્યોમાં બે મોટી ભૂલો બતાવે છે એક એ કે **નાગપુરનું** રાજ્ય કદીપણ જીતેલા રાજ્ય તરીકે ગણાયુ નથી. જો તેમ હોત તો લશ્કરી કાયદા મુજબ એ રાજ્ય પોતાને હસ્તક છે એવુ જાહેર કરી શકાત; પરંતુ એવુ કદીપણ જાહેર કરવામા આવ્યુ નહોતું. બીજું એ કે ઇ સ. ૧૮૧૮ મા નાગપુર રાજ્યનો કેટલોક ભાગ માજી રાજાને આપવામા આવ્યો નહોતો. ત્રીજે રાઘોજી **ભોંસલે** સરકારની કૃપાથી સમગ્ર **નાગપુર** રાજ્યનો અધિપતિ થયો હતો. ઇ. સ. ૧૮૨૬ ની સંધિની પાચમી કલમમા જણાવ્યુ છે તેમ **આપાસાહેબે** શત્રુતા કર્યા પહેલા **નાગપુરમાં** જે બ્રિટિશ સૈન્ય રહેતુ હતુ, તેના ખરચ

૧ First Nagpore Blue-book p. 23. Comp. Empire in India. p. 192.

પેઠે સાગર અને નર્મદા નદીનો પ્રદેશ તથા બીજે કેટલોક મુલક અંગ્રેજ સરકારને આપ્યો હતો. બીજા રાઘોજીએ ઉમરમાં આવ્યા બાદ એ શરત સ્વીકારી હતી. વાસ્તવિક રીતે બ્રિટિશ સરકારે નાગપુર કબજે કર્યા બાદ બાળરાજાને એ બધું દાનમાં આપ્યું નહોતું. ઉલટુ બ્રિટિશ અમલદારો રાજાની સગીર અવસ્થામાં તેના નામથી રાજ્ય ચલાવતા હતા પછી ઇ. સ. ૧૮૨૬ માં રાજા ઉમરમાં આવ્યો એટલે સંધિના નિયમ મુજબ તેને નાગપુરનો માલેક જાહેર કરવામાં આવ્યો એ સમયે આપાસાહેબે બ્રિટિશ સૈન્યનાં ખર્ચ પેટે જે પ્રદેશો આપવાનું વચન આપ્યું હતું, તે પ્રદેશો ત્રીજા રાઘોજીએ બ્રિટિશ સરકારને સોપ્યા. જો નાગપુરનું રાજ્ય તેને દાન તરીકે આપવામાં આવ્યું હોત તો તે કદીપણ સાગર અને નર્મદાનો પ્રદેશ બ્રિટિશ સરકારને દાનમાં આપત નહિ.[1]

જે એ ઇતિહાસકારોએ ડેલ્હાઉઝીને વખાણવામાં આગળ પડતો ભાગ લીધો છે, તેઓ નાગપુરના સબંધમાં પણ સતારા ને ઝાંસીની માફક ડેલ્હાઉઝીને સાચો ઠરાવે છે. ડયુક ઓવ આરગાઇલ અને સર ચાર્લ્સ જેકસન બંને નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું તે કામને કાયદેસર મનાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. લૉર્ડ ડેલ્હાઉઝીએ માર્ક્વિસ ઓવ્ હેસ્ટિંગ્સના નાગપુર સબંધીના વિવરણ બાબત જે અભિપ્રાય આપ્યો છે, તેવોજ અભિપ્રાય ડયુક ઓવ્ આરગાઇલે પણ આપ્યો છે.[2] લૉર્ડ હેસ્ટિંગ્સે નાગપુરના પ્રકરણમાં કેવો ભાગ લીધો હતો, અને લૉર્ડ ડેલ્હાઉઝીએ એના અભિપ્રાયને કેવી રીતે ઉલટો સમજાવ્યો હતો તે અગાઉ બરાબર બતાવવામાં આવ્યું છે. એ પરથી જણાશે

૧ Empire in India. P. 192-193.

૨ India under Dalhousie and Canning P. 34.

ડેલ્હાઉઝી અને આર્ગાઇલ-બંનેએ હેસ્ટિંગ્સનાં કથનને બિલકુલ ચલાવી નાંખ્યું હતું. બંનેએ અર્થનો અનર્થ કરી નાગપુર ખાલસા કર્યું એ વાત ન્યાયપુરઃસર ગણાવી છે.

સર ચાર્લ્સ જેક્સન પોતાના પુસ્તકમા લૉર્ડ ડેલ્હાઉઝીના વચનોનો પડદો પાડવામા પાછો હઠ્યો નથી. તેણે કંઇ સંકોચ રાખ્યા વિના ડેલ્હાઉઝીનુ આ વાક્ય ટાંક્યુ છે કે "ઇ. સ ૧૮૧૮મા બ્રિટિશ સરકારે નાગપુરનું રાજ્ય મરહુમ રાજાને દાનરૂપે સોપ્યુ."[૧] પણ એ વાત ખરી નથી, એ અગાઉ સિદ્ધ કરવામા આવ્યુ છે.

હિંદ છોડતી વેળા લૉર્ડ ડેલ્હાઉઝીએ પોતાની યાદીમા નાગપુર વિષે લખ્યુ છે કે. "નાગપુરના રાજાનો કોઇપણ કાયદેસર વારસ ન હોવાથી એ રાજ્ય બ્રિટિશ સત્તાના તાબામા મૂકવામા આવ્યુ. આપાસાહેબના વિશ્વાસઘાતથી નાગપુરનુ રાજ્ય સરકારના કબજામા આવ્યું. સરકારે એ વખતે એ રાજ્ય ભોંસલાવંશના એક બાળકને દાનમા આપ્યું. એ રાજાના મરણ પછી નાગપુર રાજ્યનો કોઇપણ વારસ નહોતો, મરહુમ રાજાને સંતાન નહોતુ, તેમ તેણે કોઇપણ બાળકને દત્તક રૂપે સ્વીકાર્યો નહોતો રાજાની વિધવા રાણીઓએ કબૂલ કર્યું છે કે 'અમે રાજાના મરણ બાદ કોઇને દત્તકપુત્ર તરીકે સ્વીકાર્યો નથી.'"[૨]

---

૧ Vindication P. 17.

૨ Paper's, Minute by the Marquis of Dalhousie, dated February 24th. 1856, No. 243 of 1856. Comp. Retrospects and Prospects &c. P. 29

લૉર્ડ ડેલ્હાઉઝીએ જ્યારે બિનચૂક આ બધું લખ્યું છે, તો પછી તેને આગળ પાછળનો બધો વિચાર કરવાની જરૂર હતી. તે જરા ધ્યાનપૂર્વક તપાસ કરત તો જણાત કે રેસિડેન્ટ મેન્સેલ સાહેબે ઈ. સ. ૧૮૫૮ના ડિસેમ્બરની ૧૪મી તારીખે ત્રીજા રાઘોજીના મરણબાદ ત્રણ દિવસ પછી નાગપુરમા બનેલા બનાવોનો જે રિપોર્ટ મોકલ્યો, તેમા ખુલ્લા શબ્દોમા નાગપુરની ગાદીના વારસની હકીકત લખવામા આવી છે.[1] મેન્સેલ સાહેબ બે જણને રાજાના નજીકના સગા ગણે છે તેમાના પહેલાને રાજગાદી સોપવાનો ઠરાવ થયો હતો. એ પહેલો વારસ તે નાના અહેરાવનો પુત્ર યશવંત હતો. મેન્સેલ સાહેબના મત મુજબ આ યશવંત અહેરાવને રાજ્યના મુખ્ય અમલદારોએ ચુંટી કાઢ્યો હતો.[2] દત્તક તરીકે સ્વીકારાયા પછી તેનું નામ જાનોજી ભોંસલે પડ્યુ હતું. અમે જે વિષયપર પુસ્તક લખવા બેઠા છીએ, એ મહાન બળવા સમયે નાગપુરના રાજવંશીઓએ સરકારને ઘણી મદદ કરી તેથી ઈ. સ. ૧૮૬૦મા લૉર્ડ કેનિંગે આ જાનોજી ભોંસલેને તેના પિતાની સંપત્તિ પાછી સોંપી 'રાજા બહાદુર' નો ખિતાબ આપ્યો હતો[3] આ બનાવ પહેલા સાત વર્ષ અગાઉ એજ બાળકને લૉર્ડ ડેલ્હાઉઝીએ નાગપુરની ગાદીનો લેભાગુ વારસ ગણી તરછોડ્યો હતો.

લૉર્ડ ડેલ્હાઉઝીએ દત્તક લેવામા જે વાંધો કાઢ્યો છે, એ પણ

૧ Papers, Rejah of Berar, 1864, P. 20

૨ Ibid. 1454, p. 20. Comp. Retrospects and Prospects &. c. p. 31.

૩ Calcutta gazette. April 14, 1860.

બરાબર નથી. શ્રીજા રાઘોજીનાં મરણબાદ તેની મોટી રાણીએ શાસ્ત્રાનુસાર દત્તકપુત્ર લીધો હતો. માનીયા ગણી બંકબાઇએ આ બાબત વડી સરકારને જણાવી મંજૂરી મેળવવાની કોશિશ કરવામા ગાફલાઇ કરી નહોતી.[1] રેસિડેન્ટ મેન્સેલ સાહેબે પણ ઇ. સ. ૧૮૫૩ ના ડિસેમ્બરની ૬૧ મી તારીખે એ ઇચ્છા વડી સરકારને જણાવી હતી.[2] વળી જો નાગપુરના રાજાની વિધવા રાણીઓએ વિધિપૂર્વક દત્તક ગ્રહણ કર્યો ન હોત તો તેઓ કદીપણ લૉર્ડ ડેલ્હાઉઝી કલકત્તા છોડે ત્યાંસુધી દત્તકના હકોનુ રક્ષણ કરવા માટે કાલાવાલા ન કરત[3] આવી જબરી સાબીતિઓ છતા લૉર્ડ ડેલ્હાઉઝી દત્તક ગ્રહણનો ઇનકાર કરે છે એ કયા પ્રમાણને લીધે ? કયા કાયદાને અનુસરી, કઈ નીતિને અનુસરી, કયા ન્યાયને અનુસરી તેણે જાનોજી ભોંસલાને પદચ્યુત કર્યો ? તત્વદર્શી ઇતિહાસકારો જરૂર આવો પ્રશ્ન પૂછ્યા સિવાય નહિ રહે, અને એ પ્રશ્નનો જવાબ આપતા બ્રિટિશ સત્તાના યથેચ્છાચારનો અખડનીય પ્રતાપ જોઈ લજ્જાથી, ક્રોધથી, વિષાદથી મ થુ નીચુ કર્યા સિવાય નહિ રહે.

શ્રીજા રાઘોજીએ પોતે દત્તક લીધો નહોતો તેની વિધવા પત્નીઓએ શાસ્ત્રાનુસારે દત્તક ગ્રહણ કર્યો હતો સ્વામી દત્તક ન ગ્રહણ કરે, એટલે કંઇ પત્નીને દત્તક લેવાનો અધિકાર નથી એવુ સાબિત થઇ શકતુ નથી. હિંદુઓના રિવાજ મુજબ પતિના મરણ બાદ તેની મોટી પત્ની શાસ્ત્રાનુસારે દત્તક લઇ શકે છે. બ્રિટિશ

[1] Empire in India P. 174—175.
[2] Papers, Rajah of Berar, 1854, P. 56.
[3] Retrospects and Prospects & c. P. 31.

નાગપુર ખાલસા થતાં મરાઠાઈ જશે ઓરિસ્સાની પૂર્વ બાજુ, ખાનદેશની પશ્ચિમ બાજુ સાથે જોડાઇ જશે, દક્ષણમા આવેલુ વરાડ, સાગર ને નર્મદાપ્રદેશની સાથે જોડાઈ, કલકત્તાને મુબઇ આવજા જવાનો લગભગ બેવો રસ્તો આપણા મુલકમા થઇ જશે. ટુકામા કહીએ તો નાગપુર તાબામા આવતા સૈનિક સત્તા એકત્ર થશે, વેપારનુ ક્ષેત્ર વધશે અને આપણી સત્તા વધારે મજબૂત બનશે [૧]

ડેલ્હાઉઝીએ બીજે સ્થળે લખ્યુ છે કે " નાગપુરવાસીઓ પર ઉપકાર કરવો એજ મારો મુખ્ય ઉદ્દેશ છે એ ઉદ્દેશ પાર પાડવા ખાતર મારે એ રાજ્ય ખાલસા કરવુ પડ્યુ છે કારણ કે મને દૃઢ વિશ્વાસ છે કે કાયમને માટે બ્રિટિશ સત્તા તળે રહેવાથી નાગપુરવાસીઓ સુખી થશે નાગપુરવાસીઓના ભલા સિવાય બીજા કોઇ કારણ સબબ મે નાગપુર ખાલસા કરવાનો ઠરાવ કર્યો નથી.[૨]

બીજે એક સ્થળે લખ્યુ છે કે આપણે એક જણને નાગપુરનો રાજા બનાવ્યો તેની સગવડ માટે જે જરૂરનુ હોય તે બધુ આપણે તેને આપ્યુ તે નાનપણમા આપણી કૃપાથી ઉગાવાયો એક કુશળ સ્ત્રીએ તેના વાલી તરીકે પ્રતિનિધિપણુ ભોગવ્યુ તેની ઉમર થાય ત્યાસુધી અર્થાત્ લગભગ દશ વર્ષસુધી આપણે તેનુ રાજ્ય ચલાવ્યુ પછી ઉત્તમપદ્ધતિ મુજબ કેળવાયનુ, ઉત્તમ શાસન પ્રણાલીથી વ્યવસ્થિત સૈન્ય પરિપૂર્ણ રાજકોષ અને મનોવી પ્રજા તેના હાથમા સોપી આટલી બધી સગવડ કરી આપ્યા છતા એ રાજા મરણ પછી,

---

૧ A Vindication P 36-37

૨ Ibid P 21

સત્ય અને રાજ્ય તરીકેના નિંદનીય ચરિત્ર સિવાય બીજી કોઇપણ જાતની કીર્તિ પૃથ્વીપર રાખી ગયા નહિ. આથી, જ્યારે જપ્તીમત ઉઠાવ્યા ત્યારે એ ન્યાય વેચનારો, મરાઠી અને ઇંદ્રિયપરાયણ નીવડી મહેણું પામ્યો.

“એ રાજાનો વારસ પણ એ પ્રમાણે નહિ વર્તે એ બાબતનુ વચન બ્રિટિશ સરકાર નાગપુરની પ્રજાને શી રીતે આપી શકે? અને કદાચ નાગપુરનો ભવિષ્યનો રાજા સારો નીવડે તો પણ શક્તિ છતાં બ્રિટિશ સરકારે નાગપુરની પ્રજાનુ હિત કરવામાં ઉદાસીનતા દર્શાવી, એવું કલંક ભવિષ્યની [illegible] સરકાર શી રીતે ધોશે ?”

જે સબબ કારણ આપવામાં આવ્યા છે, તેમાં લૉર્ડ ડેલહાઉસીના અભિપ્રાયની જુદાઇ ખુલ્લે ખુલ્લી જણાઇ આવશે. ડેલહાઉસીએ એક સ્થળે લખ્યું છે કે સર્વ પ્રકારે બ્રિટિશ સત્તાની સ્થિતિ એજ નાગપુર ખાલસા કરવાનો ઉદ્દેશ છે. બીજે સ્થળે લખ્યું છે કે, નાગપુરના રહેવાસીઓનુ ભલું કરવું એજ મુખ્ય ઉદ્દેશ છે. આ બધા ઉતારાઓમાં તેના વચનોની સમાનતા જણાઇ આવતી નથી. નાગપુર ભોંસલા વંશના તાબામાં રહ્યું હોત, તો ત્યાંની વસ્તીની ઉન્નતિ ન થઇ હોત એ વાત સહૃદય માણસો સ્વીકારતા નથી. કેટલાક ઇતિહાસકારો એ બાબતમાં ડેલહાઉસીની વિરુદ્ધ પડ્યા છે. સર જૉન લોએ ચોખ્ખું જણાવ્યું છે કે–‘દિલ્હી પ્રજા જાણે છે કે નાગપુરના રાજ્યમાં કોઇપણ પ્રકારની અવ્યવસ્થા થઇ નથી.” જે

૧ India under Dalhousie and Canning. P. 37–38.

૨ Empire in India, P. 31.

રાજ્ય અવ્યવસ્થિતરૂપે ચાલતું હોય, તે રાજ્યના પ્રજાજન ન્યાયાન્ય ન પહોંચે, એ વાત કોઇ સ્વીકારી શકે નહિ. અમને લાગે છે કે લૉર્ડ ડેલ્હાઉસીએ કેવળ બ્રિટિશ રાજ્યની ઉન્નતિ કરવા ખાતર નાગપુર ખાલસા કર્યું છે.

લૉર્ડ ડેલ્હાઉસીએ નાગપુર ખાલસા કરી કેવળ ન્યાયનીતિના માથાપર લાત મારી નથી, પણ તે સાથે દયા, દાક્ષિણ્ય અને નીતિનો પણ ઉચ્છેદ કર્યો છે. નાગપુરની દુર્ભાગ્ય રાણીઓએ પોતાના રાજ્યના રક્ષણ માટે જે જે ઉપાયો લીધા હતા, તે બધાને જાહેર રીતે અટકાવવામા આવ્યા. વૃદ્ધ મહારાણી બાંકાબાઇ એ જુલમ વિરુદ્ધ બડબડાટ કરવા લાગી. સંધિના નિયમો, મિત્રતાના દૃષ્ટાંતો આપી નિષ્ફળ પ્રયત્નો કરવા લાગી. ન્યાયકોર્ટ પર શ્રદ્ધા રાખી, કાલાવાલા કરી ન્યાય આપવાની નિષ્ફળ માગણીઓ કરવા લાગી, બ્રિટિશ સિંહ પાસે પ્રતિનિધિ મોકલી ન્યાય માગવાની નિષ્ફળ ચેષ્ટા કરવા લાગી. તેની બધી ચેષ્ટા, બધી આશા નિષ્ફળ ગઇ. બાંકાબાઇ વગેરેને નજર કેદ કરવામા આવ્યા. કોઇપણ માણસ અમુક સમય સુધી તેમની પાસે જઇ શકતુ નહિ. મેજર આગ્લે નાગપુરની ગાદીના બચાવ માટે તેઓના પક્ષમા ઊભો રહ્યો, તેથી તેને પણ પકડવામા આવ્યો, કેટલાક વેપારીઓએ જણનો ખર્ચ ચલાવવા ખાતર તેઓને પૈસા આપ્યા તેથી તેઓ પણ કેદ ભોગવવા લાગ્યા.[1]

બાંકાબાઇ એંશી વર્ષની હતી, વૃદ્ધાવસ્થાને લીધે તેનુ શરીર નબળુ પડી ગયુ હતુ, મન નિસ્તેજ થઇ ગયુ હતુ. વિલાયતમા અપીલ કરવી એજ હવે ઉદ્ધારની આશા હતી. ક્ષોભથી, રોગથી અને

---

1 Torrens, Empire in Asia. P. 371.

શોભવા લાગ્યા. ઇ સ ૧૮૫૫ના અક્ટોબરની ૧૨ મી તારીખના મોર્નિંગ ક્રોનિકલ નામના વર્તમાન પત્રમા એ જવાહીર વેચવાની જાહેર ખબર આપવામા આવી[૧] એ સિવાય નાગપુરના મહેલની જપ્તી લેવામા આવી એક ગણીના પલગ નીચે સોના અને રૂપાના સિક્કાના રૂપમા ૪ લાખ રૂપીઆ દાટયા હતા. કપનીના નોકરોએ એ બધુ બહાર કાઢ્યુ[૨] ગણીએ છેવટે એ પૈસા પોતાના નામે કોઇપણ સત્કાર્યમા વાપરવાની ઇચ્છા દર્શાવી કુમાયુન નદીપર એ પૈસા વડે એક પૂલ બાધવાનુ ક્હ્યુ પરતુ તેઓની એ છેલ્લી ઇચ્છા, છેવટની માગણી પણ પૂર્ણ કરવામા ન આવી[૩] રઘોજીની વિધવા રાણીઓએ સાધારણના હિત માટે જે પૈસા આપ્યા હતા તે બ્રિટિશ કપનીના હાથમા આવ્યા જગત વિસ્મય પામી આ શોચનીય અભિનય જોવા લાગ્યુ. નીતિ યથેચ્છાચાગ્ત. પ્રભાવથી મ્લાન થઇ લજાવા લાગી ધર્મ પાપનો ફેલાવો જોઇ દૂર નાઠો સરકારે આ રીતે મિત્રરાજ્યનો દાવો હમેશને માટે કુમાડી સસ્કૃતિનો ખરાબ વ્યવહાર કરી બતાવ્યો લૉર્ડ ડેલ્હૌઝીના કાર્યનો કેવો અપૂર્વ મહિમા ! જ્યારે ઇગ્લાડની મહારાણી પશ્ચિમના મિત્ર રાજ્યના રક્ષણ માટે લડાઇ ચલાવતી હતી ત્યારે હિંદનો ગવર્નર જનરલ પૂર્વના મિત્રરાજ્યનુ ભક્ષણ કરવા તત્પર થઇ ગયો હતો જ્યારે ઇગ્લાડનો પરદેશ ખાતાનો પ્રધાન પોતાના કેટલાક આબરૂદાર માણસોની મિલ્કત જપ્ત કરવાના સ-

---

૧ Empire in Asia, P. 372-373

૨ Arnold's Dalhousie's Administration Vol II 168.

૩ Ibid P. 169.

દેશથી રૂખિયાને નિર્ભાગ કરતો હતો, ત્યારે હિંદની બ્રિટિશ સરકાર નાગપુરની મિલકત કબજે કરવા તૈયાર થઇ હતી

ભોંસલા વંશના લોકોના નિર્વાહ માટે યોગ્ય રકમ પેદા કરવા ખાતર નાગપુરના રાજ્યની મિલકત વેચવી પડી હતી એવો બચાવ કરી કેટલાક ઇતિહાસકર્ત્તાઓ લૉર્ડ ડેલ્હાઉઝીની નીતિનું સમર્થન કરે છે[1] આ બચાવ તદ્દન મોટો છે, એ બાબતમાં મતભેદ નથી લૉર્ડ ડેલ્હાઉઝીની સરકાર જ્યારે નાગપુર કબજે કર્યું ત્યારે તેણે પોતાને પૈસે નાગપુરના રાજવંશીઓનું ભરણપોષણ કરવું જોઇએ એક નિરાળ રાજ્ય ખાલસા કરી તેની ખાનગી મિલ્કત જપ્ત કરી તેમાંથી એ રાજ્યના પરિવારના ભરણપોષણની વ્યવસ્થા કરવી એ કાંઈ ઉદારતાનું લક્ષણ નથી રેસિડેન્ટ મેન્સેલ સાહેબે નાગપુરના રાજાની મિલ્કત તેના કુટુંબ પાસે રાખવા દેવાની પરવાનગી માગી હતી તેણે આ સબંધમાં સરકારને જે પત્ર લખ્યો હતો, તેમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે લગભગ ૨૦ લાખ નાગપુરી રૂપિઆની મિલ્કત ૫૦ થી ૭૫ લાખ નાગપુરી રૂપીઆનું ઝવેરાત વગેરે રાજકુટુંબ પાસે રહેવું જોઇએ તેઓ પોતાની ઇચ્છા મુજબ એ મિલ્કત અને જાગીર વેચી શકશે મારા અભિપ્રાય મુજબ રાજ સિંહાસન સિવાય બીજી બધી મિલ્કત પર નાગપુરના રાજવંશી સ્ત્રી પુરુષોનો સમાન અધિકાર છે[2] પરંતુ

---

૧ Sir Charles Jackson's Vindication P 71–81

૨ Letter from G G Mansel Esqr to Secretary of Government dated 29th April 1854 (Parly Papers Annexation of Berar 1859 P ) Comp Empire in India P 229

ડેલ્હાઉઝીએ રેસિડેન્ટની આ માગણી પર ધ્યાન આપ્યું નહ. તેણે આ બાબતમાં એવો અભિપ્રાય આપ્યો કે પોતાનો દરજ્જો જાળવાય તેટલી સંપત્તિ નાગપુરની રાણીઓ રાખી શકશે. બાકીની મિલ્કત વેચી તેમાંથી તેમનાં ભરણપોષણ માટેની રકમ ઉભી કરવામાં આવશે. કમિશનરે એ રકમનો જે હિસાબ આપ્યો છે, તે રકમ જો ઓછી પડશે તો સરકાર ખોટ પૂરી કરી આપશે.[1]

લૉર્ડ ડેલ્હાઉઝીએ આ યુક્તિ લડાવી નાગપુરના રાજ્યની ખાનગી મિલ્કત વેચી નાખી. સરકારે એક વિશાળ રાજ્ય કબજે કર્યું. છતાં તેને નાગપુરના રાજવંશીઓના ભરણપોષણ માટે તેમની ખાનગી મિલ્કત પર હાથ નાખવો પડ્યો. રાણી બકાબાઇના મો આગળ એ બધી સંપત્તિ બહાર કાઢવામા આવી. તેણે વારંવાર મનાઈ કરી, છતાં કોઈએ માન્યુ નહિ. તેણે ગુસ્સે થઇ મહેલમા આગ લગાડી બધી મિલ્કત ભસ્મ કરી દેવાની ધમકી આપી, પણ તેથી કામ તો ન જ અટક્યુ. ઇતિહાસકારો શુ આ કાર્ય ગેરવાજબી નહિ ગણે ? તેઓ શુ આવી રીતે ખાનગી મિલ્કત તાબે કરવાની ક્રિયાને લૂટફાટ સાથે નહિ સરખાવે ?

દરેક ન્યાયપરાયણ માણસે લૉર્ડ ડેલ્હાઉઝીના આ અયોગ્ય કામ પર ટિકા કર્યા કરી છે. કે. ટોરેન્સ વગેરેએ આ દૂષિત રાજનીતિને તિરસ્કારી છે. કે સાહેબે પોતાના ઇતિહાસમા લખ્યુ છે કે "મેં ઘણા લોકને બોલતા સાભળ્યા છે કે આવી નજરકેદથી, આવા વેચાણથી કેવળ વરાડમાજ નહિ પણ આજુબાજુના મુલકમા પણ

---

[1] Parlimentary Papers, Annexation of Berar, 1859 P. 10.

જેથી રૂશિયાનો નિસ્તાર કરતો હતો, ત્યારે હિંદની બ્રિટિશ સરકાર નાગપુરની મિલકત હજમ કરવા તૈયાર થઈ હતી.

ભોંસલા વંશના લોકોના નિર્વાહ માટે યોગ્ય રકમ પેદા કરવા ખાતર નાગપુરના રાજ્યની મિલકત વેચવી પડી હતી એવો બચાવ કરી કેટલાક ઇતિહાસકર્તાઓ લૉર્ડ ડેલ્હાઉસીની નીતિનું સમર્થન કરે છે[૧] આ બચાવ તદ્દન ખોટો છે, એ બાબતમાં મતભેદ નથી. લૉર્ડ ડેલ્હાઉસીની સરકારે જ્યારે નાગપુર કબજે કર્યું ત્યારે તેણે પોતાને પૈસે નાગપુરના રાજવંશીઓનું ભરણપોષણ કરવું જોઈએ. એટ વિશાળ રાજ્ય ખાલસા કરી તેની ખાનગી મિલકત જપ્ત કરી, તેમાંથી એ રાજ્યના પરિવારના ભરણપોષણની વ્યવસ્થા કરવી, એ કાંઈ ડહાપણનું લક્ષણ નથી. રેસિડેન્ટ મેન્સેલ સાહેબે નાગપુરના રાજની મિલકત તેના કુટુંબ પાસે રાખવા દેવાની પરવાનગી માગી હતી. તેણે આ સંબંધમાં સરકારને જે પત્ર લખ્યો હતો, તેમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે "લગભગ ૨૦ લાખ નાગપુરી રૂપીઆની મિલકત, ૫૦ થી ૭૫ લાખ નાગપુરી રૂપીઆનું ઝવેરાત વગેરે રાજકુટુંબ પાસે રાખવું જોઈએ. તેઓ પોતાની ઇચ્છા મુજબ એ મિલકત અને જવાહીર વેચી નાખે. મારા અભિપ્રાય મુજબ રાજ સિંહાસન સિવાય બીજી બધી મિલકત પર નાગપુરના રાજવંશી સ્ત્રીપુરુષોનો સમાન અધિકાર છે[૨]" પરંતુ

---

૧ Sir Charles Jackson, A Vindication, P. 71-81.

૨ Letter from G. G. Mansel Esqr. to Secretary of Government, dated 29th. April 1854 (Parly Papers Annexation of Berar 1859 P. ) Comp. Empire in India, P. 229.

અને ધાતુનો બનાવેલો ઘોડો ખસેડવાથી તેના તરફ ઘણા ઇતિહાસકારોએ કઠોર વાગ્યો વાપર્યા છે. પરંતુ નેપોલિયન રાણીના અલંકાર વગેરે જપ્ત કરવાના અગર વેચવાના દોષથી દોષિત ઠર્યો નથી. ફ્રેડરિકની તરવાર ખુંચવી લીધાથી તે ગુનેહગાર બન્યો હતો. એ ખરું વાત, પરંતુ નેપોલિયન પ્રશિયાની રાણીની વીંટી તથા હાર ખુંચવી લઇ પોતાની રાજધાનીમાં સાધારણ પ્રજા સમક્ષ વેચતાં તો અવશ્ય લજવાત. જૂલમ સાથે લોભ મળે તો તે તિરસ્કારવા યોગ્ય થઈ પડે છે. જે વખતે બ્રિટિશ મહારાણીનો પ્રતિનિધિ એશિયામાં આ રીતે લૂંટફાટ અને હરનાઝના કામમાં ગુંથાયો હતો, તે વખતે રૂશિયાએ બળવો ઉઠાવવાના સંદેહપર કેટલાક પોલાડવાસી આબરૂદાર માણસોની સંપત્તિ જપ્ત કરી હતી, તેથી આપણા પરદેશ ખાતાના પ્રધાને સેન્ટપિટર્સબર્ગના અમલદારોને કઠોરતા પૂર્વક તિરસ્કાર્યાં હતા. ત્યાંને પ્રધાન આ સ્થળે તેટલાજ તિરસ્કારથી જવાબ આપી શકત : " વૈદરાજ ! પહેલાં આપ તો નિરોગી થાઓ."[1]

કે, અને ટોરેન્સની માફક આર્નોલ્ડ, બેલ વગેરેએ પણ લાર્ડ ડેલ્હાઉઝીને આ કામ માટે નિંદેલ છે.[2] વાસ્તવિક રીતે નાગપુરનાં રાજ્યની ખાનગી મિલકતપર લાગ ચલાવવાનું કલંક ડેલ્હાઉઝી પરથી કદી ખસે તેમ નથી. જ્યાં સુધી નિષ્પક્ષપાત ઇતિહાસો લખાશે, જ્યાં સુધી ધર્મનું ગૌરવ કાયમ રહેશે, જ્યાં સુધી નીતિ, સદાચાર

---

1 Torrens, Empire in Asia, P. 373-374.

2 Arnold's Administration of Lord Dalhousie Vol. II. P. 166-169, Bell-Empire in India, P. 229-230.

બ્રિટિશ સરકારની આબરૂ હલકી પડી હતી. તે એટલે સુધી કે નાગપુર ડમને ક્યાંથી આટલો બધો વિરાગ લોકોના મનમાં ઉત્પન્ન થયો ન હોતો.

આ વેચાણથી જેમ ભોંસલે કુળના લોકોના મન વ્યથા પામ્યા હતા, તેમ આખા હિંદના માણસો પણ બ્રિટિશ સરકાર તરફ ગુસ્સે થયા હતા. સત્ય રીતે હો કે અસત્ય રીતે હો, પણ એટલું તો ખરું કે એથી આપણી આબરૂ હલકી પડી હતી. પોતાને માટે આવી રીતે આબરૂ હલકી પાડવી એ બરાબર નથી.[1]"

હેમિલ્ટન કંપનીએ નાગપુરના રાજાની સંપત્તિ હરરાજ કરવાની જે જાહેર ખબર આપી હતી, તે બાબતમાં કેયેએ લખ્યું છે કે, "જે માણસે રાજા તરીકે પોતે જીવ્યો ત્યાં સુધી આપણી માટે મિત્રતા રાખી હતી, તેની ખાનગી મિલકત કલકત્તામાં જાહેર હરરાજથી વેચાય એ જોઇ હિંદના રાજાઓના મનમાં કેવા સંસ્કાર પડ્યા હશે તે શું કોઇ સમજી શક્યું નહિ હોય? દરેક બજારમાં, દરેક અંતઃપુરમાં આ જાહેર ખબર ગુસ્સા પૂર્વક વંચાઇ હતી, તે બાબતમાં કોઇને શંકા હોઇ શકે ખરી? બધાએ મનમાં ધાર્યું હતું કે હવે જુલમથી દેશ પાયમાલ થશે, હવે ગમે ત્યારે કોઇના રાજ્ય અને ખજાના લૂંટાશે. નેપોલિયને જે હુકમથી ફ્રાન્સના બુર્બોન વંશની સત્તા લુપ્ત થવાના સમાચાર જગતને જણાવ્યા હતા, અને જે ફરમાનથી એક નાજુક પ્રકૃતિના રાજાને રાજ્ય છોડવાની ફરજ પાડી હતી, એ હુકમ અને એ ફરમાનની નિંદા કરવામાં આપણા ઇતિહાસકારો પાછા પડ્યા નથી. નેપોલિયને બુર્બોન વંશની છબીઓ

[1] Kaye's Sepoy War, Vol. I. P.84, and note.

ને ધાતુનો બનાવેલો ઘોડો ખમેડવાથી તેના તરફ ઘણા ઇતિહાસકારોએ કઠોર વાક્યો વાપર્યા છે. પરંતુ નેપોલિયન કોઇના અલંકાર વગેરે જપ્ત કરવાના અગર વેચવાના દોષથી દોષિત હતો નથી. ફ્રેડરેકની તરવાર ખુંચવી લીધાથી તે ગુનેહગાર બન્યો હતો એ ખરી વાત, પરંતુ નેપોલિયન પ્રુશિયાની રાણીની વીંટી તથા હાર ખુંચવી લઇ પોતાની રાજધાનીમા સાધારણ પ્રજા સમક્ષ વેચતા તો અવશ્ય લજવાત. જૂલમ સાથે લોભ મળે તો તે તિરસ્કારવા યોગ્ય થઇ પડે છે. જે વખતે બ્રિટિશ મહારાણીનો પ્રતિનિધિ એશિયામા આ રીતે લૂંટફાટ અને હરરાજીના કામમા ગુંથાયો હતો, તે વખતે રૂશિયાએ બળવો ઉઠાવવાના સદેહપર કેટલાક પોલાંડવાસી આબરૂદાર માણસોની સંપત્તિ જપ્ત કરી હતી, તેથી આપણા પરદેશ ખાતાના પ્રધાને સેન્ટપિટર્સબર્ગના અમલદારોને કડોરતા પૂર્વક તિરસ્કાર્યા હતા. રૂશિયાના પ્રધાન આ સ્થળે તેટલાજ તિરસ્કારથી જવાબ આપી શકત કે "વૈદરાજ ! પહેલા આપ તો નિરોગી થાઓ "[1]

કે, અને ટોરેન્સની માફક આર્નોલ્ડ, બેલ વગેરેએ પણ લાર્ડ ડેલ્હાઉઝીને આ કામ માટે નિંદેલ છે.[2] વાસ્તવિક રીતે નાગપુરના રાજ્યની ખાનગી મિલ્કતપર હાથ ચલાવવાનુ કલંક ડેલ્હાઉઝી પરથી કદી ખસે તેમ નથી. જ્યા સુધી નિષ્પક્ષપાત ઇતિહાસો લખાશે, જ્યા સુધી ધર્મનુ ગૌરવ કાયમ રહેશે, જ્યા સુધી નીતિ, સદાચાર

1. Torrens, Empire in Asia, P. 373–374.

2. Arnold's Administration of Lord Dalhousie Vol. II. P. 166–169. Bell-Empire in India, P. 229–230.

બ્રિટિશ સરકારની આબરૂ હલકી પડી હતી તે એટલે સુધી કે નાગપુર કબજે કર્યાથી આટલો બધો વિગ્રહ લોકોના મનમા ઉત્પન્ન થયો ન હોતો.

આ વેચાણથી જેમ ભોંસલે કુળના લોકોના મન વ્યથા પામ્યા હતા, તેમ આખા હિંદના માણસો પણ બ્રિટિશ સરકાર તરફ ગુસ્સે થયા હતા. સત્ય રીતે હો કે અસત્ય રીતે હો, પણ એટલુ તો ખરૂ કે એથી આપણી આબરૂ હલકી પડી હતી. પૈસાને માટે આવી રીતે આબરૂ હલકી પાડવી એ બગબર નથી.[૧]"

ડેલ્હિસિન કંપનીએ નાગપુરના રાજાની સંપત્તિ હરરાજ કરવાની જે જાહેર ખબર આપી હતી, તે બાબતમા ટોરેન્સે લખ્યુ છે કે, "જે માણસે રાજા તરીકે પોતે રાજ્યો ત્યા સુધી આપણી સાથે મિત્રતા રાખી હતી, તેની ખાનગી મિલકત કલકત્તામા જાહેર હરરાજથી વેચાય એ જોઇ હિંદના રાજાઓના મનમા કેવા સંસ્કાર પડ્યા હશે તે શુ કોઇ સમજી શક્યુ નહિ હોય? દરેક બજારમા, દરેક અંતઃપુરમા આ જાહેર ખબર ગુસ્સા પૂર્વક વેચાઇ હતી, તે બાબતમા શકને ગજા હોઇ શકે ખરી? સધાએ મનમા ધાર્યુ હતું કે હવે જૂલમથી દેશ પાયમાલ થશે, હવે ગમે ત્યારે કોઇના રાજ્ય અને ખજાના લુગશે નેપોલિયને જે હુકમદ્વારા ફ્રાન્સના બુર્બોન વંશની સત્તા લુપ્ત થવાના સમાચાર જગતને જણાવ્યા હતા, અને જે ટંકો ગતાવડે એક નાજુક પ્રકૃતિના રાજાને રાજ્ય છોડવાની ફરજ પાડી હતી, એ હુકમ અને એ ઠઠ્ઠાગતાની નિંદા કરવામા આપણા ઇતિહાસકારો પાછા પડ્યા નથી નેપોલિયને બુર્બોન વંશની છબીઓ

૧ Kaye's Sepoy War, Vol. I. P. 84, and note.

અને ધાતુનો બનાવેલો ઘોડો ખસેડવાથી તેના તરફ ઘણા ઇતિહાસકારોએ કઠોર વાક્યો વાપર્યા છે પરંતુ નેપોલિયન કોર્ટના અલંકાર વગેરે જપ્ત કરવાના અગર વેચવાના દોષથી દોષિત ઠર્યો નથી. ફ્રેડરિકની તરવાર ખુચવી લીધાથી તે ગુનેહગાર બન્યો હતો એ ખરી વાત, પરંતુ નેપોલિયન પ્રશિયાની રાણીની વીંટી તથા હાર ખુચવી લઇ પોતાની રાજધાનીમા સાધારણ પ્રજા સમક્ષ વેચતા તો અવશ્ય લજવાત. જૂલમ સાથે લોભ મળે તો તે તિરસ્કારવા યોગ્ય થઇ પડે છે જે વખતે બ્રિટિશ મહારાણીનો પ્રતિનિધિ એશિયામા આ રીતે લુંટફાટ અને હરરાજીના કામમા ગુથાયો હતો તે વખતે રૂશિયાએ બળવો ઉઠાવવાના સદેહપર કેટલાક પોલાંડવાસી આબરૂદાર માણસોની સપત્તિ જપ્ત કરી હતી, તેથી આપણા પરદેશ ખાતાના પ્રધાને સેન્ટપિટર્સબર્ગના અમલદારોને ઠપકો દઇને તિરસ્કાર્યા હતા ઝારનો પ્રધાન આ સ્થળે તેટલાજ તિરસ્કારથી જવાબ આપી શકત કે "વૈદરાજ ! પહેલા આપ તો નિરોગી થાઓ "[૧]

કે, અને ટોરેન્સની માફક આર્નોલ્ડ, બેલ વગેરેએ પણ લાર્ડ ડેલ્હાઉઝીને આ કામ માટે નિંદેલ છે.[૨] વાસ્તવિક રીતે નાગપુરના રાજ્યની ખાનગી મિલ્કતપર હાથ ચલાવવાનુ કલક ડેલ્હાઉઝી પરથી કદી ખસે તેમ નથી. જ્યા સુધી નિષ્પક્ષપાત ઇતિહાસો લખાશે, જ્યા સુધી ધર્મનુ ગૌરવ કાયમ રહેશે, જ્યા સુધી નીતિ, સદાચાર

---

૧ Torrens, Empire in Asia, P. 373-374.

૨ Arnold's Administration of Lord Dalhousie Vol. II. P. 166-169. Bell-Empire in India, P 229-230.

અને ઉગતા લોકસમાજમાં આત્મભાન મેળવશે, ત્યાં સુધી આ કલંક વિલુપ્ત થવાનું નથી.[1]

આ પ્રમાણે થોડા વર્ષોમાં ત્રણ મોટા મરાઠા રાજ્યોનું નિકંદન વળ્યું. ત્રણે મરાઠા રાજ્યો લાલ રંગથી રંગાયા. બ્રિટિશ કંપનીનું રાજ્ય વિસ્તાર પામ્યું, અને હિંદનો ઇતિહાસ વિચિત્ર ઘટનાઓથી પુષ્ટ થઇ જનસમાજ સમક્ષ ખુલ્લો થવા લાગ્યો. જો ન્યાયપૂર્વક વિચાર કરીએ તો જણાશે કે સતારા અને નાગપુર એક સમય જૂનેલી મિલ્કતમાં ગણાયા હતા, બ્રિટિશ સરકારની મરજી હોત તો તે વખતે એ બને રાજ્યો જરૂર ખાલસા કરી શકત. પરંતુ તે વખતે વિજયલક્ષ્મીની ન નિવારી શકાય તેવી ભાગ્યલાલસા પૂર્ણ કરવામાં આવી નહોતી. બ્રિટિશ સરકારે કોઇ પણ કાયદો ઘડી ભવિષ્યમાં એ રાજ્યો પોતાના તાબામાં લઇ શકાય એવો ઉપાય કરી રાખ્યો નહોતો. પરંતુ ઉલટું તે વખતે તો ઉદાર રાજનીતિ વાપરી સતારા અને નાગપુરને મિત્રભાવે સ્વીકારવાનું કર્યું. બંનેની સાથે સંધિ* કરવામાં આવી અને વંશપરંપરા રાજ્ય ભોગવવાની સત્તા આપવામાં આવી. પરંતુ લૉર્ડ ડેલ્હાઉઝીએ હિંદમાં આવી તર્કોમાં ન આવી શકે એવા કારણોના બળે, અપૂર્વ કૌશલ્ય સાથે, એ ઉદાર રાજનીતિને મૂળમાંથી કાપી નાખી ડેલ્હાઉઝીએ સંધિ તોડી, મિત્રતા તોડી, અને રાજનીતિનું

૧. કેના ઇતિહાસમાં સતારા પછી નાગપુરની હકીકત આપવામાં આવી છે. અને નાગપુર પછી ઝાંસી વિષે લખવામાં આવ્યું છે, પરંતુ વખતના ક્રમ મુજબ પહેલું ઝાંસીને પછી નાગપુરનું વર્ણન કરવું યોગ્ય લાગવાથી આ પુસ્તકમાં ઝાંસીની પછી નાગપુર વિષે લખવામાં આવ્યું છે.

ગૌરવ ઘટાડયું. સતારા ખાલસા કરતી વેળા કેવી સ્વાર્થપરાયણતા બતાવવામા આવી હતી, તે અમે અગાઉ જણાવ્યું છે. ઝાંસીના સંબંધમા કેવી ભૂલ થઇ હતી, તે પણ જણાવ્યું છે. નાગપુર ખાલસા કરતી વેળા એ સ્વાર્થપરાયણતાએ પોતાનું પોત પુરેપુરૂં પ્રકાશ્યું. અમે એ વાત ડેલ્હાઉઝીના વચનો ઉતારી સિદ્ધ કરી બતાવી છે. આ સ્થળે પણ તેના કેટલાક વચનો ઉતારી લઇ એ બાબતનું વધારે સમર્થન કરશું. લોર્ડ ડેલ્હાઉઝી નાગપુર ખાલસા કરવાના કારણો બતાવતા લખે છે કે " નાગપુરનું રાજ્ય ઉત્તમ રીતે ચાલે તો ઇંગ્લાંડની એક ખોટ પુરી પડે. એ ખોટ પૂરી પડવા ઉપર ઇંગ્લાંડના વેપારની ઉન્નતિનો આધાર છે. આ ઉન્નતિ અનેક પ્રકારની વેપારી ચીજો વડે થઇ શકે છે, ઇંગ્લાંડમા નિયમિત રીતે કપાસની આમદાની થતી હોય તો ઇંગ્લાંડનો વેપાર બહુજ ખિલી શકે. કપાસ સિવાય બીજી કોઇપણ વસ્તુ ઇંગ્લાંડના વેપારને આટલી બધી ઉન્નત સ્થિતિએ પહોચાડી શકે તેમ નથી. જેઓ ઇંગ્લાંડ અથવા હિંદમા રાજકાર્યમા રોકાએલા છે, તેઓ સમક્ષ આ વિષય બારેમાં બારે ગણાય છે દશ વર્સ રાજકાર્યમાં ગાળ્યા હોવાથી હુ એ બાબતનું મહત્વ સમજી શક્યો છુ. ઇંગ્લાંડ છોડતી વેળા માન્ચેસ્ટરના વેપારીઓએ આ બાબતમા મને અરજ કરી હતી. ઇંગ્લાંડના વડા પ્રધાને પણ હિંદમાના મારા અમલ દરમિઆન મને ઘણી વખત લખ્યું હતુ કે ઇંગ્લાંડમા બધા આ બાબતનો આગ્રહ બનાવે છે. ઇંગ્લાંડમા એ ચીજ ( કપાસ ) નિયમિત રૂપે જાય, તે બાબતમા મારૂં ખાસ ધ્યાન ખેંચાયલું છે, એ કહેવું અનાવશ્યક છે. આવી રીતે નિયમિત આવક થવાથી ઇંગ્લાંડને કદી

પણ એ જરૂરી ચીજ માટે કોઈ વિદેશી રાજ્યપર આધાર રાખવો પડશે નહિ. "[1]

સ્વાર્થ પરાયણતાની કેવી મોહિની શક્તિ! નાગપુર કપાસને માટે પ્રખ્યાત છે, ઈંગ્લાંડમાં એ કપાસ જાય તો માન્ચેસ્ટરના વેપારીઓને પુષ્કળ લાભ થાય, અને તે સાથે બ્રિટિશ સરકારને પણ લાભ થાય. પરંતુ નાગપુર કબજે ન હોય તો કપાસનો ઇજારો રાખી શકાય નહિ. માટે કપાસનો વેપાર એક હથ્થુ કરવા ખાતર, પોતાના લાભ ખાતર, નાગપુર ખાલસા કરવું એ વાજબી છે. લૉર્ડ ડેલ્હાઉઝીએ કેવી અપૂર્વ યુક્તિ તથા કારણ બનાવી નાગપુર કબજે કર્યું છે? ડયુક ઓવ આરગાઇલ જેવા રાજનીતિજ્ઞ પણ આવી અલૌકિક યુક્તિનું સમર્થન કરી સુધરેલી દુનિયામાં વિશાળ રાજનૈતિક ક્ષેત્રમાં પોતાનું નામ અમર કરી ગયા છે.[2] સરકારે નાગપુરના રાજાના વંશમાં વંશપરંપરા રાજ્ય રહેવા દેવાની જે સંધિ કરી હતી તે કેવળ લોભની મોહિનીમાં ફસાઇ તોડી, અને કાયમી મિત્રતા, સંધિ વગેરે બધુ ભૂલી દેવાયું. કાલે જેઓ રાજ સન્માનથી ભૂષિત હતા તે આજે સાધારણ પ્રજાની માફક ગુલામ બન્યાં. અદૃશ્ય ચક્રનું કેવું શોચનીય પરિવર્તન! ન્યાયનું કેવું ફારસ! એક નિષ્પક્ષપાત અંગ્રેજ લેખકે આ સ્થળે સાચુ કહ્યું છે કે "કપાસે બ્રિટિશ ન્યાયપરાયણતાના

---

૧ Duke of Argyll, India under Dalhousie and Canning, P. 38.

૨ India under Dalhousie and Canning. P. 35 39.

ધી તેને બધિર બનાવી મુકી હતી, અને આંખો પર પાટા
ી આંધળી બનાવી મૂકી હતી. "[૧]

ઇ. સ. ૧૮૫૨

સતારા કબજે કર્યાં બાદ એક બીજાં બિનવારસી રાજ્યપર લૉર્ડ ડેલ્હાઉઝીની નજર પડી. સતારા કબજે કર્યાબાદ અને ઝાંસી તથા નાગપુર કબજે કર્યા પહેલાં સરકાર એ બાબતમાં વિચાર ચલાવવા ગી.[૨] એ બાબત કંઇ નાનીસૂની નહોતી. એ બાબતે હિંદ અને લાંડ બંનેનું ધ્યાન ખેંચ્યું,–બંને સ્થળના રાજનૈતિક સમાજમાં બાબતે અતિશય વાદવિવાદ ફેલાવ્યો.

ઇ. સ. ૧૮૫૨ ના ઉનાળામાં રજપુતાનામા આવેલી કિરોલીનો જા મરણ પામ્યો. મરણ પહેલા તેણે ભરતપાલ નામના એક ળકને દત્તક તરીકે સ્વીકાર્યો હતો. એ સમયે સેનાપતિ લો રજ-તાનામાં બ્રિટિશ સરકારના પ્રતિનિધિ તરીકે કામ કરતો હતો. ણે અભિપ્રાય આપ્યો કે "જેમ બને તેમ જલદી આ દત્તકને ીકારવો એ બ્રિટિશ સરકાર માટે હિતકર છે."

લૉર્ડ ડેલ્હાઉઝીનું ચિત્ત ચકડોળે ચઢ્યુ. તેને લાગ્યુ કે વારસનો ભાવ દર્શાવી આ રાજ્ય પણ ખાલસા કરવુ જોઇએ. ડેલ્હાઉઝી આ ંકલ્પ સિદ્ધ કરવાના ઉપાય ખોળવા લાગ્યા. જે રાજનીતિએ સતારાને ખાલસા બનાવ્યુ હતુ, એ રાજનીતિ કિરોલી ગ્રસવા તૈયાર

---

૧ J. B. Nortor, The Rebellion in India. How to prvent another P. 98.

૨ Bell, retrospects and prospects &c. P. 190.

અપ ડેલ્હાઉસીએ ઓગસ્ટની ૩૦ મી તારીખે કિરૌલી સંબંધમાં એ 'મિનિટ' લખી.[1] પરંતુ એ યાદી સામે વ્યવસ્થાપક સભામાં બા વિરોધ થયો. મિ૦ ફ્રેડરિક કેરિ ઇ. સ. ૧૮૫૨ માં વડી સરકારની વ્યવસ્થાપક સભાનો સભાસદ થયો હતો, તેણે ગવર્નર જનરલની વિરુદ્ધ પડી કિરૌલીના દત્તકનો પક્ષ લીધો.[2] ૩૧ મી ઓગસ્ટે કેરિએ પોતાની ખાસ નોંધ તૈયાર કરી. કેરિએ આ યાદીમાં પોતાની શોધખોળ શક્તિ, વિવેકબુદ્ધિ અને ન્યાયીપણાનો સારો પરિચય કરાવ્યો છે. સર જ્હોન લો પણ મિ૦ ફ્રેડરિક કેરિના પક્ષમાં ભળ્યો. લોના પછી હેન્રિ લોરેન્સ રજપુતાનાનો રેસિડેન્ટ થયો, તેણે પણ લોના પક્ષનુ સમર્થન કર્યું. આ રાજનૈતિક મોજું કલકત્તા અને રજપુતાનાથી ઇંગ્લાંડને કિનારે જઈ અફળાયું. જ્હોન ડિકિન્સન, હોન સેમોર વગેરે કેટલાક હિંદ હિતેચ્છુ માણસોના પ્રયત્નથી ઇંગ્લાંડમાં હિંદ સુધારક સભા સ્થપાઈ હતી. એ સભાએ કિરૌલીના રાજાનો પક્ષ લીધો.[3] ધીમે ધીમે આ ચર્ચા પાર્લામેન્ટ સમક્ષ આવી પહોંચી, પાર્લામેન્ટના ઘણાખરા મેમ્બરોએ કિરૌલીનો પક્ષ લીધો.[4]

---

૧. 'ગવર્નમેન્ટ.' 'ગવર્નર જનરલ' વગેરે શબ્દોની માફક 'મિનિટ' શબ્દ હિન્દુસ્તાનમાં વપરાય છે. એનો અર્થ, "શાસન સંબંધી યાદી અર્થાત્ અમલદારો ખાસ રાજકીય વિષયો સંબંધમાં જે અભિપ્રાય દર્શાવે તે લખાણ, એવો થાય છે.

૨ Kerowlee Papers, 1855. P. 7.

૩ Retro-pects and Pro-pects &c. P. 160 Comp. Empire in Asia P. 363.

૪ Quarterly Review 151 P. 269.

હતો, અને મરહુમ રાજાનો ખાત નજીકનો સગો થતો હતો. જે વખતે કલકત્તા અને લંડનના અમલદારોમાં કિરોલી સંબંધમાં ગડબડ ચાલતી હતી, ત્યારે મદનપાલ પોતાનો હક સાચવવા તૈયાર થયો. કિરોલીના રાજકુટુંબે તથા સરદારો અને પ્રજાએ તેનો પક્ષ કર્યો. રજપુતાનાના બ્રિટિશ રેસિડેન્ટે પણ તેની તરફેણમાં મત આપ્યો હેન્રિ લૉરેન્સ જેવો એક રાજનીતિજ્ઞ વિચક્ષણ પુરુષ મદનપાલને ગાદી વારસ ઠરાવવા લાગ્યો, એટલે ભરતપાલની આશા સર્વને માટે નહિ પરંતુ દત્તકગ્રહણ ક્રિયા હિન્દુઓને માટે પુત્રત્વ બંધનનું એક મોટું સાધન છે એ ક્રિયા યથાવિધિ થઇ હોય તો કોઇપણ અડચણ એ પુત્રત્વ-સંબંધને તોડી શકે નહિ માટે ભરતપાલને દત્તક લેવાની ક્રિયા યથાવિધિ થઈ છે કે નહિ, તે બાબતની તપાસ હેન્રિ લૉરેન્સે શરૂ કરી તપાસમાં સાબિત થયું કે હિંદુ રિવાજ મુજબ દત્તક લેતી વેળા જે જે ક્રિયા જરૂરની છે, તેમાંની ઘણીખરી ક્રિયા ભરતપાલને દત્તક લેતી વેળા કરવામાં આવી નહોતી એટલુંજ નહિ પરંતુ કિરોલીના રહેવાશીઓ પણ એ દત્તકને ખરો દત્તક માનતા નહોતા આથી હેન્રિ લૉરેન્સને પોતાની મરજી મુજબ કામ કરવામાં અડચણ ન નડી વળી ડિરેક્ટરોએ પણ ભરતપાલને જ ગાદી આપવી એવી ઇચ્છા દર્શાવી ન હોતી, એટલે અત્યાર સુધીમાં આ બાબતમાં કંઇ પણ જાહેર કરવામાં આવ્યું ન હોતું આ રીતે કંઇ પણ નિશ્ચય થયો ન હોવાથી હેન્રિ લૉરેન્સે વડી સરકારને મદનપાલની તરફેણમાં ચુકાદો આપવાની પ્રાર્થના કરી. ડેલહાઉઝીની સરકારે વધારે વિરુદ્ધતા ન બતાવતાં હેન્રિ લૉરેન્સની માગણી કબુલ કરી. આમ કિરોલીની ગાદીપર ભરતપાલને બદલે મદનપાલ બેઠા

આ પ્રમાણે લૉર્ડ ડેલ્હાઉઝીનો સર્વ સંહારક હુકમ આ સ્થળે પાછો ફર્યો. આ પ્રમાણે અચિન્ત્ય કાર્યકારણ પરંપરાથી રજપુતોના જુનાં રાજ્યો ડેલ્હાઉઝીના પંજામાં સપડાતા બચ્યાં. ઇ. સ. ૧૮૫૨ ના જુલાઇ માસમાં કિરોલી બાબત ચર્ચા ઉત્પન્ન થઇ અને ઇ. સ. ૧૮૫૫ના જુલાઇની ૫ મી તારીખે વિલાયતના ડિરેક્ટરોએ આ બાબતમાં છેવટનો ફેંસલો આપ્યો.[1] આ લાંબા કાળ દરમિઆન બધા ઉત્સુકતા સાથે બ્રિટિશ સરકાર તરફ જોઇ રહ્યા હતા; બધા કિરોલીના સંબંધમાં શો હુકમ થાય છે તે જાણવા માટે પૂછપરછ કરતા હતા. હિંદનાં નગરે નગર, ગામોગામ, ઘેરે ઘેર આ બાબતની ચર્ચા ચાલતી હતી, મરાઠા રાજ્યો તરફ જે વર્તણુક ચલાવી હતી તે કોઇ ભૂલી ગયુ નહોતું. પરંતુ મરાઠાઓના રાજ્ય કરતાં રજપુતોના રાજ્ય બહુ જૂના હતા. મોગલ સામ્રાજ્યની પડતીના વખતમા મરાઠા રાજ્યો પુષ્ટ થયા હતા. જે સમયે અંગ્રેજો વેપારી વેશે હિંદમા દાખલ થતા હતા, તે જ સમયે મરાઠા રાજ્યો પૂર્ણ કળાએ પહોચ્યા જતાં હતાં. રજપુતોના રાજ્ય આવી રીતે નવા નહોતા. જ્યારે મરાઠાઓનો વંશ ભવિષ્યના ગર્ભમા વિલીન થતો હતો; તે વખતે રજપુત રાજ્યો ઉન્નતિને શિખરે પહોચ્યા હતા જ્યારે મુસલમાનોએ હિંદમા પ્રવેશ કર્યો નહોતો, જ્યારે તિરોરીના રણક્ષેત્રપર હિંદની કીર્તિ વિલુપ્ત થઇ નહોતી, ત્યારે પણ રજપુતોના રાજ્યોના પ્રકાશથી હિંદ ઉજ્વલ બની રહ્યું હતું. જ્યારે અંગ્રેજ વેપારીઓ ઉત્તમાશા ભૂશિરનું નામ પણ જાણતા નહોતા, ત્યારે પણ રજપુતોના રાજ્યો પૂર્ણરૂપમા પ્રકાશતા હતા; વાસ્તવિક રીતે જોતા રજપુત રાજ્યો

[1] Kerowlee Papers 1855, P. 5 Comp. Retrospects and Prospects &c. P. 195.

અને રજપુતવંશ હિંદનુ અદ્વિતીય ગૌરવ છે. આવા જૂના ને ગૌરવશાળ રાજ્યોનુ ઉચ્છેદન હિંદમા આવેલી નવતર અંગ્રેજ કંપની અન યાસે કરશે એ વિચાર જ લોકોને ભડકાવનારો હતો. હેન્રિ લૅારેન્સ નામ બધાને શ્રદ્ધા હતી, તો પણ સતારાનુ પરિણામ જોઇ સૌ કિરૌલી માટે આશા મૂકી બેઠા હતા કિરૌલી આ ભયંકર હલ્લા માથી કેવી રીતે બચશે, તે કોઇથી સમજાતું નહોતું. કિરૌલીની ગાદીપર રજપુત વંશ બિનઅડચણે કાયમ રહેશે, એ વાત કોઇને માનવામા આવતી નહોતી, સઘ ચર્ચામા બધા મૂગા બેસી હતા શુ કરવુ તેની સમજ ન પડતા એક બીજાના મ્હોસામુ જોઇ રહ્યા હતા જ્યારે હેન્રિ લૅારેન્સ કિરૌલીના પક્ષમા ઉભો રહ્યો, ત્યારે પણ લોકો આ પ્રયત્ન કેવી રીતે સફળ થશે એ વાત સમજી શક્યા નહિ કિરૌલીની ગાદી રજપૂતોના હાથમા રહેશે એ વાતપર કોઇને વિશ્વાસ નહોતો, આખરે છેવટનો ફેસલો થયો મદનપાલ કિરૌલીની ગાદી પર બેઠો, લોકોનો સંદેહ ગયો બધા નીચુ માથુ કરી ગભીરપણે લૉર્ડ ડેલ્હાઉઝીની સરકારની રાજનૈતિક ચતુરાઇની ચર્ચા કરવા લાગ્યા.

લૉર્ડ ડેલ્હાઉઝીની નજર તરતજ એક બીજા રાજ્યપર પડી હિંદના નકશાપર નજર કરતા દક્ષિણ હિંદના મધ્ય ભાગમા વરાડ, પાઇમ ઘાટ, તુગભદ્રા અને કૃષ્ણાની વચ્ચે આવેલો રાયચુર દોઆબ

ઇ. સ. ૧૮૫૩

વગેરે કેટલાક સ્થાનો નજરે પડે છે ફળદ્રુપતામા એ સ્થાનો બહુ પ્રસિદ્ધ છે એ સ્થળોમા ઘણામા ઉચુ અફિણ અને કપાસ ઉત્પન્ન થાય છે ઉત્કૃષ્ટતામા એ બને ચીજો દુનિયામા સર્વોત્તમ ગણાતી આવી છે. એ પ્રદેશ નિઝામના કબજામા હતો. જે વર્તમાના પ્રસા-

.થી કેટલાક સાધારણ સ્થિતિના અંગ્રેજ વેપારીઓએ હિંદમાં સ્થાન મેળવ્યું હતુ, અને પછી ધીમે ધીમે પોતાની સત્તા વધારી હતી તે નવાબ એક વખતે આ હૈદરાબાદના નિઝામનો આશ્રિત હતો.

જીવજંતુના વર્ગમાં એક એવી જાતનો કીડો થાય છે કે જે પોતાને જન્મ આપનારાના શરીરનુ રૂધિર માસાદિ ખાઇ પુષ્ટ થાય છે, અને એ રીતે પોતાને જન્મ આપનારનુ શરીર શોષી લઇ તેને મરણ શરણ કરે છે. ડેલ્હાઉઝીની સરકારે મિત્રરાજ્યોના દરબારમા જે સહાયક સૈન્ય રાખ્યુ હતું, એ સૈન્યનો સ્વભાવ પણ પેલા કીડા જેવો હતો. એ કીડાની માફક એ સૈન્ય પણ પોતાને રાખનારના શત્રુની ગરજ સારતુ. પેલા કીડાની માફક એ સૈન્ય પણ પોતાને પોષનાર મિત્રરાજ્યોના સારભાગ ગ્રહણ કરી તેમને હાડપિંજર કરી મૂકતું અને છેવટે પોતાના પોષકનુ ભક્ષણ કરી એ કીડાના સ્વભાવનું બરાબર પાલન કરતુ.

ઇ. સ. ૧૮૦૦ના અક્ટોબરની ૧૨મી તારીખે લાૅર્ડ વેલસ્લીએ નિઝામ સાથે જે સંધિ કરી હતી, તેની બારમી કલમમાથી આ અનિષ્ટનું મંડાણ થયુ હતુ. એ કલમ મુજબ બ્રિટિશ સરકારે પોતાનું કેટલુંક લશ્કર નિઝામના લશ્કર સાથે જોડી દીધુ. લડાઇના સમયમા નિઝામે એ સૈન્યનો બધો ખર્ચ ઉપાડવાનુ કબુલ કર્યું હતુ.[1] જ્યારે દક્ખણમાથી ટિપુ સુલતાનની સત્તા કાયમને માટે ગુમ થઇ, ત્યારે હૈદરાબાદના તે વખતના રેસિડેન્ટ હેન્રિ રસલે આજુબાજુના રાજ-

1. Aitchison, A collection of Treaties, Vol. V. PP. 8, 73.

એનું લશ્કરી ખર્ચ જોઈ નિઝામના મુખ્ય પ્રધાન ચંદુલાલને કહ્યું કે, મરાઠાઓનું બળ ધીમે ધીમે વધતું જાય છે. હોલ્કર અને સિંધિયા પાસે મોટું લશ્કર તૈયાર છે, એ સૈન્ય વળી હરકોઈ વખતે લડાઈ કરવાને તત્પર હોય એમ જણાય છે.[1] નિઝામના મુખ્ય પ્રધાને રે-સિડેન્ટની સલાહ પરથી બ્રિટિશ લશ્કરી અમલદારોની મદદથી પોતાના સૈન્યને વ્યવસ્થિત કીધું. આથી બ્રિટિશ કંપનીનું સૈન્ય નિઝામના રાજ્યમાં કાયમનો અખાડો જમાવી પડ્યું.

પરંતુ આથી કંઈ નિઝામને એ લશ્કરનું ખર્ચ આપવાનું કાયમને માટે સ્વીકાર્યું હોય, એવું સિદ્ધ થતું નથી. એટલુંજ નહિ પણ એ બધું લશ્કર પોતાના રાજ્યમાં હમેશને માટે રાખવું જોઈએ એવું પણ એ પરથી સાબિત થતું નથી[2]. નિઝામે મિત્રના નાતાથી આ-તર આ રીતે ચાલીસ વર્ષ સુધી એ લશ્કરનું બધું ખર્ચ ઉપાડ્યું. પણ પછી તેને એ ખાતર દેવું કરવું પડ્યું. દર વરસે દેવાની રકમ વધતી ગઈ. છેવટે એ રકમ વધીને ૭૮ લાખની થઈ. ઇ. સ. ૧૮૫૧ મા ડેલહાઉસીની નજરે એ દેવા માટે તાકીદ કરી સ્પષ્ટ જણાવી દીધું કે "નિઝામે જેમ બને તેમ જલદી દેવું ભરી આપવું જોઈએ, તેમ ન બને તો ઓછામાં ઓછી વાર્ષિક ૬૫ લાખની ઉપજ આવે તેટલો પ્રદેશ બ્રિટિશ સરકારને સોંપવો જોઈએ. સરકાર ત્રણ વર્ષમાં એ આવકમાંથી દેવું વાળી લેશે."[3] આ પરથી નિઝામ પોતાનું

---

૧. Arnold's Dalhousie's Administration Vol. II P. P. 132

૨. Arnold's Dalhousie's Administration. Vol.

વુ વાળવા તૈયાર થયો. ૪૦ લાખ રૂપીઆ તરતજ ભરી આપવામા આવ્યા, બાકીના પૈસા જેમ બને તેમ જલદી ભરી આપવાનુ વચન આપવામા આવ્યુ[૧]. પરંતુ બધુ દેવુ પત્યુ નહિ. ઇ. સ. ૧૮૫૩ મા એ દેવુ વધી ૪૫ લાખનું થયુ. ડેલ્હાઉઝીએ હવે વધુ રાહ ન જોતા તેણે વસુલ કરવા ખાતર નિઝામની જમીનપર તરાપ મારવાની તૈયારી કરી.[૨]

નિઝામે મુલક આપી દેવુ વાળવાની નામરજી બતાવી, પરંતુ ડેલ્હાઉઝી છોડે તેવો નહોતો. તે બળપૂર્વક નિઝામ પાસેથી અમુક પ્રદેશ લેવા તૈયાર થયો. નિઝામનો વિશ્વાસુ મંત્રી સુરાજુલ મુલ્ક આ જુલમ અટકાવવાના પ્રયત્નો કરવા લાગ્યો, મિત્રતાનો દાવો રજૂ કરી રાજ્ય અખંડ રાખવાની વિનંતિ કરી. પરંતુ કોઇએ તે તરફ ધ્યાન આપ્યુ નહિ સધિને બહાને મુલક કબજે કરવાના નિયમો લખાવા લાગ્યા રેસિડેન્ટ કર્નલ લૉ સાહેબે નિઝામને કહ્યુ, 'કલકત્તાથી સધિપત્ર તૈયાર થઇ આવવાનુ છે. તે પર આપને જેમ બને તેમ સહી કરવી પડશે ' રેસિડેન્ટના આ વચનો નિઝામથી સહન ન થયા. તે ક્ષોભ, રોષ અને અપમાનથી અધીરો થઇ રેસિડેન્ટને કહેવા લાગ્યો કે, ' તમારા જેવા માણસો—જેઓ એક વખતે

---

૧ Aitchison, A collection of treaties Vol. V P. 9. આર્નોલ્ડે આપેલી સખ્યા સાથે આ આકડા જુદા પડે છે આર્નોલ્ડ કહે છે કે બધુ મળીને ૭૪ લાખનુ દેવુ થયુ હતુ, એમાથી ૩૪ લાખ રૂપીઆ નિઝામે ભર્યા હતા,— Arnold's Administration Vol II P. 38 39.

૨. Aitchison's Treaties &c. Vol. V P. 9.

તે કદી પણ તમે લોકો સમજવાના નથી. કારણ કે તમે કહોછો કે આ સંધિથી મને દર વરસે ૮ લાખ રૂપીઆનો લાભ થશે; એ લાભ તરફ જોઇ મારે સંતોષ પકડવો. પરંતુ હું તમને કહુંછું કે જો એવી રીતે એથી ચોગણા પૈસા બચે, તો પણ હું સંતોષ પકડીશ નહિ. મારા રાજ્યનો ટુકડો પણ બીજાના હાથમાં જશે, તો હું મારૂં પારાવાર અપમાન થયું સમજીશ."[1]

નિઝામ નસિરૂદ્દૌલા આટલું બોલી નિસ્તબ્ધ બની બેઠો, પરંતુ તેના આ ગુસ્સા ભર્યા શબ્દો, દુઃખ પ્રકાશક વાક્યો નિષ્ફળ ગયા. જ્યાં સુધી દેવું ન પતે, ત્યાં સુધી વરાડનો મુલક બ્રિટિશ સરકારને સોંપવાનું તેને મને કે કમને સ્વીકારવું પડ્યુ.

સંધિપત્ર રજૂ થયું. નિઝામે બહુ અનિચ્છા દેખાડી, ઇ. સ. ૧૮૫૩ ના મેની અગિઆરમી તારીખે તે પર સહી કરી. ૧૮ મી જૂને એ સંધિપત્ર કલકત્તાથી કાયદેસર કરારનામા તરીકે જાહેર થયુ. ઉદ્ધત શાઇલોકે અનાયાસે ગરીબ એન્ટોનિઓના દેહમાથી માંસ કાપી લીધું; એક પોર્શિઆ એ સમયે હાજર થઇ સત્યની આબરૂ સાચવવા તૈયાર ન થઇ!

આ પ્રમાણે ૪૫ લાખ રૂપીઆમા અજન્ટાથી ઊર્ણ સુધી ફેલાયલી પર્વતમાળાની ઉત્તરે આવેલો વરાડ પ્રાંત; અહમ્મદનગર અને સોલાપુરની સરહદ પર આવેલા ૭૬ ગામ, પાઇમઘાટ અને કૃષ્ણા

[1] Blue-book, The Nizam, 1855, P. 120. Comp. Empire in India. P. 123 Dalhousie's Administration, Vol. II. P. P. 142-143.

યુરોપમા જઉ, બીજે વખતે હિંદમા આવી બેસુ, એક વખતે સરકારની ચાકરી ગ્રહણ કરૂ, બીજે વખતે સૈનિકના કાર્યમા જોડાઉ, એક સમયે નાવિક શ્રેણીમા દાખલ થાઉ, બીજે વખતે વેપારમા જોડાઉ (મે સાભળ્યુ છે કે આપની જાતિના ઘણા મોટા મોટા માણસો વેપારમા જોડાયલા છે ),-કદી પણ આ બાબતમા મારા મનની સ્થિતિ સમજી શકશે નહિ. હુ એક સ્વતત્ર રાજા છુ સાત પેઢીથી આ રાજ્ય મારા વડવાઓ ભોગવતા આવ્યા છે હુ આ રાજ્યમા જન્મ્યો છુ, આ રાજ્યમા ઉછર્યો છુ અને ભવિષ્યમા આ રાજ્યમાજ મરવાનો છુ આપ એમ માનતા હશો કે હુ મારા રાજ્યનો અમુક પ્રદેશ કપનીને આપી મનમા ખુશી થઇશ, પણ એ અસભવિત છે એથી કદી પણ સુખી થવાનો નથી રાજ્યનો અમુક ભાગ તમને આપવાથી હુ મારી જાતને ભારે અપમાનિત ગણીશ મે સાભળ્યુ છે કે તમારી જાતિના એક માણસે ધાર્યુ છે કે જો મારી દશા મહુમ્મદ ધાઉસખાના ( અર્કોટના નવાબ ) જેવી થાય, તો પણ મારે સતુષ્ટ રહેવુ જોઇએ તેમ થતા મારે કઈ કામ કરવાનુ નહિ રહે સરકારના જુના નોકરની માફક પેન્શન લઇ ફક્ત ખાવુ પીવુ, ઉઘવુ અને નમાઝ પઢવામા વખત ગાળવો, એટલુજ કામ રહેશે ” આટલુ કહી, સહન ન થઈ શકે એવી પીડા વેઠતા નિઝામે અરબી ભાષામા એક શબ્દનો ઉચ્ચાર કર્યો એ શબ્દમા તેનો ઊડો ગુસ્સો અને વિસ્મય પ્રકટ થતો જણાયો તે જરા થોભો પછી ફરીથી બોલવા લાગ્યો, ‘ તમે લોકો પોતાની સ્થિતિ તરફ જોઈ મારે વિષે આ અભિપ્રાય દર્શાવો તો હુ તમને અવિચારી નહિ લેખુ પરંતુ એથી એક સ્વતત્ર રાજાના મનની સ્થિતિ કેવી થશે,

વરાડ પછી એક બીજા મુસલમાની રાજ્ય તરફ ડેલ્હાઉઝીનું લક્ષ ખેંચાયું. ચાલુ ઇતિહાસ સાથે તેને વધારે સંબંધ ન હોવાથી અમે ટુંકાણમાં એ વાત પતાવીએ છીએ.

દક્ખણમાં કર્ણાટક નામનું રાજ્ય હતું. મોગલાઇ જમાનામાં એ નિઝામના રાજ્ય સાથે જોડાયેલું હતું.

ઇ. સ. ૧૮૫૫ એની ગજધાનીનું શહેર આર્કોટ હતું. કર્ણાટકના રાજ્ય સાથે અંગ્રેજી સત્તાના ઇતિહાસને ગાઢ સંબંધ છે. એ સ્થાનમા બ્રિટિશ કંપનીનું જૂનું આશ્રય સ્થળ સેન્ટ ડેવિડનો કિલ્લો બંધાયો હતો. આ સ્થાનમા બ્રિટિશ લડાયક શક્તિએ ડુપ્લિની પડતી અને લાલીની જિંદગી ખતમ કરી હતી. આજ સ્થાનમા રોબર્ટ ક્લાઇવે પ્રથમ વિજય મેળવ્યો હતો, અને આજ સ્થાનમા પ્રસિદ્ધ હૈદરઅલીએ અંગ્રેજોના વિશ્વાસઘાતને લીધે પોતાની વેરવૃત્તિ પરિતૃપ્ત કરી હતી. ઇ. સ ૧૮૬૩ મા મહમ્મદઅલી બ્રિટિશ કંપનિની મદદથી આ ઈતિહાસ પ્રસિદ્ધ કર્ણાટકની ગાદીપર

---

low, British India, its Races and its History. Vol. II. P. 189.

ઇ. સ. ૧૮૬૦ ના ડિસેમ્બરની ૨૬ મીએ લૉર્ડ કેનિંગે અફ્ઝુલ-ઉદૌલા નિઝામુલ્મુલ્ક અસફઝાહ બહાદુર સાથે જે સંધિ કરી, તેની છઠ્ઠી કલમ મુજબ બ્રિટિશ સરકારે પોતાના હૈદરાબાદમાના લશ્કર બદલ વરાડપ્રાંત જમીન તરીકે પોતાના હાથમા રાખ્યો.—Aitchson A Collection of Treaties &c. Vol. V. P. 116.

બ્રિટિશ સરકારે વરાડમાથી નક્કી કરેલા લેણા કરતા વધારે રૂપીઆ ઉપાડયા છે.

તથા તુંગભદ્રાની વચ્ચે આવેલો રાયચુર દોઆબ કંપની સરકારના હાથમાં આવ્યો. ક્રૂર શાહુકાર જેમ દેણદાર સાથે ક્રૂર વ્યવહાર ચલાવે, તેવોજ વ્યવહાર આ સ્થળે ડેલ્હાઉસીએ નિઝામ સાથે ચલાવ્યો. વરાડ કપાસ માટે પ્રખ્યાત છે. પાણી પુષ્કળ હોવાથી રાયચુર દોઆબ ફળદ્રુપ ગણાય છે ફળદ્રુપતા જોતાં એ વિનાના હિંદના કોઇ પણ ભાગ કરતાં ઉતરતો નથી. ડેલ્હાઉસીની નજરે ૫૦ લાખ રૂપીઆ ખાતર આવો ફળદ્રુપ મુલક પોતાના મિત્રની સત્તા તળેથી ખુંચવી લીધો અને પોતાની અર્થશાસ્ત્રમાં અને મિત્રદ્રોહનો આબાદ નમુનો જગત સમક્ષ રજુ કર્યો.[1]

---

૧ આર્નોલ્ડ કૃત ડેલ્હાઉસીના અમલ સમયના પુસ્તકના બીજા ખંડપરથી જણાય છે કે, ( Dalhousie's Administration Vol II. 141–143 ) નિઝામને રેસિડેન્ટ સાથે વાતચીત કરતાં એવું જણાવ્યું હતું કે વરાડ પ્રાંત બ્રિટિશ સરકાર હમેશને માટે રાખી શકશે પરંતુ ૧૮૫૩ની સંધિ એ વાતચીતનો વિરોધ કરે છે. એ સંધિની છઠ્ઠી કલમમાં સ્પષ્ટ લખેલું છે કે જ્યાં સુધી નિઝામનું દેવું ન વળે ત્યાં સુધી વરાડ બ્રિટિશ સરકારના તાબામાં રહેશે રેસિડેન્ટ તેનો વહીવટ કરશે. એટલુંજ નહિ પણ એ સંધિની આઠમી કલમ મુજબ રેસિડેન્ટને નિઝામ ન [illegible] પાસે દર વરસે એ પ્રાંતનો હિસાબ રજુ કરવો. હિસાબમાં જો બ્રિટિશ સૈન્યનું ખર્ચ જતાં બાકી પૈસા વધે તો તે વધારો નિઝામને આપવો એવી શરત હતી– Aitchison A collection of Treaties, Engagements &c. relating to India and neighbouring Countries Vol V P. 104–105 Comp J. M Lud

વરાડ પછી એક બીજા મુસલમાની રાજ્ય તરફ ડેલહાઉઝીનું લક્ષ ખેંચાયું. ચાલુ ઇતિહાસ સાથે તેને વધારે સંબંધ ન હોવાથી અમે ટુંકાણમાં એ વાત પતાવીએ છીએ.

દખ્ખણમાં કર્ણાટક નામનું રાજ્ય હતું. મોગલાઇ જમાનામાં એ નિઝામનાં રાજ્ય સાથે જોડાયેલું હતું.

ઇ. સ. ૧૮૫૫ એની રાજધાનીનું શહેર અર્કોટ હતું. કર્ણાટકના રાજ્ય સાથે અંગ્રેજી સત્તાના ઇતિહાસને ગાઢ સંબંધ છે. એ સ્થાનમાં બ્રિટિશ કંપનીનું જૂનું આશ્રય સ્થળ સેન્ટ ડેવિડનો કિલ્લો બંધાયો હતો. આ સ્થાનમાં બ્રિટિશ લશ્કરી શક્તિએ ડયુપ્લિની પડતી અને લાલીની જિંદગી ખતમ કરી હતી. આજ સ્થાનમાં રોબર્ટ કલાઇવે પ્રથમ વિજય મેળવ્યો હતો, અને આજ સ્થાનમા પ્રસિદ્ધ હૈદરઅલીએ અંગ્રેજોના વિશ્વાસઘાતને લીધે પોતાની વેરવૃત્તિ પરિતૃપ્ત કરી હતી. ઇ. સ ૧૮૬૩ મા મહમ્મદઅલી બ્રિટિશ કંપનિની મદદથી આ ઐતિહાસ પ્રસિદ્ધ કર્ણાટકની ગાદીપર

---

low, British India, its Races and its History. Vol. II. P. 189.

ઇ. સ. ૧૮૬૦ ના ડિસેમ્બરની ૨૬ મીએ લૉર્ડ કેનિંગે અફઝુલ-ઉદ્દૌલા નિઝામુલમુલ્ક અસફઝા બહાદુર સાથે જે સંધિ કરી, તેની છઠ્ઠી કલમ મુજબ બ્રિટિશ સરકારે પોતાના હૈદરાબાદમાંના લશ્કર બદલ વરાડપ્રાંત જામીન તરીકે પોતાના હાથમા રાખ્યો.–Aitchson A Collection of Treaties &c. Vol. V. P. 116.

બ્રિટિશ સરકારે વરાડમાથી નક્કી કરેલા લેણા કરતા વધારે રૂપીઆ ઉપાડયા છે.

બેઠા. તેને ગાદીપર બેસાડ્યા બાદ કંપનિએ તેનું રક્ષણ કરવો માટે કેટલુ લશ્કર કર્ણાટકમા રાખ્યું. નવાબે એ સૈન્યનું ખર્ચ આપવું કબુલ ધીમે ધીમે ઉડાઉપણાથી તેમ વ્યવસ્થાના અભાવે મહમ્મદઅલ દેવામાં ડુબતો ગયો. એ માટે ઇ. સ. ૧૭૮૫ માં કંપનીએ મહ મ્મદઅલી સાથે સંધિ કરી એ લેણું વસુલ કરવાનો બંદોબસ્ત કર્યો ઇ. સ, ૧૭૯૦ મા મ્હૈસુરનો વિગ્રહ જન્મ્યો. નવાબના અમલદારે એ સમયે દેવાનો હફતો આપવા અસમર્થ નીવડ્યા, તેથી કંપનીએ લડાઈ દરમીઆન કર્ણાટકનો કારભાર પોતાના હાથમા લેવાનો ઠરાવ કર્યો. ઇ. સ. ૧૭૯૨ મા લૉર્ડ કૉર્નવૉલિસે નવાબ સાથે સંધિ કરી. તેથી આ નિશ્ચય મુજબ વર્તવાનો માર્ગ સરલ થયો, સંધિના નિયમ મુજબ નવાબે કર્ણાટકની ઉપજનો ⅘ લઇ બધો કારભાર કંપનીને સોપી દેવાનું વચન આપ્યુ.[૧]

મહમ્મદઅલી પછી ઇ. સ. ૧૭૯૫ના અક્ટોબરની ૧૬ મી તારીખે ઉમદુતુલ ઉમરા આર્કોટની ગાદી પર બેઠો. એ નવાબે ટિપુ સુલતાન સાથે કાવરૂ કર્યું છે એવો શક લૉર્ડ વેલ્સ્લિને ગયો. પરંતુ મૃત્યુએ ( ઈ. સ. ૧૮૦૧ ના જુલાઇની ૧૫ મી ) નવાબને વેલ્સ્લિના કઠોર હસ્તમાથી છોડાવ્યો. પરંતુ વેલ્સ્લિનો શક કંઇ મરહુમ નવાબ સાથે ગયો નહિ તેણે અદ્દભુત કારણ રજુ કરી અપૂર્વ સાહસના બળને લીધે મરહુમ નવાબના પુત્ર અલી હુસેનને પિતાના હકનો ઉત્તરાધિકારી ગણ્યો! મરહુમ નવાબે પોતાની હયાતીમા સઘળું કર્ણાટકનો કારભાર પોતાના હાથમા લે એ મતલબનું સંધિપત્ર તૈયાર કર્યું હતુ, તે કરારનામુ અલી હુસેન આગળ રજુ કરવામાં આવ્યુ.

૧ Aitchisons' Treaties Vol. P. 18 –182.

અલી હુસેન અતિ તેજસ્વી અને પોતાના હક સમજનારો યુવક હતો. તેણે સંધિમુજબ બંધાઇ જવાની ના પાડી. તેથી સરકારે મરહુમ નવાબના ભત્રીજા આજિમુદ્દોલાને મનગમતી સંધિ કબુલ કરાવી કર્ણાટકની ગાદી પર બેસાડયો. ઇ. સ. ૧૮૦૧ના જુલાઇની ૩૧ મી એ સંધિ થઇ. ને મુજબ આજિમુદ્દોલાએ પોતાના ખર્ચ માટે કર્ણાટકનો કુલ ઉપજનો ⅕ ભાગ લઇ બાકીની બધી સત્તા-દિવાનીને ફોજદારી-કંપનિને સોંપી દીધી[૧]. આ પ્રમાણે કર્ણાટકના નવાબનું અધઃપતન થયું. કંપનિની કૃપાથી નવાબ નામ માત્રનો નવાબ રહ્યો. જેઓ એક દિવસ બ્રિટિશ કંપનિના આશ્રયદાતા હતા, ત્રીજા જ્યોર્જ જેવા રાજાએ પોતાને હાથે મિત્રતા સૂચકપત્ર અને ભેટ સોગાત મોકલી એક દિવસે જેઓનું માન જાળવ્યું હતું,[૨] તેઓ આજે ઇંગ્લાંડના વેપારીઓની કંપનિના આશ્રિત ગુલામ બન્યા.

ઈ. સ. ૧૮૧૯ના ઓગસ્ટની ૩૦ તારીખે આજિમુદ્દૌલા મરણ પામ્યો. તેનો પુત્ર આજિમજા નવાબ થયો. ઇ. સ. ૧૮૨૫ ના નવેમ્બરની ૧૨મી તારીખે તે મહમ્મદ ઘાઉસખા નામના એક નાના પુત્રને મૂકી મરણ પામ્યો. મહમ્મદ ઘાઉસખાં વયમાં આવ્યો ત્યાં સુધી તેના કાકાએ તેની સંભાળ રાખી. ઈ. સ. ૮૫ ના અકટોબરની ૭ મી તારીખે મહમ્મદ ઘાઉસખા મરણ પામ્યો. આજિમજાએ બ્રિટિશ સરકાર પાસે ગાદીની માગણી કરી. એ સમયે લાર્ડ ડેલહાઉઝી ગવર્નર જનરલ હતો. બીજાના રાજ્યો ખુંચવી લેવા એ તેની વહાલામાં વહાલી નીતિ હતી. આજિમજાએ તેની પાસે કર્ણાટકની ગાદી માગી.

૧ A Colllection of Treaties Vol. V. P. 250

૨ Empire in India, P. 51-51.

ડેલ્હાઉઝીએ આજિમજાની માગણી તરફ લક્ષ ન આપ્યું ઇ. સ. ૧૮૦૧ ની સંધિ મુજબ કંપનીએ કેવળ દિવાની ને ફોજદારી સત્તા હાથમાં લીધી હતી. એથી કંઇ નવાબનું વંશપરંપરાગતું રાજ-સન્માન કે રાજસિંહાસન નહોતું ગયું. ઇ સ ૧૮૦૨ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે મદ્રાસ સરકારે આજિમુદ્દૌલાને સ્વતંત્ર રાજા અને કર્ણાટકના સુબેદાર તરીકે જાહેર કર્યો હતો.[1] એટલુ જ નહિ પણ આજિમુદ્દૌલાની પછી પણ બ્રિટિશ સરકારે કેટલાક વંશજોને અર્કાટના નવાબ તરીકે સ્વીકાર્યા હતા પરંતુ લૉર્ડ ડેલ્હાઉઝી એ વિચાર કર તેમ નહોતું. તેણે ઇ. સ. ૧૮૫૩ માં જે નિયમ મુજબ નિઝામ પાસેથી વરાડ લઇ રેસિડેન્ટને સોંપ્યો હતો, તેજ નિયમ મુજબ લૉર્ડ વેલેસ્લિએ ઇ. સ ૧૮૦૧ માં આજિમુદ્દૌલા પાસેથી કર્ણાટકની દિવાની-ફોજદારી સત્તા લીધી હતી, એ વાત પણ તે સમજ્યો નહિ[2] ડેલ્હાઉઝીએ ઈ સ. ૧૮૦૧ ની સંધિ તોડી અર્કાટની ગાદીપર કુહાડાનો ઘા કર્યો, વિલાયતમાંના ડિરેક્ટરોએ પણ એ વાતને અનુમોદન આપ્યુ આજિમજા અને સેના કુટુંબને વાર્ષિક

---

૧ Carnatic Papers, 1861, P. 126.

૨ બ્રિટિશ સરકારે વરાડની પેઠે કર્ણાટકનો કારભાર પણ જામીન રૂપે પોતાના હાથમાં લીધો હતો લૉર્ડ ક્લાઇવે (મદ્રાસનો ગવર્નર) ઈ સ ૧૮૦૧ ની ૩૧ મી જુલાઇએ કાઢેલા જાહેરનામામાં સ્પષ્ટ જણાવ્યું છે કે 'સરકાર ચાલુ સંધિના નિયમ મુજબ પવિત્ર જામીનગીરી ગ્રહણ કરી કર્ણાટકના રહેવાસીઓને કંપનીની સત્તા સ્વીકારવાનું આવાહન કરે છે" Carnatic Papers 1861 P. 105 Comp Empire in India P. 93

દોઢ લાખ રૂપીઆનું પેન્શન બાંધી આપવામાં આવ્યું. આઝિમજાને મદ્રાસ ઇલાકાના માનનીય સંપ્રદાયમાં દાખલ કર્યો.[1] રાજાની સાથે રાજસન્માન અને રાજ્યીય પદવી ભૂતકાળના ગર્ભમાં વિલીન થઇ ગઇ.

ઔરંગઝેબના સમયમાં તાંજોરના હિંદુરાજાઓ પાસેથી મરાઠાઓએ એ રાજ્ય લઇ લીધું. ઇ. સ. ૧૭૯૯ માં તાંજોરના મરાઠા રાજા શહરજીને બ્રિટીશ સરકાર સાથે કરારનામું કરી પોતાના રહેવાના કિલ્લાની આજુબાજુના પ્રદેશ સિવાયનો બધો પ્રદેશ અંગ્રેજોને સોંપી દેવો પડ્યો. ઇ. સ. ૧૮૩૨માં શહરજીનું મરણ થયું, એટલે તેનો એકનો એક પુત્ર શિવાજી તાંજોરની ગાદી પર બેઠો. ઇ. સ. ૧૮૫૫ ના અક્ટોબરની ૨૯ મી તારીખે એ શિવાજી બે દીકરીઓ મૂકી મરણ પામ્યો.

ઇ. સ. ૧૮૫૫

શિવાજીની મોટી દીકરી તે વખતે મરણ પથારી પર હતી, તેથી તે વખતના ત્યાંના રેસીડેન્ટ ફૉર્બ્સ સાહેબે શિવાજીની બીજી દીકરીને ગાદી આપવાનો અભિપ્રાય આપ્યો. પુરુષ વારસ ન હોય તો સ્ત્રી સિંહાસનની માલીક થઇ શકે, એ બાબત રેસિડેન્ટે ઘણી દલીલોથી સાબીત કરી બતાવી. દૃષ્ટાંત તરીકે તેણે ઇ. સ. ૧૭૩૫મા બનેલા બનાવનો ઉલ્લેખ કર્યો હતો. એ સાલમા બીજો કોઇ વારસ ન હોવાથી તાંજોરની રાણી પોતાના પતિની ગાદીએ બેઠી હતી.

લૉર્ડ ડેલ્હાઉઝી એ વખતે શીતળ ટેકરી છોડી નીલગિરિથી કલકત્તા જતો હતો. જે દિવસે મદ્રાસની કારોબારી કાઉન્સિલમાં તાંજોરની બાબત ચર્ચાવાની હતી, તે દિવસે તે ત્યાં હાજર હતો.

---

૧. A Collection of Treaties Vol. III. P. 184.

સભાએ રેસિડેન્ટની માગણી નાકબુલ કરી. ડેલ્હાઉઝી કલ આવ્યો એટલે આ બાબત વડી સરકારની કારોબારી કાઉન્ સમક્ષ રજૂ થઇ. ગવર્નર જનરલે મદ્રાસની કાઉન્સિલના ઠર અનુમોદન આપ્યું, એથી આર્કાટની માફક તાંજોરની ગાદી = રાજકીય સત્તા શિવાજી સાથે અંતર્હિત થયાં.

એક બીજાં બિનવારસી નાનાં રાજ્યની હકીકત અમે જા વીએ છીએ. એ રાજ્ય સાથે ડેલ્હાઉઝીની રાજનીતિનો ગાઢ સં નથી, તેથી અમે અતિ સંક્ષેપમા એ વિગત લખી આ પુસ્તક ઉદ્દેશ સિદ્ધ કરશું.

બંગાળાની પશ્ચિમે આવેલા સંબલપુરમાં ત્યાંના દેશી રા રાજ્ય કરતા હતા. પહેલા એ રાજ્ય ભોંર સરકારના તાબામાં હતું, પણ વખત જ ભોંસલેના વંશજોએ તેના પરથી દાવો ઉઠા લીધો, એટલે બ્રિટિશ સરકારે તે રાજ્ય જૂના રાજાના વંશધરોમાં એકને આપ્યુ. ઇ. સ. ૧૮૪૯ માં એ વંશનો રાજા નાર યણસિંહ મરણ પામ્યો. તેને પુત્ર નહોતો, આથી સંબલપુ ની ગા વારસ વગરની થઈ પડી. હિંદ અને વિલાયતના મુખ્ય અમલદારો જરા પણ શંકા લાવ્યા વિના સંબલપુર ખાલસા કરવાનો હુકમ કર્યો આ રીતે અનાયાસે સંબલપુર બ્રિટિશ સરકારના હાથમાં આવ્

ઇ. સ. ૧૮૪૯

લોર્ડ ડેલ્હાઉઝી કેવળ બીજાનાં રાજ્યો લેવામાં જ સંતો માનતો નહિ. તેણે ફક્ત બિનવારસી રાજ્યો ખાલસા કરી, રાજાઓ માન ઉતારી પોતાની કઠોર રાજનીતિ સિદ્ધ કરી આપી નથ

રાજ્યો ખાલસા કરવાં અને રાજાઓનાં માન ઉતારવાં એ બે કાર્ય સિવાય એક બીજા કાર્યથી પણ તેની કઠોરતા જણાઈ આવે છે. લડાઇની જીત તરીકે જેઓનાં રાજ્ય લઇ લેવામાં આવ્યાં હતાં, જેઓ રાજભ્રષ્ટ, શ્રીભ્રષ્ટ થઇ, બ્રિટિશ સિંહના આશરા તળે રહેઠાણે કરી રહ્યા હતા, તેઓ પર પણ ડેલ્હાઉઝીનો લોખંડી પંજો પડયો હતો. બળવાના ઇતિહાસની કાર્યકારણપરંપરા બતાવવા જતાં અમારે એ જાતનાં એક કાર્યનું જરા વિસ્તારથી વર્ણન કરવું પડશે.

ઇ. સ. ૧૮૧૮.

હિંદના ઇતિહાસમાં સતારા, નાગપુર અને પુના, એ ત્રણ મરાઠા રાજ્યો બહુ પ્રસિદ્ધ છે. લૉર્ડ ડેલ્હાઉઝીના પ્રતાપથી પહેલાં બે રાજ્યો કેવી રીતે નષ્ટ થયા, એ વિગત અમે જણાવી ગયા છીએ. ત્રીજું રાજ્ય ડેલ્હાઉઝીએ હિંદમાં પગ મૂકયો તે પહેલા કંપનીના હાથમાં આવી ચૂકયું હતુ. ઇ. સ. ૧૮૧૮ના જૂનની ૩ જી તારીખે બીજા મરાઠા વિગ્રહને અંતે પુનાનો છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો બ્રિટિશ સેનાપતિ સર જૉન માલ્કમને શરણે આવ્યો[૧] બાજીરાવે ક્ષત્રીયના ધર્મને વશ થઇ લડાઇ જાહેર કરી હતી, લડાઇમાં જીત મેળવવાની આશાથી હથિયાર પકડયાં હતાં, અને છેવટે હારી જવાથી બાયલાની માફક નાસી ન જતાં ખરા વીરની માફક, લડાઇના નિયમ મુજબ, વિજેતા સમક્ષ હથિયાર તજી આત્મ સમર્પણ કર્યું હતું. વિજેતાએ પણ લડાઇના પવિત્ર નિયમોનું પૂરેપૂરૂં પાલન કર્યું હતું, લડવૈયાના પવિત્ર ધર્મનું ગૌરવ વધાર્યું હતું. તેણે શત્રુના

૧ The Life and Correspondence of Major-General Sir John Malcolm. Vol. II., P. 253.

તંબુમાં જઈ તેને મિત્રભાવે આલિંગન કર્યું હતું અને દયા કરી જવાથી બાજીરાવને જે દુખ ઉપજ્યું હતું, તે બદલ તેને દિલાસો આપ્યો હતો. બાજીરાવે પોતે પોતાના અને પોતાના કુટુંબના નિર્વાહ માટે અમુક રકમ આપવાની શરતે રાજ્યપરનો દાવો છોડ્યો માલ્કમે પણ સુજનતા, ઉદારતા અને અનુકંપા બતાવી પેશ્વા માટે ૮ લાખનું વાર્ષિક સાલિયાણું બાંધી આપવાની સરકારને વિનંતી કરી[૨]

વાર્ષિક ૮ લાખ રૂપીઆ વધુ પડતા છે, એમ કહી ઘણાએ માલ્કમ પર આરોપ મૂક્યો, પણ માલ્કમે તે તરફ લક્ષ ન આપ્યુ તેણે આરોપ મૂકનારને ચોકખુ ચટ સંભળાવી દીધુ કે, "જે રાજાઓને વિશ્વાસઘાત વગેરે દોષ સમજ પોતાનું રાજ્ય બ્રિટિશ સરકારને સોંપી દેવાની ફરજ પડી છે, તેઓના અપરાધ તરફ નજર ન કરતાં ઉદારતા બતાવવી એજ સરકારની કાયમી નીતિ છે. હિંદમાં આવ્યા બાદ સરકાર આ નીતિ મુજબ કાર્ય કરતી આવે છે, અને આ નીતિને લીધેજ બધી જાતના માણસો સરકારના તાબામાં નિર્વિવાદે આવે છે એ આ નીતિનો મહાન લાભ છે. હું આનંદપૂર્વક જણાવુ છું કે આવા કાર્યમાં જે ઉદારતા બતાવવામાં આવે, તે હિંદમાં બ્રિટિશ સત્તાના મૂળ હથિયાર કરતા પણ વધારે ઉંડા નાખે છે. વાસ્તવિક રીતે આવી નીતિ દ્વારા લોકોના મનપર અધિકાર મેળવી શકાય છે, અને જેઓ હિંદી આચાર વિચાર અને વહેમોમાં મુસ્તાક બની ગયા છે તેઓના વર્ગમાં આ નીતિ ધારણા ન કરી

૨ A Collection of Treaties Vol. III. P 99
Comp. Life of Sir john Malcolm. Vol. II. P. 2[illegible]
British, India its Races and its History, Vol.II. P. 30.

શકાય તેવા સુન્દર પરિણામો લાવી શકે છે[1]." આ ફેર યોદ્ધાની પ્રાર્થના સ્વીકારવામા આવી; માઉન્ટ સ્ટુઅર્ટ એલફિન્સ્ટન, ઉનિ આફટવેની અને ટોમસ મનરો જેવા રાજ્યકુશળ રાજનીતિજ્ઞો અને લ વૈઆઓએ માલ્કમના અભિપ્રાયને અનુમોદન આપી દિલગીરી બતાવી હતી.

આ પ્રમાણે બાજીરાવ પેશ્વાનું અધઃપતન થયુ, બાજીરાવને આઠ લાખ રૂપિયાનું સાલિયાણુ મળ્યુ, નિર્જન સ્થાનમા વસવાની મંજૂરી મળી. કાનપુરથી લગભગ બાર માઇલ દૂર આવેલ બિઠુરમા તેનું રહેઠાણ નક્કી થયુ. બાજીરાવ સ્વજનો સાથે એ સ્થાનમા જઇ ગંગાના પવિત્ર કિનારા પર પોતાના આયુના દિવસો ગુજારવા લાગ્યો. સંખ્ય બંધ મરાઠાઓ તેની સાથે આવ્યા હતા, સરકારે બાજીરાવને બિઠુરમા એક જાગીર આપી હતી. ઇ. સ. ૧૮૩૨મા એ જાગીરના રહેવાશીઓ સરકારની દિવાની તથા ફોજદારી સત્તામાથી મુક્ત થયા હતા.[2] બાજીરાવ આ રીતે જાગીર મળવાથી શાતિથી પોતાના નોકર ચાકરોથી વીંટળાઇ બિઠુરમા દિવસો ગુજારવા લાગ્યો.

બાજીરાવની આસપાસ મરાઠાઓની સખ્યા વધતી જતી જોઇ સરકારને જરા સદેહ આવ્યો. તે સમયમા સર્વત્ર શાન્તિ નહોતી; માટે મરાઠા જેવી યુદ્ધકુશળ જાતિ એક સ્થળે જમા થાય એ સરકારને ઠીક ન લાગવાથી સાવચેતી રાખવા માડી, પરંતુ બાજી પેશ્વાની મિત્રતા તો કાયમ હતી, તેના અનુચરો પણ પોતાના

૧ Kaye's Sepoy war. Vol. I. P. 99

૨ A Collection of Treaties. Vol. III. P. II.

માલીકની પેઠે નિર્ભયપણે દિવસો ગુજરતા હતા. બાજીરાવ બ્રિટિ સરકારપર એટલો તો સ્નેહ રાખતો હતો કે સરકારની મુશ્કેલી ભર હાલતમાં ને પોતાથી બને તેટલી મદદ કરવામાં ચૂકતો નહિ. જ્યા અફગાનિસ્તાનની લડાઈમાં બ્રિટિશ સરકારનો ખજાનો ખાલી થ ગયો, જ્યારે એ સંકટભરી સ્થિતિમાં કંપનીએ નાણાં માટે ચા બાજુ નજર ફેંકી, ત્યારે બાજીરાવે ૫ લાખ રૂપીઆ દેવાં તરી સરકારના હાથમાં મુક્યા હતા. જ્યારે ખાલસા લશ્કરે કંપની સર કાર સામે બાથ ભીડી, જ્યારે બ્રિટિશ કંપની વિરદ્ધ લડવા ખાતર મદમસ્ત ખાલસા સૈન્યે સતલજ નદી ઓળંગી ત્યારે બાજીરાવે કંપનિને પોતાને ખરચે એક હજાર ઘોડેસ્વાર અને એક હજાર પાયદળ આપી પોતાની ઉદારતા અને વિશ્વાસુપણું બતાવી આપ્યું હતું.

આ પ્રમાણે ઉદારતા બતાવ્યાથી બાજીરાવ બ્રિટિશ સર કારનું પ્રિયપાત્ર થઈ પડયો. તે એક સમયે પૂનાનો આધષ્ઠાતા દેવ હતો, એક સમયે તેના પ્રચંડ પ્રતાપથી મહારાષ્ટ્ર કંપતું, તે વાત તે ભૂલી જ ગયો. જે કંપનિ એક સમયે તેના ભયથી શંકાશીલ રહેતી, અત્યારે તેજ બ્રિટિશ કંપનિના આશરા તળે રહી સારા કે માઠા અવસરમાં તેનુ મન પ્રસન્ન રાખવા માટે બાજીરાવ તનતોડ પ્રયત્ન કરવા લાગ્યો, વારંવાર મદદ કરી મિત્રતાનાં દષ્ટાંત આપવા લાગ્યો. તેનું સાહસ, બહાદુરી, રણોન્માદ ભૂતકાળમાં વિલીન થઈ ગયાં. બાજીરાવ પવિત્ર ગંગાના તટપર પવિત્ર સ્વભાવવાળા, સંયમી તપસ્વીની માફક સમય વીતાડવા લાગ્યો !

બાજીરાવ પાસે પૈસો બહુ હતો. બિઠુરની જાગીર અને આઠ લાખનું સાલિમાણું મળવાથી તેની પાસે ઘણું દ્રવ્ય જમા થયું હતું. પરંતુ એ દ્રવ્યનો વારસ ન જન્મ્યો. બધાને વિચાર થયો હતો કે

બાજીરાવ અપુત્ર મરણ પામશે તો આ બધી દોલત કોણ ભોગવશે? આ બધી દોલત કોને સોંપવામાં આવશે? બાજીરાવને પણ આવોજ વિચાર થયો. તેથી તેણે તરતજ દત્તક લઇ[૧] પોતાના વંશ અને દોલતના રક્ષણનો ઉપાય કર્યો. મરણ પહેલાં બાજીરાવે પોતાના દત્તક પુત્રને પેશ્વાની પદવી અને વાર્ષિક પેન્શનના કાયદેસર વારસ ગણવાની બ્રિટિશ સરકારને પ્રાર્થના કરી. પ્રાર્થના નામંજૂર થઇ; છતાં એથી બાજીરાવની આશા છૂટી નહિ. કંપનિએ ટુંકામાં એ જવાબ આપ્યો કે "અમે વિચાર કરી પેશ્વાના મરણ બાદ તેના કુટુંબના નિર્વાહની વ્યવસ્થા કરશું." માટે એ બાબતમાં બધો નિશ્ચય ભવિષ્યપર લટકી રહ્યો; બાજીરાવ પણ ભવિષ્યપર આધાર રાખી સંતુષ્ટ થયો. ધીમેધીમે તેનું શરીર લથડયું, પક્ષાઘાત લાગુ પડયો, આંખો દષ્ટિ શક્તિહીન થવા લાગી, બાજીરાવ કાળને વશ થઇ ઐહિક જીવનની સીમાપર આવી પહોન્ચો.

---

૧. સર ચાર્લ્સ જેક્સનના મત મુજબ બાજીરાવે બે જણને દત્તક લીધા હતા—A Vindication. પરંતુ બાજીરાવનાં વસીયતનામા સાથે એ મતનું ઐક્ય જળવાતું નથી. વસીયતનામા મુજબ બાજીરાવને દત્તકપુત્ર ત્રણ અને દત્તક પૌત્ર એક હતો. બાજીરાવે પોતાના વસીઅતનામામા લખ્યુ છે કે, "ધોન્ડુપંત નાના મારો મ્હોટો પુત્ર છે, ગંગાધરરાવ મારો સૌથી નાનો અને ત્રીજો પુત્ર તથા સદાશિવ પંત-દાદા મારો બીજો પુત્ર છે પાંડુરંગરાવનાં પુત્ર સાથે મારે ત્રણ પુત્ર અને એક પૌત્ર છે. મારા મરણ પછી મારો સર્વથી મોટો પુત્ર ધોન્ડુપંત નાના મુખ્ય પદવી મેળવી મારી પેશ્વાની ગાદીનો અદ્વિતીય અધિપતિ થશે." ઇત્યાદિ–Ms. Records Comp. Kaye's Sepoy War. Vol. I. P. 901, note.

૭૭ વર્ષ સુધી શરીરનો ભાર વેઠ્યા પછી બાજીરાવ ઈ સ ૧૮૫૧ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે

ઈ. સ ૧૮૫૧ મરણ પામ્યો તેણે ઇ સ ૧૮૩૯ મા કરેલા વસીઅતનામુ કર્યું હતુ તે મુજબ તેનો મોટો દત્તકપુત્ર પેશ્વાની ગાદી અને બધી સ્થાવર જંગમ મિલ્કતનો ધણી થયો એ મોટો દત્તક પુત્ર ધોન્ડુપંત નાનાસાહેબના નામથી પ્રખ્યાત છે જ્યારે બાજીરાવ મરણ પામ્યો ત્યારે નાના સાહેબની ઉમ્મર ૨૯ વર્ષની હતી તે શાન્ત સ્વભાવનો મધુર વચની, કસરીઓ અને બ્રિટિશ કમિશનરની સનાદ મુજબ ચાલનારો હતો બ્રિટિશ ઇતિહાસકારોની ટાનિલ કમ પણ તેના ગુણગાન ગાતા અચકાતી નથી[1] પિતાના મરણ પછી નાનાસાહેબ લગભગ ૩૦ લાખ રૂપીઆનો માલીક બન્યો તે રૂપીઆનો અમુક મોટો ભાગ તેણે કંપનીની લોન લેવામા રોક્યો[2] બાજીરાવનું કુટુંબ અને દાસદાસીઓના નિર્વાહનો ભાર નાના સાહેબપર પડ્યો નાના સાહેબે એમાટે બાજીરાવને મળતુ સાલિયાણું મેળવવા બ્રિટિશ સરકારપર આધાર રાખ્યો એ વાતે સુબેદાર રામચંદ્ર પંત નામના બાજીરાવના એક વિશ્વાસુ

---

૧ Kaye s Sepoy War Vol I P 101 Comp British India its Pacs and its History Vol II P 22।

૨ કમિશનરના રિપોર્ટ મુજબ નાનાસાહેબ ૧૬ લાખ રૂપીઆના સમ્મારી માગ્યા ૧૦ લાખ રૂપિઆનું ઝવેરાત ૮ લાખ રૂપીઆના સોનાના સિક્કા, ૮૦ હજારના દાગીના અને ૨૦ હજાર રૂપીઆના રૂપાના વાસણોનો અધિકારી થયો હતો

મિત્રના હાથમા તેના કુટુંબના બધા કાર્યની લગામ હતી. રામચંદ્ર પંત આબ્દરાવનો સાચો સલાહકાર અને તેના નોકર ચાકરોને સારો રસ્તો સૂઝ'નારો હતો તે રામચંદ્ર પંત અત્યારે પોતાના મિત્રના પુત્રના હક સાચવવા તત્પર થયો. તેણે બહુજ વિવેક પુરઃસર, 'સરકાર તરફ નાના સાહેબના અચળ વિશ્વાસનું સૂચન કરી જણાવ્યુ કે, " માનનીય કંપનિ જે પ્રમાણે મરહુમ મહારાજનું રક્ષણ અને પ્રતિપાલન કરતી તે તરફ લક્ષ રાખી, નાનાસાહેબ એ બાબતમા સંપૂર્ણ આશા રાખી સર્વ પ્રકારની ચિંતા છોડી બેઠા છે. બ્રિટિશ સરકારની દયા અને ઉદારતા એજ તેઓનુ એક માત્ર અવલંબન રહ્યુ છે. તેઓ સરકારની સત્તા અને ચડતી જોવાની સર્વદા ઇચ્છા રાખે છે, ભવિષ્યમા પણ તેઓની એવી ઇચ્છામા અણુમાત્ર ફેરફાર થશે નહિ '

બિથુરના બ્રિટિશ કમિશનરે[१] પેશ્વાના કુટુંબના દાવાનુ સમર્થન કર્યું; પરંતુ એ સમર્થન ઉપરી અમલદારોને ન રુચ્યુ. ટોમ્સન સાહેબ એ વખતે વાયવ્ય પ્રાંતોનો લેફ્ટેનન્ટ ગવર્નર હતો. શક્તિવાળા અમલદાર તરીકે, સજ્જન મનુષ્ય તરીકે તેની ખ્યાતિ બહુ ફેલાઈ હતી પરંતુ તે નવી રાજનીતિનો પક્ષપાતી હોવાથી હિંદના રાજા અને કુલીન માણસો તરફ તેને બહુ લાગણી નહોતી.

---

૧ સૂક્ષ્મરૂપમા કહીએ તો ' બે બ્રિટિશ કમિશ્નરો ' એ પ્રમાણે લખવુ જોઇએ. જ્યારે પેશ્વાનુ મરણ થયુ, ત્યારે કર્નલ મેન્સન બિથુરનો કમિશનર હતો પરંતુ થોડા રોજ પછી તેની બદલી થઇ. એટલે કાનપુરના તે વખતના મેજિસ્ટ્રેટ મિ મોરલેન્ડ સાહેબે કર્નલ મેન્સનનો હોદ્દો લીધો. ખાસ કરીને મોરલેન્ડ સાહેબપર જ આ બાબતની તપાસની જવાબદારી સોંપાઇ હતી Kaye's Sepoy War Vol. I., P. 102, note 2.

તેણે કમિશનરને બિઠુરના અરજદારોના હકમાં આશા પ્રદીપ્ત કરવાની મના કરી. ડેલહાઉઝી તે વખતે ગવર્નર જનરલ હતો, એટલે ટોમ્સન સાહેબનો હુકમ કોઇપણ રસ્તેથી પાછો ફરતો નહિ. તરતજ સરકારી હુકમ જાહેર કરવામાં આવ્યો. ડેલ્હાઉઝીએ આ હુકમમા સ્પષ્ટ રીતે લખ્યું હતું કે, "પેશ્વાએ ૪૩ વર્ષ સુધી ૮ લાખનું સાલિયાણુ ભોગવ્યું છે. તે સિવાય તેમને જાગીર પણ મળી હતી. તેમણે એ સમય દરમિઆન અહીંકરોથી પણ વધુ રૂપીઆ મેળવ્યા છે. તેમને કંઇ ખર્ચ નિભાવવુ પડ્યું નથી. તેમને ઔરસ પુત્ર પણ નથી. તેઓ મરણ વખતે પોતાના કુટુંબને માટે ૨૮ લાખની મુડી મૂકી ગયા છે. અત્યારે પેશ્વાના જે કોઇ સ્વજન છે, તેઓને સરકારના અભિપ્રાય મુજબ કંઈ પણ માગવાનો અધિકાર નથી. તેઓ આ વખતે સરકારની દયા પર કોઇપણ જાતનો દાવો કરી શકે તેમ નથી. કારણ કે પેશ્વા જે દોલત મૂકી ગયા છે, તે તેઓને માટે પુરતી છે. અત્યારે જે રકમ બનાવવામા આવી છે, તે કરતા વધારે મિલ્કત મૂકી પેશ્વા મરણ પામ્યા હોય એ પણ 'સંભવિત છે.'"[1]

આ પ્રમાણે નાના સાહેબની અરજ નિષ્ફળ ગઈ, નાના સાહેબને પિતાનું સાલિયાણુ ન મળ્યું. બાજીરાવ પેશ્વા જે આશા

---

૧. Letter of Sir Elliot, Secretary to the Government of India, to the Governor of the N. W. P., dated 24th September. 1851. ખરી રીતે કહીએ તો આ લૉર્ડ ડેલ્હાઉઝીની નોંધ છે. તે વખતના રિવાજ મુજબ એ નોંધ પત્રની મારફત વાયવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરને મોકલવામાં આવી હતી. A Vindication. P. 59. note.

પર આધાર રાખી બેઠો હતો, ભવિષ્ય તરફ જોઇ જે આશાથી સંતુષ્ટ થનો હતો. મિત્રપર વિશ્વાસ રાખી દત્તક પુત્રો ગ્રહણ કર્યા હતા, તે બધું ડેલ્હાઉઝીનાં લખાણથી નષ્ટ થયું. જેણે કાબૂલ ને પંજાબની લડાઇઓમાં પૈસા ને માણસોની મદદ કરી મિત્રતા સાચવી હતી, બ્રિટિશ કંપનીએ તેના પુત્રને સાલિયાણું આપવું બંધ કરી મિત્રતાનું ગૌરવ તોડયું. સરકારે પેશ્વાના મરણ પછી તેના સાલિયાણાનો વિચાર કરવાનું વચન આપ્યુ હતુ, આ વખતે ઉપર ઉપરથી તપાસ કરી ન્યાયનું ફારસ ભજવ્યુ. મિત્રનો પુત્ર સાલિયાણા માટે અયોગ્ય ઠર્યો. ડેલ્હાઉઝીના અભિપ્રાય પ્રમાણે સરકારે આ જાહેરનામું બ્રિઠુરમાં જાહેર કર્યું. ડેલ્હાઉઝીએ ટોમ્સન સાહેબના મત સાથે મળતા થઇ નાના સાહેબને દોકડો પણ આપવાની ના પાડી; ટોમ્સન સાહેબે બ્રિઠુરના જાગીરપર હાથ નાખ્યો નહોતો, માટે એ જાગીર નાનાસાહેબના હાથમા રહી. ડેલ્હાઉઝીએ પણ એમાં કંઈ હરકત કરી નહિ. પરંતુ પેશ્વાના ગમયમા એ જાગીરના લોકો જે નિયમથી બંધાયલા હતા, તે નિયમ રદ કર્યા. સરકારે ઇ. સ. ૧૮૩૨ ની સધિ રદ કરી, બ્રિઠુરની જાગીરના રહેવાશીઓપર દિવાની અને ફોજદારી સત્તા બેસાડી.[૧]

ઇ. સ. ૧૮૫૨ જ્યારે ધોન્ડુપંતની બધી આશા નિષ્ફળ થઇ, જ્યારે હિંદી સરકારે ધોન્ડુપંતની અરજ નામંજૂર કરી, ત્યારે તેણે ડેલ્હાઉઝીની સરકાર પર આધાર ન રાખતાં કોર્ટઓવ ડિરેકટરની સભામાં

૧ A Collection of Treaties Vol, III., P. 10.

અરજી નોંધાવવાનો ઠરાવ કર્યો. આજગાર જીવતા આવો ઠરાવ થયો હતો, સુબેદાર રામચંદ્ર પંતના પુત્રે આ અપીલ ચલાવવાની જવાબદારી લીધી હતી, પણ કમિશ્નર સાહેબે તેઓને તેમ કરવાની ના પાડી હતી. નાનાસાહેબે હવે કમિશ્નરની સલાહ ન માનતાં અપીલ કરવાનો ઠરાવ કર્યો. અરજી તૈયાર કરવામાં આવી. નાનાસાહેબે એ અરજી નિયમ પ્રમાણે ઘડી સરકાર મારફત વિલાયત મોકલાવી. એ અરજીમાં નાના સાહેબે યુક્તિ અને માર્ગગ્રાહિતા બતાવી લખ્યું છે કે, " મરહુમ પેશ્વાના મધ્યસ્થ કુટુંબીઓ કેવળ બ્રિટિશ સરકારના વચનપર આધાર રાખી બેઠા છે. સ્થાનિક સરકારે તેઓની સાથે જે વર્તણુક ચલાવી છે, તે કેવળ અનુકંપાહીન છે. એક જુના રાજવંશના પ્રતિનિધિને મળવા જોઈતા હક તે વર્તણુકથી સર્વને માટે લુટાયા છે. એ માટે અરજદાર કેવળ સંધિપર આધાર રાખી આપની પાસે ન્યાય મેળવવા હાજર થએલ નથી, પણ બ્રિટિશ કં-પનિએ મરાઠા રાજ્યના છેલ્લા અધિપતિ પાસેથી જે મદદ મેળવી છે, તે પર પણ આધાર રાખી અરજદાર આ અપીલ કરવાને તૈયાર થએલ છે." એ પછી અરજદારે જણાવ્યું છે કે, "પેશ્વાએ જ્યારે પોતાના વારસોના પ્રતિનિધિ રૂપે પોતાનું રાજ્ય બ્રિટિશ કંપનિને સોંપ્યું છે, ત્યારે કંપનિની ફરજ છે કે તેણે પેશ્વા અને તેના વારસોને એ રાજ્ય બદલ કિંમત આપવી; કાયદાના બંધન જો એક તરફ સ્થાયી ગણાતા હોય તો પછી તે બીજી તરફ પણ સ્થાયી ગણવા જોઈએ." ત્યાર બાદ સંધિ પત્રમાં લખેલ 'પરિવાર' શબ્દની વ્યાખ્યા કરવામાં આવી છે. કંપનિએ જે સંધિ મુજબ પેશ્વાનું રાજ્ય લઈ તેના પરિવારનું ભરણપોષણ કરવાનું કબુલ્યું, તે પરિવાર શબ્દનો અર્થ વંશપરંપરાના વારસો થાય છે, તે અરજદારે

પ રૂપે સાબીત કર્યું છે. આ પ્રમાણે કારણ બતાવ્યા બાદ નાના-
ા ે ઇતિહાસનો આશ્રય લઈ લખ્યું છે કે, "બીજા રાજ્યવંશીઓ
ા સરખાવતાં કંપનિએ પેશ્વાનાં કુટુંબ સાથે તદ્દન જુદી વર્તણૂક
ા ી છે તે સંભારતાં બુદ્ધિ જડ થઇ જાય છે. • મ્હૈસૂરના
ા ાકર્તાએ કંપનિ સાથે બહુ શત્રુતા રાખી હતી. જે જે રાજાઓ-
ા મદદથી એ ક્રૂરપ્રકૃતિ શત્રુ હાર્યો, તે મદદ કર્તા રાજાઓમાંના
ા મારા પિતાજી હતા. જ્યારે સામે મ્હોએ લડતાં એ શત્રુ મરણ
પ ો ત્યારે કંપનિએ તેના બધા વારસોને રહેવાનાં મકાનો અને
ર રાન ચલાવવા જોગું સાલિયાણુ સરખે સરખું બાંધી આપ્યું હતું.
ા નિએ દિલ્હીના શહેનશાહ સાથે પણ આવુંજ બલ્કે આથી પણ
ા ઉદાર વર્ત્તન ચલાવ્યુ છે. એ શહેનશાહ પદભ્રષ્ટ થઇ કેદમાં
ા ો હતો, કંપનિએ તેને છોડાવી રાજ્યચિન્હનો સમર્પણ કરી પુરતા
ા ાણમાં સાલિયાણું બાંધી આપ્યું હતુ. એ શહેનશાહના વંશજો
ા એ સાલિયાણું ભોગવે છે. છતા અરજદાર સાથે આમ જુદી
ણૂક શામાટે ચલાવવામાં આવે છે? એ ખરી વાત છે કે પેશ્વાએ
ા દિવસ સુધી બ્રિટિશ સરકાર સાથે મિત્રતા જાળવી રાખી,
રે કંપનિ વિરુદ્ધ હથિયાર પકડી પોતાનું સિંહાસન ભયમાં લાવી
યું હતું. પરંતુ તેમણે જ્યારે બ્રિટિશ સેનાપતિના ઠરાવ મુજબ
ી કરેલા નિયમો પાળી પોતાનું અને પોતાનાં કુટુંબને કંપનિની
ાપર રાખી પોતાનું મૂલ્યવાન રાજ્ય સોંપી દીધુ હતું, અને કંપનિ
ણ હજુ સુધી તેમનુ વંશપરંપરાગત રાજ્ય ભોગવી લાભ મે વે
, તો પછી ક્યા કાયદા મુજબ એ સંધિના નિયમ અને રાજચિન્હ
ર્તા કરી તેમના વંશજને સાલિયાણાથી વંચિત કરવામાં આવે છે?
ંપનિની ધારણા મુજબ પેશ્વાના વંશજોના હક મ્હૈસૂર અને કેદમાં

પડેલા મોગલ બાદશાહના વંશજો કરતા શી રીતે ઉતરતા ગણાય?" ત્યાર બાદ નાના સાહેબે પોતાને વિધિપૂર્વક લીધેલા દત્તક તરીકે પુરવાર કરેલ છે. એવી રીતે દત્તક લીધેલો પુત્ર, ઔરસ પુત્રની માફક પિતાની બધી મિલ્કતનો અધિકારી થઇ શકે છે, કંપનિ પણ એ દત્તકના પુત્રાધિકાર કાયદેસર રીતે સ્વીકારવાને આપે છે, એ બાબતનું સમર્થન કર્યું છે.

ત્યાર બાદ નાના સાહેબ એક બીજી બાબતપર નજર પડેલ છે બાજીરાવે પોતાના પેન્શનમાંથી બચાવી ઘણું દ્રવ્ય એકઠું કર્યું છે, માટે તેમના વંશજને કંઇ પણ પેન્શન આપવું એ નકામું છે, એ વચનો પર ટીકા કરતા નાના સાહેબે લખ્યું છે કે, "મરહુમ પેશ્વા પોતાના પેન્શનમાંથી કુટુંબના ભરણપોષણ જોગ રૂપીઆ રાખી ગએલ છે, એમ ધારવું એ વસ્તુ બાબત સાથે બિલકુલ સંબંધ રાખતું નથી, અને બ્રિટિશ સરકારના તાબાના હિંદની ઐતિહાસિક ઘટનાવલીમાંથી પણ એવું બીજું ઉદાહરણ મળી શકતું નથી. બ્રિટિશ સરકાર સંધિ મુજબ મરહુમ પેશ્વા અને તેના કુટુંબના ગુજરાન માટે ૮ લાખ રૂપીઆનું સાલિયાણું આપવા બંધાએલી હતી. પેશ્વાએ એ સાલિયાણામાંથી કેટલું ખર્ચ્યું તેની તપાસ કરવાનું બ્રિટિશ સરકારને કંઇ પ્રયોજન નથી. પેશ્વા પણ એ સાલિયાણાનો કોઈ પણ ભાગ કેવી રીતે ખરચવો એ બાબતમાં બંધાએલા ન હોતા. અરજદાર બાર મૂકીને પૂછે છે કે બ્રિટિશ સરકારના જે જે પગારદાર નોકરો છે, તેને તમે કેટલા રૂપીઆ બચાવો છો અને કેટલા ખર્ચો છો તેનો સવાલ સરકાર પૂછી શકે છે? સંધિથી બંધાએલા માણસના પેન્શનમાંથી વધારે પ્રમાણમાં રૂપીઆ બચ્યા હોય,

તેથી શું તેનાં સંતાનોનું પેન્શન બંધ કરવું યોગ્ય છે? એક હિંદી રાજા-એક જૂના રાજાનો વંશધર સરકારની દયા અને ન્યાયપરાયણતા ઉપર આધાર રાખી રહ્યા છે, તેને શું સરકારી નોકર કરતાં પણ હલકો ગણવો એ ઉચિત છે? જો આ બાબતમાં બ્રિટિશ સરકારને કંઈ શક હોય તો તે શક છેદી નાખવાને માટે અરજદાર માનપૂર્વક જણાવે છે કે ઇ. સ. ૧૮૧૮ ની સંધિ મુજબ કેવળ પેશ્વા અને તેનાં કુટુંબીઓના ભરણપોષણ માટે જ વાર્ષિક ૮ લાખ રૂપીઆ નક્કી કરવામાં આવ્યા નહોતા, પણ જે બધા વિશ્વાસુ અનુચરો નિર્જન પ્રવાસી પેશ્વાની સાથે આવ્યા હતા, તેઓના ભરણપોષણનો પણ એ રૂપીઆમાં જ સમાવેશ થતો હતો. સરકારને પૂરેપૂરી ખબર છે કે પેશ્વાની નાનીશી આવકમાં આ અસંખ્ય કુટુંબોનું ગુજરાન ચાલતું નહિ. વળી હિંદી રાજાઓ સત્તાહીન થયા છતાં તેમને પોતાની પદ્ધી જાળવી રાખવી પડે છે; જો એ બાબતનો બરાબર વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે પેશ્વાએ વાર્ષિક ૩૪ લાખની આવકનો પ્રદેશ આપી, વાર્ષિક ૮ લાખ રૂપીઆ મેળવ્યા હતા. તેમાથી જે બચ્યું હશે તે વધારે નહિ હોય. પેશ્વાએ અતિ સાવચેતીથી પોતાની સંપત્તિ બચાવી કંપનિના કાગળો ખરીદ્યા હતા, તે કાગળોનાં વ્યાજ પેટે તેમના મૃત્યુ વખતે વાર્ષિક ૮૦ હજારની આવક થતી. આવી પરિણામ દૃષ્ટિ, અને કરકસર શું તેમણે કરેલું મહાપાપ ગણાય છે? એ પાપથી શું તેમના કુટુંબીઓ સંધિમાં જણાવવામાં આવેલી રકમથી વંચિત રહેશે?"[१]

---

१. Ms. Records. Comp. Kaye's Sepoy War Vol. I., P. 104-108.

પરંતુ આવી યુક્તિપુરઃસર લખાયલી અરજી ઇંગ્લાંડમાં સારૂં પરિણામ નીપજાવી શકી નહિ. ડિરેક્ટરનું બૉર્ડ કઠણ પર્વતની પેઠે અચળ રહી, ધોન્દુપંતની અરજીએ તેનાપર કશી અસર ન કરી. તેઓએ ડેલ્હાઉઝીના મતને ટેકો આપ્યો હતો; આ વખતે પણ તેઓએ તેમજ કર્યું. ઇ, સ. ૧૮૫૨ ના મેની ૧૯ મી તારીખે આ બાબતનો તેઓએ જવાબ વાળ્યો. તેમાં લખવામાં આવ્યું કે," અમે સંપૂર્ણ રીતે ગવર્નર જનરલના મતને મળતા થઈ જણાવીએ છીએ કે બ્રિટિશ સરકાર ઉપર બાજીરાવના દત્તકપુત્ર અથવા પેશ્વવર્ગનો કંઇ પણ દાવો નથી, મરહૂમ પેશ્વા ૩૩ વર્ષ સુધી પેન્શન ભોગવી જે મરી ગયા છે, તેમાથી તેમના પરિવારનું ગુજરાન સારી રીતે ચાલે તેમ છે "[૨] જેઓએ આ રીતે નિર્દય થઇ ડેલ્હાઉઝીની રાજનીતિનું અનુમોદન કર્યું તેઓની સમક્ષ ફરીથી નાના સાહેબની અરજી આવી પહોંચી. ડિરેક્ટરોએ અરજી વાંચી હિંદ સરકારને લખી મોકલ્યું કે, " અરજદારને જણાવવું કે, તેમના પિતાને મળતું નાવિષયણુ વંશપરંપરાગતું નહોતું, માટે તેપર તમારો દાવો પહોંચતો નથી. તેમની અરજી નામંજૂર થાય છે " આ કઠોર જવાબ મિથુર પહોંચે તે પહેલા નાનાસાહેબે પોતાનો હકમાબીત કરવા માટે વિલાયતમાં એક વકીલ મોકલ્યો હતો. એ વકીલ તે મરાઠા સુબેદાર રામચંદ્રપંતનો પુત્ર નહોતો—એક સુંદર, ચતુર, બાધાનો, અમીર જણાયો મુસલમાન યુવક હતો. એનું નામ અજિમુલ્લાખાં હતું. ઇ. સ. ૧૮૫૩ ની ત્રીજી

ઇ. સ. ૧૮૫૩

---

૨. The Cour. of Directors to the Governme[illegible] of India, Ms.

દરતુમા આજિમુલાખા ઈંગ્લાડ આવી પહોચ્યો, અને લિન્ન નામના એક અગ્રેજની મદદથી નાનાસાહેબનો પક્ષ મજબૂત કરવા લાગ્યો. પરંતુ તેમા તેને સફળતા ન મળી. ડિરેક્ટરોનો હુકમ આ અગાઉ બહાર પડી ચૂક્યો હતો. આજીમુલ્લાએ યથાશક્તિ મહેનત કરી, પણ એ હુકમમા કઈ સુધારો કરાવી શક્યો નહિ.

આ પ્રમાણે નાનાસાહેબની બધી આશા ભાગી પડી. બાજીરાવનુ કુટુબ અગ્રેજ કપનિની ક્યાથી વંચિત થયું બાજીરાવે જેનાપર આશા રાખી હતી, જેના હાથમા પોતાની કિમતી રિયાસત સોપી હતી, જેનાપર આધાર રાખી એકાતવાસ સ્વીકાર્યો હતો, તેઓ-એજ અત્યારે તેમના દત્તક પુત્રને દાદ ન આપી. એક જણ પાસેથી વાર્ષિક ૩૪ લાખની આવકનું રાજ્ય લઈ તે નિમિત્ત વાર્ષિક ૮ લાખ રૂપીઆ ખરચવા એ પણ કપનીને મહા પાપ થતુ લાગ્યુ. બ્રિટિશ કપની આ પાપની બીકથી ભડકી. નાનાસાહેબ કપનીને એ પાપ કરાવવા તૈયાર થયો હતો, તેથી તેને વિલાયતમા વકીલ મોકલી પ્રાયશ્ચિત કરવુ પડયુ

આ તરફ આજિમુલ્લાખા વિલાયતમાં નિષ્ફળ નિવડવાથી પોતાની ઈચ્છા મુજબ ભોગવિલાસ ભોગવવા લાગ્યો. તેનું શારીરિક સૌદર્ય અને વરણાગીપણાએ એ સુખનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. આજિમુલ્લા સુધરેલા પોશાકમા, સુધરેલી ફેશનથી ઇંગ્લાડની મુખ્ય મુખ્ય વિલાસ સમિતિઓમા આવજા કરવા લાગ્યો. તેનો હસતો ચહેરો અને શારીરિક સૌંદર્ય ઘણા લોકોને આકર્ષણ કરવા લાગ્યુ. ઇંગ્લાડની સ્ત્રીઓ પણ એ આકર્ષણથી બચી શકી નહિ તેઓની કૃપાથી આજિમુલ્લાના શારીરિક સૌદર્યની ખ્યાતિ અધિક પ્રમાણમા

ફેલાવા લાગી. જ્યારે આ રીતે ઇંગ્લાંડમાં અંગ્રેજી શ્રીસમાજનું અનુગ્રહથી આજિમુલ્લા પૂજાતો હતો, ત્યારે એક બીજો માણસ પદભ્રષ્ટ મરાઠાના રાજાના વકીલ તરીકે લંડનમાં રહેતો હતો, એ એક મગરો હતો. તેનું નામ રંગ બાપાજી હતું રંગ બાપાજી વકીલોમાં આદર્શ હતો, તેના જેવા કર્તવ્યનિષ્ઠ, સ્થિરબુદ્ધિ અને દૃઢપ્રતિજ્ઞ વકીલ બહુજ થોડા હોય છે એ મહા મુશ્કેલીએ મરાઠાના રાજાનો પક્ષ મજબૂત કરતો હતો, પરંતુ તેનો બધો શ્રમ નિષ્ફળ ગયો. રંગ બાપાજીના ગાઢ રાજનૈતિક જ્ઞાન અને કર્તવ્ય નિષ્ઠાએ અંગ્રેજ ન્યાયાધીશોનું ધ્યાન ન ખેંચ્યું. ઈ સ. ૧૮૫૩ ની શરદઋતુમાં રંગ બાપાજી અને આજિમુલ્લા–બંનેની હાર થઇ, બંને નિષ્ફળ નીવડી પરસ્પર એકતાસૂત્રથી જોડાયા. ધર્મ, જાતિ અને રહેણીકરેણીમાં જુદાઈ હોવા છતાં સમદુઃખી હોવાથી બંનેની મિત્રાચારીમાં વાંધો ન આવ્યો. એકજ સંકલ્પ અને એકજની નિષ્ફળતાથી બંને દૂર દેશમાં ગાઢ સંબંધમાં આવ્યા આ બંનેએ શું કહ્યું હતું, શું કર્યું હતું, તે બાબતમાં ઇતિહાસે કંઇ નોંધ રાખી નથી અંગ્રેજ ઇતિહાસકારો એ બાબતમાં મુંગા બની બેઠા છે થોડા દિવસ પછી મરાઠો અને મુસલમાન–બંને જૂદે જૂદે માર્ગે દોડયા પહેલા વકીલે પોતાની કર્તવ્યનિષ્ઠા અને દૃઢપ્રતિજ્ઞ બુદ્ધિને લીધે ઇંગ્લાંડના માણસોના મનમાં એવો અનુરાગ પ્રગટાવ્યો કે તેણે મુકદ્દમો ચલાવી જેને ઉત્કર્ષ્યાં હતા, તેઓએજ તેનું બધું દેવું ચૂકવી આપ્યું રંગ બાપાજી આ પ્રમાણે પોતાની બુદ્ધિબળથી ઇંગ્લાંડના લોકોનું હૃદય ખેંચી ઇસ્ટ ઇંડિઆ કંપનિના ખર્ચે મુંબાઇ આવી પહોંચ્યો.[1] પરંતુ

1 રંગ બાપાજી ઇ. સ ૧૮૫૩ ના ડિસેમ્બરમાં હિંદ આવ્યો ઇસ્ટ ઇંડિઆ કંપનિએ તેને રૂ. ૨૫૦૦૦૦ રોકડા આપી વગર ભાડે દેશમાં મોકલી દીધો હતો. Kaye's Sepoy War. Vol I. P. 110 note.

બીજે વળીવ એ રસ્તે ન વળ્યો. ઇંગ્લાંડનાં બાહ્યસૌંદર્યે તેને ઇંગ્લાંડમાંજ બાંધી રાખ્યો. આજિમુલ્લા પ્રિયતમ જન્મભૂમિની માયા તજી આનંદપૂર્વક ઇંગ્લાંડના વિલાસી સમાજમાં ભોગ ભોગવવા લાગ્યો. તે દેશમા ન જ આવ્યો.

---

## અધ્યાય ત્રીજો

વિષયનિર્દેશ —લૉર્ડ ડેલ્હાઉઝીનો રાજ્ય અમલ ( ચાલુ )—અયોધ્યા, એનું પૂર્વ સૌભાગ્ય—મુસલમાનોનો અમલ—નવાબ સાથે બ્રિટિશ સરકારને સંધિ—નવાબ સુજાઉદ્દૌલા—આસફઉદ્દૌલા—મિર્ઝા અલી—આદતઅલી—ગાજિઉદ્દીન હૈદર—નાસિરૂદ્દીન હૈદર—મહમ્મદઅલી શાહ—૧૮૩૭ ની સંધિ—અમજાદ અલીશાહ—વાજિદ અલીશાહ—અયોધ્યામા અંધાધુંધિનો આરોપ—કર્નલ સ્લિમેનનો રિપોર્ટ—આઉટ્રામ—અયોધ્યા ખાલસા.

પંજાબ, નાગપુર, ઝાંસી વગેરે ખાલસા કર્યા છતાં લૉર્ડ ડેલ્હાઉઝીનો લોભ શાંત થયો નહિ. અકસ્માત્ તેની નજર એક વિશાળ રાજ્યપર પડી. પંજાબની માફક રાજદ્રોહનો આરોપ મૂકી લૉર્ડ ડેલ્હાઉઝીએ એ રાજ્ય ખાલસા કર્યું નહિ. કારણ કે તેનો અધિપતિ ચિરકાળ બ્રિટિશ સરકારનો મિત્ર હતો, હંમેશા પોતાનુ ધનબળ અને જનબળ સરકાર બહાદુરના ઉપકાર માટે વાપરતો આવતો હતો. નાગપુર, ઝાંસી વગેરે રાજ્યોની માફક વારસનો અભાવ બતાવી એ રાજ્ય ખાલસા કરવામા આવ્યુ નહિ. કારણ કે તેના વારસ મોજૂદ હતા. લૉર્ડ ડેલ્હાઉઝીની ઇચ્છા એજ આ રાજ્ય

ઇ. સ. ૧૮૫૬

ખાલસા કરવાનુ કારણ હતુ કવિગુરુ વાલ્મીકિએ મધુર કવિતામાં જેના કિર્તન કર્યા છે, એવા રઘુકુળતિલક રામચંદ્રજીની વિનાનભૂમિ તરીકે જે અત્યારે પણ લોકોની જીભપર નૃત્ય કરી રહ્યુ છે, લૉર્ડ મેકોલેના લખાણે જેને વિસ્તાર અને સમૃદ્ધિમા યુરોપમાના પ્રસિદ્ધ દેશ ફ્રાંસ અને જર્મન સામ્રાજ્યની સાથે એકજ હારમા મૂક્યુ છે, તે રાજ્ય–અતિવિસ્તૃત, અતિ સમૃદ્ધ રાજ્ય–એવી લૉર્ડ ડેલહાઉસીની કલમથી કંપની સરકાર બહાદુરના હાથમા આવ્યુ.

એ ધનવાન રાજ્યનુ નામ અયોધ્યા છે. એની ઉત્તર ને ઈશાન બાજુએ નેપાળ આવેલુ છે પૂર્વે બ્રિટિશ રાજ્યનો ગોરખપુર વિભાગ આવેલો છે અગ્નિ ખુણામા અલાહાબાદ, નૈર્ઋત્ય ખુણામા દોઆબ પ્રાંત, બ્રિટિશ સરકારના તાબાના ફતેહપુર, કાનપુર ને ફરૂકાબાદ અને વાયવ્ય સીમાપર શાહજહાપુર આવેલુ છે એનુ ક્ષેત્રફળ ૨૩૯૨૭ ચો. મા. છે, વસ્તી ૫૦ લાખ માણસની છે. બહુ જૂના વખતથી અયોધ્યા સુખ સમૃદ્ધિથી ભરપૂર ગણાતું આવ્યુ છે. બહુ પ્રાચીનકાળથી અયોધ્યાનો વૈભવ ઇતિહાસમા ગવાતો આવ્યો છે હજારો વર્ષ વીતી ગયા છતા અયોધ્યાનુ પ્રાકૃતિક સૌંદર્ય, દોલત વગેરેમા કંઇ ફેરફાર થયો નથી ટુકામા કહીએ તો અયોધ્યા હિંદના સર્વ પ્રકારના સ્વાભાવિક દ્રવ્યની વિકાસભૂમિ છે સર્વ પ્રકારની દોલતનુ વિકાસક્ષેત્ર છે. કેટલાકં લોકો કહેશે કે અયોધ્યાની આવી ફળદ્રુપતાએજ તેનુ સત્યાનાશ વાળ્યુ ડગાયમની દીકરી જો સુંદર ન હોત તો મિસરનો ધર્મ ઇતિહાસમા પ્રકાશ નહિ

---

૧. M. M Museehooddeen.

અયોધ્યા જો ધનવાન, વ્યવસ્થિત અને સર્વ રીતે સુખી ન હોત તો લોર્ડ ડેલહાઉઝીની નજર તે તરફ પડત નહિ.

તિરોરીના રણક્ષેત્રપર પૃથ્વીરાજની પડતી થઈ એટલે મહમ્મદ ઘોરીનો ગુલામ કુતુબુદીન ઐબક દિલ્હીની ગાદી ઇ. સ ११९४-१५५६ પર બેઠો. કુતુબુદીને અયોધ્યા જીતી પોતાના રાજ્યમા ભેળવી દીધુ ત્યારથી અયોધ્યા દીલ્હીના રાજ્યમા ગણાવા લાગ્યુ અકબરના અમલ દરમિયાન અયોધ્યાનો સુબો પદર સુબાઓમાનો એક ગણાતો હતો આ પ્રમાણે અયોધ્યા ઘણા વર્ષો સુધી દિલ્હીના અર્ધચદ્રાકૃતિથી શોભતા વાવટા નીચે રહી અણચિતવ્યા કારણે નવી આવેલી બ્રિટિશ કપની સાથે રાજનૈતિક સબધથી જોડાયુ જ્યારે મીરકાસિમ અગ્રેજોથી હારી અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાના આશરે આવી રહ્યો ત્યારે બ્રિટિશ કપની સાથે અયોધ્યાનો સબધ બધાયે સુજાઉદ્દૌલાએ મીરકાસીમ ને આશરો આપી અગ્રેજો વિરુદ્ધ સૈન્ય ઉભુ કર્યું ઇ સ १७६४ ના અક્ટોમ્બરની २३ મી તારીખે બક્સરની લડાઇ થઇ લડાઇમા હારી સુજાઉદ્દૌલાએ અગ્રેજો સાથે સધિ કરી ઈ સ १७६५ ના ઑગસ્ટોમ્બરની १६ મી તારીખે એ સધિ થઈ સધિના નિયમ મુજબ શત્રુના હુમલાથી મિત્ર રાજ્યનો બચાવ કરવા કપનિનુ જે સૈન્ય અયોધ્યામા રહે, તેનુ સઘળુ ખર્ચ નવાબે પોતાના ખજાનામાથી આપવાનુ વચન આપ્યુ એ સિવાય લડાઇના ખર્ચ બદલ કપનિને ૫૦ લાખ રૂપીઆ આપવાનુ કબુલ્યુ.[१] ત્યારથી સુજાઉદ્દૌલા અંગ્રેજો

१ Aitchison, Treaties Vol II P 76-79

તરફ બહુ મિત્રતા દર્શાવવા લાગ્યો કદી પણ તેણે કંપની વિરુદ્ધ કાવતરું નથી મિત્રતા કૃતઘ્ન કરી નહિ ² પરંતુ સંદેહ એ બ્રિટિશ

---

૨ અયોધ્યાનો નવાબ બ્રિટિશ સરકારનો કેવો મિત્ર અને હિતેચ્છુ હતો તે બાબત બતાવવા ખાતર એક બનાવનો ઉલ્લેખ કરવામાં આવે છે ઈ સ ૧૭૭૨ મા હૈદરઅલીએ અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાપર એક પત્ર મોકલ્યો જેમાં લખ્યું હતું કે “આપ આટલા બધા લશ્કર અને આટલા બધા હથિયારોના અધિપતિ છતાં ફિરંગીઓની તાબેદારી ઉઠાવો છો એથી મને બહુ નવાઈ લાગે છે આ તરફ જેમ હું તેમને ફટકા લગાવું છું તેવી રીતે તે બાજુએ તમે પણ ફટકા લગાવો, એમ હું ઇચ્છું છું એ રીતે એકી સાથે પ્રયત્ન કરી તેઓનો નાશ કરવો એજ યોગ્ય છે” એ પત્રના જવાબમાં નવાબે લખ્યું કે ‘ જેઓએ સાંસારિક કાર્યમાં સર્વ પ્રકારનો સ્વાર્થ તજ્યો છે તેને ધર્માંધતા છાજે પરંતુ આપ જેવા કે જેના કિસ્મતમાં અમુક જુદા વર્ગના લોકો પર અમલ ચલાવવાનું સરજ્યું છે તેવાને માટે ધર્માંધતા એ મોટામાં મોટો દોષ છે જે સૈન્ય અને હથિયારો મારા તાબામાં છે તે કેવળ ઈસ્ટ ઇંડિઆ કંપનિના શત્રુઓ વિરુદ્ધ વાપરવાના છે એ સિવાય જુદી રીતે એ બધાનો વ્યવહાર કરીશ એમ આપ કદી ન ધારના ’ દૈવના યોગે એ બન્ને પત્રો લખનોરના જ રેસિડેન્ટના હાથમાં આવ્યા રેસિડેન્ટે પત્રની મતલબ જાણ્યા બાદ એ પત્રો ગવર્નર જનરલ પાસે મોકલવાની નવાબ પાસે મંજૂરી માગી ગવર્નર જનરલ પત્રની મતલબ જાણી નવાબની મિત્રતા વિષે સારો અભિપ્રાય બાંધે એ માટે રેસિડેન્ટે આવી રજા માગી હતી M M Musseehooddeen' Comp Dacoitee in Excelsis P 12 નુ note

નત્તાનો મુખ્ય મંત્રી છે, મદેહ એ બ્રિટિશ હિંદુસ્તાનમા બ્રિટિશ તતિનો સ્વાર્થ સિદ્ધ કરવાનુ અદ્વિતીય સાધન છે. સંધિ થયા બાદ ત્રણ વર્ષ પછી વાત ઉડી કે મુજાઉદ્દૌલા કંપનિ વિરુદ્ધ કાવતરૂં ચે છે, સૈન્ય એકત્ર કરે છે. આ વાતે સરકારના મનમા ઉંડો શક રોગ કર્યો. સંદેહવશ થઇ બ્રિટિશ સરકારે નવાબ પાસે ખુલાસો માગ્યો. નવાબે યોગ્ય કાગળો દર્શાવી ખુલાસો આપ્યો. હિંદી મંત્રીસભાના સભાસદોએ તપાસ કરી તો જણાયુ કે એ વાત જૂઠી છે. તોપણ બ્રિટિશ કંપનીનુ મન રાજી ન થયુ મદેહની સલાહ આપ્યા મુજબ નવાબની સાથે વળી નવી સંધિ થઇ એ સંધી મુજબ નવાબ ૩૫ હજારથી વધુ માણસોનુ સૈન્ય ન રાખી શકે એવો બંદોબસ્ત થયો [૧] આ પ્રમાણે બ્રિટિશ કંપની સાથે મિત્રતા બાંધી નવાબનુ અદ્રષ્ટ ચક્ર ફરવા લાગ્યુ. કંપનિએ જોયુ કે અયોધ્યા એક સમૃદ્ધ વિસ્તીર્ણ પ્રદેશ છે, નવાબ પણ બધી રીતે સૌભાગ્ય લક્ષ્મીનો

૧, આ ૩૫ હજારનું લશ્કર નીચે લખેલા વર્ગોમા વહેચાયલુ હતુ—

| | |
|---|---|
| ઘોડેસ્વાર | ૧૦,૦૦૦ |
| પાયદળ | ૧૦,૦૦૦ |
| નજિબ | ૫૦૦૦ |
| તોપચી | ૫૦૦ |
| અનિયમિત સૈન્ય | ૯૫૦૦ |

આ ૩૫ હજારના લશ્કરમાનુ કોઇ યુરોપિઅન લશ્કરના જેવુ કેળવાયલુ કે સજ્જ થયેલુ ન હોવુ જોઇએ –Aitchison's Treaties, Vol. II. 64

વધારો પુત્ર છે. એના તાબામા પુષ્કળ કિલ્લા છે, વસ્તી પાર વિનાની છે, તે ઉપગત દોલતનો તો હિસાબ નથી. આ બધુ કેમ સહન થાય ? કંપનિના મુખ્ય અમલદારો રાજનીતિના અપૂર્વ કૌશલવડે, મિત્રાવર્ગ બંધનના અનોખા સાધનરૂપ મનિને બદાને એ બધુ લઈ લેવા તૈયાર થયા.

ત્રિનાપનમા ફિરંગી ચુનારગઢ પોતાના તાબામા લેવાની તજવીજ ન ગુમાવવા બાબત હિંદી સરકારને પત્ર લખી રહ્યા હતા.[2] ઈ. સ. ૧૭૬૫ મા થએલા કરારનામાની છઠ્ઠી કલમ મુજબ બ્રિટિશ કંપનિ નવાબ પાસે ૫૦ લાખ રૂપીઆ માગતી હતી, તે લેણાની જામીનગીરી પેઠે એ કિલ્લો કંપનિના હાથમા રહ્યો હતો, પરંતુ એ લેણુ પત્યુ એટલે કિલ્લો કંપનિના કબજામાથી નવાબના કબજામા ગયો હતો. કંપનિ ફરીથી એ કિલ્લો કબજે કરવાના પ્રયત્નો કરવા લાગી. તેણે કિલ્લો કબજે કરવાનો નિશ્ચય કર્યો એટલે લોકની તક પણ અનાયાસે આવી મળી. એ વખતે મરાઠા ધાડપાડુઓના જુલમથી હિંદમા કેર વર્તી રહ્યો હતો. મરાઠા સૈન્ય રોહિલખંડમાથી અયોધ્યામા ઉતરી આવી ઉત્પાત મચાવવા લાગ્યુ. રોહિલખંડ અયોધ્યાના વાયવ્ય ખુણામા આવે છે. અયોધ્યાના અગ્નિ ખુણામા નવાબના તાબાના અલાહાબાદ અને ચુનારગઢ હતા. કંપનિ આ સમય સાધી પોતાનો નિશ્ચય પાર પાડવા કૂટ રાજનીતિની જાળ બિછાવવા તૈયાર

---

2 Return to House of Lords of Treaties and Engagements between East India Company and Native Powers in Asia &c. P 55, Comp. Dacoit n Excelsis, P. 14.

૧૬. ઈ. સ. ૧૭૬૫ ની સંધિ મુજબ નવાબના તાબાના અલાહાબાદ અને કોરા પ્રાંત દિલ્હીના પાદશાહને પાછા સોંપ્યા હતા. અત્યારે મરાઠાઓના ત્રાસથી પોતાના પરમપ્રિય મિત્રને બચાવવા ખાતર ઈ. સ. ૧૭૭૨ ના માર્ચની ૨૦ મી તારીખે બે નવા કરારનામા થયા એ કરારનામા મુજબ કંપનિએ ચુનારગઢ પોતાના કબજામાં લીધો, અને અલાહાબાદ તરત માટે પોતાના કબજામા રાખવાનો ઠરાવ કર્યો.[૧] આ રીતે કંપનિ સાથે મિત્રતા જાળવવા જતા સુજાઉદ્દૌલાને બે વખત પોતાની મિલ્કત ગુમાવવી પડી, પહેલી વાર પોતાનુ સૈન્ય વરાડી ૩૫ હજારનુ કરવુ પડ્યુ અને બીજી વાર અલાહાબાદ અને ચુનારગઢ કાયમને માટે ગુમાવવા પડ્યા.[૨]

એ વખતે કંપનિની ઉપજ બહુ ડામાડોળ સ્થિતિમા હતી, રૂપીઆને માટે યોગ્ય હેસ્ટિંગ્સની સરકારને કેવુ મુઝાવુ પડ્યુ હતું, તે પ્રસંગનો આભાસ લોર્ડ મેકોલેના લખાણમા નીચે પ્રમાણે જણાવાયો છે, "શાંત રીતે રાજ્ય ચલાવો અને વધારે પૈસા મોકલો, આજુબાજુના રાજાઓ સાથે સુલેહશાંતિ જાળવો, શાંત વ્યવહાર બતાવો અને વધારે પૈસા મોકલો હેસ્ટિંગ્સને વિલાયતના ડિરેક્ટરો તરફથી જે ઉપદેશ મળતો, તેનો વાસ્તવિક રીતે વિચાર કરીએ તો આ સાર હતો જો આ ઉપદેશ સીધી રીતે આપવામા આવે તો એમ જ કહી શકાય કે પ્રજાના પાળક પિતા છતા જૂલમગાર થાઓ, ન્યાયના મર્યાદાના રક્ષક છતા અન્યાયના પોષક બનો અને

૧. Dacoitee in Excelsis, P. 16. Comp. A Collection of Treaties. Vol II. PP 65, 82-84.

૨. Ibid P 15.

શાંત સ્વભાવવાળા છતાં હિંસામય બનો. જુના સમયના ખ્રિસ્તીઓ વિધર્મી સાથે જેવો વ્યવહાર ચલાવતા, વિલાયતના ડિરેક્ટરો પણ હિંદ તરફ એવોજ વ્યવહાર ચલાવવાનું કહેતા હતા. જુના સમયના ખ્રીસ્તીઓ મારી નંખાતો હોય તેવા માણસને જલ્લાદના હાથમાં સોંપી એમ કહેતા કે તેના પ્રતિ દયાભાવ દર્શાવજો, તેના તરફ સજ્જનતા દર્શાવજો. જે સ્થળે ડિરેક્ટરોનો હુકમ પાળવાનો હતો, તે સ્થળથી ડિરેક્ટરો પંદર હજાર માઈલ દૂર બેઠા હતા. એટલે તેઓ પોતાના હુકમમાં આવતો પરસ્પર વિરોધ ન જાણી શકે એ સંભવિત છે, પણ તેનો અમલ કરનાર કલકત્તાનો પ્રતિનિધિ તો અવશ્ય એ વિરોધ સમજી શક્યો હતો. જ્યારે ખજાનો ખાલી હતો, સૈનિકોના પગાર ચડયા હતા, લશ્કર થોડું હતું. રાજ્યની પ્રજા દરરોજ ઓછી થતી જતી હતી, તે વખતે તેઓને બીજા દશ લાખ રૂપીઆ ઈંગ્લાંડ મોકલવાનું કહેવામાં આવ્યું હેસ્ટિંગ્સે જોઈ લીધું કે પૈસા પ્રાપ્ત કરવા માટે ડિરેક્ટરોના હુકમમાંથી થોડો ભાગ છોડી દેવો જરૂરનો છે. કયો ભાગ છોડી દેવો ને કયો ભાગ કાયમ રાખવો, એનો વિચાર કરતાં તેને સૂઝ્યું કે ડિરેક્ટરોની સૂચનામાંના નીતિ વાક્યો છોડી પૈસા પેદા કરવાની તૈયારી કરવી એજ શ્રેયસ્કર છે.[૧]"

નવાબ સુજા-દૌલા પાસે પુષ્કળ પૈસો હતો, તેથી હેસ્ટિંગ્સે તેના તરફ હાથ લંબાવતાં સંકોચ રાખ્યો નહિ. ઈ. સ. ૧૭૭૨ ના માર્ચની ૨૯ મી તારીખે કંપનિએ જે કોરા ને અલાહાબાદ પ્રાંતો લીધા હતા, તે ઈ. સ. ૧૭૭૩ ના સપ્ટેમ્બરની ૭ મી તારીખના કરારનામાં મુજબ ૫૦ લાખ રૂપીઆ લઈ સુજાઉદ્દૌલાને આપી દીધા.

---

૧. Macaulay, Essay on Warren Hastings.

એટલું જ નહિ પણ જે બ્રિટિશ સૈન્ય નવાબની મદદમાં રહે, તેની પ્રત્યેક ટુકડી માટે નવાબે દર માસે ૨,૧૦,૯૦૦ રૂપીઆ આપવાનું વચન આપ્યું.[૧] આ પ્રમાણે સરકારની મિત્રતાના પ્રસાદથી સુજાઉદ્દૌલા અને તેના ઉત્તરાધિકારીઓની દોલત નષ્ટ થવા લાગી: એક તરફથી તેના પૈસા કંપનિનો ખજાનો તર કરવામાં વપરાવા લાગ્યા, બીજી તરફથી તેના તાબાનાં સ્થાનપર બ્રિટિશ વાવટો શોભવા લાગ્યો. હિંદના નકશામાં નવાબના મુલકનો થોડો થોડો ભાગ લાલ રંગથી રંગાવા લાગ્યો.

ઇ. સ. ૧૭૭૫ મા નવાબ સુજાઉદ્દૌલાનું મરણ થયું. તેનો પુત્ર અસફઉદ્દૌલા ગાદીનશીન થયો. બ્રિટિશ સૈન્યના ખર્ચ પેટે સુજાઉદ્દૌલાએ જે રકમ આપવી સ્વીકારી હતી, તે રકમ સાથે આ વખતે બીજા પચાસ હજાર મેળવી દેવામા આવ્યા. તે સિવાય કંપનિ બહાદુરને નવા કરારની રૂએ વારાણસી, જોનપુર અને ગાઝીપુર મળ્યાં.[૨]

ઇ. સ. ૧૭૯૭ મા નવાબ અસફઉદ્દૌલા મરણ પામ્યો. એટલે તેનો પુત્ર મીરજાઅલી[૩] વજીર બન્યો. પરંતુ કંપનિ બહાદુરે જોયું કે મીરજા કરતાં અસફઉદ્દૌલાના ભાઇ સાદતઅલી પાસેથી પૈસા કઢા

૧. Aitchsion, Treaties, Vol. II. PP. 65, 85-86

૨. Aitchison, Treaties, P. 65. Comp. Dacoitee in Excelsis, P. 21

૩. એ વજીર અલીના નામથી પ્રસિદ્ધ છે.—Dacoitee in Excelsis, P. 35.

વસમાં વધારે તરગતઃ થશે, એટલે મીરજાઅલીને બદલે સાદત અલીનેજ ગાદીનશીન કરવાનો નિશ્ચય થયો. સર જોન શોર એ નિશ્ચય પાર પાડવા લખનૌ આવ્યો અને આસફઉદ્દૌલાના પુત્ર તરીકે મીરજાઅલીનો હક શંકાસ્પદ છે, એવું ઠરાવી તેને પદભ્રષ્ટ કરી સાદતઅલીને ગાદીએ બેસાડવાનો ઠરાવ કર્યો. આ પ્રમાણે સાદતઅલી કંપનિ બહાદુરની કૃપાથી ઇ. સ. ૧૭૯૮ ના જાનેવારીની ૨૧ મી તારીખે લખનૌમાં ગાદીપર બેઠો.[1] ગાદીપતિ થયા પછી એક માસ બાદ (૨૧ મી ફેબ્રુઆરી) સર જોન શોરે તેની સાથે સંધિ કરી તેમાં નવાબે કંપનિને બ્રિટિશ સૈન્યના ખર્ચ બદલ દર વરસે ૭૬ લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું એ સૈન્યની સંખ્યા ૧૦ હજારની ઠરાવવામાં આવી.[2]

આ પ્રમાણે કરારનામા પછી કરારનામા થતાં અયોધ્યાના રાજ્યનો એક એક ભાગ બ્રિટિશ કંપનિના રાજ્ય સાથે જોડાવા લાગ્યો. બનારસ કહ્યું છે તેમ કંપની બહાદુરે ઇ. સ. ૧૭૭૨ ના માર્ચની ૨૦ મીએ કરેલ કરારનામા મુજબ ચુકાવી લીધું હતું. એ પછી ઇ. સ. ૧૭૭૮ ના મેની ૨૧ મીએ કરેલ સંધિ મુજબ વારાણસી, ગાઝીપુર અને કાનપુર વિભાગ છે ઇ. સ. ૧૭૮૭ માં ફતેગઢનો કિલ્લો, અને ૧૭૯૮ માં અલ્હાબાદ કબજે કર્યું. અયોધ્યાના રાજ્યમાં કંપનીનું જે લશ્કર રહેતું હતું, તેના નિર્વાહ બદલ ૫૫ લાખ રૂપીઆ આપવા પડતા હતા, પણ સર જોન શોરના વખતમાં એ આંકડો વધી ૭૬ લાખનો થયો[3]. આટલું છતાં કંપની બહાદુરની

૧. Ibid, P. 35.

૨. A Collection of Treaties, Vol. II. PP 664

૩. Dacoitee in Excelsis, PP. 39 37

૨હા મુજબ મિત્રતા દઢ થઇ નહિ. નવાબને વધારે ગાઢ મિત્રના બનાવવા માટે ઈંગ્રભુમિપર એક બીજા મહાપુરૂષનો આવિર્ભાવ થયો. લૉર્ડ મોર્નિંગ્ટન ( માર્કિવસ ઑવ વેલેસ્લી ) ઇ. સ. ૧૭૯૮ ના ૫ માસમા કલકત્તા આવ્યો. અકટોબર માસમા તેની નજર અયોધ્યામા ઉપર ખેચાઇ અયોધ્યામા જે સૈન્ય હતુ, તે સિવાય બીજી બે ટુકડીઓ રાખવાનો ઠરાવ કરી વેલેસ્લીએ લખી મોકલ્યુ કે કા તો નવાબ સાદતઅલી સાલિયાણુ લઇ રાજ છોડે, અગર રાજ્યનો અર્ધો ભાગ એ સૈન્યના ખર્ચ પેટે સોપી દે। વેલેસ્લિ કંઇ બોલી બેસી રહે તેવો ન હતો. તે તો પોતાના વિચારને અમલમા મૂકવા માટે પ્રસિદ્ધ હતો આથી તેના વચનો તરતજ સફળ થયા. ઇ સ. ૧૮૦૧ ના નવેમ્બરની ૧૪ મી તારીખે એક બીજુ કરારનામુ થયુ. એ કરાર નામા મુજબ નવાબ સાદતઅલીએ વધારાના લશ્કરના ખર્ચ બદલ ૧,૩૫,૨૬,૪૭૮ રૂપીઆની આવકનો પ્રદેશ અર્થાત્ રાજ્યનો અરધ કરતા વધારે પ્રદેશ પરમ પ્રિય મિત્રવર્ય કંપની બહાદુરને સોપી દીધો ૩ કંપનિ બહાદુરના લોભથી નવાબ સાદતઅલીનુ રાજ્ય નાનુ થઇ ગયુ, સત્તા ઓછી થઇ ગઈ સૌભાગ્યની વાત એ કે તેને એ બાબત વધુ વખત પસ્તાવો કરવો ન પડયો ઇ. સ ૧૮૧૪ ના જુલાઇની અગીઆરમી તારીખે નવાબ સાદતઅલી મરણ પામ્યો આ રીતે મરણે તેને પ્રિયબંધુ કંપનિ બહાદુરના દલાલીગનમાથી છોડાવ્યો સાદતઅલી પછી તેનો મોટો છોકરો ગાઝીઉદીન હૈદર

---

૩. Collection of Treaties, Vol. II. P.62. Comp. Calcutta Review No. VI. Vol III, P. 379 Daco [illegible] n Excelsis, P. 18.

પણ વખતો વખત પૈસા સંબંધી મદદ કરી મિત્રતાનું ગૌરવ સાચવવ લાગ્યો. ઇ. સ. ૧૮૧૪ માં નેપાલ સાથે લડાઇ જાગી ત્યાં નવાબે કાનપુરમાં લૉર્ડ મોયરાની [ લૉર્ડ હેસ્ટિંગ્સ ] સાથે મુલાકાત કરી એક કરોડ રૂપીઆ આપ્યા. પરંતુ ગવર્નર જનરલે એ રૂપીઆ દાન તરીકે ન લેતા નવાબ પાસેથી દર વરસે ૫ ટકાના વ્યાજે ૧૦૮, ૫૦, ૦૦૦ રૂપીઆ લીધા.[1] પાછળથી નેપાળની લડાઇમાં ખર્ચ વધારે થઇ પડયો, એટલે નવાબની પાસેથી બીજા એક કરોડ રૂપીઆ લેવામા આવ્યા[2]. ઇ. સ. ૧૮૧૯ મા બ્રિટિશ સરકારે ગાઝીઉદીનને વંશપરંપરાનો રાજા( King ) નો ખિતાબ આપ્યો.

ગાઝીઉદીન પછી નાસિરુદીન હૈદરે અયોધ્યાનો કારભાર હાથમા લીધો. ઇ. સ. ૧૮૧૭ માં તેનું મરણ થયું એટલે તેના કાકા મહમ્મદ અલી શાહ નવાબ થયા. લૉર્ડ ઑકલાંડે તેની સાથે ઇ. સ. ૧૮૩૭ ના સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે સંધિ કરી. એ સંધિની ૭ મી તથા ૮ મી કલમમા એવુ લખવામા આવ્યું હતું કે નવાબના રાજ્યમાં જૂલમ વર્તે અગર અવ્યવસ્થા મચે તો બ્રિટિશ સરકાર યોગ્ય અમલદાર દ્વારા તેનું નિવારણ કરી રાજ્ય સુવ્યવસ્થિત કરે, અને પછી નવાબને સોંપે.[3]

લૉર્ડ ડેલ્હાઉઝીએ પંજાબ વગેરે પ્રદેશો કંપનિના રાજ્ય સાથે જોડી દઇ જ્યારે અયોધ્યા તરફ દષ્ટિપાત કર્યો, ત્યારે એ સંધિ પર

---

૧. A Collection of Treaties. Vol. II, P. 69.
૨. Ibid P. 69.
૩ Collection of Treaties, Vol. II. P. 176-177

એ બહુજ અશ્રદ્ધા બતાવી હતી. તેણે ચોકખે ચોકખું જણાવી દીધું હતું કે ઇ. સ. ૧૮૩૭ ની સંધિને વિલાયતમાંથી કોર્ટ ઓવ ડિરેક્ટરની સભાએ અનુમોદન આપ્યું નથી, માટે એ સંધિ પસાર થયેલી ગણાય નહિ.[1] જેઓ છળકપટમાં રમનાર છે, તેઓને બહાના શોધતા વાર લાગતી નથી. તેમ ડેલહાઉઝીને પણ જ્યારે અયોધ્યા ત્યાંની પાડવાની ઇચ્છા થઈ ત્યારે ઇ. સ ૧૮૩૭ ની સંધિ પસાર ન થયેલી ગણી થોડી મુદતને માટે અયોધ્યાની સત્તા હાથમાં લેવાની જવાબદારીમાંથી સરકારને મુક્ત રાખવાનો પ્રયત્ન કરવો પડ્યો. પરંતુ ન્યાય આગળ તેના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. તેણે જે સંધિ પસાર થયેલી નથી એમ કહી જાળ બિછાવી હતી, તેજ સંધિ ૧૮ મી સપ્ટેંબરે વિધિ પુરસર મંજૂર થઇ, બીજા કરારનામા સાથે બહાલ રહી હતી.[2] વ્યવહાર શાસ્ત્ર વિશારદ ટ્રેવાહસ હુઇસ પણ એ સંધિને પસાર થયેલી અને અવસ્ય પાળવી જોઇએ એવી સંધિના વર્ગમાં મૂકે છે. તેણે સ્પષ્ટ જણાવ્યું છે કે "પુખ્ત વિચાર કર્યા બાદ એ સિદ્ધાંતપર આવું છું કે હિંદી સરકાર એ ઇ. સ. ૧૮૩૭ ની સંધિ પસાર થયેલી નથી એમ ગણી કદી પણ તરછોડી શકે નહિ.[3] લૉર્ડ હાર્ડિંજે ઇ. સ. ૧૮૪૭ માં અયોધ્યાના નવાબને જે પત્ર લખ્યો તેમાં પણ ઇ.સ. ૧૮૩૭ની સંધિ મંજૂર થયેલી હોય એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો[4] કર્નલ સ્લિમેને પણ ઇ.સ ૧૮૫૧માં લખ્યું હતું

---

૧. Retrospects and prospects, &c. 54.

૨. Collection of Treaties, Vhl. II. P. 173-177.

૩. Dacoitee in Excelsis, P. 192.

૪. Oude Papers, 1856, PP. 31-32. Comp. Ibid 1858 P ...

કે "ઇ. સ. ૧૮૩૭ ની સંધિએ અમને અમારા અનુસાર હાલ રાજ્ય ચલાવવાની સત્તા આપી છે. મને લાગે છે કે અમારી સરકાર એ સત્તા વાપર્યા સિવાય રહેવાની નથી.[૧]" સર હેન્રિ લોરેન્સે લખ્યું છે કે "નવી સંધિ (૧૮૩૭) મુજબ આપણે અયોધ્યાની સત્તા આપણા હાથમાં લઇ શકીએ, તે વાત કોઇ નાકબૂલ કરી શકે તેમ નથી.[૨]" ઇ. સ. ૧૮૩૭ ની સંધિ કાયદા પ્રમાણે મંજૂર થઇ ત્યારે લોર્ડ બ્રૉટન બોર્ડ ઑવ કન્ટ્રોલનો પ્રમુખ હતો, તેણે લખ્યું છે કે "ઇ. સ. ૧૮૩૭ ની સંધિ સરકાર મંજૂર કરતી હતી, એવી મારી દૃઢ ધારણા છે. એ સંધિનો એક અંશ માત્ર નામંજૂર થયો હતો, આખી સંધિ નામંજૂર થઇ નહોતી.[૩]" આ પ્રમાણે મોટા મોટા માણસોએ પણ ઇ. સ ૧૮૩૭ ની સંધિ કાય-દેસર મંજૂર થયેલી ગણી બીજી સંધિઓની માફક પાળવા યોગ્ય ગણી હતી આ પરથી જણાશે કે જે સંધિ નિયમ પ્રમાણે મંજૂર થઇ, તેની એક કે બે કલમો સિવાય બીજી બધી કલમો ડિરેક્ટરોએ પસાર કરી. આઠ વર્ષ પછી તે હિંદી સરકારે જાહેરમાં મૂકી જાહેરમાં મૂક્યા બાદ અગિયાર વર્ષે તે વળી ગવર્નર જનરલના વચનથી નામંજૂર થઇ[૪] એ સહૃદય મનુષ્યો કદી પણ આ વાતમાં વિશ્વાસ મૂકશે નહિ.

---

૧. Oude Blue book, P. 166, Comp. J, Malcolm Ludlow War in Oude, P. 29, note

૨. Sir Henry Lawrence's Essay's, P. 138 Comp. Calcutta Review no. VI. Vol III. P. 424

૩. Beveridge, History of India Vol. III P. 544

૪. War in oude P. 29-30.

નવાબના વાત એ છે કે કોઇ કોઇ આ બાબતમાં પણ ડેલ્હાઉઝીના મતને સાચો ગણે છે. સર ચાર્લ્સ જેકસનના મત મુજબ ડિરેક્ટરોએ ઈ. સ. ૧૮૩૭ ની સંધિ નામંજૂર કરી હતી. ડ્યુક ઓવ આર્ગાઇલે લખ્યું છે કે "ઇ. સ. ૧૮૩૭ ની સંધિ મંજૂર ન થવાથી આપણને ઘણા ફાયદા થયા છે, એ ખરૂં નથી. ઉલટું એ સંધિ મંજૂર થઇ હોત તો લોર્ડ ડેલ્હાઉઝી બહુજ ખુશ થાત. એ સંધિએ તેને ઘણી સત્તા આપેલી હોવાથી જરૂર પડતાં તે અયોધ્યાનો કારભાર હાથમા લઇ શકત."[૧] ડ્યુક ઓવ આર્ગાઇલની આ વાત કયા સુધી સત્ય છે તે કહી શકાતી નથી ઈ સ. ૧૮૩૭ ની સંધિ કંઇ ડેલ્હાઉઝીને ઘણી સત્તા આપતી નથી. તે કંઇ પોતાની મરજી મુજબ રાજ્યની બચેલી રકમ વાપરી શકત નહિ, અયોધ્યાની પેદાશ કંઇ પોતાની મરજી મુજબ વાપરી શકત નહિ. એ સંધિએ તો તેને કારભાર હાથમા લેવાની સત્તા બક્ષી છે, પણ તે હમેશને માટે નહિ. તેણે થોડા વખત પોતાના આચાર, વિચાર, અને કાયદા મુજબ અયોધ્યાનો કારભાર ચલાવી, રાજ્યમા વ્યવસ્થા થયે બધો કારભાર પાછો નવાબને સોંપવાનો હતો.[૨] જેકસન વિગેરેએ આ બાબતમા ડેલ્હાઉઝીનો પક્ષ કરી ઇતિહાસનો મહિમા નષ્ટ કર્યો છે. જેઓ લૉર્ડ ડેલ્હાઉઝી સાથે એકમત જાળવવા ઇચ્છે છે, તેઓની પાસેથી આ બાબતા ન્યાય મળવાની આશા નથી.

ઇ. સ. ૧૮૪૨ ના મે માસમા મહમ્મદ અલી શાહનુ મરણ

---

૧. India under Dalhousie and Canning, P. 110. note.

૨. Retrospects and prospects, &c. P. 54.

થયું. તેનો પુત્ર આમજુદ અલીશાહ નવાબ થયો. આમજુદ અલીશાહ પછી ઇ. સ. ૧૮૪૭ ના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખે વાજિદઅલીશાહ ગાદી નશીન થયો. અત્યાર સુધી કંપનિ અયોધ્યાના દરબારમાં જે ધૈર્યકર લોભવૃત્તિ રાખી હતી તે વાજિદઅલી શાહના વખતમાં પૂર્ણ થઇ. કંપનિએ અયોધ્યાના દરબારમા જે જુલમ અને અવ્યવસ્થાનો આરોપ મૂક્યો હતો તે આરોપેજ આ વખતે એ લાલસા પૂર્ણ કરવાનો રસ્તો બનાવ્યો. એક પછી એક નવાબો અયોધ્યાના તખ્તપર બેસવા લાગ્યા, એક પછી એક ગવર્નર જનરલ હિંદને કારભાર હાથમા લેવા લાગ્યા, છતા એ આરોપ તો જેમનો તેમ કાયમ રહ્યો. બેન્ટિંકે એ અપવાદથી આધળા બની નવાબને ઉપદેશ આપ્યો. ઓકલાંડે એ અપવાદથી અંધ બની ઇ. સ. ૧૭૩૯ મા સંધિ કરી હાર્ડિંજે એ અપવાદથી અંધ બની નવાબને ધમકાવ્યો આટલું બધુ કર્યા છતા સરકાર સંતુષ્ટ થઇ નહિ. છેવટે એક સર્વભુક ( બધું બક્ષણ કરનાર ) આવ્યો; તેણે બધા આરોપ સાથે અયોધ્યાના નવાબના રાજત્વનું છેલ્લું ચિહ્ન વિલુપ્ત કરી નાખ્યું.

લૉર્ડ ડેલ્હાઉઝી ન્યાયના માથાપર પગ મૂકી, સંધિ તોડી અયોધ્યા હજમ કરવા તૈયાર થયો. કર્નલ સ્લિમેન નવાબના દરબારમા રેસિડેન્ટનું કામ કરતો. તેણે જો કે રાજ્યની અવ્યવસ્થા માટે ફરિયાદો કરી હતી, છતા તે નવાબની ગાદી કાયમ રહે, અને રાજ્ય વ્યવસ્થિત થાય એવા પ્રયત્નો કરવામા કચાશ રાખતો નહોતો. સ્લિમેને ઇ. સ. ૧૮૫૨ ના સપ્ટેમ્બર માસમા ડેલ્હાઉઝીને લખ્યુ હતુ કે "જો આપણે અયોધ્યા અગર તેનો કોઈપણ ભાગ પડાવી લઇશું તો હિંદમા આપણી બેઆબરૂ થશે. આબરૂ એ એક દરજન અયોધ્યા

કરતાં પણ આપણે માટે વધુ કિમતી છે."[૧] પરંતુ ડેલ્હાઉઝીએ એ લખાણુ પર લક્ષ આપ્યું નહિ. સ્લિમેનની માગણી મુજબ અયોધ્યાને વ્યવસ્થિત કરવા તરફ મન ન લગાડયું. બ્રિટિશ હિંદના સર્વથી મોટા અમલદારની આવી ઉદાસીનતા જોઇ કર્નલ સ્લિમેન બહુ દીલગીર થયો. તેણે પોતાના એક મિત્રને બહુ દીલગીરી સાથે લખ્યું હતું કે "મને સદેહ પડે છે કે લૉર્ડ ડેલ્હાઉઝી મારી સાથે એકમત નથી. હું જેને ન્યાયી અને સન્માનયોગ્ય ન માનું, એવું કાર્ય જો તેઓ કરવા માગતા હશે, તો હું એ કાર્ય પાર પાડવાનું બીજાને માટે રાખી આ જગા છોડીશ. રાજ્ય ખાલસા કરવાનો આપણને કશો અધિકાર નથી ઇ. સ, ૧૮૩૭ ની સંધિ મુજબ આપણે કારભાર લઇ શકીએ, પણ રાજ્યની ઉપજ આપણે માટે રાખી શકીએ નહિ. આપણે કેવળ આપણી સરકારનું માન જાળવવા માટે અને પ્રજાપર ઉપકાર કરવા ખાતર જ એમ કરી શકીએ. ખાલસા કરવું એ તદ્દન અન્યાય અને બેઆબરૂ થવા જેવું કાર્ય છે.[૨]" આ પત્ર ઈ. સ. ૧૮૫૪ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારીખે લખવામા આવ્યો છે. એ વડે એ સ્પષ્ટ જણાય છે કે ૬ વરસ સુધી રેસિડેન્ટનું કામ કર્યા છતા કર્નલ સ્લિમેન લૉર્ડ ડેલ્હાઉઝીનો અભિપ્રાય જાણી શકયો નહોતો[૩] કેવળ કર્નલ સ્લિમેન જ અયોધ્યા ખાલસા કરવાની વિરુદ્ધમાં હતો એટલુંજ નહિ, પણ સ્લિમેનની માફક સર હેન્રિ લૉરેન્સે પણ આ બાબતમા પોતાની ખુલ્લી વિરુદ્ધતા જાહેર

---

૧. Sleemao's Oude, Vol. II. P. 379.

૨. Sleeman's Oude, Vol. 1. P. XXI XXII

૧. Retrospects and prospects &c. P. 68.

કરી છે. હેન્રિ લોરેન્સે કલકત્તા રિવ્યુ નામના સામયિક પત્રમાં 'અયોધ્યા રાજ્ય' સંબંધી એક લેખ લખ્યો હતો, તેમાં તેણે લખ્યું હતું કે "અયોધ્યા બની શકે ત્યાં સુધી નવાબના તાબામાં રાખવું એજ યોગ્ય છે. એ રાજ્યનો એક રૂપીઓ પણ કંપનીના ખજાનામાં ખજાનામાં આણવો યોગ્ય નથી"[2] હેન્રિ લોરેન્સનો આ મત કદી ફર્યો નહોતો. પંજાબ ખાલસા કર્યા પછી ૫ વર્ષ બાદ ઈ. ૧૮૫૪ ના જુન માસમાં તેણે પ્રસિદ્ધ ઇતિહાસ લેખક કે સાહેબને એક પત્ર લખ્યો હતો, તેમાં લખ્યું હતું કે "એક વ્યક્તિ પોતાના પૈસા અયોગ્ય રીતે વાપરતી હોય અગર પ્રજા પ્રતિ જુલમ કરતી હોય, તેથી કંઈ આપણે તેના રાજ્યના માલીક થઈ શકીએ નહિ. આપણે તેના રાજ્યની પેદાશ આપણા ખજાનામાં ન આણતાં તેની પ્રજાનું રક્ષણ કરી શકીએ ખરા"[3] કર્નલ સ્લિમેન અને સર હેન્રિ લોરેન્સની કલમમાંથી જે હિતકર વાક્યો બહાર પડ્યા છે, તેઓએ નિઃસ્વાર્થપણે લોર્ડ ડેલહાઉસીને જે સલાહ આપી છે તે ડેલહાઉસીએ ધ્યાનમાં ન લીધી. ઉલટો તે જેમ બને તેમ જલદી જુલમ, અવ્યવસ્થા વગેરે આરોપો મુકી અયોધ્યા ખાલસા કરવા તૈયાર થયો.

ઈ. સ. ૧૮૫૪ના નવેમ્બરની ૨૮ મીએ આઉટ્રામ, કર્નલ સ્લિમેનને બદલે અયોધ્યાનો રેસિડેન્ટ થયો, માટે છેવટે તેના પર આ શોચનીય કાર્ય કરવાનો ભાગ પડ્યો. ઈ. સ. ૧૮૫૨માં લોર્ડ

---

૨. Sir Henry Lawrence's Essays, P. 132 Comp. Calcutta Review, no. VI. Vol III. P. 421.

3. Kay's Lives of Indian Officers, Vol. I. P. 310.

ઉલ્હાઉઝી નીલગિરિનો શીતલ વાયુ સેવન કરતો કરતો અયોધ્યા સંબંધી વિચાર કરતો હતો. તેણે તેજ સ્થળે એક લાંબી ખાસ નોંધ તૈયાર કરી. ૧૮ મી જૂન ૫૨ ને ૫૨ પોતાની સહી કરી.[૧] તે પછીના વર્ષના જાન્યુઆરી માસમાં બધું રંધાઇ ચૂક્યું. કોર્ટ ઓવ ડિરેક્ટરની સભાએ અયોધ્યા ખાલસા કરવાની મંજૂરી આપી હતી, બોર્ડ ઓવ કન્ટ્રોલે અયોધ્યા કબજે કરવાની મંજૂરી આપી હતી, ઈંગ્લાંડના પ્રધાન મંડળે પણ અયોધ્યાનું બલાત્ કરવાની રજા આપી હતી. હવે ડેલ્હાઉઝી નિશ્ચેષ્ટ રહ્યો નહિ. તેણે ૩ જી જાન્યુઆરીને રોજ સવારમાં એક સભા બોલાવી: જરૂરી કાર્યનો ઘણો ખરો ભાગ અગાઉથી કરી નાખવામાં આવ્યો હતો. બ્રિટિશ સરકારનું જાહેરનામું અયોધ્યાના નવા કારભારનું વિવરણ વગેરે બધું લખાઇ પરદેશ ખાતાના પ્રધાનના દફતરમાં સચવાઇ રહ્યું હતુ. હવે સભાને તો ફક્ત તે મુજબ કાર્ય કરવાનો હુકમ કરવાનો હતો. સભાએ એ બધું મંજૂર કર્યું. તરતજ રેસિડેન્ટને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા. આઉટ્રામને જાન્યુઆરી માસની આખરે આ સમાચાર મળ્યા. જાન્યુઆરીની છેલ્લી તારીખે તેણે નવાબ દરબારના મંત્રીને બ્રિટિશ સરકારનો છેવટનો હુકમ બતાવ્યો. મંત્રીએ વ્યવસ્થા સુધારવાનો સમય માગ્યો. નવાબની માતાએ પુત્રનો મુકદમો ફરીથી તપાસી જવાની અરજ કરી, પરંતુ આઉટ્રામ એકનો બે ન થયો. તેણે બીજો કંઇ જવાબ ન આપ્યો. "વિચાર કરવાનો સમય વીતી ગયો છે, સહનશીલતાની હદ ઓળંગાઇ ગઇ છે, હવે કેવળ નવાબને બ્રિટિશ સરકારનો હુકમ જણાવવો એજ બાકી છે." રેસિડેન્ટના મુખમાંથી ફક્ત આટલો જ જવાબ નીકળ્યો.

---

૧ Kaye's Sepoy War, Vol. I, P. 123.

મંત્રીએ નસાબનાં ચક્રને બીજી રીતે ફેરવી શકાય તેમ ન હોવાથી હુકમ આગળ માથું ઝુકાવ્યું. નવાબની માતા પોતાના પ્રાણી વાજિદઅલીનું પતન અવશ્યંભાવી માની છાની છાની રડવા લાગી

'૪ થી ફેબ્રુઆરીએ રેસિડેન્ટ નવાબ વાજિદઅલીને મળવા ગ નવાબના રાજમહેલના દરવાજા પરની તોપો ખસેડી લેવામાં આવી દ દરવાનોના હથિયારો છીનવી લેવામાં આવ્યાં હતાં. જેઓ પહે હથિયાર દ્વારા રેસિડેન્ટને સલામ કરતા તેઓએ અત્યારે રેસિડેન્ ખાલી હાથે સલામ ભરી. નવાબે પોતાના ભાઈ તથા કેટલાક વિશ્વા મંત્રીઓ સાથે રેસિડેન્ટને આવકાર આપ્યો. શોચનીય વ્યાપાર અભિનય શરૂ થયો. રેસિડેન્ટે ગવર્નર જનરલનો પત્ર અને ભારે દ બતાવનારો સંધિનો કાચો મુસદો નવાબના હાથમાં આપી કહ્યું જે કંઇ ફરમાવવામાં આવ્યું છે તે બરાબર બજાવવાનું છે. નવા બહુજ દીલગીરી સાથે સંધિનો ખરડો હાથથી લીધો, પોતાની પાઘ રેસિડેન્ટને હવાલે કરી કહ્યુ, "સંધિ હમેશા બરાબરિયા વચ્ચે થા છે, પરંતુ બ્રિટિશ સરકારે મારૂં માન નષ્ટ કર્યું છે, રાજ્ય લુંટ લીધું છે. મારી સાથે સંધિ કરવી એ હવે નકામું છે." આવા મર્મભે વચનોનું કંઈ પરિણામ ન આવ્યું. તેણે જેઓને બંધુ માની આલિંગ કર્યું હતું, મિત્રભાવે વિનયની પરાકાષ્ઠા બતાવી હતી, તેઓએ અત્યાં મિત્રતાને બદલે ચતુરતા સાધી. ક્ષોભથી, રોષથી નવાબ વાજિદઅલ મૂગો બની ગયો. શોચનીય અભિનયનો પડદો પડ્યો. તરતજ બ્રિટિ રેસિડેન્ટે જાહેરનામું જાહેર કર્યું. પચાસ લાખ માણસો સાથે, ઉત્ત નેપાળ, પૂર્વે ગોરખપુર, દક્ષિણે અલાહાબાદ અને પશ્ચિમે આગ્મિગ જોધપુર, ફરૂખાબાદ અને શાહજહાનપુરની મધ્યમાં આવેલો લગભગ ૨૪ હજાર ચો. મા. નો વિશાળ પ્રદેશ બ્રિટિશ હિંદુસ્તાન સાથે ભળી

ા. અને એ વિશાળ રાજ્યનો એક અદ્વિતીય શાસનકર્તા અ
લનકર્તા પગારદાર થઇ કેવળ હયાતીના રૂપમાં ફેરવાઇ ગયો!

આ પ્રમાણે મોટાં મોટાં રાજ્યો ખાલસા કરી લોર્ડ ડેલ્હાઉઝીએ
ર્ડ કેનિંગના હાથમાં હિંદસામ્રાજ્યનો ભાર સોપ્યો. અયોધ્યા ખાલસ
યું એ લોર્ડ ડેલ્હાઉઝીની છેલ્લી મહાન કીર્તિ હતી. એક ઇતિહા
ખક ડેલ્હાઉઝીનાં આ કાર્યને રાજ્યાધિકારનું વોટર્લુ તરીકે ઓળખાવે
. [1] જો અમારો અભિપ્રાય પૂછવામા આવે તો અમે જરા પણ
મચકાયા સિવાય એ રાજ્યાધિકારને મહાપાપની છેલ્લી હદરૂપી
સ્મિથફીલ્ડના અગ્નિના ભડકા સાથે સરખાવીએ. મોહાન્ધ[2] મેરીએ
નિર્દોષ પ્રોટેસ્ટંટોને સળગતી આગમા હોમી ધર્મને બદલે પાપના ઢગલા
ઉપાર્જન કર્યા હતા. લોર્ડ ડેલ્હાઉઝીએ નિર્દોષ વાજિદઅલીના હૃદયમાં
આગ પ્રગટાવી આબરૂને બદલે બેઆબરૂ મેળવી હતી. ડેલ્હાઉઝીની
સરકાર કેવલ રાજ્ય લઇ અટકી નહોતી. બીજાં કાર્યોને લીધે પણ
ત્રાસની હદ વળી હતી. નવાબે પાર્લામેન્ટમા ફરિયાદ દાખલ કરવા
વિલાયત જવાની રજા માગી. રેસિડેન્ટે યુક્તિપ્રયુક્તિથી તેને
એ કાર્ય કરતો અટકાવ્યો એટલુજ નહિ પણ જે જે દસ્તાવેજો પર
તેને ફરી રાજ્ય મળી શકવાની આશા હતી, તે દસ્તાવેજો રેસિડેન્ટ

---

૧. Sir John Kaye, History of the Sepoy War Vol. I P. 143.

૨. એ રાણી ઇતિહાસમા ખુની મેરી તરીકે પ્રસિદ્ધ થઇ ગઇ
છે. પોતે રોમન કેથોલિક સંપ્રદાયની હતી. તેણે લોકોને પ્રોટેસ્ટંટ
સંપ્રદાયમાથી રોમન કેથોલિક સંપ્રદાયમાં લાવવાની બહુ પેરવી કરી
હતી જે ન થાય તેને જીવતા બાળ્યા હતા.

અને તેના કામદારોએ બળપૂર્વક છીનવી લીધું. નવાબની કેટલી સરસામાન વસ્ત્રો, ગાડીઘોડા, પુસ્તકાલયમાંનાં બે લાખ મૂલ્યવાન અને હસ્તલિખિત પુસ્તકો, હાથી વગેરે બધું જાહેરમાં હરરાજ થયું, અને તેમાંથી જે કંઇ ઉત્પન્ન થયું તે માનનીય કંપનિ બહાદુરના ખજાનામાં ગયું [૨] આટલું કર્યા છતાં ડેકૈતીની વાસના તૃપ્ત ન થઇ. આમાં લખતા અતિશય શરમ આવે છે કે અમલદારોએ અંતઃપુરમાં પેસી નવાબની બેગમોને જોર જુલમથી બહાર કાઢી. તેની માલમીલકત બળપૂર્વક કબ્જામાં લેવામાં આવી અને તેઓનાં ખાનગી ખર્ચ માટે જે પૈસા એકત્ર કરવામાં આવ્યા હતા તે અટકાવવામાં આવ્યા. એક અપક્ષપાતી બ્રિટિશ લેખક આ બાબતમાં લખે છે કે "અંગ્રેજોએ અયોધ્યાના રાજ્યની બધી સંપત્તિ લૂંટી લીધી હતી અને નવાબનો પરિવાર—કે જે એકસો વર્ષથી વધુ મુદત થયા અંગ્રેજોને શરણે આવ્યો હતો, તે અત્યારે ઇંગ્લાંડની આમપ્રજા સમક્ષ ન્યાયની ભિક્ષા માગવા તત્પર થયો હતો; તેને આવી સ્થિતિમાં લાવી મૂકવામાં આવ્યો હતો. અયોધ્યાના નવાબોને વંશપરંપરા અંગ્રેજો સાથે મિત્રતા ટકાવી રાખવાની જરૂર પડી હતી. એ મિત્રતાનો બદલો આ મળ્યો. આ પ્રમાણે તેઓનું સર્વસ્વ હરણ સંપૂર્ણ થયું. [૩]

અયોધ્યાની આવી શોચનીય દશા કયા અપરાધને લીધે થઈ? કયા અપરાધને લીધે નવાબ અને તેનું કુટુંબ ધન અને માન ગુમાવી ભિખારીની અવસ્થામાં આવી પડ્યું? એક વાર એ બાબતનો વિચાર-

---

૧ Dacoitee in Excelsis P. 145

૨ Dacoitee in Excelsis P. 145–146

3 Dacoitee in Excelsis, P. 146.

કરીએ. બધા ઇતિહાસની દેહાઇ આવી ખુલ્લી રીતે કહે છે કે નવાબ વાજિદઅલી ગાદીનશીન થયા બાદ અયોધ્યા તદન અરાજક સ્થિતિમાં આવી પડ્યું હતું. હંમેશાં ચોરી, ધાડ વગેરેથી લોકો ત્રાસ પામતા; અંગ્રેજ સરકારે અયોધ્યા ખાલસા કરી લોકોને એ ત્રાસમાંથી બચાવ્યા. અંગ્રેજે અયોધ્યાની જવાબદારી હાથમાં ન લેત તો એ રાજ્યમાં કદી પણ આવી વ્યવસ્થા ન થાત. એ રાજ્યના લોકો કદી પણ આવી ઉન્નત સ્થિતિએ ન પહોચત. નિશાળમાં ભણતા બાળકથી માંડીને એંશી વર્ષના ડોસા સુધીના દરેક માણસના મુખમાં આ શબ્દો રમી રહ્યા છે. લોર્ડ ડેલ્હાઉઝીના ટાપીઆ પણ આવીજ વાત ફેલાવે છે. તેઓના પુસ્તકોમા અયોધ્યાનું આવું વર્ણન કરવામાં આવ્યુ છે કે, "અયોધ્યા વૃક્ષોથી ભરપૂર તથા વાંસ અને કાંટાવાળાં જંગલોથી ઢંકાયેલુ હતું. પહેલા જ્યા જંગલ નહોતું, ત્યા તાલુકદારોએ અનાજનાં ખેતરોનો નાશ કરવાથી જંગલ છવાઇ રહ્યું હતુ × × × અયોધ્યાના ઘણાખરા ભાગમા સ્થિતિ આવી હતી. કોઇ પણ સ્થળે શાન્તિ નહોતી. ફળદ્રુપ પ્રદેશનો બધો ભાગ જંગલથી ઢંકાઇ ગયો હતો × જીવન અને સંપત્તિ હંમેશા ભયમા હોવાથી વેપાર નાશ પામ્યો હતો. નાના નાના કેમ્પા નાનકડાં ગામ બની ગયા હતા. અયોધ્યાવાસીએ બળવાખોર અને લૂટારાઓના હાથમાથી કદી બચી જતા પણ નવાબના સૈન્યના હાથમાથી તો કદી બચી શકતા નહિ.[૧]" પરંતુ અમે

---

૧. Life of Sir Henry Lawrence, Vol. II, P. 289. માર્શમેન સાહેબે પણ પોતાના ઇતિહાસમા ( History of India, Vol. III. P.. 421 ) અયોધ્યા સંબંધમા આવો અભિપ્રાય આપ્યો છે. વધારે શું કહેવું ? ખુદ હેન્રિ લોરેન્સ પણ

એ વાત ખરી કહી પવિત્ર ઇતિહાસને કલંકિત કરવા માગતા નથી, અવશ્ય બીજાં રાજ્યોની માફક અયોધ્યામાં પણ જુલમ થતો. પરંતુ જે જુલમથી રાજ્ય અરાજક તરીકે સાબીત થાય, જે જુલમથી પ્રજાની મિલ્કત તથા જાન જોખમમા આવી પડે, ટુંકામાં જે જુલમથી કંટાળી બ્રિટિશ સરકાર નવાબને પદભ્રષ્ટ કરે, એવો જુલમ અયોધ્યામા થયો નથી. અમે અગ્રેજ તાબાના મુલક સાથે સરખાવી એ વાત સાબીત કરી શકશું કે અયોધ્યામા એવો જુલમ થયો નથી કે જે બહાના તળે બ્રિટિશ સરકાર નવાબને પદભ્રષ્ટ કરી શકે અમે સાબીત કરશું કે એવી કંઇ અરાજકતા મચી નહોતી કે જે નિમિત્તે અયોધ્યાની ઇતિહાસમા નિંદા થઇ શકે.

પ્રથમ ધાડ ચોરી વગેરે જુલમ વિષે વિચાર કરીએ. કમાન એન્ડેરિ વગેરે અમલદારોએ ખુલ્લી રીતે કહ્યુ છે કે અયોધ્યામા ધાડ-ચોરીની સંખ્યા અગાઉ કરતા ઘણી ઓછી થઇ ગઇ હતી. અયોધ્યામાં ઇ. સ. ૧૮૪૮ થી ૧૮૫૪ સુધીનાં ૬ વર્ષ દરમિયાન ૫૦ લાખની વસ્તીમા નાના ગુનાઓની સંખ્યા ૧૬૦૦ થી થોડી અને ભારે ગુનાઓની સંખ્યા ૨૦૦ થી સહેજ થોડી હતી. બીજા પ્રદેશો સાથે તુલના કરતા આ સંખ્યાઓ ઘણી નાની જણાશે. બ્રિટિશ સરકારના તાબાનો પ્રદેશ અલાહાબાદ અયોધ્યાનો ⅔ મો ભાગ હતો, બનારસનો પ્રદેશ ⅔ હતો. પરંતુ ઇ. સ. ૧૮૫૫ ની એકજ સાલમાં અલાહાબાદમા ગુનાઓની સંખ્યા ૧૪૬૨ તથા બનારસમા ૮૦૦ ની હતી. બનારસ પ્રદેશ અયોધ્યા કરતાં ⅔ મો ભાગ હતો છતા

અયોધ્યાને અરાજક તરીકે જાહેર કરતાં અચકાયો નથી. Calcutta Review, No. N Vol. III. 1845, P.421-423.

નેહગારોની સખ્યામાં અયોધ્યા કરતાં ૪ ગણી સંખ્યા બતાવતો તો. હિંદમાં બંગાળા એ બ્રિટિશ કંપનિનો એક સુવ્યવસ્થિત દેશ ગણાતો હતો, તેમાં પણ ઇ. સ. ૧૮૫૦ માં ૯૬૩૫૨ માણસો ર મુકદ્દમો ચલાવવામાં આવ્યો હતો. તેમાંના ૫૫૨૫૧ માણસને નેગાર ઠરાવી સજા કરવામાં આવી હતી. એ સિવાય ઈ. સ. ૮૫૧ માં એ પ્રદેશમાં અપરાધીની સંખ્યા ૯૮,૯૬૩, ઇ. સ. ૧૮૫૨ માં ૯૨,૧૧૫ અને ૧૮૫૩ માં ૯૨૬૨૯ ની થઇ હતી; બંગાળાની વસ્તી અયોધ્યા કરતાં ૮ ગણી હતી, ગુનેહગારોની સંખ્યા અયોધ્યાના કરતાં ૩૭ ગણી હતી.[૧]

બ્રિટિશ તાબાના પ્રદેશની સીમાપર ગુનેહગાર નાતો વખતો વખત ધાડચોરી કરી ગુનાની સંખ્યા વધારતી હતી તેથી અયોધ્યા અરાજક હતું એમ કહેવું યોગ્ય નથી. જનરલ આઉટ્રામે સીમાપર આવેલા બ્રિટિશ મેજિસ્ટ્રેટોને આ સંબંધમાં કેટલાક પ્રશ્નો

---

૧. Dacoitee in Exeolsis, P. 142-143.

આ સ્થળે જુદીજ રીતે અયોધ્યા સાથે બંગાળાની તુલના કરવામાં આવે છે. ડેલ્હાઉઝીએ ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરી માસમા જાહેરનામા દ્વારા અયોધ્યાની અવ્યવસ્થા જાહેર કરી; તેજ સાલના ડિસેમ્બર માસમા બંગાળા સંબધમાં મિશનરીઓની એક પત્રિકા બહાર પડી. તુલના માટે એક બાજુએ ડેલ્હાઉઝીનાં જાહેરનામામાં દર્શાવેલી અયોધ્યાની સ્થિતિ અને બીજી બાજુએ મિશનરીઓની પત્રિકામા જણાવેલી બંગાળાની સ્થિતિ દર્શાવવામાં આવી છેઃ—

પૂછ્યા હતા, તેમાના કેટલાક નીચે મુજબ હતાઃ—"કેટલાક વર્ષ થયાં (૭ સાત) બ્રિટિશ સીમા પર ખૂન ને ધાડની સંખ્યા, કમી થઈ છે કે નહિ ? સંખ્યા કમી થઈ હોય તો એ ન્યૂનતા અયોધ્યાની સરહદ

| ડેલ્હાઉઝીએ દર્શાવેલી અયોધ્યાની સ્થિતિ | મિશનરીઓએ દર્શાવેલી બંગાળાની સ્થિતિ |
|---|---|
| ધાડપાડુઓના ટોળા વિભાગોની શાન્તિ નષ્ટ કરે છે | ધાડ પાડુઓની ગતિ અટકાવવાની શક્તિ પોલિસમા નથી |
| કાયદા અને ન્યાયને કોઇ ઓળખતું નથી. | આ પ્રદેશમા સર્વત્ર દીન અને દુર્બળ લોકોપર જુલમ વર્તાયા કરે છે. ધન-સંગ્રહના ઉપાય બૂરી સત્તા એજ સત્તા ગણાય છે ( લે. ગવર્નર હાલિડેનો રિપોર્ટ ) |
| અસ્ત્રાઘાત અને રક્તપાત એ દરરોજના બનાવોમા ગણાય છે. | ભયંકર અને ક્રૂરતાભરી ધાડો દરવર્ષે પડે છે. અને સીમાડાની તકરારથી સર્વદા માર મારી થાય છે.' |
| કોઈ પણ સ્થળે એક કલાકની પણ સલામતી નથી | બંગાળાના ઘણા ભાગ જાનમાલ જીવન અને સંપત્તિ સલામત નથી. |

આ તુલનાથી સ્પષ્ટ જણાશે કે ઇ. સ '૧૮૫૬ માં' અયોધ્યાની સ્થિતિ બંગાળાની સ્થિતિ કરતા કોઈપણ રીતે ઉતરતી ન હોતી, માટે જે અપરાધે ડેલ્હાઉઝીએ અયોધ્યાના નવાબનું રાજ્ય ખાલસા કર્યું તે અપરાધ બંગાળાને પણ લાગુ પડી શકે છે. War in Oude, P. 24-25, note.

ાર આવેલા શાંતિરક્ષકોની કુનેહથી થયું છે કે જીવન અને સંપત્તિ ભયમાં આવી પડવાથી વસ્તી ઘટી છે તેને લીધે થયું છે? ૧"
મેજીસ્ટ્રેટોએ આ પ્રશ્નોના જે જવાબ આપ્યા છે તે પરસ્પર એવા તો વિરુદ્ધ જાય છે, કે તે પરથી કાંઈપણ નિર્ણયપર આવી શકાય તેમ નથી. ફતેહપુરના મેજીસ્ટ્રેટે લખ્યું કે "અયોધ્યા ગન્યના સંબંધથી આ પ્રદેશના ગુનાની સંખ્યા વધી છે કે ઘટી છે, તે નક્કી કરવું સહજ નથી. તોપણ જે થોડીઘણી ધાડો પડી છે તેમાં સંડોવાયલા લોકો એકાદ ધાડ સિવાય બીજી બધી ધાડોમાં અયોધ્યાના જણાયા છે." જોનપુરના મેજીસ્ટ્રેટે જણાવ્યું કે, "છેલ્લા થોડાં વર્ષો દરમિયાન ધાડ અને ખૂનની સંખ્યા ઘટી છે." નવાબના સુલતાનપુરમાના નાજિમ આ બાબતમાં ખાસ મદદ કરે છે. અપરાધ રોકવાની અગર અપરાધીઓને ઉત્તેજન આપવાનો શક અમને તેમના પર કદી નથી ગયો." ગોરખપુરના મેજીસ્ટ્રેટે પણ સીમા પરના ગુનાઓની સંખ્યા કમી થયાનું જણાવ્યું છે. રહેવાસીઓની સંખ્યા ઓછી થઇ છે કે નહિ, તે બાબતમાં તે કંઇ જવાબ આપી શકયો નથી. ફરૂખાબાદના મેજીસ્ટ્રેટનો જવાબ કંઈ નવાઇ જેવો છે. તેણે લખ્યું કે "આ વિભાગમાં જે માણસ ચોરી ધાડ વગેરે પાપી કાર્યો કરે છે, તેઓને અયોધ્યામાં નાસી જઇ ચોરીનો માલ છુપાવાની સગવડ મળે છે તેમાં કશો શક નથી. પરંતુ અયોધ્યાની પોલિસના કમાન હિયર્સ અપરાધીઓને પકડવામાં ખાસ ઉત્સાહ દર્શાવતા રહે છે." કાનપુરના મેજીસ્ટ્રેટે જરા વિસ્તાર પૂર્વક જનરલ આઉટ્રામના પ્રશ્નોના જવાબ આપેલા છે. તેણે કેટલાક ગુન્હાનો ખાસ ઉલ્લેખ

1 Blue Book, P. 47.

કરી લખ્યું છે કે " આ બધા અપરાધ કરનારાઓનો ઘણો ખરો ભાગ અયોધ્યામાં પકડાયો છે. અપરાધોની સંખ્યા વધી નથી તેમ કમી પણ થઇ નથી. એ એની એ રહી છે. ઇ. સ. ૧૮૫૪ ની સાલમાં જે જે ધાડો પડી છે, તેના સરદારો અયોધ્યાના વતની નથી. તેઓ ગ્વાલિયર અને નૈઋત્ય તરફથી આવેલા હતા "[1]

જો એ મેજિસ્ટ્રેટોમાંના બધા એક મતે સ્વીકારત કે કેવળ અયોધ્યાના લોકોજ બ્રિટિશ સરહદપર ચોરી, લૂટફાટ વગેરે અપરાધો કરે છે, તોપણ કોઇ નવાઇ પામત નહિ. કારણ કે બે વિભાગો પાસેપાસે આવેલા હોય, તો એક વિભાગના લોકો બીજા વિભાગમાં ચોરી લૂટફાટ કરે એ તો સ્વાભાવિક છે. પૃથ્વીમા સર્વત્ર પાસેપાસે આવેલાં રાજ્યોમાં એવા બનાવો બનતા આવ્યા છે. બ્રિટિશ સરકાર કે જેને પોતાનું રાજ્ય વ્યવસ્થિત છે એવું અભિમાન છે, તેના લોકો પણ અયોધ્યાની હદમાં જઇ લૂટફાટ કરતા. સુલતાનપુરના નાજિમે જોનપુરના મેજિસ્ટ્રેટ ઓંગેળ એવી અનેક ફરીયાદો કરેલી છે. અયોધ્યાનો એક સેનાપતિ કપ્તાન બેન્બેરિ બ્રિટિશ તાબાના આજિમગઢના અમલદારો વિરુદ્ધ એવી ફરિયાદ કરતા અચકાયો નથી. વળી જે પાંચ મેજિસ્ટ્રેટોએ જનરલ આઉટ્રામ ઉપર નિવેદનપત્ર પાઠવ્યાં હતા, તેમાંના બે જણ અયોધ્યાની હદપર ગુના બને છે એમ કબુલ કરે છે; બે જણ અયોધ્યાની પોલીસની કર્તવ્યપરાયણતાની પ્રશંસા કરે છે; અને એક જણ વાસ્તવિક રીતે કંઇ કહી શકયો નથી. માટે આ નિવેદનપત્રો પર આધાર રાખી અયોધ્યાને અરાજક કહેવું એ ઉચિત નથી. અયોધ્યા જુલમથી પીડાતું હતું, વ્યવસ્થા વિનાનું હતું, એવું કંઇ પત્રો પરથી સાબીત થતું નથી.

1 War in Oude, P. 15-16.

અયોધ્યાના અમલદારો આળસુ નહોતા, હાથપગ જોડી બેસી રહ્યા નહોતા, એ બાબતની બીજી સાબીતિઓ આપી શકાય તેમ છે. જનરલ આઉટ્રામે ખાસ તપાસ કર્યા બાદ કબૂલ કર્યું છે કે "અયોધ્યાની પાસે આવેલો બ્રિટિશ પ્રદેશ સરહદ પરની અયોધ્યાની પોલિસ તરફથી ખાસ ઉપકાર મેળવી રહ્યો છે, એમા કશો શક નથી." લખનોરના અગાઉના રેસિડેન્ટ સેનાપતિ લો એ ઇ. સ. ૧૮૫૫ના ઓગસ્ટની ૧૫ મીએ ખાસ નોંધ કરી હતી કે, "આપણા તાબામાથી જે અપરાધીઓ અયોધ્યાની હદમાં નાસી જાય છે, તેનો પત્તો મેળવવા જ્યારે આપણા સૈનિકો અયોધ્યામા જાય છે, ત્યારે તેઓના ખાવા પીવાનો બંદોબસ્ત કરવામા અને આપણી ટપાલનું રક્ષણ કરવામા અયોધ્યાની સરકાર અત્યાર સુધી ખાસ લક્ષ આપતી આવી છે. અયોધ્યાના નવાબો ઠગ અને ધાડપાડુઓનો નાશ કરવા ખાતર આપણી સાથે બહુજ લક્ષ પૂર્વક સહકાર કરતા આવ્યા છે * * * હું લખનોરમા રેસિડેન્ટનું કામ કરતો હતો, ત્યારે (અને મારા મત મુજબ અત્યારે પણ) અયોધ્યાનો દરબાર સંતોષપૂર્વક આપણી ઇચ્છાનુસાર કાર્ય કરતો હતો. હિંદના કોઇપણ ભાગમા કોઇપણ ગજ્યમાં આવી વફાદારી અત્યાર સુધીમા મારી નજરે પડી નથી. [૧]"

લૉ વગેરે અમલદારોએ આ રીતે અયોધ્યાનાં વખાણ કર્યા છે. આવી રીતે ન્યાયી વિચારો દર્શાવી તેઓએ આ નશ્વર જગતને વિષે અમર સત્યનો મહિમા દર્શાવ્યો છે. નવાઇની વાત એ છે કે ડેલ્હાઉઝીની સરકાર આવા દૂરદર્શીઓના વાક્યોની ઉપેક્ષા કરી આવા અયોધ્યાને જુલમ અને અન્યાયની ખાણ તરીકે ઓળખાવતા અચકાઇ નથી.

---

૧ Oude Blue-book, P. 226. Comp. War in book. P. 19.

મરાઠા ચરિત્રવાળાનો ઉપદ્રવ છોડી દઇ રાજાના જુલમનો વિચાર કરતાં પણ કંઇ હોય માલુમ પડશે નહિ. નવાબના અમલ દરમિયાન અયોધ્યાના બધાં લોકો પ્રફુલ્લ ચિત્તે સમય ગાળતા હતા. બધાં ખેતરો ધનધાન્યથી ભરી રહ્યાં હતાં. પશ્ચાત ડોક્ટર હેબરે અયોધ્યાની મુસાફરી કરતાં લખ્યું છે કે, " મેં અયોધ્યા વિષે જે કંઇ સાંભળ્યું હતું, તેમાનું કંઇ અહીં આવ્યા બાદ જોઇ શક્યો નથી, ઉલટું દેશ બધા ખેતરો સંપૂર્ણ રીતે ખેડાયલાં છે, એ જોઇ મને જેટલું સુખ ઉત્પન્ન થયું છે, તેટલીજ નવાઇ ઉત્પન્ન થઇ છે. કારણ કે અયોધ્યા ઘોર અત્યાચારથી પીડાતું હોત તો હું કદી પણ આટલી બધી વસ્તી અને આટલા બધા વેપારનું ક્ષેત્ર જોઇ શકત નહિ.[1] " અયોધ્યાની સુખશાન્તિની આથી વધુ બલવાન સાક્ષી બીજી કંઇ હોઇ શકે ! હેબર સાહેબે જ્યારે જાતે જોઇ અયોધ્યાની આવી સમૃદ્ધિનો ઉલ્લેખ કર્યો છે, ત્યારે પછી અયોધ્યાને જુલમગારોના સ્થાન તરીકે દર્શાવવું એ ઉચિત નથી. જુલમથી પીડાતો દેશ કદી પણ આવી સમૃદ્ધિનું ક્ષેત્ર હોઇ શકે નહિ.

અયોધ્યામાં વ્યવસ્થા નહોત, જુલમ વર્તાતો હોત, તો ત્યાંના રહેવાસીઓ બીજી હકુમતમાં રહેવા જાત. પરંતુ એવો બનાવ અયોધ્યામાં કદી બન્યો નથી. વસ્તીના રહેઠાણના ફેરફાર સંબંધમાં જે જે વિવરણ મળી આવે છે તે બધા વડે અયોધ્યાની સરકારનો જુલમ સાબીત થતો નથી. જનરલ આઉટ્રામ આ બાબતમાં લખે છે કે અયોધ્યાના રહેવાસીઓ પર જો રાજાનો જુલમ થતો હોત તો તેઓ જરૂર પાસેના બ્રિટિશ પ્રદેશમાં સંસ્થાન સ્થાપત, એ સ્વભાવિક છે.

1 Heber's Journal, Vol. II. P. 49.

પણ મેં મેજિસ્ટ્રેટો પાસેથી જે હકીકત મેળવી છે, તે પરથી એ સાબીત થતું નથી કે અયોધ્યાની પ્રજા બ્રિટિશ પ્રદેશમાં જઇ વસી હોય. ફતેહપુરના મેજિસ્ટ્રેટ આ બાબતમાં કંઇ કહી શક્યા નથી. આઝિમગઢ, શાહજહાનપુર અને અલાહાબાદના મેજિસ્ટ્રેટ પાસેથી એ સંબંધમાં કંઇ જવાબ મળ્યો નથી. અયોધ્યાવાસીઓનો થોડો કે ઘણો ભાગ બ્રિટિશ મુલકમાં જઇ વસ્યો હોય એવી વાત જોનપુરના મેજિસ્ટ્રેટ જાણતા નથી. અયોધ્યાવાસીઓએ સંસ્થાન સ્થાપ્યું છે કે નહિ, એ બાબતમાં ગોરખપુરના મેજીસ્ટ્રેટે પણ કંઇ કહ્યું નથી. ફરૂકાબાદના મેજીસ્ટ્રેટે જણાવ્યુ છે કે દુર્ઘટનાના વખતમા ઘણા લોકો અયોધ્યામાંથી આ વિભાગમાં આવી રહે છે, પણ તે થોડા વખત માટે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં કાયમી વસવાટ કરનારા લોકો બહુ થોડા છે. અયોધ્યામાંથી જે લોકો બ્રિટિશ મુલકમાં જઇ વસ્યા છે તેની એક સૂચી કાનપુરના મેજીસ્ટ્રેટે તૈયાર કરી છે. એ સૂચી પરથી સાબીત થાય છે કે છેલ્લાં છ સાત વર્ષમાં કાયમી વસવાટ કરનારા લોકો ૨૨૩૩ થયા છે. તેમાના ૧૩૫૪ ખેડુતો છે, બાકીના બીજો ધંધો કરનારા છે. આ બધા માણસો કુટુંબ સાથે આવી સ્થાયી રૂપે વસ્યા છે. જો કે ખેતીનો ધંધો ન કરનારા લોકો સ્વાભાવિક રીતે પક્ષીની માફક હંમેશાં આમતેમ ફરતા ફરે છે, તોપણ તેઓ અયોધ્યામા પાછા જવાનો ઇરાદો રાખતા નથી.[1]

હવે વિચારવાનું એ કે કોઇ પણ પ્રદેશની વસ્તી બીજા પ્રદેશમાં જઇ સંસ્થાન સ્થાપે તેથી એ પ્રદેશમાં જુલમ વર્તાતો હશે એવું કંઇ સાબીત થતું નથી. વસ્તીની અતિશય વૃદ્ધિ, હવાપાણીનો દોષ,

---

1 Oude Blue book, 41.

ભયંકર રોગો અથવા દુષ્કાળ વગેરે અનેક કારણોથી લોકો બાપીક વતન છોડી સંસ્થાન સ્થાપે છે તેજ રીતે રાજા દુરાચારી હોય, જૂલમી હોય અથવા રાજ્યમા રહેવુ જોખમકારી ગણાતું હોય તે લોકોના ટોળે ટોળા બાપીકું ઘરબાર તજી કોઈ બીનજોખમી સ્થળે જઈ વસે છે. ગયા સૈકામા બ્રહ્મદેશની સરકારના જૂલમથી કંટાળી આરાકાનવાસીઓ પોતપોતાના ઘરબાર તજી બ્રિટિશ રાજ્યમા વસતા અંકોચાયા નહોતા. અયોધ્યાના વતનીઓ આરાકાનવાસીઓની માફક બીજા પ્રદેશમા જઈ વસ્યા હતા કે નહિ, એ બાબત વિચારીએ. આઉટ્રામને મેજીસ્ટ્રેટો પાસેથી જે હકીકત મળી હતી, તે હકીકત એ છેલ્લા પ્રકારના સંસ્થાન સ્થપાયાની વાતનું સમર્થન કરતી નથી. ૭ કે સાત વર્ષમા ૫૦ લાખની વસ્તીમાથી ૨૩૩૩ માણસો બીજે જઈ વસે એ કંઇ ખાસ ગણતરીમા ન લેખાય વળી એ લોકો જૂલમથી કંટાળી બ્રિટિશ મુલકમા જઇ વસ્યા હતા, તેની કંઇ સાબીતિ નથી. ઉલટુ અન્ય વિભાગના મેજીસ્ટ્રેટોએ એકમતે સ્વીકાર્યું છે કે અયોધ્યા માથી આવી કોઇએ બ્રિટિશ હદમા સંસ્થાન સ્થાપ્યુ નથી આ પરથી સ્પષ્ટ સમજાય છે કે અયોધ્યામા એવો જુલમ નહોતો વર્તો કે જેથી લોકો પરમુલકમા જઇ વસે. તેથી તે સ્થાન અવ્યવસ્થિત અગર જૂલમનું ચાલુ ગણાતું હોય તો બોલનમા થોડા અંગ્રેજોને વસતા જોઈ લુઈ નેપોલિયન અનાયાસે ઈંગ્લાંડને અવ્યવસ્થાનું સ્થાન ધારી શકે, અને હિંદના મજૂરો પરમુલકમા જઇ વસતા હોવાથી હિન્દ પણ જૂલમગારોના સ્થાન તરીકે દુનિયામાં જાહેર થાય.[1]

વાસ્તવિક રીતે અયોધ્યામા એવો કંઇ જૂલમ થયો નહોતો

1 War in Oude, P. 29.

જેથી વસ્તી પરમુલકમાં જઇ વસે, અયોધ્યામાં એવો કંઇ અન્યાય યો નહોતો કે જેથી રાજ્ય વેરાન અને સંપત્તિ વિનાનું થઇ પડે. ઇસ્ટ ઇંડિઆ કંપનીના હિંદ સામ્રાજ્ય પરના અમલનું વર્ણન કરતા ર જોન કે એ લખ્યું છે કે, હિંદીઓ હંમેશાં સંતુષ્ટ અને લાગણી ગરના છે; તેથી તેઓ એકાએક પોતાનું રહેઠાણ તજી પર મુલકમા ઇ વસવાની ઇચ્છા કરતા નથી.[૧] કે સાહેબની આ ઉક્તિ કેટલેક મંશે ખરી હોવા છતાં ભયંકર જૂલમ અથવા આકસ્મિક ઉથલપાથલના સમયમાં ખરો પડતી નથી; કારણકે આકસ્મિક ઉથલપાથલના સમયમાં હિંદીઓ ટોળાબંધ થઇ ઘરબાર છોડી નીકળે છે, તેનાં ઉદાહરણો મોજૂદ છે. નિઝામના રાજ્યના લોકો એક વખતે એ પ્રમાણે ટોળામાં બંધાઇ બ્રિટિશ રાજ્યમા આવી વસતાં અચકાયા નહોતા[૨]. આથી જણાય છે કે નિત્યનો સંતોષ અને લાગણીનો અભાવ આકસ્મિક ઉપદ્રવના સમયમા હિંદીઓને એક સ્થાને બાંધી રાખી શકતો નથી.

અયોધ્યા ખાલસા કર્યા પહેલાં ૨૦ વર્ષ અગાઉ ફેરૂકાબાદના જજ ફ્રેડરિક શોર સાહેબે લખ્યુ હતું કે, "મેં અયોધ્યામાં કોઇ કોઇ સ્થળે મુસાફરી કરી છે. મારા અભિપ્રાય મુજબ એ સ્થાનો રહેવાશીઓની સંખ્યા મુજબ સંપૂર્ણ રીતે ખેતીના કાર્ય માટે લાયક હતાં. × × × જે જે અમલદારો સીતાપુરમાં રહેતા, અને મૃગયા વગેરે મજાકોના સમયમા પાસેના ગામડાઓમાં જતા આવતા, તેઓ

---

૧ Kaye, Administration of East India Company, P. 54–55.

૨ Ludlow, British India, its Races and its History. Vol. I. P 217.

બધા એકમને એ બધા ગામડાંને બગીચા તરીકે ઓળખાવતા. ગાયે વગેરે પશુ, ઘોડા, અનાજ, ધાન્યાગ અને પોશાક વગેરે જોતાં લોકો કોઇ પણ રીતે દુર્દશાપન્ન હોય એવું માનવામાં આવતું નહોતું; ઉલટી એ પ્રાં આપણી કૈયત કરતા ઘણી બાબતોમાં સુખી હોય તેવું જણાતું હતું લખનૌની સંપત્તિ જો કેવળ ગજાના જ તાબામાં નથી પણ મોટા વેપારીઓ અને શરાફોના કબજામાં પણ છે એ બ્રિટિશ તાબાના અને નગરોની (મને લાગે છે કે કલકત્તા સિવાય) સમૃદ્ધિ કરતા વધી જાય એમ લાગે છે જો સરકાર જૂનમી અને અન્યાયી હોય તે આ પ્રદેશમાં સાધારણ પ્રજાની સ્થિતિ કદી આવી ન હોઇ શકે વાસ્તવિક વાત એ છે કે, લખનૌની સરકાર આપણી પોતાની સરકાર કરતા ઘણે અંશે ક્ષમાશીલ છે. વંશપરંપરા ભોગવવાની જમીનનું વેચાણ અગર જપ્તિ આ પ્રદેશમાં જવલ્લેજ થાય છે."[1]

હરમન મેરિવલ નામનો એક વિદ્વાન અંગ્રેજ લખક સર હેન્રિ લારેન્સના જીવન વૃત્તાંતમાં અયોધ્યા સંબંધમાં લખે છે કે 'ઇ. સ. ૧૮૫૩ પહેલા બીજાના રાજ્ય કબજે કરવાના મનનો કોઇ માલુમ અયોધ્યાને કાટા અને વાસનાના વનથી ભરપૂર ગણી વર્ણન કરી ગયો છે સરકારી અમલદારોએ અયોધ્યાની સ્થિતિનું કેવું વર્ણન કર્યું છે તે જોઇએ અયોધ્યાનો વિસ્તાર લગભગ ૨૫૦૦૦ ચો મા છે. સર હેન્રિ લારેન્સે એ રાજ્યની વસ્તી ૩ લાખની ગણી હતી પરંતુ તેમ ન્યૂન જણાય છે ત્રણ ચાર વર્ષ ગયા બાદ અયોધ્યાની વસ્તી ૮ લાખની નક્કી થઇ હતી. ઇ. સ. ૧૮૬૯-૭૦માં પ્રગટ થયેલ

---

१ Notes on Indian Affair, Vol. [illegible] P. 152-154.

હિંદના વાર્ષિક રિપોર્ટમાં વસ્તીની સંખ્યા ૧ કરોડ ૧૦ લાખની ગણાય છે. અયોધ્યાની પડતીનાં જે કારણો અગાઉ બતાવવામાં આવ્યાં છે, તેમાં સિપાહીઓના બળવાને પણ કારણ તરીકે વધારવામાં આવ્યું હતું. અંગ્રેજી અમલને આપણે ગમે તેટલો જાદુગર ગણીએ તોપણ અયોધ્યા કબજે કર્યા બાદ આટલા થોડા સમયમાં આટલી બધી ઉન્નતિ કદી સંભવિત ન ગણાય.

ખરી રીતે કહીએ તો એ કબુલ કરવું પડશે કે જ્યારે આપણે અયોધ્યા ખાલસા કર્યું ત્યારે એ માણસોથી ભરપૂર અને અતિશય સમૃદ્ધિવાળો હતો, વળી એ બાબતમાં અંગ્રેજ તાબાના બીજાં સ્થાનો સાથે તેની બેધડક સરખામણી કરી શકાય તેવું હતું. એ ખરૂં કે અયોધ્યાનું રાજ્ય ઉત્તમ રીતે ચલાવાયું નથી; પરંતુ તે સાથે એ પણ ખરૂં છે કે એ રાજ્યમાં એટલો બધો જૂલમ પણ થયો નથી કે જેથી વસ્તી ઘટી જાય અને વેપાર તથા ખેતી બંધ પડી જાય.[૧]

અયોધ્યા દુરાત્માનું વાસસ્થાન નહોતું. નવાબ વિદ્વાન, બુદ્ધિમાન અને બધી રીતે સરકારની સલાહ પ્રમાણે ચાલનારો હતો. મસીઉદ્દીન નામનો ઇતિહાસકાર લખે છે કે "નવાબ વાજિદઅલી શાહે પૂર્વની ભાષામાં ઉંચી કેળવણી મેળવી છે. પ્રાચીન અને આધુનિક ઇતિહાસ અને સાહિત્ય શાસ્ત્રનો તે સારો જાણકાર ગણાય છે. તેણે ફારસી અને ઉર્દુ ભાષામાં કેટલાંક કાવ્યો, અને બીજા ગ્રંથો રચી પ્રગટ કર્યા છે. એ ગ્રંથો યુરોપના સાધારણ પુસ્તકાલયોમાં આદર પૂર્વક જાળવી રાખવામાં આવે છે. મો. ગાર્સિન ડિ ટાસી નામના ફ્રાંસની વિદ્વત્ સમાજના એક સભ્ય અને હિંદુસ્તાની ભાષાના અધ્યાપકે

૧. Merival's Life of Henry Lawrence, Vol. II, P. 288.

પોતાના આપણની શરૂઆતમાં નવાબના વખેણા પુસ્તકોના જૂ વખાણ કર્યાં છે.[1]"

જનરલ લૉએ લખ્યું છે કે, "અયોધ્યાના અમારના ૫ મે નવાબોમાંના દરેક બ્રિટિશ સરકારના પરમ મિત્ર હતા. તેઓ બ્રિટિશ અમલદારોની મરજી મુજબ વર્તતા. તેઓની કાર્યપદ્ધતિ અતિશય પ્રશંસનીય હતી. અયોધ્યાના હાલના નવાબ અને તેના અમલદારો તરફથી આપણને ખુલ્લી રીતે ઘણી મદદ મળી છે.

આ નવાબો કેવળ મિત્ર તરીકે જ વર્તતા એટલું જ નહિ પણ તેઓ બીજા મિત્રરાજ્યો સાથે જે પત્રવ્યવહાર ચલાવતા તે પણ આપણા રેસિડેન્ટ મારફત. કોઈની સાથે લડાઈ જામતા તેઓ આપણી સાથે ખરા મિત્ર તરીકે વર્તણુક ચલાવતા. નેપાળ અને બ્રહ્મદેશ સાથેની લડાઈમાં આપણને પૈસાની બહુ જરૂર પડી હતી. તે વખતે અયોધ્યાના નવાબે આપણને ત્રણ કરોડ રૂપીઆ વ્યાજે આપ્યા હતા. ઈ. સ. ૧૮૪૨ માં લૉર્ડ એલેન્બરોની સરકાર જ્યારે અફગાનિસ્તાનના બનાવને લીધે બેબાકળી બની ગઈ હતી, ત્યારે હાલના નવાબના પિતામહે ૧૪ લાખ અને તેમના પિતાએ ૩૨ લાખ રૂપીઆની મદદ કરી હતી. નેપાળની લડાઈના નવાબે આપ ણને ૩૦૦ હાથી આપ્યા હતા. ડુંગરાળ પ્રદેશમાં તોપો અને તંબુ વગેરે લઈ જવામાં એ હાથીઓએ આપણને બહુ મદદ કરી હતી. હાથીની મદદ વગર આપણે કદી પણ લડાઈનો સામાન યોગ્ય સ્થળે લાવી શકત નહિ."[2]

---

૧. Dacoitee in Excelsis, P. 150.

૨. Oude Blue-book, P. 225. Comp. Dacoitee in Excelsis. P. 154.

લૉર્ડ ડેલ્હાઉઝીની પારકાં રાજ્યો ખાઇ જવાની નીતિનો ો કોળિઓ અયોધ્યા બન્યું. ડેલ્હાઉઝીની કૃપાથી પંજાબ, નાગ- , ઝાંસી વગેરે રાજ્યો સિવાય બીજાં ઘણાં રાજ્યોપર બ્રિટિશ વટો ફરકવા લાગ્યો. આ પુસ્તક સાથે એ બીજાં રાજ્યનેં થોડો જ ધ હોવાથી અમે એ વિગત જતી કરીએ છીએ. જે રાજ્યો સાથે ક્ષાત્ અને પરંપરા સંબંધને લીધે સિપાહીઓના બળવાનાં કારણો ંકળાએલાં છે તેની વિગત આ ગ્રંથમાં ટુંકામાં લખી છે. આ માણે આઠ વર્ષ સુધી હિંદસામ્રાજ્યના ઉપરી તરીકે રહી, ધીરે રે એક પછી એક હિંદનાં મુખ્ય મુખ્ય રાજ્યો ખાલસા કરી, ર્ડ ડેલ્હાઉઝી ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરીમાં વિદાય સૂચક ખાસ ધ લખી ગયો. એ ખાસ નોંધમાં તેણે ઘણી બાબતો જણાવી છે. ાજ્ય વૃદ્ધિ અને ધનવૃદ્ધિનાં કારણો બતાવી ઘણો ગર્વ કર્યો છે. રંતુ તેનો વાગાડંબર અને ગર્વ સૂક્ષ્મદર્શીઓને સારા લાગ્યાં નથી. । જે રાજ્ય ગ્રહણ નીતિની માયાથી મુગ્ધ બની બેઠો હતો, તે ર્વિસંહારિણી નીતિએ અમૃતને બદલે ઝેર પ્રગટાવ્યું ડેલ્હાઉઝીએ ાન્તિ પૂર્વક એ નીતિને શાન્તિ ફેલાવનાર ગણાવી હતી, પરંતુ ાનો આ પ્રયાસ ભવિષ્યે નિષ્ફળ કર્યો. તેણે કેટલાક સ્નિગ્ધ અને ીતળ વાક્યોના ઢગના ઢગ કરી પોતાની ખાસ નોધ લંબાવી હતી. રણ એ સ્નિગ્ધતાથી, એ શીતળતાથી હિન્દના શરીરની જ્વાળા ામી નહોતી. બરફના કકડા એકઠા થયા હતા, દારુણ ગરમીથી એ ીગળી ગયા અને સમગ્ર હિન્દપર મહા પ્રલયનું એક ભયંકર મોજું ફરી વળ્યું.

## અધ્યાય ૪ થો.

વિષય નિર્દેશ—લૉર્ડ ડેલ્હાઉઝીનો અમલ(ચાલુ)—જમીનદારોની મરજી મહેસૂલ સબંધી સ્થિતિ—વાયવ્ય પ્રાન્તની જમાબંધી—તાલુકદારી હક—ભૂમિ કૉમ—મુબાદલુ ઇનામ કમિશન—દિવાની કોર્ટનો ન્યાય—જ્યોતિ પ્રસાદનો ન્યાય—સમાજની આતરિક સ્થિતિ

ઇ. સ. ૧૮૦૬થી ૧૮૫૬

જ્યારે જુના રાજ્યો કંપનિના તાબામા આવતા હતા, જુના રાજવંશીઓ કંપનિનું સાલિયાણુ ખાતા હતા ત્યારે આપણા આબરૂદાર જમીનદારો વિરૂદ્ધ એક બીજો મહાસંગ્રામ જામ્યો હતો. રાજ્યો ખાલસા કરવાની નીતિની પેઠે આ સંગ્રામે પણ ભયંકર પરિણામો લાવી, બધાને ભિખારી બનાવી દીધા હતા. લૉર્ડ ડેલ્હાઉઝીએ પોતે આ સંગ્રામ જાહેર કર્યો નહોતો, એ લડાઈ તો અનેક રાજનીતિજ્ઞ બ્રિટિશ અમલદારોની સલાહથી શરૂ કરવામા આવી હતી, પરંતુ મિ૦ જૉન માલ્કમ આ લડાઇમા ઉત્સાહ દાતા નહોતો, જ્યોર્જ ક્લાર્ક આ લડાઈમા જોડાયો નહોતો, અને અને હેન્રિ લૉરેન્સ પણ આ પક્ષથી અળગો જ રહ્યો હતો. એ લડાઈ—જૉન લૉરેન્સને મન ગમતી હતી, અને જે ગુરુના ચરણમા બેસી જૉન લૉરેન્સે રાજનીતિના મંત્રો ગ્રહણ કર્યાં હતા, તે ગુરૂ (જેમ્સ ટોમ્સન) આ સંગ્રામનો સરજનહાર હતો. આ સંગ્રામ ધીરે ધીરે જામ્યો હતો, ધીમે ધીમે એની ગતિ વધતી જતી હતી, છેવટે તે પૂરા તેજથી પ્રસર્યો. અપાર

ચક્તિ દર્શાવી સફળ થયો, સર્વતોમુખી પ્રભુતા ફેલાવી તેણે બધાંને ચમકાવી મૂક્યાં.

પ્રજાને પોતાના સાક્ષાત્ સંબંધમાં લાવી રાજ્ય ચલાવવું, સર્વ પ્રકારના જૂલમ અને અન્યાયથી તેનું રક્ષણ કરવું, અને તેને ઉદાર બ્રિટિશ અમલનું ફળ ભોગવવા દેવું એ અવશ્ય સુંદર અને મંગળકર વ્યવસ્થા ગણાવી જોઇએ. પરંતુ બ્રિટિશ સરકાર હિંદમાં આ વ્યવસ્થા કરવા જાય, પ્રજાની સાથે સાક્ષાત્ સંબંધ બાંધવા જાય, તો એક સંપ્રદાય જડમૂળમાંથી ઉખડી જાય તેમ હતું. સરકાર અને પ્રજાની વચ્ચે કામ કરતા જમીનદારોના વર્ગનું ઉચ્છેદન ન કરવામા આવે, તો આવો સંબંધ સ્થપાઇ શકે નહિ. માટે જેમ એક તરફથી હિંદમાં સ્વતંત્ર રાજ્યોનો નાશ થવા લાગ્યો, તેમ બીજી તરફથી અભિજાત સંપ્રદાયનું ઉચ્છેદન થવા લાગ્યું.

સરકારે જે કાર્ય પ્રણાલીનું અનુસરણ કર્યું હતું, તેનો મૂળ ઉદ્દેશ બહુ સારો હતો. હિંદના એક વિશાળ સંપ્રદાયનું બધી રીતે ભલું કરવું એ અવશ્ય ન્યાયની દૃષ્ટિએ જોતાં, ધર્મની દૃષ્ટિએ જોતાં મહાન કાર્ય હતું. પરંતુ એકની ઉન્નતિ કરવા જતાં બીજાને નુકશાન થાય. એક અંગ પુષ્ટ કરતાં બીજું અંગ દુર્બળ બની જાય એ ન્યાયી કાર્ય ન ગણાય. બધાને એક સરખી સપાટીપર લાવી મૂકી ભ્રાતૃભાવથી વર્તવું એ ઉદારતાનું કાર્ય છે એ ખરીવાત; પણ સમાન સપાટીપર લાવવા માટે અમુક માણસોના ચિરકાલથી ભોગવતા હકને લુટી લેવા એ કંઇ ઉદાર રાજનીતિની દૃષ્ટિએ જોતાં વાજબી ન ગણાય. સરકાર કોઇના હક ન ડુબાવતાં એવી ઉદારતા બતાવી શકત, પોતાનો મૂળ ઉદ્દેશ જાળવી હલકા વર્ગની ઉન્નતિનો માર્ગ વહેતો રાખી શકત.

પરંતુ હિંદી જમીનદારોના સંબંધમાં વાયવ્યપ્રાંતના બ્રિટિશ રાજ્ય નીતિજ્ઞોનો કંઈ ખાસ વિચાર બંધાયો નહોતો. તેઓનાં અંતઃકરણ વિશાળ હતાં, લાગણી ઉંડી હતી, છતાં તેઓએ હલકા વર્ગને ઉન્નત કરવા ખાતર કુલીન વર્ગને જડમૂળમાંથી કાપી નાખવાનું યોગ્ય ધાર્યું.

આ ગંભીર કાર્ય બે રીતે પાર પડ્યું; એક તો જમાબંધી બાંધીને અને બીજું ભૂમિકોક ( જમીનનો ભોગવટો અટકાવવો તે ) કરીને. અયોધ્યાના નવાબ પાસેથી અને મરાઠા સાથેની છેલ્લી લડાઇમા જે જે પ્રદેશ મળ્યો હતો, તે તે પ્રદેશમા જમાબંધીવાનો ઠરાવ થયો. લૉર્ડ વિલિયમ બેન્ટિંકના વખતમાં વાયવ્ય પ્રાંતોમા આ જમાબંધીનું કાર્ય વિધિપૂર્વક ચાલુ થયું. સરકારે આ ઠરાવનો ઉદ્દેસ્ય લક્ષમા રાખી, ભારે ડહાપણ વાપરી કર્યો હતો, તે બાબતમાં કશો શક નથી. ઠરાવનો મૂળ ઉદ્દેશ ઉદારતા બતાવનારો હતો. સરકારે જાહેર કર્યું હતું કે, "દરિદ્ર અને નિઃસહાય ખેડુતોના તથા ધનવાન જમીનદારોના ચાલુ હકો નકી કરવા અને એ હકોનું રક્ષણ કરવું એ સરકારનું કર્તવ્ય છે."[1] આ કર્તવ્ય કરતા ઉદાર કર્તવ્ય બીજું હોઇ શકે નહિ. પરંતુ આ કર્તવ્ય બજાવનારા અમલદારોએ અનેક પ્રકારનાં અનિષ્ટોનાં બીજ રોપ્યા. તેઓએ ન્યાય આપતા અન્યાય આપી દીધો. તેઓની નોંધ બુકના દરેક પાનામા બે વિભાગ પાડવામા આવતા. એક બાગ પર 'ખેડુત' શબ્દ લખવામા આવતો, અને બીજા ભાગપર 'માલીક' એવો શબ્દ લખવામા આવતો. માલીક નો ભાગ ખાલી જ રહેતો.

૧. Letter of Mr. John Thornton, Secretary to Government, N. W. Provinces to Mr. H. M. Elliot Secretary to Board of Revenue, April 30. 1845.

અમલદારો ઉંડો વિચાર ન કરી જોતાં એક જણને તેના વંશપરંપરાના ભોગવટાથી બાતલ કરતા અને પોતની મરજી મુજબ તેને ખેડુતના વર્ગમાં ભેળવી દેતા. આ એક મહાન સામ્યપ્રણાલી હતી; જમાબંધી બાંધવા આવનાર અમલદારો બીનસંકોચે બધાને આ પ્રણાલીને અધીન કરવા તૈયાર થયા હતા. જ્યારે આદિપુરુષ આદમે જાતે હળ ખેડયું, જ્યારે આદિમાતા ઇવે જાતે રેંટીઓ કાંત્યો ત્યારે શું એ ગૃહસ્થ હતો? વળી જ્યારે ગામડાંનો સમાજ સ્થપાયો ત્યારે શું ધનવાનનો વર્ગ હતો! માટે સમાજમાંથી તાલુકદારનો વર્ગ લુપ્ત થવો જ જોઇએ. આવા વિચારથી તેઓ જમીનદારોનું નિકંદન કાઢવા તૈયાર થયા.

વાયવ્યપ્રાંતોમાં ઘણા તાલુકદારો પોતાની બાપીકી મિલકત ગુમાવી સાધારણ લોકોની અવસ્થા ભોગવવા લાગ્યા. અનેક તાલુકદારોની મિલકત કાયદાની રૂએ ( Sale Law ) જાહેરમાં હરરાજ થઇ ગઇ. જમાબંધીનાં કાર્યમાં જોડાયલા અમલદારોના હાથેલા દંડે ધની અને નિર્ધન–બધાંને એક સપાટીપર લાવી મૂક્યાં. આ રાજનીતિની શક્તિ અનુદાર ભાવથી ઉત્પન્ન થઇ હતી, સંહારક મૂર્તિની માફક સર્વત્ર આવિર્ભૂત થઇ હતી, પ્રતિકૂળતા મળતાં પરિપુષ્ટ થઇ હતી, અને છેવટે તેણે પ્રબળ પરાક્રમથી બધાનો નાશ કરી નાખ્યો હતો. આ ભયાનક ચક્રમાંથી જો કોઇ બચી જતુ તો ઇંદ્રજાળ સમાન લેખાતું. તાલુકદારોને હંમેશાં મૂર્ખ, સત્તાલગરના અને દુરાચારી અથવા એ ત્રણે ગુણોની સમાષ્ટિ રૂપ એક અદ્ભૂત જંતુ જેવા ગણવામાં આવતા. આ મૂર્ખપણું, અશક્તપણું દુરાચારપણું વગેરે તેઓની સંપત્તિ જપ્ત કરવાના કારણ તરીકે ગણાવવામાં આવતાં. આ બાબતમાં એક દૃષ્ટાંત

આપવામાં આવે છે કે, મૈન પુરીનો રાજા વાયવ્ય પ્રાંતોમાં એક આબરૂદાર તાલુકદાર તરીકે પ્રસિદ્ધ હતો. તેનો વંશ જૂનો તેમજ આબરૂદાર ગણાતો. રાજભક્તિ અને સત્કર્મોને લીધે બ્રિટિશ સરકાર પણ તેનું માન જાળવતી તેની વિશાળ જમીનદારીમાં લગભગ બસો નાના ગામડા હતા. એ સ્થાનનો જમાબંધી ખાતાનો અમલદાર કાર્યનિપુણ અને શક્તિવાળો હતો. કાર્યનિપુણતાને લીધે એ છેવટ વાયવ્ય-પ્રાંતોના ઉંચામાં ઉંચા હોદ્દાએ પહોંચ્યો હતો. પરંતુ જમાનાનાના સિદ્ધાંતો તેના મગજમાં ઘુસી ગયા હતા એ સિદ્ધાંતોના પોષકો પૈકીથી રાજનીતિના ભ્રમ બન્યો હતો માટે મહેસુલી ખાતાના બીજા અમલદારોની પેઠે તે પણ મૈનપુરીના રાજાને કુટિલ નજરે જોવા લાગ્યો એટમન્સ્ટને મૈનપુરીના રાજાને અશક્ત તરીકે જાહેર કર્યો, રાજા હમેશા દુષ્ટ અમલદારોથી વિંટળાયલો રહે છે, મિલ્કત સાચવતો નથી, પાપી કાર્યોમાં મશગુલ છે વગેરે આરોપો મૂકયા સજા તરીકે તેણે બધી જમીનદારીનો ચતુર્થાંશ રાજાને આપી બાકીનો ભાગ ખાલસા કરવો એવું ઠરાવ્યુ. તેણે રાજાને ૫૧ ગામ આપી, બીજાં ગામોની જમાબંધી સાધવાનો ઠરાવ કર્યો એ સાથે મૈનપુરીના રાજાને ૧૪ લીટેશ ગામ પેટે થોડા ઘણા પૈસા આપવાનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો

કારોબારી ખાતાના નિયમ મુજબ જમાબંધી ખાતાના અમલદાર ઉપર કમિશનર, કમિશનર ઉપર રેવન્યુ બોર્ડ અને રેવન્યુ બોર્ડ પર લેફટેનન્ટ ગવર્નરની સત્તા હતી તેઓમાના અમલદારો જુદા જુદા વિચારના હતા. શેતરંજની જુદા જુદા રંગની સોગટીઓની પેઠે તેઓ એકજ ક્ષેત્રને વિષે જુદી જુદી રીતે રમતા હતા જ્યોનં

એલ્ફિન્સ્ટનનો ઠરાવ કમિશનર પાસે આવ્યો. તેણે એલ્ફિન્સ્ટનના ઠરાવ સામે વાંધો લીધો. રૉબર્ટ હેમિલ્ટનની જબરી દલીલો આગળ એલ્ફિન્સ્ટનના ઠરાવના ફુરચે ફુરચા ઉડી ગયા. હેમિલ્ટનના મત મુજબ "કોઇ પણ જમીન વેચી શકાય નહિ; ખરા માલીક પાસેથી બીજાના હાથમાં આપી શકાય નહિ; રાજા પોતાની મિલકતની જાળવણી ન કરી શકતો હોય તો તે વાનપ્રસ્થ થઇ શકે, તેની અશક્તિના બદલે તેના વારસને સંપત્તિથી વંચિત રાખવો એ ઠીક નથી. કોઇ હિંદી રાજા કોઇની જમીન વેચી નાખે અથવા કોઇના સંપત્તિ છીનવી લે તો તેને જે સરકાર જુલમી ગણે છે, તે સરકારને તેવીજ કાર્યપ્રણાલી આદરવી શોભતી નથી.[૧]" પરંતુ રૉબર્ટ વૉર્ડ એ સમયે રેવન્યુ બોર્ડનો પ્રમુખ હતો. તે નવા મતનો હતો, તેથી તેણે કમિશનરના મતને અનુમોદન આપ્યું નહિ. એણે તો એલ્ફિન્સ્ટનના ઠરાવને બહાલ રાખ્યો. શેતરંજની એક સોગઠી હારી, તેની હરીફ સોગઠી બમણા જોરથી કામ કરવા લાગી.

પરંતુ આ રાજ નૈતિક નાટકનો અહીં અંત આવ્યો નહિ. રેવન્યુ બોર્ડ પર લેફ્ટેનન્ટ ગવર્નરની સત્તા હતી, તેની આગળ આ બાબત રજૂ થઇ. ટૉમસન હિંદીઓનો ખરો મિત્ર હતો. તે આ દેશની ઉન્નતિ માટે સદા તત્પર રહેતો, તે હમેશા નિષ્પક્ષપાતપણે કામ કરતો. તેણે આ નવી દુષિત રાજનીતિનું સમર્થન ન કર્યું. તેણે તો કમિશનર રૉબર્ટ હેમિલ્ટનની દલીલો વાજબી માની. પરંતુ બોર્ડ વિરુદ્ધ હોવાથી આ સબંધમાં સરકારનો હુકમ પ્રગટ થતાં વાર લાગી.

---

૧. Despatch of Court of Directors, August 13, 1851.

મૈનપુરીના રાજાના સંબંધમાં છેલ્લો હુકમ બહાર પડે, તે દરમિઆ રૉબર્ટસને જગા છોડી અને તેની જગાએ જ્યોર્જ ક્લાર્ક આવ્યો ક્લાર્ક પણ રૉબર્ટસન જેવો ઉદાર હતો. પરંતુ તેનાથી લાંબા કાળ સુધી ગવર્નર પદ ભોગવી શકાયું નહિ. તેણે માંદગી સબબ ગવર્નરને હોદ્દો તજી દીધો. તેને બદલે જે ગવર્નર આવ્યો તે નવી રાજનીતિનો પ્રવર્તક હતો.

ટૉમ્સન કાર્યનિપુણ અને સરળ અંતઃકરણનો અમલદાર હતો. પરંતુ અહંભાવ એ તેનો મોટામાં મોટો દોષ હતો. તે પોતાના મત મુજબ ચાલવાને ટેવાયલો હતો. તેની કેળવણી નવી રાજનીતિ ને પોષતી હતી. જૂના રિવાજની પ્રતિકૂળતાથી શુદ્ધ થતી હતી. એકાગ્રતાથી ઉન્નત બનતી હતી અને ઉદ્દેશ પાર પાડવામાં દૃઢ થતી જતી હતી. પોતાના મતની વિરુદ્ધતાને ટૉમ્સન કદી પણ મચક આપતો નહિ. તે નવા રાજનૈતિક સંપ્રદાયનો ગુરૂ હતો; તેથી નવા વિચારના અમલદારોની સામ્યનીતિ તેને બહુ ગમતી. તે એ સંપ્રદાય મુજબ બધાને એક સપાટીએ લાવી મૂકવા તૈયાર થયો. તેની ઉદારતા આ પ્રમાણે એકીકરણનો મહિમા ફેલાવતી; કર્તવ્ય બુદ્ધિ પારકું પોતાનું કરવામા જોડાતી, અને ન્યાયપરાયણતા કાયમના હકોનું નિકંદન કાઢવામાં ખિલી નીકળતી. વાયવ્યપ્રાંતનો ગવર્નર થતાંજ તેણે મૈનપુરીના રાજાની બાબત હાથમાં લીધી તેણે જમાબંધી ખાતાના અમલદારનો ઠરાવ અડગ રાખ્યો. મૈનપુરીના રાજાના કબજામાંથી પોણી જમીનદારી જતી રહી. ઉદાર સમાનતાના ધોરણે એક સમૃદ્ધ તાલુકદારને સાધારણ લોકોની અવસ્થામાં લાવી મૂક્યો. [૧]

૧ Ludlow, Thoughts on the Policy of the

વોલ્ડરસન નામનો એક અમલદાર ઇ. સ. ૧૮૪૪ માં આગ્રાની રેવન્યુ બોર્ડનો મેમ્બર હતો. તેણે તે વખતે જમાબંધી સંબંધીમાં એક નાનું પુસ્તક લખ્યું હતું. અમુક માણસોમાં વહેંચવા ખાતર એ પુસ્તકની ગણીગાંઠી નકલો છપાવવામાં આવી. થોલ્ડરસનના પુસ્તકમાં મૈનપુરી સિવાય એક બીજી તાલુકદારીનું વિવરણ મળી આવે છે. પોયણીની રાણીના હકો અંગ્રેજોએ જ્યારે એ પ્રદેશ હાથમાં લીધો ત્યારે સ્વીકારવામાં આવ્યા હતા. વળી જ્યારે જમાબધી થઇ ત્યારે પણ રાણીના હક બીનતકરારે માન્ય રાખવામાં આવ્યા હતા. પરંતુ રાણીની વિરુદ્ધ કંઇ ફરિયાદ નહોતી છતાં તેની મિલ્કતની તપાસણી શરૂ થઇ. તપાસમાં સાબીત થયું કે રાણી પોતાની બધી મિલ્કતની પૂરેપૂરી માલીક છે. ત્યાર બાદ છ વરસે રાણી જ્યારે યુવાવસ્થામાં આવી અને સંપત્તિ સાચવવાને લાયક બની ત્યારે જમાબંધીને બહાને કોર્ટ ઓવ વોર્ડે તેની બધી મિલ્કત પોતાના કબજામાં લઇ લીધી.[૧]

જમાબંધીની મારફ જમીનદારીનાં વેચાણ કરવાની પદ્ધતિએ પણ અનેક અનિષ્ટો ઉભા કર્યાં હતાં. કોઈ વરસે દુકાળ પડતો તો જેમ એક તરફથી ખોરાક વિના માણસોની દુર્દશા થતી તેમ બીજી બાજુએ વેચાણના કાયદા ( Sale Law ) મુજબ જમીનદારોનું સત્યાનાશ વળતું. તાલુકદારો એ સમયે મહેસુલ ભરી શકતા નહિ, તેથી તેઓની બધી મિલ્કત જાહેરમા હરરાજ થતી. આ પ્રમાણે

Crown towards India, P. 227–228 Comp. Kaye, Sepoy War, Vol. I. P. 161–162.

૧. Ludlow, Thoughts on the Policy, P. 230–231

પોતાની સંપત્તિ હરરાજ થવાથી ઘણા તાલુકદારો દુર્દશામાં આવી પડતા. રોબર્ટસને ઇ સ ૧૮૪૨ના એપ્રિલની ૧૫ મી તારીખે લખ્યું છે કે, "મને શક છે કે તાલુકદારી બંદોબસ્ત, ભૂમિલોક અને ભૂમિવિક્રય સંબંધીના કાયદાથી હાલની ઉચ્ચ શ્રેણીના ચિન્હો લુપ્ત થઇ જશે. આ કાયદા પસાર કરી સરકારે દયા દર્શાવવાનો રસ્તો કંટકિત કરી મૂક્યો છે[૧]" કેવળ રોબર્ટસને જ આ રીતે સરકારની પદ્ધતિને વખોડી કાઢી છે એમ નથી, જે જે ઉદાર રાજનીતિવાળા અમલદારો થઇ ગયા છે તે બધએ આ નીતિ સામે પોકાર કર્યો છે. માર્ટિન ગબિન્સ જમીનના વેચાણના કાયદા બાબત લખે છે કે, હિંદીઓ માટે આપણે મહેસુલના જે જે કાયદા કર્યા છે, તેમાં ઘણા દોષ છે. મહેસુલ ભરવાને અશક્ત હોય, એવા માણસો તરફ આપણે જે કઠોરતા દર્શાવી છે એ એ કાયદાઓનો મુખ્ય દોષ છે. એ નિયમ મુજબ અશક્ત લોકોની જમીન જાહેરમાં હરરાજ થાય છે. અને, તેનો વંશપરંપરાનો ભોગવટો બંધ પડે છે × × × ઉત્તર હિંદના જમીનદારો એ પદ્ધતિને બહુજ તિરસ્કાર કરે છે × × × હું જ્યારે મહેસુલી અમલદાર હતો, ત્યારે મેં કદી પણ એ કાયદાનો ઉપયોગ કર્યો નથી. હિંદી જમીનદારોની માફક મેં પણ એ કાયદા તરફ અણગમો બતાવ્યો હતો[૨]" વિશાળ દિલના અમલદારોએ આવી કઠોર રીતે એ કાયદા તરફ તિરસ્કાર દર્શાવ્યો છે

---

૧ Return on the Revenue Survey, India, 1853 P 125 Vide Ludlow, Thoughts on the Policy &c. P. 236.

૨ Gubbins The Mutinies in Oude P. 439

આ સત્તાની કઠોરતાથી મધ્યભ પ્રાંતના તાલુકદારો પાયમાલ થઈ ગયા, જૂના જમીનદારો લૂંટાઇ ગયા અને શરાફી રંગખોરો આગળ ધસી પડયા.[૧]

દીર્ઘદૃષ્ટિવાળા માણસો એક વાક્યે કબૂલ કરે છે કે ઉત્તર હિંદની ત્યારની જમાબંધીને લીધે રાજનૈતિક વિષયમાં એક ભયંકર અનિષ્ટની શરૂઆત થઈ હતી. ઉદાર રાજનીતિ જેને બ્રિટિશ રાજ્યના પરમમિત્ર બનાવી રહત તેમને સંકુચિત અને અયોગ્ય રાજનીતિએ પરમ શત્રુ બનાવ્યા હતા, ઉદાર રાજનૈતિક મતવાળાઓ આ અનુદાર નીતિનો વિષમય ફળો સ્પષ્ટ જોઈ શકયા હતા. તેઓ જાણી ગયા હતા કે આ સંહારિણી પદ્ધતિ હિંદમાં ઉથલપાથલના બીજ વાવે છે. એ બીજમાંથી થોડાજ સમયમાં વૃક્ષ ઉત્પન્ન થવાનું છે. આ દીર્ઘદૃષ્ટિવાળાઓમા ડિરેક્ટર સભાવાળા કુકર સાહેબ આ પદ્ધતિનાં માઠાં ફળો ને પહેલા સમજી ગયા હતા. તેણે જમાબંધીના સંબંધમા લખ્યુ છે કે, "ખેડુનો સાથે કુલીન વર્ગના તાલુકદારોનો સંબંધ તોડી નાખવો એ તેઓને ઉન્નત કરવાનો ખરો ઇલાજ નથી. આપણે એક વર્ગને તેની અગાઉની સ્થિતિએથી ઉતારી પાડયો છે પણ તે વર્ગની પૂર્વસ્મૃતિ અને ચાલુ અનુભવને નષ્ટ કરી શકયા નથી. તેઓ અને તેઓનાં સંતાનો અવશ્ય સમજી શકશે કે અમારૂં સૌભાગ્ય નષ્ટ થયુ છે. તેઓ અત્યારે ચુપચુપ બેસી રહ્યા છે, કારણ કે રાજાની ઇચ્છાને વશ થવું એને હિંદુઓ પોતાનો ધર્મ માને છે. પરંતુ જો પશ્ચિમ સરહદપર કોઈ શત્રુ આવી ચડે, અથવા દુર્ભાગ્યે કોઈ ઉથલપાથલ જાગે તો આપણે નજરોનજર જોઇ શકશું કે તાલુકદારો આપણી વિરુદ્ધ ઉભા રહ્યા

૧. Ludlow, Thoughts on the Policy &c. P. 247.

છે, અને તેઓની પ્રજા તેઓના વાવટા તળે સજ્જ થઈ રહી છે.[1] ત્યાર બાદ પચીસ વર્ષે એક અમલદારે દીર્ઘદૃષ્ટિવાળા રોબર્ટસનનું ચરણમાં બેસી રાજનીતિના પાઠ શીખ્યા બાદ સ્પષ્ટ રીતે લખ્યું હતું, કે, “ ( ઈ. સ. ૧૮૫૭ નો ) બળવો થયો તે પહેલાં એક વર્ષ કરતાં વધારે મુદત અગાઉ મેં ખુલ્લી રીતે દિવાની અદાલતની સત્તાનો દુરુપયોગ, મિલકત વેચવાની જોર રીતિ અને તેને લીધે સમાજમાં થતું પરિવર્તન વગેરે બાબત ઉપરી અમલદારોને જણાવી હતી મેં એ પણ જણાવ્યું હતું કે જો કે આપણે જૂના વર્ગનો નાશ કર્યો છે, છતાં એ વર્ગના લોકોની પૂર્વસ્મૃતિ અથવા પ્રજા સાથેનો તેઓનો સંબંધ નષ્ટ કરી શક્યા નથી હું ખુલ્લી રીતે જણાવું છું કે બળવા વખતે આ સમૃદ્ધ અને બળવાન સંપ્રદાય તથા તેઓના અનુયાયી આપણા શત્રુના ટોળાને પુષ્ટ કરી રહ્યા હતા મારી આ સાવચેતી તરફ ધ્યાન આપવામાં આવ્યું નહોતું, અને વહેમી માનવામાં આવ્યો હતો, કારણ કે ઉપરી અમલદારો મેં ફક્ત ગં[illegible] નૈતિક વિભાગમાં જ કામ કરેલું હોવાથી જમાબંધીની બાબતમાં મને મત ઉચ્ચારવાને અધિકારી ગણતા નહોતા.

બદાઉનમાં હલકી જાતના બધા રહેવાસીઓ ટોળાબંધ થતા હતા, અને આખા વિભાગમાં અરાજકતા અને બળવો ફેલાયો હતો જૂના જમીનદારોએ એ સમયે હરરાજી કરનારને મારી નાખી અગર હાંકી કાઢી પોતાની જમીનદારી કબજે કરી હતી જે સરકાર એક સમય કોરટના નચાવતી હતી, જે સરકારની કાર્યપદ્ધતિએ એક સમયે બધાને મિલકતથી વિખુટા પાડ્યા હતા, તે સરકારની સત્તા ફરી

1 Kaye Sepoy War. I. P. 160.

સ્થપાવા દેવા દેશનાં અસ્થિમજ્જા સ્વરુપ ગણાતા આ લોકો કદી પણ સંતોષિત થવાના નથી; મને ખાત્રી છે કે જો જૂનાં અનિષ્ટનો પ્રતિકાર કરવાનો કંઇ પણ ઉપાય નહિ લેવાયે અને જો જૂના રાજવંશને સ્વપદે સ્થાપવામાં નહિ આવે, તો આકળક સૈન્ય પણ આપણી સત્તા કાયમ રાખવાને શક્તિમાન થશે નહિ. મને બરાબર ખાત્રી છે કે જો અસંતોષના આ કારણો મોજૂદ નહોત તો જે ગામડિઆઓ સામાન્ય રીતે સિપાહીઓને ધિક્કારે છે, તે ગામડિઆઓ કદી પણ સિપાહીઓ સાથે આપણી વિરુદ્ધ લડવા બહાર પડત નહિ. ટોટાની સાથે તેઓને કંઇ સંબંધ નહોતો. મેંદાની સાથે માણસનાં હાડકાંનું ચૂર્ણ છે કે નહિ, તે બાબત સાથે પણ તેઓને કંઇ સંબંધ નહોતો; પોતાનો ધર્મ ડૂબવા બેઠો છે, એમ માની તેઓ વ્યાકૂળભાવે બરાડા પાડતા નહોતા. જે જમીનદારી તેઓને " જાનસે આજિજ "–પ્રાણથી પણ પ્યારી હતી તે જમીનદારી ગઇ, એ તેઓને બહુજ ખટકતુ હતું, એ કારણથી તેઓ ઉશ્કેરાઈ ગયા હતા.[૧] "

કર્નલ સ્લિમેને જોન કેરિવનને એક સમયે લખ્યું હતુ કે " હિંદી તાલુકદારો તરફ સુજનતા બતાવવા જતાં રોબર્ટ માર્ટિન ગાર્ડને જ્યારે જ્યારે તક મળી છે, ત્યારે ત્યારે તેણે તેઓનું સન્માન નષ્ટ કર્યું છે. આ પ્રમાણે બીજા વિષયોમા પણ ટોમ્સન તેનુ અનુકરણ કરતા અચકાયો નથી. તેને પગલે ચાલનાર ઘણા માણસો આ દ્રષ્ટાંત મુજબ વર્ત્યા છે. હિંદના સમાજની વર્ત્તમાન સ્થિતિમા જમીનદાર જ ઉચ્ચ ને મધ્યમ વર્ગનું સંગઠન થઇ શકે તેમ છે, ટોમ્સન

[૧] William Edwards, Personal Adventures during the India Rebellion, PP, 12. 17.

સાહેબે પોતાની પદ્ધતિ મુજબ વર્તવા જતાં ઉચ્ચ અને મધ્યમ વર્ગની ઉન્નતિ અટકાવી છે. તેણે હિંદના બધા તાલુકદારોને ઉડાઉ અને હરકતકર્તા માની હંમેશાં નિંદ્યા છે.૧ "

"હિંદના તાલુકદારો આ પ્રમાણે ઉડાઉ અને હરકતકર્તા મનાઈ નિરસ્કાર પામ્યા. દીર્ઘદષ્ટિવાળા રાજનીતિજ્ઞ પુરુષોની કોઈ ન્યાયાલોચના પણ નકામી ગણી આઘી મૂકવામાં આવી. જ્યારે આ રીતે સામ્યપ્રણાલીનું કાર્ય હિંદમાં આગળ વધતું હતું, ત્યારે બીજા સંપ્રદાયનો હક લુટાવાની તૈયારી થઈ. રાજ્ય ખાલસા કરવાના બનાવની પેઠે સરકારના આ કાર્યે પણ અમુક વર્ગમાં ઊંડો અસંતોષ ફેલાવ્યો. જેઓએ સત્કાર્યોથી રાજ્યની ઉન્નતિ કરી હતી, અથવા કોઈ પણ ઉપાયે રાજાઓના કૃપાપાત્ર થયા હતા, તેઓને ઇનામ તરીકે અથવા નિષ્કર જમીન આપવામાં આવતી. આ રિવાજ હિંદમાં બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં તેમજ તે પહેલા પણ ચાલતો આવ્યો હતો. ઇનામી જમીનવાળા આ હક કાયમને માટે ભોગવતા હતા. ઇનામી જમીનનો ઇતિહાસ નાના પ્રકારના બનાવોથી પરિપૂર્ણ છે. તેનું બરાબર પદ્ધતિ મુજબ વર્ણન કરીએ તો એક મોટું પુસ્તક થાય. એ જમીનોમાંની કોઇ કોઇ અમુક નિયમોથી મુક્ત હતી, કોઈ કોઈ અધિકારી જીવે ત્યાં સુધીના ભોગવટાની હતી, કોઇ કોઇ વંશપરંપરાના ભોગવટામાં ગણાતી હતી. કોઇ જમીનની ઉત્પત્તિ જુના સમયની તો કોઇની આધુનિક સમયની; કોઈ ન્યાય મુજબ અને કાયદેસર રીતે કબજામાં આવી હતી, તો કોઇ છેતરપિંડી કે ચતુરાઇના બળથી હસ્તગત થઇ હતી. એ બધી ઇનામી જમીન

૧ Sleeman's Oude Vol. II. P. 413–414

પણ હકદાર નક્કી કરી તેને નિયમમુજબ વર્ગવાર ગોઠવવાનું કામ અવશ્ય વાજબી ગણાવું જોઇએ. અંગ્રેજોએ જ્યારે બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની નીકારી, તે અગાઉ પૂર્વે બંગાળામા એવી ઇનામી જમીનો લોકોના તાબામા હતી. વાયવ્ય પ્રાતમા પણ એવી જમીનોનો તોટો નહોતો. ઇનામી જમીનવાળાઓ એ જમીનના હકો વંશપરંપરાથી ભોગવતા હતા. એ બધી જમીનોથી જમા મર્યાનું કામ કાર્યકુશળ અમલદારોના હાથમા આવ્યુ. અમલદારોએ ઇનામી જમીનવાળાઓને પોતપોતાના દસ્તાવેજો લઇ હક સાબીત કરી જવાનું જણાવ્યુ. પરંતુ ઇનામદારો ઘણો વખત થયા વંશ પરંપરા જમીનનો ભોગવટો ભોગવતા આવ્યા હતા, ભોગવટા બાબત તેઓને સહેજ પણ શંકા નહોતી વંશપરંપરાના ભોગવટાવાળી જમીનના દસ્તાવેજો વરસાદ, ઉધઇ વગેરે ઉપદ્રવોથી નષ્ટ થઇ ગયા હતા. જે સંપત્તિ તેઓ વર્ષોના વર્ષો થયા ભોગવતા હતા, તે સંપત્તિના હક નાબીત કરી જવાનો હુકમ નીકળતા તેઓને બહુ જ શક પેદા થયો. જરૂરી ખતપત્રો નષ્ટ થયા હતા, તેથી ખરા માલીકો બહુ જ મુઝાયા. શુ કરવું તેની ગમ ન પડી, ભય અને સંદેહ સર્વત્ર એક સરખો ત્રાસ મચાવવા લાગ્યા. અમલદારો પોતાની નિપુણતાના ગુણથી દરરોજ સેંકડો જમીનદારીના ફેંસલા આપવા લાગ્યા. કોઇને બોલવાનો અવસર મળ્યો નહિ, કોઇ પણ ધ્યાનનુ અધિકારી થયુ નહિ. સંહારક કાયદાએ બધાનો સંહાર કર્યો. જેઓ ... વંશપરંપરાથી જમીનના માલીક થઇ પડ્યા હતા, તેઓને જેમ ... ન્યાય મળ્યો, તેમ જેઓ ખરા માલીક હતા તેઓને પૂરેપૂરો અન્યાય મળ્યો.

કાર્યકુશળ અમલદારાએ ઉપાડેલો દડ પહેલા બગાળાની પ્રજાએ પાડયો તેઓએ મુગામુગા આઘાત સહન કર્યો ધીમે ધીમે સર્વ અનુકૂળ થઇ વાત વિસારે પાડી પરતુ એક બીજે સપ્રદાય જગાડ્યો લોકો કરતા સાહસિક હતો તેઓને લાગણી હતી તેઓમા એક સપ હતો, તેજસ્વિતા હતી વળી એ વર્ગજ વિશેષે કરીને હિંદ સામ્રાજ્યના રક્ષણ માટે યોજાયો હતો. વાયવ્ય પ્રાતની આ યુદ્ધ કુશળ જાતિના પર આ પદ્ધતિ પોતાની શક્તિ અજમાવી શકશે કે નહિ એ વાત વિચારવા લાગી વર્તમાન પત્રોમા આ બાબતની ચર્ચા ચાલવા લાગી ઘણાએ એવો મત આપ્યો કે વાયવ્ય પ્રાતમા આ પદ્ધતિ અજમાવવા જતા જરૂર હિંદનુ રક્ષણ ગોરા સૈન્યવડે જ કરવુ પડશે એ પદ્ધતિને અનુમોદન આપનાર એક અમલદારે તો ખુલ્લું જણાવી દીધુ કે આ પદ્ધતિ મુજબ વાયવ્ય પ્રાતોમા કામ થઇ શકશે નહિ પરતુ એ બધા મતો બાજુએ રહ્યા એ પદ્ધતિ અટક્યા સિવાય સર્વત્ર કામ કરવા લાગી નવી રાજનૈતિક શક્તિથી તેની શક્તિ અધિક વધી એ કાયદો ધીમે ધીમે પોતાનું કામ આગળ વધારવા લાગ્યો જેમ જેમ અડચણો આવતી ગઇ તેમ તેમ એ કાયદાનુ જોર વધવા લાગ્યુ. છેવટે એ કાયદાની રૂએ બધી પ્રનામી જમીન જપ્ત થવા લાગી. કોઇ એની ચુગાલમાથી છટકી શક્યુ નહિ, કોઇ પણ એની ગતિ રોકી શક્યુ નહિ. લોકોએ મોગલ જમાનામા જે ભોગવ્યુ હતું મરાઠાઓના જમાનામા સાચવી રાખ્યુ હતું અને કંપનિના રાજ્યોમાં તો એ બધુ ચિરકાલ ટકવાનું છે એમ માની તેઓ નિશ્ચિતપણે બેઠા હતા, તે બધુ આ કાયદાને લીધે જપ્ત થયુ લોકોના શાન્તિના સ્વપ્ના ઉડી ગયા.

ક્યા વાયવ્ય પ્રાંતોની નિષ્કર જમીને ( ઇનામી જમીન ) ની વર્ગણી કરવાનો ભાર જમાબંધીવાળા અમલદારને સોપ્યો હતો. તેઓએ ધાર્યું હોત તો બધી નિષ્કર જમીન બાબત સંપૂર્ણ તપાસ કરી, તેઓ તેના ખરા માલીકના કબજામાં રાખી શકત, અથવા જેઓએ અન્યાયી રીતે જમીનનો કબજો લીધો હોય તે પર અમુક કર નાખી શકત. પરંતુ બધી નિષ્કર જમીન ખરા ધણીને પણ સોપવી એ તેમને ન રૂચ્યું. જમાબંધી ખાતાના અમલદારોમાના એવા વિચારના ( ખરા ધણીને જમીન સોંપવાના ) બહુજ થોડા નીકળ્યા. બૉર્ડ અને ટોમ્સન સાહેબના શિષ્યોમાંના અનેક આ કાર્યમાં ગુંથાયા હતા. બધાને સરખી સપાટીએ લાવી મૂકવા એજ તેઓનો ઉદ્દેશ હતો. તેઓ નિષ્કર જમીનોને આડખીલીરૂપ માનવા લાગ્યા, રેવન્યુ બોર્ડ તેઓના અભિપ્રાયને પુષ્ટી આપવા લાગી. પણ ઉદારચિતવાળા રોબર્ટસન સાહેબ આ પદ્ધતિ સામે દ્રઢતાપૂર્વક ઉભા રહ્યા. તેમના પ્રયત્નથી છેવટે કોઈ કોઇ સ્થળે અમલદારોના પાસા અવળા પડયા ખરા, પણ ઘણે ખરે સ્થળે તો ઇનામી જમીનદારોએ પોતાના હક સદાને માટે ગુમાવ્યા. રોબર્ટસન સાહેબે આ જમાબંધીના કાર્યમાં જોડાયલા અમલદારો સંબંધમાં લખ્યું છે કે, " જે જે નિષ્કર જમીન રજીસ્ટર કરવામાં નથી આવી તે બધી જમીન જમાબંધી ખાતાના અમલદારોએ ખાલસા કરી છે. × × × ફરૂકાબાદ જીલ્લામાં સંધિના નિયમો અને સરકારના હુકમો તરછોડાયા. વૉરન હેસ્ટિંગ્સ અને લોર્ડ ક્લાઇવ જેવા માણસો આ બાબતમાં જે નીતિ દર્શાવી ગયા છે, તે તરફ પણ તદ્દન અનાદર બતાવવામાં આવ્યો છે.[1] " આ યથેચ્છાચારે

[1] Minute of Mr. Robertson, Lieutent G.

રાજનીતિનાં ક્ષેત્રમાં ઝેરી ફળો પ્રગટાવ્યાં હતા, તે વાત દરેક ડાહ્યો માણસ સ્વીકારે છે. આ નીતિને લીધે બંગાળાના સાધારણ સ્થિતિના માણસો.પણ ગુજરાન માટે તરફડવા લાગ્યા. વાઇજ નામના એક અંગ્રેજે લખ્યું છે કે, "ચટ્ટગ્રામ જીલ્લાના બધા રહેવાશીઓ આ નિયમથી પોતાના કાયમી હક ગુમાવી બેઠા છે. ત્યાં એક પ્રકારનો આંતરવિપ્લવ જાગ્યો છે."[૧] જો કે અમલદારો રાજ્યના ભલાંની આશાથી આ કાર્ય કરતા હતા, પરંતુ રાજ્યનાં ભલાંની ઇચ્છા અનુભવ અને આજુબાજુની પરિસ્થિતિના વિચાર સાથે જોડાયલી નહોતી. થોડો અનુભવ હોવાથી તેઓ ભ્રમરૂપી મહાસાગરમાં પૂરેપૂરા ડૂબ્યા હતા.

પરંતુ મહેસુલી ખાતાના બધા અમલદારો બીનઅનુભવી નહોતા. જમીન ખાલસા કરવાની લત કંઇ બધાને લાગુ પડી નહોતી. તેઓમાંના કોઇ કોઇ ઉદાર અને દીર્ઘદૃષ્ટિવાળા હતા. વિવેકબુદ્ધિ તેઓને રાજા અને પ્રજા–બંનેનાં ભલાં માટે કામ કરવા દોરતી હતી. આગ્રાના મેન્સેલ સાહેબ આ ડાહ્યા વર્ગના અગ્રણી હતા. તેમણે એક સમયે આગ્રાની મહેસુલે ખાતાની વિજ્ઞાપનામાં દર્શાવ્યું હતું કે, "જે સાધારણ પ્રજાને સંતોષ પમાડી, દંડવિધિદ્વારા ઉત્તમ

---

nor of the North West Provinces, quoted in Despatch of the Court of Directors, August 13, 1851 Comp Kaye, Sepey War. Vol. I. p. 173 and Ludlow, Thoughts &c., 250-251.

૧ Second Report on Colonization and Settlement (India) 1858, PP. 44, 90.

પદ્ધતિ મુજબ રાજ્ય ચલાવવાની જરૂર હોય, જો સરકારની કાર્ય પદ્ધતિ દ્વારા આ પ્રદેશના ગરીબાઇ અને અજ્ઞાનથી દુર્દશામાં આવી પડેલા સમાજની યથાશક્તિ રક્ષા કરવાની જરૂર હોય, જો વંશ-પરંપરાની કુલીનતાનું ગૌરવ, ભૂતકાળનાં સાહસો અને દેશીઓનું ગરિષ્ઠ ચારિત્ર, માનવ હૃદયમાં ઉચ્ચ અને મહાન ભાવો રૂપી પૂર્વ-સ્મૃતિનાં મનોહર દર્પણને વિષે પ્રતિફલિત કરવાની જરૂર હોય, તો આગ્રાના લેફટેનન્ટ ગવર્નરે બુધોયારના રાજકુટુંબને ચાલુ રાખી જે ઉદારતા અને મહત્ત્વ બતાવ્યું છે, તે કરતાં બીજું કોઈ સત્કાર્ય સરકારને કરવાનું હોય, એમ હું માની શકતો નથી. અને જે લાગણી આગ્રાવિભાગની ઉન્નતિ સાથે ગુંથયલી છે તે લાગણી આ વિભાગના રહેવાસીઓના પ્રતિનિધિ તરીકે હું આ વિવરણ જાહેર કર્યા સિવાય રહી શકતો નથી." દીર્ઘદૃષ્ટિવાળા રોબર્ટસને બુધોયાર-ના મરહુમ રાજાના દત્તક પુત્રને પિતાની જાગીર આપ્યાથી લાગણીવાળા અમલદારે આ પ્રમાણે આનંદ પ્રગટ કર્યો હતો, અને સરળ, પ્રીતિ-પ્રફુલ્લ હૃદયે આવાં ઉદાર વાક્યો લખી. અનુપમ દીર્ઘદૃષ્ટિપણું દર્શાવ્યું હતું.

બંગાળા અને વાયવ્ય પ્રાંતોમાં આ પ્રમાણે ઉથલપાથલ મચી રહી હતી, બંગાળા અને વાયવ્ય (ઈ. સ. ૧૮૫૨) પ્રાંતોમાં આ રીતે મહેસૂલની વ્યવસ્થા ડખળી ગઇ હતી; તે વખતે મુંબઇનાં ઇનામ કમિશને વળી એક બીજી ઉથલપાથલનાં પગરણ માંડયાં હતાં. ઇ. સ. ૧૮૧૭ માં પેશ્વાની પડતી થતાં કંપનિના હાથમાં એ બાજુએ પુષ્કળ જમીન આવી પડી હતી. પેશ્વાના રાજ્યમાં કેટલીક નિષ્કર જમીનો

ઇનામી જમીનના નામથી ઓળખાતી હતી. એ જમીન લોકોના હાથમા જુદે જુદે સમયે, જુદી જુદી રીતે આવી હતી. બ્રિટિશ સરકારે પેશ્વાઇ હાથમા લીધા બાદ એ બધી નિષ્કર ( ઇનામી ) જમીનનો બંદોબસ્ત કરવાનો વિચાર કર્યો. ઇ. સ. ૧૮૧૯ મા એલ્ફિન્સ્ટન સાહેબ ત્યાના કમિશનર હતા. તેણે મૈ પહેલા આ જમાબંધીનો પ્રશ્ન ઉપાડ્યો. જો સરકારે તગતજ તપાસ શરૂ કરી દીધી હોત, દરેક સ્વપાતી ઇનામી જમીન ખાલસા કરી હોત, જૂની સરકારે આપેલા હકો જિનવી લીધા હોત અને વ શપરંપરાનો ભોગવટો રદ કર્યો હાત તો એ કાર્ય જુલમની પરાકાષ્ઠા ગણાત. પરંતુ સરકાર એટલી બધી ઉતાવળ કરી માણસોને વિહ્વળ કરી નાખવા ઉત્સુક નહોતી બધાને સરખો ન્યાય મળે, એવી તેની આતરિક ઇચ્છા હતી. પરંતુ એ ઇચ્છા પૂર્ણ કરવા જતા સરકારના અમલદારોએ મુંબાઇ ઇલાકામા એવી કઠોર રીતિ અખત્યાર કરી કે તેથી સાધારણ પ્રજાનો અસંતોષ ઘટવાને બદલે ઉલટો વધ્યો.

ઘણા વર્ષો વીત્યા, ઘણા કાયદા બંધાયા, પણ મુંબઇ ઇલાકાની મહેસુલ પદ્ધતિ વ્યવસ્થિત નજ થઇ. છેવટે ઇ. સ. ૧૮૫૨મા એક કાયદો ઘડાયો, એ કાયદા મુજબ ઘણે ભાગે લશ્કરી ખાતાના અંગ્રેજ અમલદારોને એ વિશાળ પ્રદેશની જમીનનો બંદોબસ્ત કરવાની સત્તા આપવામા આવી તેઓ કાયદાના તત્ત્વો જાણતા નહોતા, દિવાની કામોના માહિતગાર નહોતા. જે પ્રદેશની જમીનનો બંદોબસ્ત કરવાનો કાયદો પસાર થયો હતો, તે પ્રદેશની જમીનનો ઘણોખરો ભાગ આબરૂદાર કુટુંબના માણસોના તાબામા હતો, તેઓ કુલશીલમા ઉત્તમ ગણાતા હતા, તેઓના વડવાઓને તરવારપર ભારે વિશ્વાસ હતો,

અને તરવારનાં બળવડે જ તેઓએ પોતાના હકો ટકાવી રાખ્યા હતા. દક્ષિણ મહારાષ્ટ્રમાં આવા અસંખ્ય જાગીરદારો હતા. તેઓએ પોતાની જમીનના દસ્તાવેજો યત્નપૂર્વક સાચવ્યા નહોતા. તેઓની એવી ધારણા હતી કે અમે વંશપરંપરાથી આ જમીનનો ભોગવટો ભોગવતા આવ્યા છીએ, એજ અમારો મોટામા મોટો દસ્તાવેજ છે. કોઈના હાથમા દૈવયોગે પોતાની જમીનના ભોગવટાનો દસ્તાવેજ આવી ચડતો, તોપણ તેઓ તે દસ્તાવેજ જાળવી રાખવાની કાળજી રાખતા નહોતા. જે મહાસંગ્રામમાં પેશ્વાની પડતી થઇ, જે મહાસંગ્રામને લીધે ગૌરાગ દેવો મહારાષ્ટ્રના ગાદીપતિ થયા, તે સંગ્રામની વાત સિવાય તેઓની પૂર્વસ્મૃતિમાં કંઇ પ્રતિબિંબિત થતું નહોતું. આ પ્રમાણે ઘણા વર્ષો વીત્યા, ઘણી પેઢીઓ થઇ ગઈ, એ પેઢીઓ બીનહરકતે ભોગવટો ભોગવવા લાગી. કોઇએ તેના તરફ આગળી ઉંચી કરી નહિ. પરંતુ છેવટે ઇનામી કમિશન સ્થપાયુ. એની કીર્તિ, એનો પ્રતાપ, એની કાર્યશક્તિ આખા દક્ષિણ મહારાષ્ટ્રમા ફેલાયા. કોઇપણ એનો પ્રતિરોધ કરી શકયું નહિ. પ્રબળ વેગથી એનુ કાર્ય શરૂ થયુ, પ્રબળ તેજથી તે ચારે તરફ ગતિ વિસ્તારવા લાગ્યું, અને પ્રબળ પરાક્રમે તેનાં વિસ્મય ફળો બધાને ચમકાવી મૂકવા લાગયા. કમિશ્નર સાહેબની પધરામણી એક ગામડેથી બીજે ગામડે થવા લાગી. કમિશનર સાહેબ ગામડે ગામડે જઇ દસ્તાવેજો માગવા લાગ્યા. એકાએક, અણચિન્તવ્યો કમિશનર સાહેબનો હુકમ જાહેર થવાથી બધા વિચારમા પડ્યા. જેઓની પાસે દસ્તાવેજો નહોતા, તેઓમાંના કોઈ આ ભયંકર હલ્લામાથી બચ્યા નહિ—દસ્તાવેજ સિવાય કોઇ પોતાની બાપદાદાની જમીન બચાવવા સમર્થ થયા નહિ. દરરોજ

જમીન જપ્ત થવા લાગી, કમિશનરના હુકમથી ખરા માલીકના હાથમાંથી સરકવા લાગી. "જેઓ અનુકૂળ નસીબને લીધે આ ભયાનક ઉથલપાથલમાંથી બચ્યા, તેઓ પણ કમિશનર સાહેબના વિકાળ પંજામાંથી બચતા પાયમાલ થઈ ગયા હોવાથી કામ કરવાને અશક્ત હતા. તેઓ ભિક્ષા માગતાં શરમાતા હતા. ગરિબાઈથી પિડાતા આમ વર્ગમાં તેઓની સ્થિતિ ત્રિશંકુ જેવી થઇ પડી હતી. તેઓના અંતઃકરણમાં દાવાનળ સળગતો હતો. તેઓનો ક્ષોભ દ્વિગુણ બની ગયો હતો.[1]" આ કમિશનરોના અમલદારો લોકોના ઘરમાં અનધિકાર પ્રવેશ કરતા અચકાતા નહોતા; બળપૂર્વક દસ્તાવેજો શોધતા સંકોચ પામતા નહોતા. કંઇ પણ વિચાર કર્યા સિવાય તેઓ લોકોના અંતઃપુરમાં પેસી જતા અને અસભ્યતાની પરાકાષ્ઠા બતાવતા.[2] કમિશનરોએ નાની મોટી પાત્રીસ હજાર જમીનદારીઓના દસ્તાવેજો હાજર કરવાના હુકમ કાઢયા હતા. તેઓના અમલ દરમિઆન પહેલા

---

૧ Memorial of G. B. Seton-Karr. Comp. Kaye, Sepoy War, Vol. I., P. 177.

૨ નીચે એક અરજીનો જે ભાગ આપવામાં આવ્યો છે, તે પરથી આ બાબત વધારે સ્ફુટ થશે. પુના અને બીજા શહેરોના ઇનામદાર અને બીજા રહેવાશીઓએ મુંબઇની એક સભામાં, આ અરજી રજૂ કરી હતીઃ—

"અમને ખાત્રી છે કે ઇનામી કમિશનરોના માણસો તેઓને કચેરીઓએ આપેલી સત્તા મુજબ બીજાઓના ઘરમાં જોર જુલમથી અનધિકાર પ્રવેશ કરી ઘરનાં તાળાં તોડે, બધી ચીજોનો નાશ કરે અને જરૂરી દસ્તાવેજો જપ્ત કરે એવો સરકારનો હેતુ કદી પણ ન

પાંચ વરસમાં એ બધી જમીનદારીઓમાંની ૐ જમીનદારીઓ જપ્ત થઈ ચુકી હતી.[1]

ઇ. સ. ૧૮૫૮ ના સપ્ટેમ્બરની ૧લી તારીખે મદ્રાસ ઇલાકામાં ઇનામી કમિશનનું કાર્ય શરૂ થયું. આ કમિશનની કાર્યપદ્ધતિથી મુંબઈ ઇલાકાના બધા લોકો બહુજ અસંતુષ્ટ થયા હતા. એક આબરૂદાર અંગ્રેજે આ સંબંધમાં લખ્યું છે કે, "દક્ષિણ મહારાષ્ટ્રમાં ઇનામી કમીશને લોકોમાં બહુજ અશાન્તિ ફેલાવી છે. લોકોનાં મન એટલા બધા ઉશ્કેરાઇ ગયાં છે કે સરકાર વિરુદ્ધ કંઇ પણ ચળવળ શરૂ થાય તો તેઓ તે ચળવળને અનુમોદન આપે છે." [2] દક્ષિણ હિંદમાં મુસાફરી કરનાર એક મુસાફરે લડલો નામના ઈંગ્લાંડના એક હોંશિયાર વકીલને આ અસંતોષ બાબત ફરિયાદ કરી હતી.[3] મુંબાઇની

હોય. × × × ઇનામી કમીશનના લોકોએ જે જૂલમ, અન્યાય અને અસભ્યતા વાપરી છે, તેનો ઉલ્લેખ કરતા અમે શરમાઇએ છીએ. તેઓએ ઘરધણીની ગેરહાજરીમા ઘરમા પ્રવેશ કર્યો છે. તાળા તોડયાં છે. અને દસ્તાવેજો લઇ પ્રસ્થાન કર્યું છે."–Ludlow, Thoughts on the Policy &c. P. *260*, note.

૧ Kaye, Sepoy War, Vol. I. P. *177*

૨ Tnird Report on Colonization and settlement (India) P. 93 Comp, Ludlow, Thoughts on the Policy &c. P. 273.

૩ Thoughts on the Policy &c. P. 273.

માફક મદ્રાસ ઇલાકામાં પણ આ કમિશનનાં માઠાં ફળો જણાયાં. નોર્ટન સાહેબે આનાં પુષ્કળ ઉદાહરણો આપ્યાં છે; તેમાંથી એકાદ ઉદાહરણ અહીં દર્શાવવામાં આવે છે. દેશી સિપાહીઓના બે સુબેદારોએ વેલ્લોરના સિપાહીઓનાં બંડની બાતમી સરકારને વેળાસર પહોંચાડી હતી, એ માટે તેઓને ઈનામ તરીકે ત્રિચિનાપલ્લી અને મદુરા વિભાગમાં ઈનામી જમીન મળી હતી. ઈનામી, કમિશનની કુનેહથ: આ વખતે તે સુબેદારોમાંના એક સુબેદારના વંશજોને એ જમીનનો કાયમી ભોગવટો મળ્યો, ત્યારે બીજા સુબેદારની વિધવાને તે જીવે ત્યાં સુધી જમીન તેના કબજામાં રહે એવો ફેંસલો આપ્યો. એ વિધવાના મરણ બાદ જમીન સરકારના કબજામા ગઇ. વિશ્વાસુ સુબેદારની સંતતિને પિતાના ઇનામનુ ફળ ન મળ્યું. પોતાના પિતાની વફાદારી અત્યારે તેઓને મહાપાપ સમાન જણાવા લાગી. [૨]

મહેસુલી ખાતું જ્યારે હિંદમાં સર્વત્ર સર્વ જમીનદારોના હૃદયમાં આવી રીતિ ભયાનક મલિનતા ફેલાવી રહ્યું હતું, ત્યારે દિવાનીખાતું પણ એ સર્વસંહારક મહાસંગ્રામનું પૂરેપૂરૂ મદદગાર બની કાર્યક્ષેત્રને વિષે અગ્રેસર થઇ રહ્યું હતુ. દિવાની અદાલતોએ જૂના જમીનદારોને વંશપરંપરાના ભોગવટામાથી બાતલ કર્યા હતા. જમાબંધી ખાતાના અમલદારોએ ચલાવેલી પદ્ધતિ દિવાની ન્યાયાધીશોની મદદથી અજેય બની ગઇ હતી. દરવરસે દિવાની અદાલતોએ આપેલા ફેંસલા મુજબ જમીનદારીઓ વેચાવા લાગી, દરવરસે જમીનદારો પોતાના કાયમી

૨ Norton, Topics for Indian Statesman. P. 169.

ભોગવટાથી ભ્રષ્ટ થઇ ભિખારી બનવા લાગ્યા. આ પ્રમાણે અદાલતોની ન્યાયપ્રાણલિકાએ પણ મહેસુલી ખાતાંની પદ્ધતિ સ્વીકારી જમીન સંબંધીની ઉથલપાથલની આગેવાની લીધી, હિંદના જમીનદારોના હૃદયમાં આગના ભડકા પેદા કર્યા અને બ્રિટિશ અમલને તીવ્ર હળાહળથી કલંકિત કરી મૂક્યો. અમલદારોની કાર્યપદ્ધતિને લીધે સરકાર તરફ લોકોનો વિરાગ ધીમે ધીમે વધવા લાગ્યો બધા બ્રિટિશ નીતિને તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યા. બ્રિટિશ અમલને લીધે પોતાની પડતી થઇ એમ સમજવા લાગ્યા અને ભવિષ્યમા થનારી કોઇ પણ ઉથલપાથલમાં પોતપોતાની જમીનદારીનો ઉદ્ધાર કરી લેવાનો નિશ્ચય કરી બેઠા.

લોર્ડ ડેલહાઉઝી આ નીતિનો પ્રવર્તક નહોતો, તેના ફળદ્રુપ ભેજાંમાથી આ કાર્યપદ્ધતિનો ઉદ્ભવ થયો નહોતો. તેણે તો આ પદ્ધતિને માત્ર ટેકો આપ્યો હતો. તેણે અગાઉથી કબજામાં આવેલા પ્રદેશોમાં આ કાર્યપદ્ધતિ મુજબ કામ કરવાનું ઠરાવ્યું હતું, અને પોતે ખાલસા કરેલા પ્રદેશોમાં એ પદ્ધતિનો કાર્યપ્રદેશ વિસ્તાર્યો હતો. પંજાબના રાજ્યની લગામ જે રાજનીતિજ્ઞોના હાથમાં સોંપવામા આવી હતી, તેઓ આ કાર્યપદ્ધતિથી અતિશય કંટાળી ગયા હતા. સર હર્બર્ટ એડવર્ડસ્ તો આ ભયંકર નીતિના હુમલાથી જૂના સરદારો અને જમીનદારોને ગ્રહાનમમાં જતા જોઇ પંજાબ છોડી ચાલ્યો ગયો હતો. હેન્રિ લૉરેન્સને પણ નિરાશ્રિત, નિઃસહાય જમીનદારોના પક્ષનું સમર્થન કરવા જતાં નીચી મુંડીએ હાર સહન કરવી પડી હતી, અને છેવટે આખા પંજાબમાં એ સામ્યનીતિનો વિજયધ્વજ

કરતો એક. બધા મનદાગેને એઆકર અને પાયમાલ થયેલા ને પંજાબમાંથી સિપાહગીરી લેવી પડી હતી.[१]

અયોધ્યામા આ પદ્ધતિએ ભારે ઉથલપાથલ મચાવી હ. એક તરફથી અધિકારીઓ જેમ હકથી મુક્ત થવા લાગ્યા, તે બીજી તરફથી દેશીલોકો કાર્ય ક્ષેત્રમાથી દૂર થવા લાગ્યા આપર બ્રિટિશ સરકાર અને હિંદી રાજાઓના વખતમાં થતી જમીન જમીના ફેર જુદા જણાઇ આવવા લાગ્યા. આપણા રાજ્યે કોઈપણ નિ:કર જમીન જપ્ત કરતા, તો જમીનદાર તદ્દન ગરી સ્થિતિમા આવી પડતો નહિ કારણ કે રાજ્યની ઊંચી ઉંચી નોકરીએ તેને માટે ખુલ્લી રહેતી હિંદી રાજાઓના અમલ દરમિઆન હિંદ નતાનો ઠેઠ સહેલુથી અને લશ્કરી ખાતાની મોટી મોટી જગાએ મેળવતા. પરંતુ બ્રિટિશ અમલમા એમ બનતું નહોતુ બ્રિટિશ સરકારે ઊંચી મોટી જગાઓ અગ્રેજો માટે રાખી હતી. આથી જેઓની જમીન જપ્ત થતી પણ તેઓને રાજ્યમા ઉંચી નોકરી મેળવવાની આશા રહેતી. તેઓ કોઈ પણ ઉપાયે ધન પ્રાપ્ત કરી શકે તેમ નહોતુ. એથી ગરિબાઇને લીધે તેઓના હૃદયમા ભયંકર દાવાનળ પ્રગટતો તેઓ બ્રિટિશ સરકારના કોઈ પણ કાર્યમા જોડાઈ શકતા નહિ, તેમ બ્રિટિશ સરકારથી છુટા પણ થઈ શકતા નહિ. એથી બતકાળની બાદશાહી એમની નસેનસમા ઉગ્ર વિષ રેડવાની. ...

---

[१] Raikes, Notes of the Revolt of the North-West Provinces of India Comp. Kaye, Sepoy War, I. P. 179, note

કઠોર મહેસૂલી પદ્ધતિએ આ રીતે સખ્યાબંધ કુલીનોને બ્રિટિશ સરકાર પ્રતિ ઉશ્કેરી મૂક્યા. તેઓને બ્રિટિશ સરકાર તરફ શ્રદ્ધા હોતી આ દુભાયલા કુલીનોમા કેવળ જમીનદારોનો જ સમાવેશ થતો નહોતો. હિંદુધર્માવલબી પુરોહિતો અને લાવૈશ્યાઓની મોટી સખ્યા આ ટોળામા ભળી હતી. સરકારે જે બ્રાહ્મણોની ધર્માદા જમીન લઈ લીધી હતી તેઓ સનાતન ધર્મનો લોપ થયેલો જણાવી સાધારણ પ્રજાને બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરવામા બાકી રાખતા નહિ. આ પ્રમાણે કુલીન અને અકુલીન વર્ગ ધીમે ધીમે બ્રિટિશ સરકાર તરફ વિરક્ત અને લાગણીશૂન્ય બનવા લાગ્યો તેઓના અંતઃકરણમા આગ ધુંધવાવા લાગી, એ આગ ક્યારે સળગી ઉઠશે, તેનો કંઈ નિરધાર નહોતો.

ઇનામ કમિશન પછી ન્યાય ખાતામા પણ સરકારે એકાદ બે સ્થળે ભારે ગરબડ કરી એમાનુ એક ઉદાહરણ અમે જરા વિસ્તારથી આપીએ છીએ જ્યોતિ પ્રસાદ નામના એક ધનવાન અને હોશિયાર

ઈ. સ ૧૮૫૧

કૉન્ટ્રાક્ટરે અફગાનિસ્તાન અને ગ્વાલિયરની લડાઈ વખતે સૈનિકોને મોદીખાનુ પૂરુ પાડવાનુ માથે લીધુ હતુ લડાઈ પૂરી થયા બાદ જ્યોતિ પ્રસાદના એક લાખ રૂપીઆ સરકાર પાસે લેણા નીકળ્યા સરકારે એ રૂપીઆ ન આપ્યા પંજાબમા લડાઈ જાગી તે વખતે જ્યોતિ પ્રસાદને લશ્કરને મોદીખાનું પૂરુ પાડવાને માટે બોલાવવામા આવ્યો જ્યોતિ પ્રસાદે પહેલા તો આ બાબતની ના પાડી, પરતુ સરકારે તેને અગાઉના લેણા રૂપીઆ તથા એનાદ ખિતાબ આપવાનુ વચન આપ્યુ એટલે તેણે મોદીખાનાનુ કામ સ્વીકાર્યું. પંજાબનો

વિગ્રહ ખતમ થયો. જ્યોતિપ્રસાદને રૂપીઆ કે ખિતાબ બેમાંથી કંઈ ન મળ્યું ઉલટું તેના હિસાબ કડોરતા પૂર્વક તપાસવામાં આવ્યો અને અમુક બાબતમાં તેને ખોટ બતાવવામાં આવી. — દરમિયાન મોદીખાના ખાતાના એક અમલદારે જ્યોતિપ્રસાદ વિરુદ્ધ પૈસા ઉડાવવા, છેતરપિંડી કરવી વગેરે કેટલાક ભયંકર અપરાધો મૂક્યા સરકારે એ ફરિયાદ સાંભળી જ્યોતિપ્રસાદની વિરુદ્ધ ફરી તેણે તેનું સત્યાનાશ વાળવાનો નિશ્ચય કર્યો. મેજર હાર્મ્સ નામના એક લશ્કરી પુરુષને એ બાબતની તપાસ કરવાનો હુકમ આપવામાં આવ્યો. હાર્મ્સે પક્ષપૂર્વક જ્યોતિપ્રસાદનો હિસાબ તપાસ્યો, અને લશ્કરી કાઉન્સિલ આગળ જ્યોતિપ્રસાદને નિર્દોષ ઠરાવવાનો રિપોર્ટ રજુ કર્યો એ કાઉન્સિલમાં ત્રણ મેમ્બરો હતા, એમાંના બે જણે તો હાર્મ્સના રિપોર્ટને સ્વીકાર્યો, પણ ત્રીજાએ આ બાબત ગવર્નર-જનરલની કાઉન્સિલ સમક્ષ રજૂ કરવાનો ઠરાવ કર્યો લગભગ સો વર્ષ અગાઉ મહારાજા નંદકુમારને માટે જે ઘટમથલ થઈ હતી, અત્યારે તેવું જ બનતું નાટક ભજવાવા લાગ્યું જેણે ખરા કટોકટીના વખતમાં સરકારને મદદ કરી હતી, છુટે હાથે નાણું વાપરી સરકારની લશ્કરને ખોરાકી પૂરી પાડી હતી, તે અત્યારે ગુનેગાર ગણાતો હતો કટોકટીના વખતે મદદ કરવી એ મહાપાપ હતું. એ પાપના પ્રાયશ્ચિત માટે દેવાદારે લેણદારને ન્યાયની અદાલતમાં ઘસડ્યો, આગ્રામાં જ્યોતિપ્રસાદ પર મુકદ્દમો ચલાવવામાં આવ્યો. લૉંગ નામના એક અંગ્રેજ બેરિસ્ટર જ્યોતિપ્રસાદનો મુકદ્દમો લડવા નીમાયો અને તરફ જ્યોતિપ્રસાદ વકનો મર્યો કલકત્તાના નાંડો, પરંતુ કલકત્તામાં પણ તેની વિરુદ્ધ વૉરન્ટ નીકળ્યું જ્યોતિપ્રસાદ પકડાયો તેને આગ્રા

કરવામાં આવ્યો. બાર દિવસ સુધી મુકદ્દમો ચાલ્યો. બાર દિવસ સુધી હિંદુસ્તાન સરકારે નીમેલી જૂરી અને ન્યાયાધીશ સમક્ષ લેફ્ટનન્ટ જ્યોતિપ્રસાદે પોતાના બેરિસ્ટર લૉંગની મદદથી પોતાનો પક્ષ રજૂ કર્યો. છેવટે ન્યાયનો કાંટો જ્યોતિપ્રસાદ તરફ નમ્યો, બ્રિટિશ નીતિ અને બ્રિટિશ ન્યાય આગળ હિંદની બ્રિટિશ સરકારને માથું નમાવવું પડ્યું. જ્યોતિપ્રસાદ નિર્દોષ ઠર્યો, અને સ્વદેશીઓના ઉત્સાહયુક્ત આનંદ ધ્વનિ વચ્ચે વિજયશ્રીથી શોભતો શોભતો અદાલતમાંથી ઊઠી ગયો. લગભગ એકાદ સૈકામાં હિંદની રાજનૈતિક અવસ્થા અનેકશઃ ફરી ગઈ. એક વખત એવો હતો કે જ્યારે નંદકુમારને ગવર્નર જનરલ સામે ફરિયાદ માંડવાથી ફાંસીને લાકડે લટકવું પડ્યું હતું, ત્યારે આ વખતે જ્યોતિપ્રસાદ સરકાર પાસે પોતાના ઘણા રૂપીઆ માગતા જતાં નિર્દોષ ઠર્યો હતો. પરંતુ હિંદ સરકાર માટે તો એ વાતનો બનાવ એક સરખી શરમ ભરેલી છે.[1]

મરેઠ્ઠ(?) સમયની ઉથલપાથલ સાથે સમાજની આંતરિક વ્યવસ્થા પણ ફરવા લાગી. બ્રાહ્મણ ધર્મની ઉત્પત્તિના સમયમાં હિંદુઓ યોગીની માફક પોતાની પદ્ધતિ મુજબ ક્રિયા કલાપ કરવામાં અને પોતાની પદ્ધતિ મુજબ કેળવણી લેવામાં મશગૂલ હતા, ઓગણીસમી સદીમાં બ્રિટિશ સરકારના અમલ દરમિયાન એમાં ફેરફાર થવા લાગ્યા. જે સંસ્કારો હિંદુઓના હાડેહાડમાં પેસી ગયા હતા, તે સરકાર કંપનીના સમયમાં ઢીલા પડવાની શરૂઆત થઈ. અંગ્રેજી કેળવણી, અંગ્રેજી અભ્યાસ અને અંગ્રેજી રીતરિવાજોને લીધે એક

---

[1] British India its Races and its History Vol II P 132–133

નવીન સંપ્રદાય પેદા થયો, અને તેણે જૂના સમાજને ચમત્કારી રીતે જે હિંદુ સ્ત્રીઓ બીજાનું મુખ જોઈ શકતી નહિ, જેઓ ઘરનું આંગણું જ દુનિઆનો છેડો માનતી, તેઓની દીકરીઓ અંગ્રેજોએ સ્થાપેલી નિશાળોમાં અંગ્રેજી પદ્ધતિ મુજબ કેળવણી લેવા લાગી જે હિંદુઓ એક સમયે તાડપત્રપર લખેલા પુસ્તકો વાંચી અભ્યાસ કરતા, તેઓના સંતાનો અત્યારે સુંદર અંગ્રેજી પુસ્તકો હાથમાં લઈ અંગ્રેજી ભાષામાં મેઘ ગર્જનાના જેવા અવાજે ભાષણ કરવા લાગ્યા આ જમાને સમાજના એક થરપર બીજો થર ગોઠવાતો જતો હતો ઓગણીસમી સદીના બ્રિટિશ રાજ્યના પ્રસાદથી સમાજ ધીમે ધીમે ઉન્નતિ કે અવનતિ તરફ પ્રયાણ કરી રહ્યો હતો. કેળવાયેલો વર્ગ સમાજનો સ્રોત ન અટકાવતા તેને યથાશક્તિ વહેવડાવવાનો યત્ન કરી રહ્યો હતો.

પરંતુ આ પરિવર્તનથી આમ વર્ગના હૃદય બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાયા નહોતા સાધારણ પ્રજા આવા પરિવર્તથી કોઈ ઉથલપાથલની શંકા કરતી નહોતી હિંદુત્વનું અપમાન થતું હતું, હિંદુ રિવાજો પદદલિત થતા હતા, છતા ધર્મભીરુ હિંદુઓ પોતપોતાની ક્રિયાઓ ગંભીર પણે કર્યે જતા હતા સામાજિક રિવાજોના પરિવર્તન સિવાય એક બીજી બાબતનું પરિવર્તન આમ વર્ગના અંતકરણને સહેજ ધક્કો મારી ગયું હતું બધા લોકો જાતિ વિચાર પર તીક્ષ્ણ દૃષ્ટિ રાખતા હતા, બધા પોતાની જાતિ બચાવવા દૃઢ નિશ્ચય કરી બેઠા હતા. કોઈ પણ એ સનાતન રિવાજથી ચલ્યા નહોતા પ્રાણ જતા પણ આ સનાતન ધર્મનું વિસર્જન કરવા તૈયાર નહોતા નાત જતા કેવી દુર્દશા વેઠવી પડે છે, સામાજિક સત્ત્વ શૂન્ય થઈ

હેવુ પડે છે, ઇશ્વર ધર્મ, માતાપિતા, કુટુંબીઓથી છૂટા થવુ પડે છે, મરણ પછી અનંત પદ પ્રાપ્તિને બદલે ભયંકર અધોગમન નર્ક ભોગવવુ પડે છે એ વાતથી બાળક, વૃદ્ધ કે સ્ત્રીનાભાનું કાર્ય અજાણ્યુ નહોતુ એ વિચાર તેઓના અંતઃકરણમા ઉંડા કોતરાઇ રહ્યા હતા જાતિ વિચાર તરફ અંગ્રેજોની પણ ખાસ નજર હતી, તેઓ પ્રજાની જાતિનું રક્ષણ કરવા તરફ ઉદાસીનતા બતાવતા નહિ, પરંતુ આવી તીક્ષ્ણ દૃષ્ટિ અને ગાઢ પ્રયત્ન છતા કોઇ કોઇ વખતે એકાદ એવું કાર્ય થઇ જતું કે જેથી સાધારણ પ્રજા ચમકી જતી તેઓના અંતઃકરણમા ભક્તીના મોજા ઉછળતા

કેદીઓનુ પોષણ સ્વીકારીને સરકાર તરફથી થતું હતુ તેઓનું ગુજરાન વગેરે બધા કાર્યો સરકાર નિભાવતી જૂના નિયમ મુજબ કેદીઓને ખોરાકી માટે સરકાર તરફથી અમુક રૂપીઆ મળતા તેઓ એ રૂપીઆમાથી પોતપોતાની મરજી મુજબ ખોરાકી મેળવતા અને પોતાને હાથે રાંધી જમતા પરંતુ એ નિયમ જેલની વ્યવસ્થાને અનુકૂળ નીવડતો નહોતો કેદીઓ ખોરાકી મેળવી નાખવા માટે ઘણો વખત ગુમાવતા, તેથી તેઓને માટે નક્કી કરવામા આવેલું કાર્ય થઇ શકતુ નહિ આ માટે તેઓને જુદા જુદા ઠેકાણામા રહેંચી નાખવામા આવ્યા નવી કરેલા સમયે એ જુદા જુદા ઠેકાણે જમાડવા માટે ખાસ રસોયા રોકવામા આવ્યા જેઓને માટે રસોઇ કરવામા હોય, તેઓ કરતા રસોયો ઉતરતી નાતનો હોય તો તેઓ વટલાય એ બધા સમજી શકે તેમ છે જેલમા રસોયા નીમવાથી ઉચી નાતના કેદીઓ બહુ ઉશ્કેરાઇ ગયા બધા બ્રિટિશ કંપનિની વિરુદ્ધતા માટે શંકા બતાવવા લાગ્યા તેઓ એમ ધારવા લાગ્યા કે

નવીન સંપ્રદાય પેદા થયો, અને તેણે જૂના સમાજને ચમકાવી દીધો. જે હિંદુ સ્ત્રીઓ બીજાનું મુખ જોઈ શકતી નહિ, જેઓ ઘરના આંગણાને જ દુનિઆનો છેડો માનતી, તેઓની દીકરીઓ અંગ્રેજોએ સ્થાપેલી નિશાળોમાં અંગ્રેજી પદ્ધતિ મુજબ કેળવણી લેવા લાગી જે હિંદુઓ એક સમયે તાડપત્રપર લખેલા પુસ્તકો વાંચી અભ્યાસ કરતા, તેઓના સંતાનો અત્યારે સુંદર અંગ્રેજી પુસ્તકો હાથમાં લઈ, અંગ્રેજી ભાષામાં મેઘ ગર્જનાના જેવા અવાજે ભાષણ કરવા લાગ્યા આ પ્રમાણે સમાજના એક થરપર બીજો થર ગોઠવાતો જતો હતો. ઓગણીસમી સદીના બ્રિટિશ રાજ્યના પ્રસાદથી સમાજ ધીમે ધીમે ઉન્નતિ કે અવનતિ તરફ પ્રયાણ કરી રહ્યો હતો. કેળવાયેલો વર્ગ સમાજનો સ્રોત ન અટકાવતાં તેને યથાશક્તિ વહેવડાવવાનો યત્ન કરી રહ્યો હતો.

પરંતુ આ પરિવર્તનથી આમ વર્ગના હૃદય બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાયા નહોતા. સાધારણ પ્રજા આવા પરિવર્તથી કોઈ ઉથલપાથલની શંકા કરતી નહોતી. હિંદુત્વનું અપમાન થતું હતું, હિંદુ રિવાજો પદદલિત થતા હતા, છતાં ધર્માંધ હિંદુઓ પોતપોતાની ક્રિયાઓ ગંભીર પણે કર્યે જતા હતા. સામાજિક રિવાજોના પરિવર્તન સિવાય એક બીજી બાબતનું પરિવર્તન આમ વર્ગના અંતઃકરણને સહેજ ધક્કો મારી રહ્યું હતું બધા લોકો જાતિ વિચાર પર તીક્ષ્ણ દૃષ્ટિ રાખતા હતા, બધા પોતાની જાતિ બચાવવા દૃઢ નિશ્ચય કરી બેઠા હતા. કોઈ પણ એ સનાતન રિવાજથી ચસ્કવા નહોતા પ્રાણ જતા પણ આ સનાતન ધર્મનું વિસર્જન કરવા તૈયાર નહોતા. જાત જતાં કેવી દુર્દશા વેઠવી પડે છે, સામાજિક સંબંધ શૂન્ય થઈ

સરકાર હવે પ્રજાને ખ્રીસ્તિ ધર્મમા વટલાવવા માગે છે આ નરકાર કેદખાના સિવાય બીજાં શહેરોની પ્રજાના હૃદયમા પણ ઠસી ગયે હતો. પ્રજા આ આકસ્મિક પરિવર્તન જોઇ વિસ્મયથી દિગ્મૂઢ બની જવા લાગી બ્રાહ્મણ રસોયા જેલમા રાંધવાનું કામ કરતા હતા. પણ આજે બ્રાહ્મણો તો શાથે કોઈ હલકી જાતના રસોઇઆ આવી ફરગી જાતના કેદીઓને ઉપવાસ કરાવે, એવા સંદેહથી પ્રજા બહુ મુઝાઇ હતી. ફિરંગી સરકાર આપણને વટલાવવાનો ધંધો લઈ બેઠી છે. એ વિચારથી પ્રજા બહુ ગભરાઈ ગઇ.

આ વાંધો કેવળ હિંદુઓને જ હતો હિંદુ સિવાય બીજી કોઇ જાતિને જેલમાના રસોઇ સબબ બહુ વાંધો નહોતો. મુસલમાનોએ આ બાબતમા લાગણી બતાવી નહોતી પરંતુ એક બીજી બાબતને લીધે તેઓમા ઉશ્કેરણી ફેલાઇ રહી હતી. તેઓની ફારસી ભાષા ન્યાયની અદાલતોમાંથી રવાના થઇ ચૂકી હતી તેઓના માનીતા મોલવીઓ અંગ્રેજ ન્યાયાધીશો સમક્ષ હલકા પડતા હતા, તેઓની કુરાનમાંની મેમા સત્કાર પામેલી ધાર્મિક ખેરાત મેળવી શકતી. જે આચાર, જે રીતિ, જે ભાષા એક સદી કરતા પણ વધારે વખત પ્રબળ પ્રતાપ સાથે હિંદપર સર્વાધિપતિપણું ભોગવતા આવ્યા હતા તે અત્યારે પ્રતિકૂળ તેજના પ્રભાવથી મંદ પડવા લાગ્યા, અને કોઇ અભાવનીય દૈવી શક્તિને યોગે સર્વ સન્માન્ય હાકેમો કેદિયો બનવા લાગ્યા અંગ્રેજી ભાષા, અંગ્રેજી કેળવણી અને અંગ્રેજી આચાર-વ્યવહારે મુસલમાન મૌલવીઓને તદ્દન વશ બનાવી મૂક્યા. તેમાં વળી નિષ્કર જમીન જપ્ત થવાથી તેઓના ગુસ્સો સો ગણો વધ્યો. ત્યારબાદ કેદખાનામા રસોયા નીમાયા જોઇ તેઓનો શકે

મજબૂત થયો. આ પ્રમાણે મુસલમાનો પણ ગુસ્સે થઇ બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાઇ ગયા. [૧]

લૉર્ડ ડેલહાઉસી આવ્યા પહેલાં આ નિયમ થયો હતો. એ નિયમ એકાએક વ્યવહારમાં મૂકતાં કદાચ બંડખોર થાય એવું અમલદારોએ પ્રથમથીજ ધારી લીધું હતું; તેથી તેઓએ બહુજ સાવચેતી ગણીને નિયમ અમલમાં મૂક્યો હતો[૨]. પરંતુ વખત વીતવા લાગ્યો, તેમ વચ્ચે જુદી જુદી પદ્ધતિ અમલમાં મૂકાવા લાગી. આ ફેરફારોથી અગાઉની શંકા મંદ પડવા લાગી, સાવચેતી ઓછી થવા લાગી, તેથી અનેક સ્થળોએ કેદીઓ આ પ્રણાલી વિરુદ્ધ ખુલ્લો વિરોધ દર્શાવતા અચકાતા નહિ. તેઓ સાહસ અને દૃઢ પતિજ્ઞાપર

---

૧. વિશ્વાસુ બાતમીઓપરથી જણાય છે કે, હિંદુઓ અગાઉ મુસલમાનો સરકાર વિરુદ્ધ ઉશ્કેરાયા હતા. બંગાળાના પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ ડેમ્પિઅર સાહેબે એક વખત લખ્યું હતું કે, ‘ મને તપાસ કરતાં જણાયું છે કે, મુસલમાનો જમીન જપ્ત કરવાથી, નવીન પદ્ધતિ પ્રમાણે કેળવણી અપાવાથી, અને અંગ્રેજી કેળવણીને મદદ કરવાથી બહુ ઉશ્કેરાઈ ગયા છે. ત્યારબાદ જેલમાં ન્હાવા ખાવાની પદ્ધતિ શરૂ થયાથી તેઓનો સરકાર તરફનો ગુસ્સો બહુજ વધી ગયો છે ’ Kaye, Sepoy War Vol. I. P. 197, note

૨. વાયવ્ય પ્રાંતોના લેફટેનન્ટ ગવર્નરે ૯ સ ૧૮૪૬ ના જુલાઈ માસમાં મજકુર વિષયમાં એક વિજ્ઞાપન પ્રગટ કર્યું હતું કે, "જો આ પદ્ધતિ વખતેફરીને પ્રજાના રિવાજને હાનિકર્તા હોય, અગર થોડા સમય માટે પણ કેદીઓની બળવાની આશાનું ન્યૂન ઉશ્કેરતી હોય તો સરકાર એ વ્યવસ્થા ફેરવશે." Kaye, Sepoy War. Vol. I. P. 198, note

આધાર ગખી આ નવી પદ્ધતિ સામે ઉઠ્યા. શાહબાદ, આરા બિહાર અને પરગણા ફેંવાદ ખડાં કરે એવા ભયંકર બનાવો સ્થળો બન્યા. પણ દીર્ઘદષ્ટિને લીધે, હિંદુ વિદ્વાનોનું પૂજનીય સ્થ પૂણ્યભૂમિ કાશી આ ભયંકર બનાવથી મુક્ત રહ્યું.

ગ્નોયા નીમાવાથી કેદીઓ અને આજુબાજુના રહેવાસીઓ જેમ અનતોષ અને ઉશ્કેરણી ફેલાઈ હતી, તેજ રીતે કેદીઓ જલપાત્રમા ફેરફાર થવાથી એ અસંતોષ વધી પડ્યો હતો. લો હિંદુમુસલમાનના જરૂરી કાર્ય બજાવવાને એક મુખ્ય સાધન પરન્તુ અમુક સ્થળોએ એ લોટા ઉગ્ર પ્રકૃતિવાળા માણસોના હાથ હથિયારનું કામ પણ બજાવે છે.[1] એ માટે કોઈ કોઇ સ્થળના કે ઓને લોટાને બદલે માટીનુ પાત્ર આપવામા આવતું. રસોઇ મ રસોયાની નિમણૂક થવાથી જે ઉથલપાથલ થઇ હતી, તેવીજ ઉથ પાથલ લોટાને બદલે માટીના પાત્ર આપવાથી થઇ રહી. માટી નાસણે એ કેદીના મગજમા જુદોજ વિચાર પેદા કર્યો, તેઓએ ધા કે સરકાર અમાને માટીના વાસણ આપી વટલાવવા માગે છે, ધર્મ નાશ કરવા માટેજ આ બધા પ્રયત્ન થાય છે. આવા વિચારો લીધે કેદીઓ શાન્ત રહી શકયા નહિ, એટલું પણ આ આકસ્મિ પરિવર્તનથી તુષ્ટ થઈ નહિ આગમા કેદીઓ એવા તો ઉશ્કેરા ગયા કે કારાગૃહના રક્ષકોને અમલદારોના હુકમથી તેમના તર

[1] કે માલેસે આ બાબતનુ એક દષ્ટાંત આપ્યુ છે. તેણે લખ્ છે કે ઇ. સ. ૧૮૩૪ના એપ્રિલ માસમા અલીપુર જેલના એક કેદીએ ત્યાના મેજિસ્ટ્રેટ રિચર્ડસન સાહેબને પિત્તળના લોટાના આઘાતથ મારી નાખ્યા હતા. Kaye, Sepoy War, Vol. I., P 196-99. hotd.

ગોળીઓ ચલાવવી પડી, મુઝફરપુરમાં પણ પ્રજાની ઉશ્કેરણી વધી પડી. ત્યાના મેજિસ્ટ્રેટ સાહેબે એ ઉશ્કેરણીને કેદીઓને મદદ કરનાર, કેદીઓ તરફ દયા બતાવનાર રહેવાસીઓના એક ભયંકર અને આકસ્મિક કાવત્રાન તરીકે ઓળખાવી, શહેરના તથા ગામડાના બધા લોકો તથા ખેડુતો આ ઉશ્કેરણીમાં ભળ્યા હતા. તેઓએ ખુલ્લા શબ્દોમા જણાવી દીધુ હતું કે જ્યા સુધી કેદીઓને છોડવા નહિ આપવામા આવે, ત્યાં સુધી અમે અમારે ઘેર જઇશુ નહિ. લશ્કર આવી પહોચે તે દરમ્યાન કેદીઓ છુટા થઇ તેજુરી લુટે અને શહેરમા લુટફાટ ચલાવે એવી બીકથી અમલદારો એટલા બધા ગભરાઇ ગયા હતા કે તેઓએ કેદીઓને છોડવા પાછા સોપ્યા હતા, અને એ રીતે પ્રજાને શાંત પાડવાનુ યોગ્ય ધાર્યું હતું

કોઇપણ જાતનો આકસ્મિક ફેરફાર લોકોના મન ઉશ્કેરી મૂકે છે, એનો પ્રત્યક્ષ દાખલો આ કારખાનાઓની ઉથલપાથલપરથી મળે છે. હિંદીઓ હંમેશા સતોષી રહેનારા હોવા છતા ધર્મ અને જાતિ જવાની બીકથી તેઓ ઉન્મત્ત બની જાય છે, અને એ ગભીર બીક તેઓના અંતઃકરણમા આગ પ્રગટાવી તેઓને હેરાન કરી મૂકે છે. પરંતુ કેદીઓ બ્રિટિશ સરકારને ઊંડા દરિયામા ડુબાવી શકવાને સમર્થ નહોતા; હિંદના નકશાપરથી લાલરંગ ભુસી નાખવાની શક્તિ એ લોકોમા નહોતી. તેઓ કેવળ ક્ષણિક મહેરથી ઉશ્કેરાઇ, ક્ષણિક આવેશ બતાવી ચૂક્યા હતા. જેલની વ્યવસ્થામા ફેરફાર કરવો એ એક જાતની પરીક્ષા હતી. સરકાર એ પરીક્ષા પસાર કરી ચૂકી હતી પણ કેદીઓ કરતા વધુ જોરાવર એક લડાયક વર્ગ હતો. તે વીરતામા સમાજનો આગેવાન ગણાતો ને એ સાહસિક અને તેજસ્વી વર્ગને બ્રિટિશ સરકારની રાજનીતિ અને વિદ્યાભિમાની મોલવી તથા પંડિતોના ટોળા ઉશ્કેરી રહ્યા હતા. તે વર્ગ ભયંકર આગ સળગાવવાની શક્તિ ધરાવતો હતો

સામ્રાજ્ય લગભગ ત્રણ લાખ હથિયારબંધ સૈનિકોથી સુરક્ષિત થયુ હતુ.

પરંતુ એ ત્રણ લાખ સૈનિકોમાના ઘણા થોડા ઇંગ્લાન્ડથી લાવવામા આવ્યા હતા. ઇંગ્લાંડની વસ્તી અથવા હિંદની પેદાશ કેવળ બ્રિટિશ સૈનિકદ્વારા હિંદમા બંદોબસ્ત જાળવવાને માટે ખસ થાય તેમ નથી તે માટે ઘણુ ખરૂ લશ્કર આ દેશમાજ ઉભુ કરવામા આવ્યુ હતુ અને તેને અંગ્રેજી પદ્ધતિ મુજબ કેળવી તૈયાર રાખવામા આવ્યુ હતુ, જે યોગ્ય હિંદીઓના લશ્કરે ગેલર્ટ કલાઇવને જય આપ્યો હતો તે લશ્કર સમય જતા પ્રચંડ બની ગયુ હતું એ દેશી લશ્કર સાહસ અને વીરતામા યુરોપિઅન લશ્કર સમાન હોઇ અંદરના અને બહારના શત્રુના હલ્લાઓથી કંપનિના મુલકનુ રક્ષણ કરતું હતું વીરતાથી પ્રસિદ્ધ થયેલ હિંદ પોતાના રાજાને માટે આ પ્રમાણે પોતાના બાળકોને લશ્કરી વેશમા સજ્જ કરી પોતાનુ ગૌરવ મનાવી રહ્યો હતો.

સિપાહીઓ વીરતા અને રણકૌશલ્યની સાથે વિશ્વાસુ અને વફાદાર તરીકે પંકાતા હતા બધા માણસો પ્રફુલ્લ ચિત્તે તેઓના વખાણ કરતા પ્રભુ પોતાના જાતિ ભાઇઓના વખાણ સાંભળી બહુ ફુલાતી કોઇ માણસે એમ વર્ષન હિંદના ગવર્નર-જનરલને લખ્યુ હતુ કે, ' તેઓ ( સિપાહીઓ ) પોતાની હયાતી સુધી આપણા પ્રતિ વફાદાર છે એમાં શો શક નથી તેમજ અને તેમના પૂર્વજોએ આપણા માટે એક વિશાળ સામ્રાજ્ય મેળવ્યુ છે, તેઓ ભયંકર સમયમા-જે સમયે આપણુ રાજ્ય જતા બેઠુ હતું તે સમયે આપણી બાજુએ ઉભા રહ્યા હતા, તેઓએ આપણા હુકમથી પોતાના જુના

માલેકો વિરુદ્ધ, પોતાના સ્વદેશ વિરુદ્ધ, અને પોતાના કુટુંબીઓ વિરુદ્ધ યુદ્ધ કર્યું છે ?"[1]

બ્રિટિશ સેના સાથે હિંદી સેનાનો મુકાબલો થઈ શકે તેમ નથી. જુદાં જુદાં કારણોથી જુદી જુદી બાબતોમાં બંને સેના એક બીજાથી બહુ જુદી પડી જતી. એક જણ વિદેશી માલિકની ગુલામી કરવા નીમાયો હતો, બીજો પોતાના સ્વદેશી રાજા અને સ્વદેશનું રાજ્ય પાળવા નીમાયો હતો, એક જણ ઘણી ખરી વેળા પોતાની સ્વજાતિ, સ્વધર્મ અને સ્વજાતિનો દ્વેષી બનતો, ત્યારે બીજો ઘણી ખરી વેળા જુદા દેશની, ધર્મની, અને જુદા વર્ણની પ્રજા વિરુદ્ધ સજ્જ થતો, એક જણની વફાદારી માલિક તરફથી મળતા પગાર વડે ઉત્પન્ન થતી હતી અને માલિકના સદાચરણથી પુષ્ટ થતી હતી, બીજાની વફાદારી પોતાની પુષ્ટિ સાથે પુષ્ટ થતી અને પોતાની ઉન્નતિ સાથે ઉન્નત થતી પરંતુ આવી જુદાઈ છતાં, દેશી લશ્કર બ્રિટિશ રાજ્ય તરફ વફાદાર હતું. પૈસા અને સદાચરણના બદલામાં જે વફાદારી મળતી, તે ઘણી વેળા, હાકેમના સ્વદેશી સૈન્યની કર્તવ્ય પરાયણતાને પણ હઠાવી શકતી.

અતિશય મહેનત કરવી પડતી હતી છતાં સિપાહીઓ કદી પણ કર્તવ્યવિમુખ થતા નહિ. બબડાટ કર્યા સિવાય તે સર્વ પ્રકારનું દુઃખ સહન કરતા અને કર્તવ્ય બજાવતા. કોઈ પણ જાતની અડચણ તેઓને કર્તવ્યના માર્ગમાંથી પાછા હઠાવી શકતી નહિ. જુદા ધર્મના જુદી જાતિના અને જુદા રીતિરિવાજવાળા અમલદારના હાથ નીચે રહી તેઓ સર્વદા પ્રફુલ્લચિત્તે ઉત્સાહ સાથે મૃત્યુ ભેટવા તૈયાર

1. Why is the Native Army disaffected—An Address to the Right Honorable the Governor-General of India, by an old Indian, P. L.

તા. તેઓ વિદેશી અમલદારો પર વિશ્વાસ રાખતા. કંઇપણ સંકોચ રાખ્યા સિવાય તેમની સાથે મિત્રાચારી બાંધતા. અને જરા પણ દિલગીરી થયા સિવાય તેઓનો હુકમ બજાવવા તૈયાર થતા. તેઓ વિપત્તિના સમયમા ભયંકર ભૂખમરો વેઠવા છતા, પોતાનો થોડો ઘણો ખોરાક પણ યુરોપી સૈનિકોને આપી તેઓની ભૂખ મટાડવા તૈયાર થતા. જે સ્થળે યુરોપી સૈન્ય આગળ વધવાનું કરતુ તે સ્થળે તેઓ આગળ વધી પોતાની ટુકડીઓનો વાવટો સ્થાપતા અને લડાઇને વખતે સખત મહેનતે મેળવેલા પગારમાથી ફાળો ઉભો કરી બ્રિટિશ રાજ્યને મદદ કરતા. ઇતિહાસના પાનેપાના તેઓનો વિશ્વાસ અને વફાદારીથી ઝળકતા અક્ષરે ઝળકી રહ્યા છે. તેઓની મોટાઇ, એકસંપી, કર્તવ્યબુદ્ધિ અને સ્વાર્થત્યાગ અનતકાળ સુધી તેઓને ઇતિહાસમા પ્રખ્યાત કરી રાખશે. હિમાલયનુ શિખર તુટી પડે તોપણુ તેઓનો ગૌરવ સ્થભ જમીનદોસ્ત થશે નહિ. હિંદી મહાસાગર પણ તેઓની કીર્તિના ચિહ્નને ધોઇ શકશે નહિ. દક્ષિણ હિંદમા જ્યારે અંગ્રેજ અને ફ્રેંચ લોકો પોતપોતાના હરીફને તોડી પાડવા લડવા લાગ્યા, ત્યારે કંપનિના સિપાહી સૈન્યની ઉત્પત્તિ થઇ. તે વખતે સિપાહી સૈન્ય વ્યવસ્થિત થયુ. હિંદ સામ્રાજ્યનો દક્ષિણ ભાગ સિપાહી સૈન્યની ઉત્પત્તિ, સ્થિતિ અને વિકાસનુ ક્ષેત્ર છે. એ સૈન્ય સૌ પહેલા બહુ થોડું હતુ છતા તેણે હરિફ કંપનીના હલ્લાથી કંપનિના અધિકાર ચાલુ રાખ્યા હતા ધીમે ધીમે રણકૌશલ્ય અને શક્તિમા તે ઉન્નત થવા લાગ્યુ, અને લડાઇના મેદાનપર યુરોપિઅન વીર પુરુષોની સમાન પરાક્રમ દર્શાવવા લાગ્યુ. ગોરા સેનાપતિના હાથ નીચે કેળવાવાથી રજપુતો તથા મુસલમાનોનુ માન વધ્યુ અને

વિજય મળવાથી તેઓનો ઉત્સાહ ઘણો વધ્યો. તેઓએ મદ્રાસના હલ્લામાં કેવું પરાક્રમ બતાવ્યું હતું. આર્કોટના બચાવમાં કેવું સાહસ દર્શાવ્યું હતું. કહાલોરમાં કેવી કુશળતાથી અંગ્રેજ સૈન્ય સાથે સંગીનોની લડાઇ કરી હતી તે વાત ઇતિહાસકારો બહુજ આનંદ પૂર્વક વર્ણવે છે. ઊંચી જાતની સત્તા, જવાબદારી, સન્માન અને ઇનામ તે વખતે કેવળ અંગ્રેજ સેનાપતિઓને મળતું. કેળવાયેલા સુવ્યવસ્થિત અને હોશિયાર હિંદી સૈનિકો પણ તે બધામાં ભાગીદાર હતા. તે વખતે ગોરા અમલદારો હિંદી સૈન્યની જવાબદારી હિંદી અમલદારોને સોંપતા અચકાતા નહોતા. એ સેનાપતિઓએ પોતાના ગોરા સહકારીઓની મારફ઼ત હોંશિયાર થઇ પોતપોતાની ટુકડીને ઘણી વેળા લડાઇના—મેદાનપર દોરી હતી. પરાક્રમ અને કુશળતામાં કાળા ગોરા વચ્ચે કંઇ જુદાઇ જણાઇ નહોતી પાઘડીવાળી સૈનિક ટુકડી, ટોપીવાળી સૈનિક ટુકડીની માફક સાહસ અને રણકૌશલ્ય માટે ઘણી વેળા સન્માન પામી હતી

જે સમયે કાળી કોટડીના બનાવના સમાચાર મદ્રાસ આવી પહોંચ્યા, અને એક દઢ શરીરવાળો તરુણ પુરૂષ ભવિષ્યના પાસા સવળા પાડવા ખાતર મદ્રાસથી કલકત્તા જવા નીકળ્યો, ત્યારે ગંગા કિનારાપર અંગ્રેજોના તાબાનું કોઇપણ દેશી સૈન્ય ન હોતું. પરંતુ મદ્રાસમાં દેશી લશ્કરની ૧૪ ટુકડીઓ રહેતી હતી. એ દરેક ટુકડીમાં એક હજાર લડવૈયાઓ હતા. કલાઇવ એ સૈનિક પુરૂષોને સાથે લઇ વહાણપર ચડયો, અને દરિયો ઓળંગી કલકત્તા આવી પહોંચ્યો. કલકત્તા છીનાયું એ સમયથી કનાઇવે બંગાળામાં સૈનિક ટુકડી ઉભી કરવાનું કામ શરુ કર્યું. તેની [illegible] રણકૌશલ [illegible] વીશે

બંગાળાની સૈનિક ટુકડી ધીમે ધીમે મજબૂત બનવા લાગી. એ સૈનિકોએ પ્લાસીના મેદાનપર પોતાના બહાદુરી સૈનિકો સાથે ભલી લડાઇ કરી હતી ત્યાર બાદ આઠ વર્ષે આ એક ટુકડીને બદલે નવ ટુકડીઓ ઊભી થઈ. મદ્રાસની માફક બંગાળાની ટુકડીઓમાં પણ હજાર હજાર સૈનિકોનો સમાવેશ કરવામા આવ્યો હતો.

જેઓને સુશિક્ષિત અને સુવ્યવસ્થિત યુરોપીઅન લશ્કરનો નમુનો હતો. તેઓએ કોઈ બંગાળાના આ દેશી લશ્કરને સર્વોત્તમ લશ્કર તરીકે જાહેર કર્યું છે. અંગ્રેજી પદ્ધતિ અને રિવાજ મુજબ કેળવતું આ સૈન્ય અંગ્રેજી લશ્કરનું હિન્દિ થઈ પડ્યુ હતુ. અંગ્રેજોએ આ સૈનિકો તરફ કઇ પણ ઉદાસીનતા બતાવી નહોતી જે રિવાજ તેઓના ધર્મવિરૂદ્ધ હોય એ રિવાજ પળાવવા તેઓએ કદી પ્રયત્ન કર્યો નહોતો સિપાહીઓ પોતપોતાની અવસ્થાથી સંતુષ્ટ રહેતા, અને સંતુષ્ટ હોવાથી જ ગવર્નમેન્ટ પર બ્રિટિશ સરકારનો પક્ષ સ્વીકારતા. તેઓ પોતપોતાના રિવાજ મુજબ જુદા જુદા રહેતા. જુદા જુદા રસોઇ કરતા અને જુદા જુદા જમતા, તેઓ કંઈ બાંધતા કાનમા આભૂષણ પહેરતા તિલક કરતા એ બધા વ્યવહારમા કોઇ અડચણ નાખતુ નહિ એ બધા ચિહ્નો તજી ગોરાઓની સાથે ભળી જવાનો કોઇ ઉપદેશ કરતુ નહિ ગોરાઓ પોતાના ધર્મમા વટલાવશે એવો સંદેહ તેઓને કદી પડ્યો નહોતો, આથી તેઓ સંતુષ્ટ રહેતા, સેનાપતિના હુકમમા રહેતા અને સરકાર તરફ હમેશાં વફાદારી બતાવતા.

સિપાહીઓ કદીપણ નિમકહરામ થયા નહોતા, તેઓ જેનું લુણ ખાતા તેના તરફ કદીપણ અકૃતજ્ઞ થતા નહિ વફાદારી, વિશ્વાસ

અને કૃતજ્ઞતાથી તેઓ સદા વિભૂષિત રહેતા. પરંતુ જો તેમને જણાતું કે અમારા પાળક અમારી વિરુદ્ધ વર્તે છે, અમે જેના તરફ અતિ શ્રદ્ધાની નજરે જોઈએ છીએ, જેની આજ્ઞાથી માથા કપાવા તૈયાર થયા છીએ, તેઓ અમારી વિરુદ્ધ વર્તે છે, અમારા મતને માન આપતા નથી તો તેઓ બહુ દીલગીર થતા. એ દિલગીરી તેઓના હૃદયને પ્રતિક્ષણે બાળ્યા કરતી હતી

બંગાળાનું સિપાહી સૈન્ય સ્થપાયાને સાત વર્ષ થઈ ગયા. આ વખતે તેઓમાં અસંતોષના ચિહ્નો જણાવા લાગ્યા. પરંતુ એ અસંતોષની ઉત્પત્તિ સિપાહી સૈન્યમાં થઈ નહોતી. યુરોપિઅન સૈનિકોમાંથી આ અસંતોષ સિપાહી સૈન્યમાં ફેલાયો હતો. કંપનિના લશ્કર માટે મીરજાફરે આપેલા પૈસા આવતા વાર થઈ એટલે યુરોપિઅન સૈનિકો અતિશય અસંતુષ્ટ બની ગયા પરંતુ જ્યારે રૂપીઆ આવી પહોચ્યા, ત્યારે સિપાહીઓ તેમાંથી પોતાને ભાગ નહિ મળે એમ ધારી કચવાવા લાગ્યા. તેઓનો આ અસંતોષ અકારણ નહોતો. તેઓએ યુરોપિઅન સૈનિકોના જેટલીજ બહાદુરીથી કંપનીનું કાર્ય કર્યું હતું માટે તેઓ ઇનામ પણ યુરોપિઅનો જેટલુંજ મેળવવા ઇચ્છતા હતા. પરંતુ આ વખતે કાળા ગોરાનો ભેદ નહતાવાળાએ શરૂ કર્યો.[1] આથી દેશી સિપાહીઓ બહુ ગુસ્સે થયા. તેમના હૃદયમાં જે આગ પ્રગટી

ઇ. સ. ૧૭૬૮

[1] યુરોપિઅન લશ્કરના એક સાધારણ સૈનિકને (Private) જ્યારે ૪૦ રૂપીઆ મળ્યા ત્યારે સિપાઇને છ રૂપીઆ આપવાનો ઠરાવ થયો. છેવટે તેઓને તીસ રૂપીઆ આપવામાં આવ્યા હતા. Kaye, Sshoy Wor. I. P. 206. note.

તી, તે હોલાઈ નહિ. વરસ પૂરૂં થતાં પહેલાં તેઓની એક ટુકડીએ બ્રિટિશ અમલદારોપર હલ્લો કરી તેઓને કેદ કર્યા અને દૃઢતા સાથે કહ્યું કે અમે કદી પણ કંપનિનું કામ કરવાના નથી. પરંતુ એ બંડ કઠોરતાથી દબાવી દેવામાં આવ્યું. ૨૪ સિપાહીઓપર બંડ ઉઠાવવાનો આરોપ મૂકવામાં આવ્યો, છાપરાની લશ્કરી અદાલતમાં તેઓપર કામ ચાલ્યું. છેવટે જેઓ ગુનેહગાર ઠર્યા, તેઓને તોપને ગોળે ઉડાડી દેવાનો હુકમ થયો.

આ હુકમ અમલમા આવ્યાને દોઢસો વર્ષ થઇ ગયાં છે; ૨૪ સિપાહીઓ પોતાના સ્હચારીઓ સમક્ષ તોપના ગોળે ઉડયા, તેને ઘણો વખત થઈ ચુક્યો છે. સિપાહીઓએ એ દરમિઆન અનેક વિસ્મયકર અને રૂવાડા ખડા કરે તેવા બનાવો જોયા છે, પરતુ આ શોચનીય અને ભયાનક બનાવ કરતા વધારે શોચનીય અને ભયાનક તેઓએ કદી જોયો નથી. આ દેખાવ જેવો ભયંકર હતો તેવોજ ત્રાસજનક હતો. દેશી અને વિદેશી સૈનિકો વિશાળ મેદાનમા એકઠા થયા છે. તોપો દારૂગોળાથી પરિપૂર્ણ થઇ ભયંકર દેખાવ રજૂ કરી રહી છે. છેવટે જુઓ પેલા ચોવીશ સિપાહીઓ તરફ ! તેઓ સજા ભોગવવા માટે ધીરે પગલે તોપો સન્મુખ આવે છે, સિપાહીઓ તોપો આગળ આવી ઉભા. મેજર મન્રો સાહેબ આ ભયંકર ઘટનાના સૂત્રધાર હતા. તેઓએ હુકમ આપ્યો. પ્રથમ ચાર સિપાહીઓને તોપનાં મોં સાથે બાંધવામાં આવ્યા. કેટલાક ભયંકર દેખાવવાળા તોપચીઓ છેવટનું કાર્ય બજાવવા તૈયાર થયા, એ કાર્ય બજાવતા શી વાર લાગે? મન્રો સાહેબના હુકમથી તોપો છૂટી. ચાર કદાવર

બાધાના સિપાહીઓના શરીરના ટુકડે-ટુકડા થઈ અનંત આકાશમાં મળી ગયા.

આ ભયંકર રંગભૂમિપર કરૂણાંત નાટક ભજવાતું જોઈ દરેક સિપાહીઓનાં મુખપર કદી ન ફેલાયલી એવી કાળાશ પથરાઈ ગઈ. દરેકની આંખમાંથી ખળખળ કરતો અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. બ્રિટિશ સૈનિકો સમક્ષ બ્રિટિશ સેનાપતિના હુકમથી પોતાના સ્વજાતિ સૈનિકોનું આવું શોચનીય પરિણામ જોઇ તેઓ દારુણ મર્મ પીડાથી અકળાવા લાગ્યા. એક પછી એક વીશ જણ તોપોનાં મુખ સાથે બંધાઇ હતા ન હતા થઇ ગયા. બધા સૈનિકોએ આ શોચનીય દેખાવ જોયો. બાકી રહેલા ૪ જણને, બીજાં સ્થળોના સિપાહીઓને બ્રિટિશ સિંહની શક્તિ બતાવવા માટે, રાખવામાં આવ્યા. પરંતુ આટલેથી જ આ ભયંકર નાટક પૂર્ણ થયું નહિ. બાંકીપુરમાં બીજા ૭ સિપાહીઓ પર કામ ચાલ્યું, અને તેઓનો જીવનસ્રોત પણ આ પ્રમાણે અનંત કાલસ્રોત સાથે ભળી ગયો. આ કાર્ય દયા માયા વર્જિત છતાં બ્રિટિશ સરકારને પ્રજામાં શાન્તિ જાળવવા માટે પાર પાડવું પડયું. ક્ષમા બિચારી મ્લાન મુખે આ કાર્ય જોઇ રહી, એકાંતમાં નિસાસા નાખવા લાગી શાન્તિ ફેલાવવા માટે આ કાર્યમાં દયાને અનુમોદન આપવું પડ્યું.

આ કઠોર શિક્ષા અને કઠોરના નિષ્ફળ નીવડી નહિ. સિપાહીઓ કંપનિના પ્રબળ પ્રતાપ સમક્ષ મસ્તક અવનત કરી બેઠા, અને બધી બાબતમાં બડબડાટ કર્યા સિવાય કંપનિનો હુકમ માથે ચઢાવવા શીખ્યા. તેઓ સમજી ગયા કે ગમે તેમ હો પણ કંપનિના વિરુદ્ધ પણ આચરણ કરશું તો જિંદગી ગુમાવવી પડશે. બ્રિટિશ ન્યાય,

જાતિ, શ્રેણી અને પ્રદત્તિનો વિચાર ન કરતા બધાને અન્યાયનુ ફળ ભોગવાવશે આ વિશ્વાસ બહુ કાર્ય સાધક નીકળ્યો કલાઇવના સમયમા જ્યારે યુરોપિઅન સૈનિકો અસતોષી બન્યા, ત્યારે દેશી સૈનિકોએ તેઓને ઉત્તેજન આપ્યુ નહિ કલાઇવે આ વિશ્વાસુ અને વફાદાર સિપાહીઓને લીધેજ યુરોપિઅન સૈનિકોને ટાઢા પાડયા હતા જો એ વખતે સિપાહી સૈન્ય યુરોપિઅન ઓફિસરોને મદદ કરત, તો સરકારને બહુ મુસ્કેલીમા ઉતરવુ પડત પરતુ સિપાહીઓ આશ્રયદાતા અને પાલનકર્તા તરફ નિમકહરામ થયા નહોતા તેઓએ હડ કરી હુકમ ઉથાપ્યો નહિ તેઓએ કંપનિનુ લુણ ખાધુ હતુ માટે તેઓ સામો પક્ષ તજી કંપનિના પક્ષમા રહ્યા હતા સિપાહીઓની આ વફાદારી પર આધાર રાખી કલાઇવે પોતાના મદદગાર **સ્મિથ** અને ફ્લેચરને યુરોપિઅન અમલદારોના અસતોષ દૂર કરવાનુ લખ્યુ હતુ. સિપાહીઓ હમેશની પદ્ધતિ મુજબ સેનાપતિના હુકમથી મગરૂરખોર યુરોપિઅન અમલદારો પર ગોળી ચલાવવા તૈયાર થયા હતા [૧] સિપાહીઓની દૃઢતા જોઇ કનાઇવને શાતિ વળી હતી તે સમજી ગયો

૧ Browne History of the Bengal Army Vol I. P. 589

કલાઇવે આ સ બધમા **સ્મિથ** સાહેબને લખ્યુ હતુ કે —" આ ઘરના ૫ થી કાળા સિપાહી અમલદારોએ વફાદારી સાબીત કરી છે તેઓ જ્યા સુધી આવા વિશ્વાસુ અને કાર્યક્ષમ રહેશે ત્યા સુધી યુરોપિઅન સૈનિકો ગરબડ કરવા તૈયાર થાય તો પણ કઇ નહિ થવાનુ નથી " Clive to Smith, May 15, 1760, S Comp Kaye, Sepoy War Vol I, 210 note

તેઓની પાઘડીઓપર ધાડ આવી, તેને બદને અગ્રેજી ફેશનની ગોળ ટોપી વપરાવા લાગી.

સિપાહીઓ તત્વત અથવા કારણો ખોળનારા હોતા નથી તેઓ હંમેશા વહેમી હોય છે આ વહેમ કેટલીક વખત તેઓને ઉંધે રસ્તે દોરતો. નવીન જાતની ટોપી વાપરવાનો હુકમ બહાર પડતા તેઓ વટલાવાના શકથી વ્યાકુળ થઇ ગયા. અગ્રેજી ફેશન મુજબ બનાવેલી ટોપી જોઇ તેઓએ ધાર્યું કે હવે જરૂર આપણે ખ્રિસ્તી ધર્મમા વટલાવાના. સરકારે આપણને ખ્રિસ્તી કરવાનો વિચાર રાખ્યો છે. ત્યારબાદ એક બીજો વિચાર આવવાથી તેઓ બહુજ ભડકયા તેઓએ વિચાર્યું કે આ ટોપીઓ ગાય અને ડુક્કરના ચામડામાંથી બનાવેલી છે, માટે તે હિંદુ અને મુસલમાન બંનેને માટે હરામ છે. મૂછો કપાવવાના, કાનના આભૂષણ દૂર કરવાના, તિલક કરવાના નિષેધથી સિપાહીઓની બીક ધીમે ધીમે ભયંકર રૂપમા વ્યક્ત થવા લાગી હિંદુ સિપાહીઓ જેમ તિલક કરવાના નિષેધથી અસંતુષ્ટ થયા, તેમ મુસલમાનો મૂછો કાતરવાના હુકમથી અને કાનના આભૂષણ કાઢી નાખવાના હુકમથી ગુસ્સે થયા.

આ પ્રમાણે બંને જાતના સિપાહીઓ મનોવેદનાથી અસ્થિર થઇ કંપનિના ગજબને અનિષ્ટકારી માની બેઠા. ઇ સ. ૧૮૦૬ ના વસંતઋતુમા તેઓ એકબીજા પોતપોતાનો ધર્મ બચાવવાની વાતચીત કરવા લાગ્યા, એપ્રિલ અને મે માસમા સિપાહીઓને નવરાશ મળી એ વખતે અગ્રેજ ઓફિસરો પોતપોતાની ટુકડીઓની જવાબદારી મુદ્દત કાન લેતા, જવાબદાર પેરેડ વખતે હાજર રહેતા. આથી સિપાહીઓ આળસુ બની જતા, ગાનતાનમા ગુલતાન બની જતા, અતિથિ,

દનો કે વિપત્તિ ગઇ છે. જો યુરોપિઅન લશ્કર બળવાખોર નીવડે તો પણ આ કાળા સિપાહીઓની મદદથી એ બળવો શાંત પાડવાને હું શક્તિમાન છું.

બંગાળાના સિપાહીઓ કેવળ લડવૈયા તરીકે જ પ્રસિદ્ધ નહોતા. તેઓ ઉચ્ચ શ્રેણીના બ્રાહ્મણ તથા ક્ષત્રિય હોવાથી સમાજમાં આબરૂદાર ગણાતા હતા. તેઓ ઉચ્ચ શ્રેણિના હોવાથી પોત પોતાની વંશપરંપરાગત ધર્મક્રિયાનું રક્ષણ કરવા સદા તત્પર રહેતા. દક્ષિણના સૈનિકો પણ આ પ્રમાણે જુદી જુદી જાતિમાં વહેંચાઈ પોત પોતાના રિવાજ મુજબ ધર્મ ક્રિયા કરતા. તેઓના ધાર્મિક રિવાજમાં કોઇ દખલગીરી કરતું નહિ. પરંતુ ઉપરી સૈનિક વિભાગના ઉપરીઓ વ્યવસ્થાને બહાને એ રિવાજો પર હાથ ચલાવવા તૈયાર થયા. દરેક વ્યવસ્થામાં નવીન ધારાઓ રચવામાં આવી હતી. ઉપરી અમલદારોએ દક્ષિણના સૈન્યમાં નવીન કાર્ય પદ્ધતિ અમલમાં મૂકી. એ સૈનિકો અંગ્રેજ પદ્ધતિ પ્રમાણે કેળવાવા લાગ્યા, અંગ્રેજ રિવાજ મુજબ સજ્જ થવા લાગ્યા. અને અંગ્રેજ રિવાજ મુજબ હજામત કરાવવા લાગ્યા. એટલાથીજ એ કાર્યપદ્ધતિ પૂરેપૂરી અમલમાં આવી ગઇ નહિ, પણ સિપાહીઓના કાનના આભૂષણ, કપાળમાના તિલક કે જેને તેઓ પોતાના ધર્મનું મુખ્ય ચિન્હ માનતા, તે છોડવાનો હુકમ થયો[1] ત્યારબાદ

૧. Standing Orders of Madras Army. Para 10, Sec. II. સિપાહીઓ જ્યારે સૈનિકવેશ પહેરે ત્યારે તેઓમાં કોઇ તિલક, ચાંદલો કે કાનમાનું આભૂષણ રાખી શકશે નહિ. [illegible] પરેડ વખતે દાઢીપરના વાળ કાઢી નાખવા પડશે. Comr. Kaye, Sepoy War, Vol. I., 218. note

રેશ્મોની પાઘડીઓપર ધાડ આવી, તેને બદલે અંગ્રેજી ફેશનની ગોળ ટોપી વપરાવા લાગી.

સિપાહીઓ તત્વજ્ઞ અથવા કારણો ખોળનારા હોતા નથી તેઓ હંમેશા વહેમી હોય છે આ વહેમ કેટલીક વખત તેઓને ઉંધે રસ્તે દોરતો નવીન જાતની ટોપી વાપરવાનો હુકમ બહાર પડતા તેઓ વટલાવાના શકથી વ્યાકુળ થઇ ગયા. અંગ્રેજી ફેશન મુજબ બનાવેલી ટોપી જોઇ તેઓએ ધાર્યું કે હવે જરૂર આપણે ખ્રિસ્તી ધર્મમા વટલાવાના. સરકારે આપણને ખ્રિસ્તી કરવાનો વિચાર રાખ્યો છે. ત્યારબાદ એક બીજો વિચાર આવવાથી તેઓ બહુજ ભડકયા તેઓએ વિચાર્યું કે આ ટોપીઓ ગાય અને ડુક્કરના ચામડામાથી બનાવેલી છે, માટે તે હિંદુ અને મુસલમાન બનેને માટે હરામ છે મૂછો કપાવવાના, કાનના આભૂષણ દૂર કરવાના, તિલક કરવાના નિષેધથી સિપાહીઓની બીક ધીમે ધીમે ભયંકર રૂપમા વ્યક્ત થવા લાગી હિંદુ સિપાહીઓ જેમ તિલક કરવાના નિષેધથી અસંતુષ્ટ થયા, તેમ મુસલમાનો મૂછો કાતરવાના હુકમથી અને કાનના આભૂષણ કાઢી નાખવાના હુકમથી ગુસ્સે થયા.

આ પ્રમાણે બંને જાતના સિપાહીઓ મનોવેદનાથી અસ્થિર થઇ કંપનિના રાજ્યને અનિષ્ટકારી માની બેઠા. ઇ સ. ૧૮૦૬ ના વસંતઋતુમા તેઓ એકબીજા પોતપોતાનો ધર્મ બચાવવાની વાતચીત કરવા લાગ્યા, એપ્રિલ અને મે માસમા સિપાહીઓને નવરાશ મળી એ વખતે અગ્રેજ ઓફિસરો પોતપોતાની ટુકડીઓની જવાબદાર મુદ્દલ કાન લેતા, જવાબદાર પેરેડ વખતે હાજર રહેતા. આથી સિપાહીઓ આળસુ બની જતા, ગાનતાનમા ગુલતાન બની જતા, અતિથિ,

અભ્યાગત અથવા સાધુ સંન્યાસી કે ફકીર પાસેથી નાના પ્રકારની
વાતો સાંભળતા. આ વખતે તેઓ ટોપીની ચર્ચા કરતા. બજારની
વાતો અને ફકીરો પાસેથી ધર્મ નાશના સમાચાર સાંભળી બહુ
વહેમશીલ બની જતા. આથી આવો નવરાશનો વખત સિપાઈઓ
માં ઉશ્કેરણી ફેલાવવામાં બહુ અનુકૂળ નીવડતો.

કંપનિના કાર્ય સંબંધમાં સિપાઈઓને ઘણી કડી ફરિયાદો
મોજૂદ હતી. તેઓ જો તન, મન ને વચનથી સરકારનું કાર્ય બજા
વવામાં આખી જિંદગી ગાળે તોપણ તેઓને સુબેદાર કરતાં ઉચ
પદવી મળતી નહિ. એક સમય એવો હતો કે જ્યારે વિશ્વાસુ સિપા
ઈને તે કરતાં ઉંચી પદવી મળતી હતી, પરંતુ તે સમય વીતી ચૂકે
હતો. સિપાઈ અમલદારો ઉન્નત સ્થિતિએ ન પહોંચતાં વાસ્તવિ
રીતે જોતાં તો અવનત સ્થિતિમાં આવી પડતા લાગ્યા. જે પદ
વીએ તેઓ પોતપોતાના ટોળામાં આગેવાન ગણાતા હતા, જે પદવ
વીએ તેઓ બીજાની નજરે ચઢિઆતા ગણાતા હતા. અને જે પદ
વીને લીધે તેઓને પોતાના પ્રતિમાન પેદા થતું હતું. તે પદવી
અંગ્રેજોની શક્તિથી નષ્ટ થઈ. અત્યારે તેઓ જુનકાળની પ્રતિષ્ઠાના
હાડપિંજર રૂપે જિંદગી ટકાવી રહ્યા હતા. સિપાઈઓ જ્યારે કામ
પર હોય, ત્યારે અંગ્રેજ ઓફિસરને હથિયાર નમાવી માન આપવું
એ તેની ફરજ ગણાતી, પણ દેશી ઓફિસરો સમસ્ત અંગ્રેજ સૈનિકો
આવી શિષ્ટતા બતાવતા નહિ. તેઓ કોઈપણ પ્રકારનું માન દર્શાવ્યા
સિવાય દેશી અમલદાર પાસેથી પસાર થઈ જતા. આવી શિષ્ટતાનો
અભાવ કેવળ યુરોપિયન સૈનિકોમાં જ નજરે પડતો હતો. કે!
વખતે અંગ્રેજ ઓફિસરો ભૂલથી અશુદ્ધ હુકમ આપનારા વાક્યો

ઉચ્ચારતા છતા દોષ પડતો નિર્દોષ સિપાહીઓપર. જે દેશી ઓફિસરો કંપનિનું કાર્ય કરતા કરતા ઘરડા થયા હતા, તેઓની નિંદા એકાદ તાજો યુરોપિઅન સૈનિક કરી શકતો. કુચ કરતી વેળા દેશી ઓફિસરોને સિપાહીઓ સાથે એકજ તંબુમાં રહેવું પડતું. જો તેઓ પોતાને ખરચે ઘોડાપર બેસી ગમન કરતા, તોપણ અંગ્રેજ ઓફિસરોના હાથમાંથી છુટતા નહિ. સિપાહીઓ જાહેર રીતે કહેતા કે, નિઝામ અગર મરાઠા સરદારોના સિપાહીઓ અમારા સુબેદાર કરતા પણ ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે. વળી કંપનિ સિપાઇઓને ઘણે દૂર લડવા લઇ જતી. જો તેઓ આ અજાણ્યા, અપરિચિતસ્થાનમાં મરણ પામતા, તો તેઓના કુટુમ્બની ભારે દુર્દશા થતી. એવે સમયે તેમના કુટુમ્બને ભૂખે મરવુ પડતુ. હિંદી રાજાઓ કોઇ પણ પ્રદેશ જીતતા તો ઉત્તમ સૈનિકોને ઇનામ તરીકે જમીન આપતા, પરંતુ કંપનિ તો તેઓને જમીનને બદલે મીઠા વચનો વડે ફોસલાવતી યુરોપિઅન ગ્રહસ્થોના નોકરો કંપનિના સિપાહીઓ કરતા વધુ પગાર મેળવતા અને અતિશય સુખમા રહેતા. સિપાહીઓ ઘણી વેળા સામાન્ય પશુ જેટલું અપમાન સહન કરતા. એવુ પણ કહેવાય છે કે, સેનાપતિ આર્થર વેલિસ્લિએ પોતાના સૈન્યમાના ઘાયલ સિપાહીઓને ગોળીબારથી નિર્દયરૂપે મારી નાખવાની મંજૂરી આપી હતી.

સિપાહીઓની આ ફરિયાદો કાલ્પનિક ઘટનાઓથી પરિપૂર્ણ છતા તેમા સત્યનો અંશ હતો ખરો, એમા કશો શક નથી. પરંતુ સિપાહીઓ આ રીતે અસંતુષ્ટ થયા છતા લાંબા કાળ સુધી સહનશીલતા બતાવી રહ્યા હતા અને અસંતોષના બીજ પોતાના હૃદયમાં છુપાવી રાખી આકસ્મિક ઉથલપાથલથી દૂર રહ્યા હતા. પણ જ્યારે

ગોળ ટોપી પહેરવાનો, તથા કર્ણોભુષણુ દૂર કરવાનો હુકમ થયો ત્યારે તેઓ શાંત રહી શકયા નહિ. તેઓ ધારવા લાગ્યા કે હવે કંપનિ સરકારની દાનત બગડી છે. તે અમને વટલાવવા માગે છે. પોતાના ધર્મમા લાવવા માગે છે, અમારે માટે ભયંકર નરક તૈયાર થઇ રહ્યું છે, જે ઝગઝગતું ભવિષ્ય તેઓની નજર આગળ તરવરી રહ્યું હતુ તે ધીમે ધીમે ગાઢ કાળારંગનું થઇ ભવિષ્યમાં પડનારી વિપત્તિઓના ભયંકર ચિત્રો આલેખવા લાગ્યુ. તેઓનાં હૃદયમાથી સંતોષ, પ્રીતિ અને અનુરાગ ભૂતકાળના ગર્ભમા વિલીન થઇ ગયા. તેને બદલે અસંતોષ, વિરાગ અને વિદ્રેષભાવ તેઓના હૃદયને કાળાશમય કરી નાખવા લાગ્યા. તેઓ સમજ્યા કે હવે આપણી જાતિનું, રક્ષણ કરવાનો સમય ઉપસ્થિત થયો છે. તેઓ શાંત રહી શકયા નહિ, જિંદગીનો ભોગ આપી પોતાના વંશની મર્યાદાનું રક્ષણ કરવા તૈયાર થયા હિંદુ અને મુસલમાન બંને જાતિને સરખી અગવડો હોવાથી બને જાતિના સિપાહીઓ એકસપ થઇ પોતાની મર્યાદાનું રક્ષણ કરવા તૈયાર થયા. આ ઉશ્કેરણીના નેતા કંઇ દૂર નહોતા. મ્હેસુરમા મુસલમાની મત્તા નાશ પામી હતી. જે હૈદરઅલીના પ્રતાપથી એક વખતે સમગ્ર દક્ષિણ હિંદ કંપતુ હતું, તે હૈદરઅલી અત્યારે ભૂતકાળના અનંત મહાસાગરને વિષે પરપોટાની પેઠે મળી ગયો હતો. અદૃષ્ટચક્રનાં પરિવર્તનથી હૈદરના વંશજો સિંહાસન ગુમાવી વેલોરના કિલ્લામાં રહેતા હતા. તેઓની પાસે પૈસા ને નોકરોનો ટોટો નહોતો. તેઓ પથારીમાં પડયા પડયા લુપ્ત સામ્રાજ્યનો ઉદ્ધાર કરવાનો વિચાર કર્યા કરતા હતા. તેઓ સિપાહીઓની મદદ વગર આ વિચાર પાર પાડી શકે તેમ નહોતું. માટે તેઓ સિપાઇઓને કર્તવ્યભ્રષ્ટ કરવાનો

વિચાર કરવા લાગ્યા. આ વખતે તેઓએ તક સાધી, કાર્ય ઝપાટા બંધ શરૂ થયું.

આ કાર્ય અનાયાસે બને તેવું નહોતું. સિપાહીઓ અંગ્રેજ ઈ. સ. ૧૮૦૬ એ ફિસરો સાથે ગાઢ સબંધમાં આવ્યા હતા પરંતુ આ સમયે ઘણાખરા ઓફિસરો લાંબા કાળની નોકરી બાદ નિવૃત્તિ ભોગવવાની આશાથી પેન્શન લઇ બેઠા હતા તેઓને બદલે ઉછાછળા સ્વભાવના યુવકો સિપાહીઓના અધિનાયક બન્યા હતા. તેઓ સાથે સિપાહીઓને કંઇ ગાઢ સબંધ નહોતો, ઘણી વેળા તો એ ઓફિસરો પોતપોતાની ટુકડીના સિપાહીઓને ઓળખી પણ શકતા નહિ. આથી આ અસંતોષ વેશા નવા ઓફિસરો સિપાહીઓને વ્યવસ્થિત ગણી શકયા નહિ તેઓ પેરેડ વખતે સિપાહીઓને આગન્તુક અથવા અપરિચિત માણસોની પેઠે જોતા, સિપાહીઓ પણ પોતાના અમલદારને કોઇ અજાણ્યા આદમી જેવો ધારતા. આથી બંડ ઉઠાવવાનો સારો લાગ હતો, એ તકનો લાભ બરાબર લેવાયો.

મે માસમાં પહેલા અઠવાડિઆના છેલ્લા દિવસો દરમ્યાન આજુટંટ જનરલ એગ્નુસાહેબ સેન્ટ જ્યોર્જના કિલ્લામાં બેઠા બેઠા પોતાનું કામ પૂરૂં કરવા આવ્યા હતા, એ સમયે તેમને વેલોરના સિપાહીઓમાં અસંતોષ ફેલાયાના ખબર મળ્યા. સૈનિકોની એક ટુકડીએ એ દરમ્યાન જાહેર રીતે શત્રુતા બતાવી હતી. મદ્રાસનો સેનાપતિ સર જોન ક્રેડોક શહેર પાસેના બગીચામાં ગયો હતો, માટે એગ્નુસાહેબ તરતજ તેમને જઇ મળ્યા. થોડા રોજમાં ક્રેડોક સાહેબ વેલોર પહોચ્યા. વેલોર આવ્યા બાદ તેણે જે કંઇ જોયું તે પરથી તેમને

એમ્સ્માઉથે આપેલા સમાચારમા કઇ અતિશયોક્તિ જણાઇ નહિ આ બાબતમા ધૈર્યથી કામ લેવામા આવ્યુ ન્યાયની રીતે જે કરવુ યોગ્ય જણાયુ, તે કરવામા આવ્યુ જે જે સૈનિકોએ ગુનો કરનારી હતી તેઓને મરણાન્ત શિક્ષા કરવામા આવ્યા બીજા નવા સૈનિકોને ભારી તેમની જગા પૂરવામા આવી સરકારી અમલ છાવણીમા શાન્તિ અને વ્યવસ્થા જાળવવા તૈયાર થઇ એ મુખ્ય કારણોને મોટીઓનો ભાર પડ્યો પરન્તુ એથી બધે શાન્તિ થઇ નહિ બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાટ ધીમે ધીમે બહુ ટુકડીઓમા થવા લાગ્યો

આ ચેપી રોગને અટકાવવાના કઇ પ્રયત્નો થયા નહિ ભવિષ્યનો નહેર બહુ મૂળમાથી ઉખેડી નાખવા માટે જેવી સાવચેતી રાખવી જોઇએ તેવી સાવચેતી રાખવામા ન આવી વેલોરને શાન્તિપૂર્ણ માની લેવામા આવ્યુ ભયકર વિદ્રોહ છૂપી રીતે સર્વત્ર ફેલાતો જાય છે, તે તરફ ઉપરી અધિકારીઓનુ ધ્યાન ખેચાયુ નાહ, તેઓ એ વાત સમજી શક્યા નહિ, અગર સમજી શક્યા હોય તો તેને અટકાવવા પ્રયત્ન કરવા મન લગાડ્યુ નહિ સિપાહીઓ ઘણા માણસો આગ્રહ પોતાને નમાવવાની વાત સાભળી દહાડે દહાડે ઉશ્કેરાતા ગયા વેલોરમાના બ્રિટિશ સૈન્યના રક્ષણ માટે કઈ પગલા ભરવામા ન આવ્યા મૈસુરના પદભ્રષ્ટ સુલતાનના વશજોને સિપાહી સાથે મુલાકાત લેતા અટકાવવામા ન આવ્યા આથી એ પદભ્રષ્ટ રાજવશીઓ સિપાહીઓમા ધુધવાતા અગ્નિને પ્રગટાવવાના પ્રયત્નો કરવા લાગ્યા સિપાહીઓને વટલાવવાની બીક બતાવી કપની વિરુદ્ધ હથિયાર પકડવાની સલાહ અપાવા લાગી આ તરફ બીજા લોકો પણ ગોળાકાર ટોપીઓ તરફ આગળી ચીધી કહેતા હતા કે સિપાહીઓ

મણા ખ્રિસ્તી કરવામા આવશે. તેઓ હિંદુ મુસલમાન મટી ખ્રીસ્તી થશે. આ ટોપી ધીમે ધીમે સઘાને પહેરવાની ફરજ પાડવામા આવશે અને એ રીતે રફતે રફતે આખો દેશ ખ્રિસ્તી થઇ જશે. કિલ્લાની અંદર અને બહાર સર્વદા આવી વાતચીત થવા લાગી છેવટે આ વાતાકાર ટોપીએ હિંદુ અને મુસલમાન બંનેને કંપનિ સામે બંડ કરવાને ઉશ્કેર્યો.

આ બધા બનાવોની બાતમી વેલોરમાના અગ્રેજ ઓફિસરોના કાનપર આવી નહોતી તેથી તેઓએ એ બાબતમા કંઇ પગલા ન લીધા. તેઓ આ બાબતમા એટલા બધા ગાફલ હતા કે એક સિપાહીએ લશ્કરના બંડની વાત એક અગ્રેજ ઓફિસરને જણાવી, એટલે તેને ગાડો ઠરાવી કેદમા પૂરવામા આવ્યો હતો. સમસ્ત લશ્કરની આવી નિંદાથી ઓફિસરોએ તેને આવી સખત શિક્ષાને યોગ્ય ઠરાવ્યો. પરંતુ છેવટે એવો સમય આવ્યો કે જ્યારે એ અનિષ્ટ સૂચક ભવિષ્યવાણી સફળ થઇ એ અનિષ્ટ કહેનાર આદરમાન પૂર્વક ઉંચી પદવીએ ચડયો, અને માન પામ્યો એ માણસે પ્રથમ અગ્રેજોની વિરુદ્ધ અને પછી સ્વદેશીઓની વિરુદ્ધ કાવતરા કર્યાં હોવાથી તે એવો તો અકારો થઇ પડયો હતો કે, હિંદી સિપાહીઓ તેનુ નામ લેતા મહા પાપ થશે એમ માનતા હતા. તેના તરફ જે કૃપા બતાવવામા આવી હતી, તે અતિશય અવિશ્વાસનુ મૂળ થઇ પડી હતી એ માટે સિપાહીઓ કહેતા કે, "કંપનિના અગ્રેજ અમલદારોનો સ્વભાવ અને તેઓની સરકારનો ધર્મ એજ છે કે, તેઓ યોગ્યને સુખી કરે છે અને સજ્જનને દુખી કરે છે[૧]"

---

૧ હૈદરાબાદની દેશી ટુકડીએ આજુટંટ એમનુ તરફ હિંદુસ્થાની

૧૦ મી જુલાઇને રોજ અધુરો ઘડો છલકાવા લાગ્યો. આ સ્થળે યાદ રાખવુ જોઇએ કે, આગલે દિવસે સાંજને વખતે ઘણા લોકો ઘોડેસ્વાર અગર પાયદળ રૂપે આનદ કરતા કરતા કિલ્લામા ગયા હતા. સીપાહીઓએ તેજ દિવસે અંગ્રેજો વિરુદ્ધ અનેક વાતો કહેવાને આગ્રહ બતાવ્યો હતો, પરંતુ કાવતરાખોરો છેવટની તૈયારી કરી રહ્યા ન હોવાથી, છેવટનુ કાર્ય બજાવવાને તૈયાર નહોતા ત્યાર બાદ બે કે ત્રણ દિવસે સિપાહીઓએ બ્રિટિશ સૈન્ય વિરુદ્ધ હથિયાર ઉપાડયા ૨

---

બાપામા એક પત્ર મોકલ્યો હતો તેમા લખ્યુ હતુ કે, વેલોરના બંડ વખતે મુસ્તફા બેગ નામના એક સિપાહીની ઉશ્કેરણીથી સિપાહીઓ અગ્રેજો વિરુદ્ધ ઉઠ્યા હતા. ઉપરિ અધિકારીઓએ એને જ સુબેદારની પદવી આપી નવાજ્યો હતો, અને પ્રજાની તેજુરીમાથી દશ હજાર પેગાડાનું ( એક પ્રકારનું હિંદી નાણું ) ઇનામ આપ્યુ હતું આ મુસ્તફા બેગે જ પ્રથમ સિપાહીઓને ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો હતો. છેવટે કંપનિએ એ માણસ તરફ આવી કૃપા દર્શાવી હતી. Kaye, Sepoy War, Vol. I., P. 227, Note.

૨. એ સમયે જે પત્રો લખાયા છે, તે પરથી જણાય છે કે ૧૪ મી તારીખે વેલોરમા બડ ઉઠ્યુ, વેલોરના બંડના કારણો ખોળવા માટે જે સમિતિ નીમાઇ હતી, તેણે કરેલી તપાસ પરથી જણાય છે કે મ્હેસુરની પતાકા મહેલમા ઉડતી કરવાની તૈયારી કર્યા બાદ પદર દિવસ પછી સિપાહીઓએ સરકાર વિરુદ્ધ મેદાન પડવુ, એવુ નક્કી થયુ હતું બીજી બાજુએ એવુ પણ કહેવાયુ છે કે મેજર આર્મસ્ટ્રોંગ વેલોરમાં કેટલેક વખત ગેરહાજર રહ્યા હતા તે ૧૦ મી

એ વખતે વેલોરમાં યુરોપિઅન સૈનિકોની ચાર ટુકડી હતી. મધરાતે તેઓ પર આક્રમણ કરી હરાવવાનું કામ સિપાહીઓને માટે મુશ્કેલ ન્હોતું. રાતના બે વાગે કાર્ય શરુ થયું. જે જે સૈનિકો પહેરાપર હતા, તેઓને બંડખોર સિપાહીઓએ મારી નાખ્યા. બીજા સૈનિકોની પણ એજ દશા થઈ. હોસ્પિતાલમા જે યુરોપિઅનો હતા, તેઓ નિષ્ઠુર ઘાતકોને હાથે મરાયા. આ ભયંકર રાતે અભૂતપૂર્વ વિપ્લવ જાગ્યો. મધરાતે બંદુકોના બાર થતા સાંભળી ઓફિસરો બેબાકળા ઉઠયા, કારણ જાણવા માટે બહાર આવ્યા. પણ બહાર આવતાં જ તેઓ પર ગોળીબાર થવા લાગ્યા. ઉન્મત્ત સિપાહીઓ તેમને ગોળીઓ વડે એક પછી એક ઠાર કરવા લાગ્યા. તેઓમાના બે કે ત્રણ માંડ માંડ બચ્યા અને યુરોપિઅન છાવણીમા જઈ પહોચ્યા. તેઓ જે જે યુરોપિઅન સૈનિકો સિપાહીઓના મારમાથી બચ્યા હતા, તેઓની મદદથી બંડખોરો સામે ટકાવ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા પરંતુ બંડખોર સિપાહીઓની સંખ્યા ધીમે ધીમે વધવા લાગી; તેથી તેઓને માટે આત્મરક્ષણ કરવુ અશકય થઇ પડયુ. આ બંડમા કેવળ સિપાહીઓ જ ભળ્યા નહોતા, પોલિસના માણસો પણ સિપાહીઓને શૂર ચડાવતા હતા. પદભ્રષ્ટ સુલતાનોના મકાનમાથી થાકી ગયેલા સિપાહીઓને તૃપ્ત કરવા ખાતર નાના પ્રકારની સામગ્રી મોક લાવા લાગી. ઉત્સાહ આપવા ખાતર નાના પ્રકારના ઇનામો આપ-

---

તારીખે ગત્રે આવીં પહોચ્યા. પરંતુ કિલ્લાની બહારના લોકોએ તેમને કિલ્લામાં પેસવાની ના પડી, કારણ કે કિલ્લામા કોઇપણ જાતની આકસ્મિક ઘટનાની શરુઆત થતી હતી—Kaye, Sepoy War, Vol. I *228*, note.

વાતા વચનો અપાવા લાગ્યા ટિપુ સુલતાનનો ત્રીજો દીકરો તે રટનાસ્થળે હાજર થઇ સિપાઈઓને ઉશ્કેરવા લાગ્યો, તે પોતાને હાથે દરેકને પાનબીડાં આપવા લાગ્યો, અને મોઢેથી મુસલમાન વંશથી પુનઃપ્રતિષ્ઠા થતાં પુષ્કળ ઇનામો આપવામાં આવશે એવાં કબુલાત આપવા લાગ્યો જ્યારે ચારે તરફ આ રીતે ભયંકર બનાવો બનતા હતા, ઉન્મત્ત સૈનિકોની ઉન્મત્ત કીકીયારી આકાશમાં વિસ્તાર પામી શાન્ત રાત્રિની શાન્તિ નષ્ટ કરતી હતી, બંડખોરોની તરવારોના પ્રહારથી અથવા ગોળીના મારથી યુરોપિઅનોનો જીવનસ્રોત અનંત સ્રોત સાથે મળી જતો હતો, કિલ્લાની ચારે બાજુએ માણસોનું લોહી રેડાતું હતું ત્યારે મુસલમાન સૈનીકોના ઉત્સાહપૂર્ણ કિલ્ટ "દીન દીન" શબ્દો વચ્ચે સુલતાનના એક વિશ્વાસુ નોકરે મ્હૈસુરની વાઘની નિશાની વાળી ધજા મહેલની દિવાલપર ચઢાવી પદભ્રષ્ટ સુલતાનો પોતાનો વંશપરંપરાગત ધ્વજ પોતાની સ્વદેશીઓની બહાદુરી અને સંપૂર્ણ સહાયતાથી મહેલપર ઉડતો જોઇ બહુ આનંદ પામ્યા હવે તેઓએ ધારી લીધું કે અમારા વંશનું વિલુપ્ત ગૌરવ પુનઃ પ્રતિષ્ઠિત થયું છે, ગોરાઓનું પરાક્રમ કાળાઓના પરાક્રમ આગળ હારી ગયું છે, અમારી સત્તા હમેશને માટે ટકી રહેવાની છે ત્હેત

સિપાઈઓ પ્રથમ તો ખુનરેજી કરવામાં મચ્યા હતા છેવટે સુલતાનના લોકો આનંદ પૂર્વક લૂંટફાટ વડે ગ્રામ ત્રેવા પડેગવેશથી નજર થઇ તેઓની સાથે ભળ્યા, તેઓના ઉત્સાહ દાતા બન્યા થોડીવાર બાદ સિપાઈઓએ લૂંટફાટપર મન લગાડ્યું કિલ્લાના જે અંગ્રેજ સ્ત્રીઓ રહેતી હતી તેઓ આ શોચનીય અને ભયંકર ક્રૂર કાળના પંજામાંથી બચી તો ખરી, પણ સુલતાનના ચાકરોએ તેઓને ‘

ારી નાખવાની મના કરી જણાવ્યું કે તેઓ આખરે મુસલમાનોનાં અંતઃપુરની શોભા વધારવાના કામમાં આવશે.[1]

જ્યારે કિલ્લામાં આવો ત્રાસ વર્તાઇ રહ્યો હતો; જ્યારે યુરોપિઅનોને મરણના મુખમાં હડસેલવામાં આવતા હતા, ત્યારે અંગ્રેજોનો હાથ કંઇ નિશ્ચલ થઇ રહ્યો નહોતો. તેઓ પોતાની સત્તા કાયમ રાખવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. અંગ્રેજી લશ્કરનો મેજર કોટસ નામનો એક અમલદાર કિલ્લાની બહારના ભાગમાં કામપર હતો, તેણે કિલ્લામાં થતી ફીફીયારીઓ અને ગોળીઓના અવાજો સાંભળ્યા. તે સમજી ગયો કે બંડ શરૂ થયું છે. તેણે જરા પણ વખત ન વીતાડતાં પ્હો ફાટયા પહેલાં આર્કોટની છાવણીમાં ખબર પહોચાડવા પ્રયાણ કર્યું. આર્કોટમાં એ સમયે કર્નલ ગિલેસ્પિના અધિકાર નીચે યુરોપિયન સૈન્યની એક ટુકડી હતી. સાત વાગ્યાને સુમારે મેજર કોટસે વેલોરના બંડના સમાચાર ગિલેસ્પિને પહોચાડયા. ત્યારબાદ પંદર મિનિટે કર્નલ ગિલેસ્પિ પોતાની ટુકડીનો કેટલોક ભાગ લઇ વેલોર તરફ ઉપડયો. બાકીના સૈનિકોને તૈયાર રાખવામાં આવ્યા તોપો જેમ બને તેમ જલદી મોકલી દેવામાં આવી. ત્યાં હિંદી ઘોડેસ્વાર સૈન્યની એક ટુકડી હતી. તે પણ ભેરીનો શબ્દ સાંભળી યુરોપિઅનોની માફક તરતજ સજ્જ થયું. વ્યવસ્થિત થઇ વેલોરના હતભાગ્ય યુરોપિઅનોનું રક્ષણ કરવા તૈયાર થઇ ગઇ. એ વખતે સર્વપ્રકારનો બંદોબસ્ત યથાશક્તિ રાખવામાં આવ્યો હતો.

---

[1] આ ખુનરેજીમાં ૧૮ ઓફિસર અને ૯૯ સૈનિકો માર્યા ગયા હતા. એ સિવાય કેટલાક ઓફિસરો અને સૈનિકો ઘવાયા હતા. એ ઘવાયલા માણસોમાંના કેટલાકના ઘા ઘણુ ગંભીર પ્રકારના હતા.

વિલંબ કે અવ્યવસ્થાથી ખરાબ પરિણામ આવે તેમ હોવાથી ગિલેસ્પિ બહુજ ઉતાવળથી પોતાના સૈનિકોને વેલોર તરફ દોર્યા.

ગિલેસ્પિએ વેલોરના કિલ્લા પાસે આવી કિલ્લામાં પેસવાને રસ્તો તપાસવા માંડ્યો. કિલ્લાના મકાનના બારણાં ખુલ્લાં હતાં પરંતુ અંદરથી બંધ હતો. વળી તે દરવાજે બંડખોરોના કબજામાં હોવાથી તોપોની મદદ સિવાય ઉઘડે તેમ નહોતું. તોપો પણ ઉતાવળથી લાવવામાં આવતી હતી. કિલ્લામાં વધારે યુરોપિઅન સૈનિકો હતા જો તેઓ એક હોશિયાર સેનાપતિના તાબામાં હોત તો ન[illegible] ને ખાળી શ[illegible] તેમ હતું. આથી જ્યારે કિલ્લાપર હલ્લો કરવાની ચેષ્ટા થતી હતી, ત્યારે ગિલેસ્પિએ તેના અંદર પેસવાનો સંકલ્પ કરવા લાગ્યો. ઉંચી દિવાલપર ચઢવાને નીસરણી ન હોતી. તેથી કિલ્લાના સૈનિકોએ એક મજબુત દોરી દિવાલપરથી નીચે ફેંકી. ગિલેસ્પિ તેની મદદથી ઉપર ચઢ્યો. કિલ્લાની દિવાલપર ચઢી તેણે કિલ્લામાંના બચેલા યુરોપિઅન સૈન્યની સરદારી લીધી. આ વખતે તોપો પણ આવી પહોંચી હતી. યુરોપિઅનો લગ મના હુમલાથી શત્રુઓ ઉપર આવવા તૈયાર થઈ રહ્યા. હોશિયાર ઘોડેસ્વારોના હુમલાથી તથા તોપોના તીવ્ર મારથી ગિલેસ્પિને વિજય મળ્યો. ઘણા સિપાઈઓ બ્રિટિશ સત્તાની ગોળીઓથી વિંધાઈ ગયા, ઘણા બ્રિટિશ સિંહનું પરાક્રમ સહન ન કરી શકવાથી આમતેમ નાસવા લાગ્યા. ટિપુ સુલતાનના પુત્રોનું સુખસ્વપ્ન ઉડી ગયું. તેઓ વિજય મદમાં છકી જઈ અંગ્રેજોના પરાક્રમને તૃણવત્ ગણી બેઠા હતા. પોતાનું રાજ્ય પુનઃ પ્રતિષ્ઠિત થયેલું માની નિરાંતે ઘોરતા હતા. હવે તેઓની એ ભાવના શુન્ય થઈ ગઈ. ગુમાવેલું રાજ્ય ફરી મળ્યું, એ વિચારથી

ગો આનંદ પામતાં હતા એ આનંદ ઉડી ગયો. તેઓ હવે ગ્રેજોની દયા યાચવા લાગ્યા. ટિપુ સુલતાનના વંશધરો કર્નલ રિયટની સંભાળ તળે હતા, એ દયાળુ સાહેબની લાગણીથી તેઓને કૃપાથી વંચિત થવું પડયું નહિ. ૧

સિપાહીઓના આ બંડથી સરકારને ઘણો ઉપદેશ મળ્યો. ાર અંધારી રાતે ઉઠેલા આ ઓચિંતા બંડથી અમલદારોના હૃદયાં પૂર્ણ સાવચેતી રાખવાનો દૃઢ નિશ્ચય પેદા થયો. જે હુકમો સેપાહીઓને આપત્તિજનક જણાય તે હુકમો રદ કરવાની સૂચના થ. પરંતુ એથી સંદેહની પૂરેપૂરી નિવૃત્તિ થઇ નહિ. જે અનલ સેપાહીઓના હૃદયમા પ્રજ્વલિત થયો હતો તે હોલાયો નાહ. અણગાતી ટોપી સિપાહીઓ સમક્ષ બાળી નાખવામા આવે, કાનનાં આભૂષણ પાછા આપવામા આવે, કપાળપર તિલકનો બહાર ફરીથી

૧. આ વર્ણન કે સાહેબના ગ્રંથ પરથી લખવામા આવ્યું છે. આ બાબતમા બીજા ગ્રંથો કેટલીક હકીકતમા જુદા પડે છે. કેટલાક પુસ્તકોમાં લખ્યું છે કે જે ઓફિસરે અર્કાટ ખબર પહોચાડી હતી તે કિલ્લાની ખાઇ તરી પેલેપાર પહોચ્યો હતો પરંતુ સરકારી કાગળ પત્રોમા લખ્યું છે કે મેજર કોટસ કિલ્લાની બહાર હતો. વળી એવુ જણાવવામાં આવે છે કે ગિલેસ્પિ નીસરણી અથવા દોરડાં વતી કિલ્લાની દિવાલપર ચઢ્યો નહોતો પણ કિલ્લામાંના સૈનિકોએ પોતાના કેડ બાંધવાની પટ્ટા એકબીજા સાથે જોડી ગિલેસ્પિને ઉપર ખેંચી લીધો હતો. પરંતુ કે સાહેબે ગિલેસ્પિની સહીવાળો પત્ર વાંચી જાણ્યું હતુ કે તે દોરડાવતી ઉપર ચઢ્યો હતો. Kaye, Sepoy War, Vol. I. P. 235, note.

આવા સંદેહના સમયમા એકાદ બે કઠોર નિયમોએ સિપાહીઓને ઉશ્કેરી મૂકયા. એક તો સિપાહીઓ અસંતોષી હતા જ, તેવામા કર્નલ મોન્ટ્રેસરના આવવાથી સ્થિતિ ભયંકર બની ગઇ. મોન્ટ્રેસરે સેનાપતિપદ લીધા બાદ કેટલાક અણગમતા નિયમો ઘડી કાઢયા. તેણે બજારમા ઢમઢમ વગાડવાની મના કરી. આ નિયમથી હિંદુ સિપાહીઓને બહુ આઘાત લાગ્યો તેઓએ ધાર્યુ કે કંપનિ અમારા ઉત્સવાદિમા અમને વાદ્ય વગાડવાની મના કરે છે આથી તેઓને અત્યાર સુધીમા જે સદેહ હતો, તે આ કાયદાથી મજબૂત થયો. હૈદરાબાદના દરેક રસ્તાપર, દરેક ગલીમા આ શકને લીધે ઉશ્કેરણી ફેલાવા લાગી અને સિપાહીઓના હૃદયમા આ વિષ પોતાનુ કાર્ય બજાવવા લાગ્યુ.

દેશી સિપાહીઓમા એટલી બધી ઉશ્કેરણી ફેલાઇ રહી હતી કે કેટલાક જૂના દેશી અમલદારોએ મોન્ટ્રેસરને આ અણગમતો નિયમ રદ કરવાનો આગ્રહ કર્યો, પણ સેનાપતિએ તેમનું કહ્યુ ન માન્યુ; છેવટે જ્યારે વેલોરમાં ભયંકર ખૂનરેજી થઇ ત્યારે તે સમજ્યો કે આવો કઠોર નિયમ જારી રાખવાથી સિપાહીઓ વધુ ઉશ્કેરાશે. મદ્રાસ સરકાર પણ ગુસ્સે થશે. આથી તેને એ નિયમો રદ કરવાની જરૂરિયાત પિછાણી. પરંતુ એથી ઉશ્કેરણી શાંત ન પડી. તેઓ એવા તો ઉશ્કેરાઇ ગયા હતા કે, પેરેડ વખતે પોતાની ટોપી તિરસ્કારપૂર્વક

અથવા હૈદરાબાદનો નિઝામ બનાવવાનો ઠરાવ થયો છે. Captain Thomas Sydenham to Mr. Edimonostons, M. S. Correspondence, Kaye, Sepoy War, Vol. I. P. 233, note.

જમીનપર કેંદ્દતા પણ અચકાયા નહિ. ચારે તરફ અસંતોષ, ફુથલ પાથલના ભયંકર ચિન્હો જણાવા લાગ્યાં. છેવટે પુષ્કળ પ્રયત્નથી બંદોબસ્તથી હેદરબાદ આ ફુથલપાથલમાંથી બચ્યું. બળવો ઉઠાવવા તૈયાર થયેલા સિપાહીઓને ગોરા અને કાળા સિપાહીઓના બંદોબસ્ત નીચે મછલીપટણ મોકલવામાં આવ્યા.

પરંતુ શાન્તિનું સુખમય રાજ્ય સ્થપાયું નહિ. મ્હૈસુર રાજ્યની મધ્યમા આવેલા નંદિદુર્ગમાં સિપાહીઓનો અસંતોષ સ્પષ્ટ જણાવા લાગ્યો નંદિદુર્ગમાં સૈનિકોની સંખ્યા બહુ નહોતી. પરંતુ ત્યાંનો કિલ્લો પર્વતપર બાંધવામાં આવ્યો હોવાથી મજબુત અને જીતવો મુશ્કેલ હતો. વળી બેંગલોર અહીંથી એકાદ દિવસના રસ્તાપર હોવાથી રણોન્મત્ત સૈનિકો અકટોબર માસમાં કંપનિ વિરુદ્ધ સજ્જ થયા. હિંદુ અને મુસલમાન સિપાહીઓ એકત્ર થઇ એક ઉદ્દેશ પાર પાડવા પરસ્પર મિત્રભાવે જોડાયા.

જે દિવસે તેઓ કંપનિ વિરુદ્ધ બંડ મચાવવાના હતા, જે દિવસે તેઓ બ્રિટિશ ઓફિસરોના લોહીથી પોતાની તરવાર રંગવાના હતા, તે દિવસ પ્રથમથીજ નક્કી કરવામાં આવ્યો હતો. ૧૮ મી અકટોબર આ ભયંકર બનાવ માટે નક્કી કરવામાં આવી હતી. સિપાહીઓએ પોતપોતાનાં કુટુંબને કિલ્લા બહાર મોકલી દીધાં હતાં. પોતે પોતાની પ્રતિજ્ઞા પાળવા તૈયાર થઇ રહ્યા હતા. ૧૮ મી અકટોબરે મધરાતે સિપાહીઓ એકત્ર થઇ અંગ્રેજ ઓફિસરોપર આક્રમણ કરવાના હતા, અને તરવારના પ્રહારથી તેઓને ઉંઘતા મારી નાખવાના હતા. પરંતુ સુભાગ્યે આ ભયંકર શોણિતપાનથી પૃથ્વી કલંકિત થઇ નહિ તેજ દિવસે સાંજના આઠ વાગ્યાને સુમારે એક અંગ્રેજ

ઑફિસરે દોડતે ઘોડે સેનાપતિને બંગલે જઈ આ કાવતરાના સમાચાર કહ્યા. તે આ સમાચાર આપતો હતો, તેવામાં એક પ્રસિદ્ધ દેશી અમલદારે પણ દોડતાં આવી આવાજ સમાચાર જણાવ્યા. આથી સેનાપતિને સંદેહ રાખવાનો અવકાશ રહ્યો નહિ; વિલંબ કરાય તેમ નહોતું. એકદમ આ સમાચાર બેંગલોર પહોચાડવામાં આવ્યા. ગોરા સિપાઈઓ જે સ્થાનપર બચાવ થઈ શકે એવું હતું, તે સ્થાન કબજે કરી તૈયાર થઇ ઉભા. કંઈ પણ ગરબડ વગર રાત પસાર થઇ, સવાર પડી. સવારે કર્નલ ડેવિસને આ વાતના સમાચાર પહોચ્યા. બપોરના ત્રણેક વાગ્યાને સુમારે તેના સૈનિકો નંદિદુર્ગ આગળ એકત્ર થવા લાગ્યા.

નંદિદુર્ગની ગરબડ શાંત થઇ. નવેમ્બર માસ આવ્યો, પણ આ નવા માણસ સાથે નવી અડચણો આવી ઉભી. પાલમકોટમા મેજર વેલ્સ અને છ ઑફિસરોના તાબામા એક દેશી સિપાહીઓની ટુકડી રહેતી હતી. તેઓના ઘણા કુટુંબીઓ વેલોરની લડાઈ વેળા માર્યા ગયા હતા. આ દારુણ વેદનાને લીધે તેઓ કંપનિના પરમ શત્રુ બની બેઠા હતા. નવેમ્બર માસની આખરમા મુસલમાન સિપાહીઓ ગોરાઓને મારી નાખવાનું કાવતરૂ રચવા લાગ્યા. બ્રિટિશ ઓફિસરોના ઘરમા કેવી રીતે આગ લગાડવી, એ આગની ધામધુમમા બ્રિટિશ ઓફિસરોને કેવી રીતે મારી નાખવા, પછી કિલ્લાપર કેવી રીતે હુમલો કરવો, કિલ્લાપર પોતાની પતાકા કઇ રીતે ઉડાવવી એ યોજના ઘડાતા [illegible] થઈ નહિ. એક મલબારદેશનો વતની છુપે વેશે આ સમાચાર [illegible]પતિ પાસે લઇ ગયો. મેજર વેલ્સને બાતમી મળી કે તરત તે [illegible] આ બધાનો અટકાવ કરવા તત્પર થયો. તેની દક્ષતા અને કાર્ય-

કુશળતાને લીધે કાવતરાખોરો કાવતરૂ કરતા અટક્યા ત્યાર બાદ બે દિવસે તિરૂનેલવેલી વિભાગના સેનાપતિ કર્નલ હાયમ પાલમકોટ આવી પહોંચ્યો. તેણે હિંદુ સિપાહીઓને એકત્ર કરી કંપનિનો પક્ષ લેવાનો હુકમ આપ્યો. હિંદુ સિપાહીઓએ બ્રિટિશ સત્તાને વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લીધી, બધાએ અચળ ભાવે કંપનિનું ભલું કરવામ જિંદગી વિસર્જન કરવાનો ઠરાવ કર્યો આ પ્રમાણે દક્ષતા, વિશ્વાસ, અને કાર્યકુશળતાથી પાલમકોટમા થતી રેડાતું અટક્યું આ પ્રમાણે મદ્રાસ ઇલાકાની મુખ્ય લશ્કરી છાવણીઓમા દેશી સિપાહીઓ ક્ષુબ્ધ થવા લાગ્યા હતા, કોઇ કોઇ સ્થળે એ ક્ષુબ્ધતામાથી આગ પ્રગટ થઇ અને કેટલેક સ્થાને સાવચેતી અને બંદોબસ્તને લીધે ધુમાડાથીજ વાત અટકી

આ ભયંકર બનાવો બન્યાને ૭ માસ વીત્યા ત્યારે મદ્રાસ સરકારને ભાન આવ્યુ. તેને સમજાયુ કે દેશી સિપાહીઓ પોતાનો ધર્મ અને જાતિ નષ્ટ થવાના શકથી એવા તો ઉશ્કેરાઇ ગયા છે કે તેઓને અણગમતા કરે તેવા નિયમો ચાલુ રાખવા એ ઠીક નથી. આથી જે અણગમતા નિયમો પ્રવર્તિત થયા હતા, તે રદ કરવામા આવ્યા, સરકારે સિપાહીઓને મધુર વચનોથી સંબોધી તેઓના જાતિ, ધર્મ અને રીતરીવાજોનું રક્ષણ કરવાનુ વચન આપ્યુ ૨૭ ડિસેમ્બરે મદ્રાસની સરકારે પોતાની કાઉન્સિલમા એક જાહેરનામુ પસાર કરાવ્યુ બીજે દિવસે એ જાહેરનામુ જાહેરમા મૂકી હિંદી, તામિલ તેલગુ ભાષામા ભાષાંતર કરાવી દરેક લશ્કરી ટુકડીઓમા સમજાવવા રવાના કરવામા આવ્યું. આ જાહેરનામામા ઘણી વિગત જણાવવામા આવી હતી. આબરૂની હાનિ અને વટલવાની શંકાનો

બાબતમાં ઘણી દલીલો કરવામાં આવી હતી એ દલીલો વડે એ ચક્ર ખેંચી કરવામાં આવી હતી સરકારે આ જાહેરનામામાં દર્શાવ્યું હતું કે, "અમે સિપાહીઓ પ્રત્યે હમેશાં જે ઉદારતા બતાવતા આવ્યા છીએ તેથી તેઓના સુખમાં કંઈ હરકત થશે નહિ એવી લાગણી અને ઉદારતા પૂર્વકના કોઈ પણ ભાગના સૈનિકો તરફ બતાવવામાં આવતી નથી તમોએ લૉરેન્સ અને કૂટના સમયમાં જે સદાચરણની પ્રસિદ્ધિ મેળવી હતી—સરકારની આ ઉદારતા અવશ્ય તેમને એવા સદાચરણો કરવા પ્રેરશે જો તમો એવા સદાચરણ નહિ કરો તો સરકાર તમોને કાયદા પ્રમાણે સજા કરતાં અચકાશે નહિ' સરકારે આ જાહેરનામાથી સિપાહીઓને શાંત અને સુવ્યવસ્થિત કર્યા આ તરફ ન્યાયની અચળ શક્તિ ખૂનરેજી મચાવનારાઓને સજા કરવા તૈયાર થઈ જેઓ પર ખૂન કરવાનો આરોપ હતો તેને પ્રાણદંડની સજા થઈ બીજા કેટલાકને બરતરફ કરવામાં આવ્યા. વિલાયતની ડિરેક્ટર સભા આ ઉથલપાથલથી ગુસ્સે થઈ અને તેણે મદ્રાસના ગવર્નર મુખ્ય સેનાધિપતિ અને આડ્જુટન્ટ જનરલને અયોગ્ય ગણી બરતરફ કર્યા.

ઇ. સ. ૧૮૦૮

એક વર્ષમાં આ ઉથલપાથલ શાંત થઈ એક વર્ષમાં તો બ્રિટિશ સિંહનો પ્રબળ પ્રતાપ પાછો મદ્રાસ ઇલાકામાં—સમગ્ર દક્ષિણ હિંદમાં પૂર્ણ તેજથી પ્રકાશવા લાગ્યો નવા વર્ષમાં નવા તર્ક અને નવી ચળવળો શરૂ થઈ આ ઉથલપાથલ થવાના કારણો કયા, કોના કોપથી આ ઉથલપાથલ થઈ અને લોહીની નદીઓ વહી, આ શું રાજનીતિના પ્રતાપ હતા કે શું બહારના લોકોના કાવતરાં હતાં?

—ભયંકર ઉથલપાથલ અને તેની સાથે સંકળાયલી ભયંકર ખુનરેજી પછી બધા આવા પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત થવા લાગ્યા. રાજનીતિજ્ઞ અને સેનાપતિઓના મગજમાં આ પ્રશ્નો ઘુમવા લાગ્યા. રાજનીતિજ્ઞો અંગ્રેજી ફેશનવાળી પેલી ગોળ ટોપીને જ આ બધાનું કારણ માનવા લાગ્યા. પરંતુ સૈનિક વિભાગના અમલદારોને આ કારણ ખરું ન લાગ્યું. તેઓ આ ઉથલપાથલમાં રાજનીતિની ચાલબાજી જોવા લાગ્યા. તેઓ જાહેર રીતે કહેવા લાગ્યા કે, અનેક સિપાહીઓ આ નવી ટોપીઓ જોઈ ખુશી થયા હતા અને તે વાપરવા આતુરતા બતાવી રહ્યા હતા. માટે કેવળ ટોપીઓને લીધેજ સિપાહીઓ કંપનિ વિરુદ્ધ હથિયાર વાપરવા તૈયાર થઇ ગયા એમ કહેવું બરાબર નથી. ટિપુ સુલતાનના છોકરાઓએ જ તેઓને બળવો કરવા ઉશ્કેર્યા હતા. જો પદભ્રષ્ટ સુલતાનોએ વેલોરના સિપાહીઓને કંપનિ વિરુદ્ધ હથિયાર ઉપાડવાની સલાહ આપી ન હોત, જો સુલતાનોના ઇનામઅકરામોની લાલચથી સિપાહીઓને ઉત્સાહ ચડયો ન હોત, જો તેઓના નોકરોએ તેઓના અંતઃકરણમાં ગુમાવેલા ગૌરવની, કજાતિની આશા પોષી ન હોત, તો કદી પણ આવો ભયંકર બનાવ પ્રગટત નહિ. આ પ્રમાણે રાજ્યશાસન વિભાગના જુદા જુદા ખાતાના અમલદારો જુદા જુદા કારણો બતાવી પોતપોતાની જવાબદારીમાથી છૂટવાના પ્રયત્નો કરવા લાગ્યા. એક ખાતું ટોપીનો ઉલ્લેખ કરી લશ્કરી ખાતાં પર દોષનો ટોપલો ઉંચો વાળવા લાગ્યું, ત્યારે લશ્કરી ખાતું રાજનીતિ ખાતાની રાજનિતિ પર બધો દોષ ઢોળવા તૈયાર થયુ.

પરંતુ એક ત્રીજો પક્ષ આ બાબતનું જુદું જ કારણ બતાવે છે. તે પક્ષના મત મુજબ ચોતરફ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર અને ખ્રિસ્તી

દેવળો બંધાવાથી લોકોના અંતઃકરણમાં જબરો શક પેદા થયો હતો. અને તે કારણથી આમ વર્ગ અંગ્રેજી રાજ્ય તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોવા લાગ્યો હતો. તે ઉપરાંત એક અતિશય નવાઈ પમાડનારી દંતકથાએ તો લોકોનાં અંતઃકરણમાં ભારે તોફાન મચાવ્યું હતું. એ દંતકથા એવી હતી કે કંપનિએ બધું મીઠું ખરીદી લઈ એકત્ર કર્યું છે, મીઠાના મોટા મોટા ઢગલા કરવામાં આવ્યા છે, ને ઢગલામાંના એક પર ગાયનું અને બીજા પર ડુક્કરનું લોહી છાંટવામા આવ્યુ છે. આથી હિંદુ અને મુસલમાન બંને જાતિ વટલાવા બેઠી છે. આ દંતકથા ખરી માની દક્ષિણ હિંદમાના દેશી સિપાહીઓ બ્રિટિશ સરકાર વિરુદ્ધ ખડા થયા હતા.

વેલોરના બંડની તપાસ કરવા માટે જે સમિતિ નીમાઈ હતી, તેણે કેટલાંક કારણો જણાવ્યા હતા. ડિરેક્ટરોએ એ બધા કારણો ખરાં માન્યાં હતાં. દેશી સિપાઓના પહેરવેશમાં જે ફેરફાર કરવામા આવ્યો હતો તે ફેરફારને એ સમિતિએ આ બંડનું એક મુખ્ય કારણ માન્યું હતું. બીજું કારણ ટિપુ સુલતાનના પુત્રોની વેલોરમાં હાજરીનું હતું. ટિપુના પુત્રો વેલોરમા હતા, તેથી તેમની લાલચથી લલચાઈ સિપાહીઓએ અમલદારોનો નાશ કર્યો હતો. પરંતુ લિડન હોલ સ્ટ્રીટના વેપારી માલેકો તો એ કરતાં પણ ઉંડાં કારણો શોધવા તત્પર થયા. તાત્કાલિક કાર્યકારણપરંપરા તેઓને સંતુષ્ટ કરી શકી નહિ. ઇસ્ટ ઇંડિઆ કંપનિના બે સભાપતિઓએ બોર્ડ ઓવ કન્ટ્રોલના અધ્યક્ષને એક હકીકતોથી ભરપૂર પત્ર લખી ચમકાવી મૂક્યો. તેઓએ એકમને જણાવ્યું હતું કે, હિંદ સંબંધીના ઓછા જ્ઞાનવાળા, હિંદીઓ પ્રત્યે લાગણી વગરના અને હિંદના આચાર

વ્યવહાર તરફ આગળનો ગમનાર લોકો અત્યારે લશ્કરી અને રાજ-
નૈતિક વિભાગની મોટી મોટી જગાઓ બચાવી પડ્યા છે, એથી દેશી
સૈનિકો બ્રિટિશ સરકાર તરફ ધીમે ધીમે આસ્થાશૂન્ય થતા જાય
છે. વળી લૉર્ડ વેલેસ્લિના રાજ્યો ખાલસા કરવાના યોગથી મ્હૈસૂરનો
મુસલમાન વર્ગ ભિખારી હાલતમાં આવી પડ્યો છે, તેથી સાધારણ
પ્રજાનો પણ સરકાર પરથી વિશ્વાસ ઉઠી ગયો છે, આ બધી બાબ-
તમાં અંગ્રેજી પદ્ધતિ મુજબ કામ થયેલુ હોવાથી અમલદારો અને
પ્રજા વચ્ચે ધીમે ધીમે અંતર વધતુ જાય છે. આ કારણોને લીધે
જીતનાર અને જીતાયલી પ્રજા વચ્ચે મિત્રતાનો સંબંધ બંધાઈ શકતો
નથી, અને દેશી લોકો આવી જુદાઈથી કંટાળી વખતોવખત બ્રિટિશ
સરકાર વિરુદ્ધ બળવો કરતા અટકતા નથી[૧]

વેલોરના બંડ પછી પણ કેટલીક એવી ઘટનાઓ બની હતી કે
જેથી દેશી સિપાહીઓ અને ગોરા અમલદારો વચ્ચે અંતર વધી
ગયુ હતુ. સિપાહીઓ ભવિષ્યમાં સુધરશે, એવી આશાથી કંપનિનુ
કામ ચલાવતા હતા. આશા અને વિશ્વાસ એકત્ર થઈ તેઓની નજર
આગળ સુખ અને શાંતિનુ સુશોભિત ચિત્ર ખડુ કરતા હતા. આ
સુખ અને શાન્તિની બાબતમાં ઇંગ્લાંડના સિપાહીઓ કરતા આપણા
સિપાહીઓ વધારે ભાગ્યશાળી હતા. ઇંગ્લાંડમાં ઘણા થોડા લોકો

૧ The Chairman and Deputy Chairman of the East India Company (Mr Parry and Mr. Grant) to the President of the Board of control (Mr. Dundas)—M. S Records Comp Kaye's Sepoy War, Vol. I. P. 251

કહી સંભળવાતો; કુટુંબી જનોમાં આનંદની રેલ આવતી. આ પ્રામાણે સિપાહીઓનો નિવૃત્તિ સમય આનંદમાં જતો. તેઓ પોતપોતાનાં ગામમાં વિશ્વાસુ અને વડીલ બની રહેતા. તેઓમાંના કેટલાકને ઘેર જમીન હોવાથી તેઓ એ બધી સંપત્તિ ભોગવતા, અને પોતાની સ્થિતિથી સંતુષ્ટ બની સદા પ્રફુલ્લ રહેતા. લશ્કરી પોશાક અને લશ્કરી નોકરીને કંપનિના સિપાહીઓ હલકી ગણતા નહિ, જે જે જાતોમાથી સિપાહીઓની ભરતી કરવામાં આવતી, તે તે સંપ્રદાયો પોતાને સરકાર સાથે સંબંધમા અવેલા માની ધન્ય ગણતા. કંપનિના સિપાહી બનવું એ મહા આબરૂદાર કાર્ય ગણાતું. આ દેશના સાહસિક અને શૂરવીર પુરુષો આ વ્યવસાયમાં જોડાવા હંમેશા તત્પર રહેતા, અને એ કાર્યમા અયોગ્ય ગણાતાં બહુજ દીલગીર થતા.

જૂના ગોરા ઓફિસરો લાગણીવાળા અને સિપાહીઓ પર પ્રેમ રાખનારા હતા. તેઓ સિપાહીઓને પોતાના મિત્ર માનતા. ઘણી વેળા તેઓને પોતાની પાસે બોલાવી ઉડતી વાતો અને જૂના સમયની વાર્તાઓ સાંભળતા અને આ રીતે તેઓને ખુશ રાખવાના પ્રયત્નો કરતા. સિપાહીઓ ઓફિસરોને આશ્રયદાતા, પાલનકર્તા અને ભલું કરનારા માની તેઓના આદેશ માથે ચડાવતા, તેઓના પક્ષમાં ઉભા રહેતા. તેઓ ઑફિસરોને શોકમાં સાન્ત્વના આપનારા, અનિષ્ટને ટાળનાર તરીકે માન આપતા. આફિસરોએ પણ દયા, ઉદારતા અને સજ્જનતાથી સિપાઓનાં દિલ જીતી લીધા હતા. સિપાહીઓ તેઓને પિતા સમાન ગણી પોતે "બાબાલોક" અર્થાત્ પુત્રસ્થાને ગણાવાને બહુ આતુર હતા.

. પરંતુ આ સમય તો વીતી ગયો; આવી દયા, ઉદારતા અને

નાગજનના લોપ થઇ ગઇ. પૂર્વમાં જેમ જેમ અંગ્રેજોની સત્તા વધવા લાગી તેમ તેમ અમલદારોની અમલદારશાહી જામવા લાગી ઓફિસરોની સત્તા ઓછી થઇ ગઇ, તેઓ હવે આજુટંટ જનરલના હાથનાં પૂતળાં બની ગયા. પહેલાં ઓફિસરો પોતાના માણસોને સજા કરી શકતા, ઉંચી પદવીએ ચડાવી શકતા, ટુકડી સુવ્યવસ્થિત કરી શકતા. જે ઓફિસરના સૈનિકો માં પડેલા વિજય મેળવતા, તે ઓફિસરના નિયમ મુજબ એ સૈનિક ટુકડીનું નામ પાડવામાં આવતું એથી સિપાહીઓ બહુ ખુશી થતા. પોતાના ઉપરીના નામથી ઓળખાવાનું તેઓને બહુ ગમતું હતું. રાજ્યના વધારા સાથે ઓફિસરોના હાથમાંથી સત્તા જવા લાગી. ઓફિસરો પોતપોતાની ટુકડીમાં ઓછા આદરને પાત્ર ગણાવા લાગ્યા. તેઓ અને સિપાહીઓ વચ્ચે ઓળખાણ ઓછી થવા લાગી. સત્તા ન હોવાથી, ઓફિસરો પોતપોતાની ટુકડીમાં પોતાનું ધાર્યું કરી શકતા નહિ. સિપાહીઓ પણ તેઓને બીજાના હાથમાં પુતળા ગણી તિરસ્કારવા લાગ્યા. આજુટંટ જનરલની ઓફિસમાંથી જે હુકમો આવતા તે હુકમો આગળ ઓફિસરો લાચાર બની જતા અને એ હુકમ મુજબ બધી વ્યવસ્થા કરતા. અત્યાર સુધી સિપાહીઓમાં એવો વિચાર દૃઢ થઇ બેઠો હતો કે ઓફિસરો અમારા ભાગ્યનિયંતા છે, એ વિચાર ધીમે ધીમે લોપ પામ્યો. ઓફિસરો પણ સિપાહીઓ તરફ અગાઉના ઓફિસરોની માફક આદરમાન બતાવતા નહોતા. આમ બંને વર્ગ વચ્ચે અંતર વધતું ગયું. બંને વર્ગ વચ્ચે લાગણી અને મિત્રતાને બદલે ઉદાસીનતા અને શત્રુતાના મોજાં ઉછળવા લાગ્યાં.

આ અંતર જેમ જેમ વધતું ગયું તેમ તેમ ઓફિસરોમાં

વિલાસપ્રિયતા પણ વધવા લાગી. ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે આગબોટો દોડવા લાગી હતી. અગ્રેજોએ જે રીતે રાજ્ય સ્થાપનામાં ઉન્નતિ પ્રાપ્તી કરી હતી તે રીતે પોતાની જાતને પણ ઉન્નત કરી હતી. હિંદ ઇગ્લાંડના પંજામાં પૂરેપૂરું આવ્યું એટલે ઇંગ્લાંડના વિલાસ અને શોખના મોજા હિંદના કિનારાપર અથડાવા લાગ્યાં અગ્રેજી ખબરો, અગ્રેજી પુસ્તકો અને તે ઉપરાંત અગ્રેજ લલનાઓ હિંદમાં આવવા લાગી એના સસર્ગથી ઓફિસરો પણ હિંદી વિચારો, હિંદી આચારો અને હિંદુ મનુષ્યોથી દૂર દૂર સરવા લાગ્યા. હવે તેઓનું લક્ષ સિપાઇઓની વાતો સાંભળવા પર, તેઓમાં બંદોબસ્ત જાળવવા પર કે તેઓની ઉન્નતિ કરવા પર રહ્યું નહિ. હવે તેઓને (ઓફિસરોને) સ્વદેશી પુસ્તકોનો મોહ લાગ્યો. સ્વદેશી વિલાસિતાએ તેઓના શરીરને કબજે કર્યું. અને સ્વદેશી લલનાઓના સૌંદર્યમાં તેઓ ગરક બની ગયા. હવે તેઓ ખરેખરા વિદેશી થઇ પડ્યા અને હિંદીઓને પોતાથી જુદા ગણવા લાગ્યા. જે મિત્રતા અને લાગણીએ સિપાહીઓના મન આકર્ષ્યાં હતા, તે મિત્રતા ને લાગણી ઓછા થવા લાગ્યા. કાળા ગોરાનો ભેદ હવે સ્પષ્ટ પણે જણાવા લાગ્યો. આ રીતે વિલાસે હિંદમાં આવી ધીમે ધીમે અગ્રેજ ઓફિસરોને વશ કરી લીધા. મોહના આવરણમાં અગ્રેજો ભાન ભૂલ્યા. પરિવર્તનશીલ સમયની સાથે ઓફિસરોના સ્વભાવમાં એટલો તો ફેરફાર થઇ ગયો કે તેઓ ભાન ભૂલી વિલાસના સ્રોતમાં તણાવા લાગ્યા. આ સ્રોતને અટકાવવાનો પ્રયત્ન કોઇએ ન કર્યો પશ્ચિમની સુંદરીઓ પશ્ચિમના રિવાજ મુજબ મનોમોહિની થઇ પૂર્વમાં પોતાનું સૌંદર્યરાજ્ય સર્વોપરિ કરવા લાગી. આ સૌંદર્ય અને વિલાસના

મોજાથી ઓફિસરોનુ હૃદય નાચવા લાગ્યુ. તેઓ ધીમે ધીમે સિપાહીઓના પ્રાચ્ય ખ્યાલોથી દૂર થઇ પડ્યા અથી તેઓની સિપાહીઓનો મેળ ન રહ્યો.

ઓફિસરો અને સિપાઇઓ વચ્ચે આટલુ બધુ અંતર ગયુ છતા સિપાહીઓએ જાહેરમા કઇ વધુ

ઇ. સ. ૧૮૨૨–૩૫ જણાવી નહિ લૉર્ડ એમ્હર્સ્ટ અને લૉર્ડ વિલિયમ બેન્ટિકના સમયમા તેઓએ વાજબી પૂર્વક કામ કર્યું ઇ સ. ૧૮૦૬ના બંડ પછી સિપાહીઓના હૃદય કોઇપણ ઉશ્કેરણીથી ઉશ્કેરાય નહિ. તેઓ વિશ્વાસપણે, સાહસ અને વફાદારીથી કાર્ય બજાવવા લાગ્યા. તેઓએ વફાદારીથી લૉર્ડ હેસ્ટિંગ્સની સરકારને વિજય અપાવ્યો. પરંતુ જ્યારે શાંતિ ફેલાઇ, ત્યારે સિપાહીઓએ દિલને બહેકાવી મૂકે એવી વાતો સાભળી, તેથી તેઓના હૃદય ફરીથી ઉશ્કેરાવા લાગ્યા. કંપનિ વિરુદ્ધ સિપાહીઓને જે ફરિયાદો હતી, તે ફરિયાદો આ વખતે સ્પષ્ટ રૂપમા જાહેર થઇ. મદ્રાસ ઇલાકામા આ બાબતનુ મંગળાચરણ થયુ. ઇ સ ૧૮૨૨ ના વસંતઋતુમા આર્કોટની છાવણીમાથી એક કાગળનો ટુકડો મળી આવ્યો એ કાગળમા લખ્યુ હતુ કે "હજરત મહમ્મદનો ધર્મ પાળનારાઓએ અગ્રેજોના તાબામા ઘણા દુખો વેઠ્યા છે. આવી ગુલામીની તેઓની પ્રાર્થના સર્વશક્તિમાન ઇશ્વરે પણ સાભળવી બંધ કરી છે. આ કારણે તેઓમાના અનેક રોગથી મરણ પામે છે. ઇશ્વરનો શાપ તેઓના ઉપર ઉતર્યો છે હવે તેઓએ પોતાના ધર્મનુ રક્ષણ કરવુ જોઇએ આર્કોટ અને દિલ્હીમા બહુ થોડા ગોરાઓ છે; તેઓને એક દિવસમા મારી નાખવાનુ કામ સહેલુ છે હિંદુ અને

મુસલમાનો એકસંપ થાઓ, પરિણામ સારૂં આવશે. અત્યારે સમય ગુમાવવાનો નથી. અંગ્રેજોએ આ દેશના લોકો પાસેથી જાગીરો ખૂંચી લીધી છે. ઇનામી જમીન જપ્ત કરી છે. હવે તેઓ આપણને બધાં કામમાંથી બાતલ કરવાના છે. ગોરા સૈનિકોની ટુકડીઓને બોલાવવામાં આવી છે, ૭ માસમાં દેશી સિપાઇઓનાં હથિયાર ઉતારી લેવામાં આવશે. માટે એવો બંદોબસ્ત કરવો જોઇએ કે જેથી દરેક ટુકડીના જુના સુબેદારો બીજા સુબેદારોને સલાહ આપી બધું ઠીક કરી શકે. સુબેદારો જમાદારોને સમજાવશે અને આ પ્રમાણે આખું સૈન્ય તૈયાર થઇ જશે. વેલોર, ચિતોડ, મદ્રાસ અને બીજાં સ્થળોએ આ પ્રમાણે કાર્ય થશે એટલે બધે સ્થળે ખબર પહોંચાડવામાં આવશે. આથી બધા સિપાહીઓ એકી સાથે બંડ ઉઠાવી શકશે. માર્ચની ૧૭ મીને રવિવાર આ કાર્ય માટે ઠીક પડશે. આ દિવસે એક એક નાયક અને દસ દસ સિપાહીઓ દરેક ઓફિસરને ઘેર જશે, અને અનાયાસે એ ગોરા સાહેબોને પથારીમાંજ મારી નાખશે. આ કાર્ય પાર પડ્યે દેશી ઓફિસરો લશ્કરની સરદારી લેશે, સુબેદારોને કર્નલનો પગાર મળશે."

કોઇ માણસે અદ્દભુત અને ભયંકર લખાણ લખ્યું હતું. કયા માણસે આવી રીતે બધા સિપાહીઓનાં અંતઃકરણમા ઝેર રેડવાની પેરવી કરી હતી, તે જાણ્યું નથી. આ સંબંધમાં બધી તપાસ નિષ્ફળ નીવડી છે. આ ચિઠ્ઠી છઠ્ઠી ઘોડેસ્વાર ટુકડીની લાઇનમાંથી મળી આવી હતી. આના જેવીજ એક ચિઠ્ઠી આઠમી ટુકડીની લાઈનમાંથી પણ મળી આવી હતી. આ પત્રો તરત જ એ મથકનાં

સેનાધ્યક્ષ પાસે મોકલવામાં આવ્યા હતા. કર્નલ ફ્રાંકલિને આ બાબતમા બનતો પ્રયત્ન કર્યો. તેણે દરેક રેજિમેન્ટના અમલદારોને એકઠા કર્યા, તેઓને આ કાગળની મતલબથી જાણીતા કર્યા અને જે જે દેશી અમલદારો પર વિશ્વાસ હોય તેની સાથે આ બાબત વાતચીત કરવાનો હુકમ આપ્યો. આ કાર્ય પૂરૂં થયા બાદ કાગળમાં જે ફરિયાદીઓનો નિર્દેશ કરવામા આવ્યો હતો, તે ફરિયાદીઓમાં આ બાબત જણાવવામા આવી પરંતુ તેઓએ કોઈપણ જાતના અસંતોષના ચિન્હો જોયા નહિ ૧૭ મી માર્ચનો દિવસ નિરૂદ્વેગે પસાર થયો. કોઇપણ જાતની ગરબડ જણાઈ નહિ. આ ભયંકર દાવનકે કેવળ કાગળપર જ રહ્યું

પરંતુ થોડા દિવસો બાદ વળી એક બીજો બનાવ બન્યો. ઉપર કહેલો પત્ર પ્રાપ્ત થયો ત્યાર બાદ થોડે દિવસે મદ્રાસના ગવર્નર સર ટોમસ મન્રોને ટપાલમાં એક અરજી મળી. એ અરજી હિંદી ભાષામા લખેલી હતી. અરજી એ રીતે લખવામા આવી હતી કે ગવર્નર સાહેબને એમ જણાય કે આ અરજી લશ્કરના મુખ્ય મુખ્ય ઓફિસરો તરફથી મોકલાવામા આવી છે. એ અરજીમા દેશી સિપાહીઓને પડતી મુસીબતો સ્પષ્ટતા પૂર્વક જણાવવામા આવી હતી એ મુસીબતો આ પ્રમાણે દર્શાવવામા આવી હતી; "બધો પૈસો બધુ માન ગોરા સરદારોએ ખાસ કરીને સિવિલ અમલદારોએ હસ્તગત કર્યું છે, અમારા નસીબમા તનતોડ મજૂરી અને દુઃખ સિવાય લખેલુ હોય એમ જણાતું નથી. અને જો તરવારના બળથી કોઇ દેશ છતીએ તો એ બધા વેશ્યાપુત્ર બીકણ સિવીલ અમલદારો એ દેશમા જઈ અડ્ડો જમાવે છે રાજ્ય ચલાવે છે, અને થોડાં

જમા પોતાનો ખજાનો તર કરી યુરોપ પ્રયાણ કરે છે. પણ એક સિપાહી આખી જીંદગી સખત મજૂરી કરે છે. છતા બહુ થોડું દામ કરી શકે છે. મુસલમાની રાજ્યમા છેક આમ નહોતું કારણ કે જ્યારે જ્યારે જીત મળતી તે વખતે મુસલમાન બાદશાહો મુખ્ય મુખ્ય સિપાહીઓને જાગીરો તથા ઉંચી પદવી આપતા. કંપનિના રાજ્યમા મોટી પદવીઓ તો ગોરા સિવિલ અમલદારોએ એકહથુ કરી રાખી છે એક કલેક્ટરના ચપરાશી જેટલો દોર ચલાવે છે એટલો દોર એક સિપાહી કદી ચલાવી શકતો નથી એ ચપરાશી કદી પણ સૈનિક જેટલુ કામ કરતો નથી." આ અરજી એક માણસની કલ્પનાવડે જન્મી હોય કે બહુ માણસની કલ્પનાનુ ફળ હોય. પણ એટલું તો ખરૂં કે આ અરજીમા જે કંઇ લખવામા આવ્યું છે, તે દરેક સિપાહીઓના હૃદયના ઉદ્‌ગાર રૂપ છે. આ ફરિયાદો સામાન્ય હતી, આ ફરિયાદો તેઓને હાડોહાડ આઘાત કરતી હતી. છેવટે જ્યારે એ ફરિયાદો અંત કરણમા રાખવી મુશ્કેલ થઇ પડી એટલે આવા પત્ર તથા અરજીઓના રૂપમા બહાર પડવા લાગી.

આ દરમ્યાન વખતો વખત કેટલાક નિયમો અમલમા આવી અમુક સ્થળના સૈન્યને ઉશ્કેરી મૂકતા. પરંતુ એથી પ્રજાના મનને કશો આઘાત થતો નહિ, અગર કોઇ સ્થળે બડ દતુ નહિ. એક વખતે લૉર્ડ વિલિયમ બેન્ટિકને પણ એક અણગમતુ કાર્ય કરવુ પડયુ હતું. ડિરેકટરની સભાએ સૈનિકોના ભત્થા ઘટાડવાની ફરજ પાડી. બેન્ટિકને એ કાર્ય કરવુ પડયુ. તેથી સૈનિકોમા પુષ્કળ અસંતોષ પ્રગટયો પરંતુ એ અસંતોષ લાંબો કાળ ટકયો નહિ. કારણ કે એ સમયે વર્તમાનપત્રોને સ્વતંત્રપણે લખવાની છૂટ હતી. વર્તમાન

પત્રો સ્વતંત્ર હોય તો લોકો સ્વતંત્ર રીતે પોતાને મત દર્શાવી શકે, છે આથી બન્ધાના ઘટાડા વિરુદ્ધ સિપાહીઓને જે ફરિયાદ હતી, તે બધી વર્તમાન પત્રોમા આવવા લાગી. સ્વતંત્ર વર્તમાનપત્રો અસંતોષ દૂર કરવાનો એક મુખ્ય ઉપાય છે. હૃદયમા જે અસંતોષ જામી ગયો છે, તે લખાણ વાટે શાન્ત થાય છે, એથી ધૂંધવાતો અસંતોષ ભડકારૂપે બહાર નીકળવાનો સમય મળતો નથી. બેન્ટિકના સમયમા બન્ધામા ઘટાડો થતા સૈનિકો આ રીતે પોતપોતાનું હૃદય ખોલી બેસતા હતા.

આ પ્રમાણે અસંતોષ શાન્ત પડવા લાગ્યો. સિપાહીઓ શાંતપણે પોતપોતાનું કર્તવ્ય બજાવવા લાગ્યા. પરંતુ શાસનચક્રના કેન્દ્રથી સિપાહીઓની માનસિક શાન્તિ કાયમ ટકી શકી નહિ શાસનચક્રના પરિવર્તન સાથે તેઓની શાન્તિની આશા પણ પરિવર્તનશીલ થઈ રહી હતી. અફગાનિસ્તાન સાથેની લડાઈમા સિપાહીઓએ બહાદુરી બતાવવામા મણા રાખી નહોતી. તેઓએ સેનાપતિ પોલૉકની સરદારી નીચે બહુ બહાદુરી બતાવી હતી, નૉટની સરદારી નીચે વીરત્વ અને સહનની સીમા બતાવી દીધી હતી. જ્યારે આ સજ્જિત સૈનિકો, આ પરાક્રમી સૈનિકો અફગાનિસ્તાનના ઘાટમાથી પાછા ફરતા હતા, તે દરમ્યાન સિંધના અમીરો સાથે લડાઈ જામી. સિપાહીઓ ડર્યા સિવાય ભયંકર દેખાવવાળા બલુચીઓ સાથે યુદ્ધમા ઉતર્યા. મુખ્ય સેનાપતિ સર ચાર્લ્સ નેપિયરે તેઓના ઉત્સાહ અને બહાદુરીના પુષ્કળ વખાણ કર્યા છે. આ વખાણથી દેશી સિપાહીઓની કીર્તિ દૂર દેશાન્તરમા સેંકડોગણી વધી ગઈ. ત્યારબાદ સિપાહીઓને એક બીજી લડાઈમા જોડાવુ પડયુ. પરંતુ તે લડાઈમા પણ તેમણે પાછી પાની

રી જનનીને લજવી નહિ. તેઓ પૂર્ણ પરાક્રમથી મહારાજપુરની લડાઇ લડયા, પોતાના બરોબરિઆ સૈનિકો સાથે ખૂબ લડયા. થોડા સમયમા શાન્તિ ફેલાઈ, લડાઇની આગ હોલાઇ ગઇ. પરંતુ શાન્તિ સાથે વળી નવા દુખો, પેદા થયા. સિંધ બ્રિટિશ સામ્રાજ્યનો એક ભાગ બન્યુ હતું, બ્રિટિશ પતાકા સિંધની સપાટ જમીનપર ઉડતી હતી. જે સિપાહીઓની બહાદુરીથી આ પ્રદેશ જીતાયો હતો, તેજ સિપાહીઓ હવે એ પ્રદેશના રક્ષણનો ભાર લેવાની ના પાડવા લાગ્યા.

હિંદમાનુ બ્રિટિશ સામ્રાજ્ય જે રાજ્યોથી પુષ્ટ થયુ છે, બ્રિટિશ વાવટાએ જે રાજ્યોમા પરિવર્તન ઉપર કાળની અનંતશક્તિ પ્રદર્શિત કરી છે, તે બધા રાજ્યોના કબજાના પરિણામ સાથે સિપાહીઓની ટુકડીઓનો ગેરસંતોષ-રત પગલે પગલે ચાલતો આવ્યો છે. રાજ્યો ખાલસા કરવાથી બ્રિટિશ સરકારના શત્રુઓની સખ્યા ઘટી ગઇ હતી, અને શત્રુ ઓછા થવાથી મોટુ લશ્કર રાખવાની જરૂર ઓછી થતી ગઇ સૈનિકોના વિશ્વાસ અને વફાદારી ઉપર સામ્રાજ્યનો આધાર છે. શત્રુની સંખ્યા ઓછી થવાથી, રાજ્ય મોટું થવાથી સૈનિકોને લડાઇના કામમા રોકાવુ પડતુ નથી માટે જે ઉંચી આશાથી તેઓ કંપનિના લશ્કરમા જોડાયા હોય છે, તે આશા ધીમે ધીમે નષ્ટ થતી જાય છે. સામ્રાજ્યના વધારા સાથે લડાઇઓ ઓછી થઇ તેથી ઉન્નતિના માર્ગ પણ ઓછા થયા વળી રાજ્યો ખાલસા કરવાની નીતિ સાથે સિપાહીઓની અગવડો પણ વધી. તેઓને દૂર-દેશમા, અજાણ્યા સ્થાનમા કેવળ પોલિસની માફક પહેરાપર રહેવું પડતું. આવા કાર્યો છેવટે તેઓને અસુખ અને અશાતિના મુખ્ય કારણ રૂપ થઇ પડયા. એ ઉપર વળી તેઓના ભથ્થા ઘટાડવાનો

ઠરાવ થયો, એટલે તેઓ રાજ્યના વધારા સામે ખૂબ બબડવા લાગ્યા. કંપનિના સિપાઈઓ સરહદપર અથવા બીજાં રાજ્યમા હોય ત્યારે તેઓને વધારે પગાર મળતો, એ પગાર ઘટ્યો આથી એવુ બન્યુ કે જે કાર્યને લીધે તેને ઇનામ મળવુ જોઇએ, તેને બદલે ઉલટો પગાર કપાવા રૂપ સજા થઇ. સિપાહીઓ આ કારણોથી નવા ગ ્ય જીતી સામ્રા ્યમા ઉમેરવાના કાર્ય સામે થયા, તેઓ દૂર દેશમા બ દોબસ્ત જાળવવાનુ કાર્ય બજાવવાની ના પાડવા લાગ્યા

રાજ્યો જીતવાનો અબખરો અને તે અબખરાને લીધે સિપાહીઓના મનમા ઉત્પન્ન થયેલા અશાન્તિના મોજા સબધમા અમે ઉપર જે લખ્યુ, ત સિંધ જીત્યા બાદ ખુલ્લા સ્વરુપમા જાહેર થયુ આ બાબત વધારે સ્ફુટ કરવા માટે અમે એક ઉદાહરણ આપીએ છીએ. ઇ સ. ૧૮૪૪ ના ફેબ્રુઆરી માસમા ગવર્નર જનરલ લૉર્ડ એલેનબરો હિંદના ઉત્તર ભાગમા આવી ગયો હતો એ સમયે તેને ૩૪ મી ટુકડીમા અસતોષ ફેલાયાના સમાચાર મળ્યા એ ટુકડીને બંગાળામાથી સિધદેશમા જવાનો હુકમ મળ્યો હતો તેઓ રસ્તામા કુચ કરતા કરતા ફિરોજપુર આગળ અટકી પડયા. એ ટુકડીના સૈનિકોએ એવુ જણાવ્યુ કે જ્યા સુધી અમને લાહોરના વખતમા જે પગાર મળતો તે પગાર નહિ મળે ત્યા સુધી અમે સિંધમા જવાના નથી સિપાહીઓની આવી અનિચ્છા જોઇને લૉર્ડ એલેનબરો અને વડા સેનાપતિ સર ચાર્લ્સ નેપિયરે બ દોબસ્ત જાળવવા ઉપર લક્ષ આપ્યુ બગાળાની ૭ મી ઘોડેસ્વાર ટુકડીએ સરહદપર જતી વેળા ખુલ્લી શત્રુતા જણાવી હતી ઓફિસરો ઘણા પ્રયત્નો કરતા છતા તે ટુકડીમા બંદોબસ્ત જાળવી શકયા નહોતા તેઓએ પોતાની ગાડીના પૈસા

આપવા માંડયા, ખાસ પ્રયત્ન કરી તેઓની માગણી મંજૂર કરાવવાનું વચન આપ્યું, છતાં રણભેરીનો અવાજ સાંભળી ઘોડેસ્વારો સજ્જ થયા નહિ, ઓફિસરોના હુકમ મુજબ કુચ કરવા તૈયાર થયા નહિ. આ રીતે તેઓ ફિરોજપુર આગળ મોરચો માંડી બેઠા. એ સમયે વળી એક નવું સંકટ ઉત્પન્ન થયું. ચોતરફ વાત ફેલાઈ કે ગોરા સિપાહીઓ પણ આ બાબતમાં દેશી સિપાહીઓના મત સાથે મળતા છે. આ વાત સાંભળી અમલદારો ભારે વિચારમાં પડી ગયા. ગોરા સિપાહીઓમાંના કેટલાક ખુલ્લે ખુલ્લું કહેવા લાગ્યા, કે સિપાહીઓ તો પોતાની વાજબી માગણી રજૂ કરે છે, માટે એ કંઇ ઉદ્ધતાઇ ન કહેવાય. એ વખતે સતલજને પેલેપાર શિખો રહેતા હતા તેઓએ સિપાહીઓ પ્રત્યે લાગણી દર્શાવી તેઓને ઉશ્કેરવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે વિભાગના સેનાપતિએ જણાવ્યું કે સિપાહીઓને હથિયાર ઉતારી લેવા પાછા બોલાવવામાં આવશે, તો તેઓ કદી પાછા ફરવાના નથી આ બાબતમાં જો જરા પણ નબળાઈ બતાવવા જઈશું અથવા થોડી પણ કઠોરતા દર્શાવીશું, તો સરહદપર ભયંકર બળવો ફાટી નીકળશે. આ પરથી હથિયારો ઉતારી લેવાનો વિચાર રદ કરવામાં આવ્યો. છેવટે સૈનિકોની ટુકડીને બીજો હુકમ ન મળે ત્યાં સુધી મૂળ મથકે આવવાનો હુકમ થયો એ હુકમ તેણે માથે ચડાવ્યો. સિપાહીઓને કંઇ સજા કરવામાં આવી નહિ એને બદલે બીજી ટુકડીને સિંધ મોકલવાનો હુકમ કરવામાં આવ્યો. પરંતુ આ વાત બધી ટુકડીઓમાં ફેલાઇ ગઇ હતી ઘણીખરી ટુકડીઓએ ભથ્થા વિના ત્યાં જવાની ના પાડી. છેવટે ઘણી મહેનતે સિપાહીઓની ઉશ્કેરણી શાંત પાડવામાં આવી. સરકારને ઘણે ઠેકાણે માગણી મુજબ

ભથ્થું આપવાનું વચન આપવું પડ્યું. સિપાઈઓનો આ અ-
સંતોષ કેવળ રાજ્યગાદિનું પરિણામ હતું. તેઓ પોતાની વાજબી
માગણી સ્વીકારવામા આવી ન હોવાથી અસંતુષ્ટ થયા હતા
આ અસંતોષ કંઈ અકારણ ઉત્પન્ન થયો ન હતો. તેઓએ માથા
બાજુએ મૂકી કંપનિના રાજ્યને વિશાળ બનાવ્યું હતું એના બ-
દલામા તેઓનું ભથ્થું ગયું. આવા કારણોને લીધે તેઓમા અસંતોષ
ફેલાય એમા કંઈ નવાઈ નથી. આ બાબતમા ગોરા સૈનિકોની વધા-
રી પણ ઉમેરો તો પછી દેશી સિપાઈઓનું તો કહેવું જ શું?
લૉર્ડ એલનબરોએ કહ્યું હતું કે "દેશી સૈનિકોના અસંતોષથી
ઘણી આફતો આવવાનો સંભવ છે. એ આફતોથી હિંદ સામ્રાજ્ય
દુર્દશામા આવી પડશે. મને ખાત્રી છે કે સૈનિકોની વિજય પ્રાપ્ત
કરવાની ઇચ્છા પ્રદિપ્ત કરવી એજ તેઓને વફાદાર રાખવાનો વિશાળ
માર્ગ છે પરંતુ આ ઇચ્છા અને નામકિક ગૌરવ અન્યાય અગર
ગેરવાજબીપણાથી જાગૃત કરવા એ યોગ્ય નથી. એથી લાભના
કરતા અનિષ્ટ વધારે થાય છે" લૉર્ડ એલેનબરોના આ વચનો
ખોટા નથી. રાજ્યના વધારા સાથે સિપાઈઓના અસંતોષના કારણો
સઢળાયેલા હતા એ વાત સિંધ જીત્યા બાદ પ્રગટ થઈ.

કંપનિના સિપાઈઓએ જેવા પરાક્રમથી સિંધ જીત્યું, તેવાજ
પરાક્રમથી પંજાબ પણ કબજે કર્યું. પંજાબ જીતવામા સિપાઈઓના
બળની પૂરેપૂરી કસોટી થઈ, એ સંબંધી વધારે વિગત અમે આ
ગ્રંથના પહેલા અધ્યાયમા આપી છે. સિંધની પેઠે આ રાજ્યમા
પણ સિપાઈઓને રક્ષણ માટે બોલાવવામા આવ્યા. એ સમયે પણ
તેઓનો પગાર ઓછો થઈ ગયો હતો. તેથી જે અસંતોષ સિંધ

છત્યાબાદ પ્રગટ થયો હતો. તેવીજ જાતનો અસંતોપ પંજાબ છત્યા પછી પણ પ્રગટ થયો, સિપાહીઓ સમજી શકયા નહિ કે અમારે કયા નિયમ મુજબ, કયા ન્યાયની રૂએ ઓછા પગારથી નવા છતાયલા દેશમાં કામ કરવું? જે રાજ્ય છતવામાં તેઓએ લોહી રેડયું હતું, તેના બદલામાં કંઇ ન મળતાં ઉલટો પગાર ઓછો થાય એ તેઓને વાજબી લાગ્યું નહિ.

આ વખતે પંજાબમા જે સૈન્ય હતું તેણે અને જે સૈન્ય કંપનિના જુના મુલકમાથી સતલજ ઉતરી ઈ. સ. ૧૮૪૯–૫૦ પેલે પાર ગયું હતું તેણે ઓછા પગારે કામ કરવાની ના પાડી. જે સૈનિકોને થોડા પગારથી અગવડ ભોગવવી પડતી હતી અથવા ભવિષ્યમાં ભોગવવી પડશે એમ જણાતું હતું તેઓએ પરસ્પર મસલત કરી, એક બીજાને મદદ કરવાની પ્રતિજ્ઞા કરી. કેટલાક ટુકડીઓના પસંદ કરેલા પ્રતિનિધિઓ એક સ્થાનેથી બીજે સ્થાને જઈ બધો બદોબસ્ત કરવા લાગ્યા. દૂર પડેલી ટુકડીઓને પત્ર લખી ખબર આપવામા આવ્યા. રાવળપિંડમાં સૌ પહેલાં ઉશ્કેરણી જાહેર થઇ. જુલાઈ માસમા સર કોલિન કેમ્પબેલને ખબર મળ્યા કે ૨૨ મી ટુકડીએ પોતાનો પગાર લેવાની ના પાડી છે. સિપાહીઓ બહારથી શાત, નમ્ર અને વિનયી જણાતા હતા, પરંતુ તેઓના અંતઃકરણમા અશાન્તિના ભડકા ભભુકતા હતા. કેમ્પબેલ આ વાત સમજ્યો હતો. બીજી ટુકડીઓ પણ આમ જ કરશે, એવું પણ તેણે ધારી મૂકયું. અડચણો બહુ ભારે હતી. સિપાહીઓના અસંતોપ નવવિજિત રાજ્યમાં પુષ્ટ થાય છે, શત્રુઓમાં ફેલાઇ જાય છે, છતાયલી પ્રજા સાથે રાજકર્ત્તાનું મન

મળ્યું ન હોવાથી એ અસંતોષને કશી અડચણ નડતી નથી. ખાલસા સૈનિકોના હથિયાર ઉતારી લેવામાં આવ્યાં હતાં. તેઓએ હાર સ્વીકારી હતી છતાં તેઓનો ધુંધવાતો અગ્નિ તદ્દન શાંત પડ્યો નહતો. જે ક્રોધ તેઓના હૃદયમાં પેઠો હતો. તે ભૂતકાળને ખોળે વિસર્જન થયો નહોતો. ભૂતકાળની સ્મૃતિએ તેઓનાં હૃદયમાં દાવાનળ પ્રગટાવ્યો હતો, ચાલુ પરિસ્થિતિ તેઓને અસહ્ય થઈ પડી હતી. આવી સ્થિતિમાં જો સિપાહીઓ ખુલ્લી રીતે બંડ ઉઠાવે તો ખાલસા સૈન્ય તેઓને મદદ કરે એ સહેલાઈથી સમજી શકાય તેવું હતું. ખાલસા સૈનિકો બંડખોર સિપાહીઓ સાથે જોડાઈ પોતાનું રાજ્ય પાછું મેળવવા પ્રયત્ન કરે તો જરૂર બ્રિટિશ કંપનિના કારભારને ભારે ધોકો પહોંચે, એમાં કશો શક નહોતો.

આ વિપત્તિના સમયમા વડો સેનાપતિ સર ચાર્લ્સ નેપિયર કાર્યક્ષેત્રપર ઉતર્યો. ગવર્નર જનરલ એ વખતે શીતળ ટેકરીપર શીતળ વાયુ ખાતો ખાતો આનંદ ભોગવતો હતો. વડો સેનાપતિ તેને જઈ મળ્યો. એ દરમિયાન સમાચાર આવ્યા કે રાવળપિંડીમાં કેવળ એકજ ટુકડીએ પગાર લેવાની ના પાડી નથી પણ બે ટુકડીએ પગાર લીધો નથી અને વજિરાબાદ તથા ઝેલમની કેટલીક ટુકડીઓ અનુકરણ કરવા માગે છે. તરતજ ગવર્નર જનરલ અને વડા સેનાપતિ કેટલાક સૈનિક અમલદારો સાથે મસલત કરવા બેઠા. કર્નલ બેન્સન નામના એક પ્રખ્યાત સૈનિક અમલદારે ઠરાવ મૂક્યો કે આ વખતે સૈનિકોનાં હથિયાર ઉતારી લેવાં એજ હિતકર છે. પરંતુ નેપિયરે એ ઠરાવ વિરુદ્ધ પડ્યો. તેણે દૃઢતાપૂર્વક એ ઠરાવ વખોડી કાઢ્યો. ગવર્નર જનરલ પણ વડા સેનાપતિની તરફેણમાં હતો. એથી

જેઓએ પગાર લેવાની ના પાડી હતી તેઓને બરતરફ કરવાનો ઠરાવ નામંજૂર થયો. ઓ તરપ ઍન્સને છુપી રીતે સર કોલિન કૅમ્પબેલને લખી જણાવ્યું કે હું અને બીજા કેટલાક સેનાપતિઓ ગોરા સૈનિકો સાથે આવીએ છીએ. પરંતુ આ પત્ર પહોંચે તે પહેલાં કૅમ્પબેલ વિપત્તિમાંથી છૂટી ગયો હતો. તેણે ૨૯ મી જુલાઇને રોજ વડા સેનાપતિને લખી મોકલ્યું કે "સિપાહીઓને શાંત પાડવા માટે આપનો ઉપદેશ સીમલાથી રવાના થયા પૂર્વે સૈનિકો શાંત થયા છે અને તેઓએ હઠ છોડી દીધી છે." સિપાહીઓએ આમ એકાએક શાંતિ કેમ પકડી એનું કારણ બતાવવા જતાં કહેવું પડશે કે તેઓ હજુ છેલ્લી હદે જવા તૈયાર ન હોતા. ઉપરીઓની વિરુદ્ધ વર્ત્તવા જેટલું બળ તેઓમા હજુ સુધી આવ્યું નહોતું. રાવળપિંડિમા એક ગોરા સૈનિકોની ટુકડી હતી, પાસેની બીજી છાવણીમાં પણ ગોરી ટુકડીઓ મોજુદ હતી. તેઓને એક સ્થાને એકઠી કરવાનો બંદોબસ્ત થયો અને તેની મદદથી સિપાહીઓનો બળવો પ્રગટ થતો અટકાવવામાં આવ્યો.

નેપિયરે અક્ટોબર માસમા મુખ્ય મુખ્ય છાવણીઓની તપાસ કરવા વાયવ્ય સરહદ પર ઘણે સ્થળે મુસાફરી કરી. છેવટે તે દિલ્હીમા સિપાહીઓનો અસંતોષ ખુલ્લી રીતે જોઇ શક્યો. તેઓએ પ્રતિજ્ઞા લીધી હતી કે જ્યાંસુધી વધારે પગાર ન મળે ત્યાસુધી પંજાબમાં જવું નહિ. એક ટુકડીને સતલજને પેલે પાર જવાનો હુકમ મળ્યો; પણ તેણે તે હુકમ માન્યો નહિ. નેપિયર આ પરથી સમજ્યો કે, અસંતોષ સર્વત્ર ફેલાયો છે, એકાએક બંડ ફાટી નીકળવાનાં ચિન્હો જણાય છે, બળવો ક્યારે ફાટી નીકળશે, તે કહી શકાય

તેમ નથી. તેણે આ બાબતમા લઇ શકાય તેવા બધા પગલા લીધાં. સિપાહીઓમા શાંતિ પ્રસારવા માટે તેણે યથાશક્તિ પ્રયત્નો કર્યા.

વજીરાબાદમાના સિપાહીઓ લાંબી મુદત સુધી અસંતુષ્ટ રહ્યા નહિ. કંપનિનો એક લાયક અને ઉત્કૃષ્ટ અમલદાર એ ઠેકાણે સેનાધ્યક્ષનું કામ બજાવતો હતો. જૉન લિયર્સ એક સમયે શીનાબક્ષીના પ્રસિદ્ધ વીર તરીકે નજરે આવ્યો હતો. ત્યાર પછી તેની કાર્યનિપુણતા અને કર્મકુશળતા પ્રગટ થવા લાગી. લિયર્સ પોતાની ટુકડીમાં ભારે માન ભોગવતો હતો. બધા સિપાહીઓને તેનાપર વિશ્વાસ હતો. તે સિપાહીઓના હૃદયના વિચારો જાણી શકતો. વક્તૃત્વ શક્તિથી સિપાહીઓના હૃદય ભીના થાય છે, પ્રતિજ્ઞા શિથિલ થાય છે, એકામતા તૂટે છે, એ વાત તે સારી પેઠે જાણતો હતો. માટે તેણે છેવટે આ શક્તિનો આશ્રય લીધો. જ્યારે વજીરાબાદની એક ટુકડીએ પગાર લેવાની ના પાડી, ત્યારે લિયર્સે સૈનિકોને કવાયતના મેદાનપર એકત્ર કર્યાં અને તેઓને સંબોધી ગંભીર અવાજમાં ભાષણ કર્યું. તેનુ ભાષણ એવુ દીપક, એવુ હૃદયગ્રાહી અને એવુ યુક્તિપૂર્ણ હતું કે સિપાહીઓ તે સાંભળી નીચુ માથુ કરી પશ્ચાત્તાપના માર્યાં પોતાને ધિક્કારવા લાગ્યા, અને કંપનિ સરકાર વિરુદ્ધ બેવફા થવાની વાત યાદ લાવી રડવા લાગ્યા. જેઓએ ફરીથી પગાર વહેંચવામા ન લીધો, તેઓને અદાલત સમક્ષ ઉભા કરવામા આવ્યા, અદાલતે તેઓને અમુક કેદની સજા કરી. સમગ્ર સૈનિકોને સજા કાર્યમા મુકાતી જોવાને એકત્ર કરવામા આવ્યા. વજીરાબાદમાં ૪ ટુકડી દેશી અને ૧ ટુકડી ગોરી હતી, તેઓની સમક્ષ સજા અમલમા મૂકવામા આવી સજા પામેલા

સેપાહીઓ સૌની સમક્ષ જાહેર રસ્તાપર સખત મજુરી કરવા લાગ્યા. સૈનિકો દીલગીર ચહેરે મહાનુભૂતિ પૂર્ણ નજરે પોતાના સાથીઓની દશા જોઇ રહ્યા બાદ કોઇએ આ બાબતમાં ના પાડી નહિ તેઓએ પગાર લઇ લીધો, નિયમસર કામ ચાલવા લાગ્યુ.

આટલેથીજ મજાનુ કામ અટક્યુ નહિ જે ત્રણ માણસોએ એક ટુકડીમાથી બીજી ટુકડીમા જઇ ઉશ્કેરણી ફેલાવવાનો પ્રયત્ન કર્યો હતો, તેઓને લશ્કરી અદાલત સમક્ષ રજૂ કરવામા આવ્યા. અદાલતે તેને ચૌદ વર્ષની સખત કેદની સજા કરી પરંતુ સર ચાર્લ્સ નેપિયરે આજુબાજુની સ્થિતિ જોઇ એ સજાને બદલે કોઇ વધારે ભયકર સજા કરવાનો હુકમ કર્યો એટલે તેઓને પ્રાણદંડની સજા થઇ બીજા માણસોપર પણ એ જાતનો મુકદ્દમો માડવામા આવ્યો. તેમને પણ એજ સજા કરવામા આવી[1] ગુનાના પ્રમાણમા આ સજા અતિ કઠોર જણાતી જોઇએ બળવો ઉઠયા પહેલા પ્રાણદંડની સજા કરવી એ ન્યાય પુરઃસર ન ગણાય છેવટે નેપિયરે એ સજાને બદલે જન્મદેશનિકાલની સજા કરી નેપિયરે આ બાબતમા લખ્યુ છે કે, " આ રીતે જન્મદેશનિકાલ થવાથી તેઓ ગુનામાથી મુક્ત થશે. કારણ કે તેઓ સ્વદેશથી, સ્વજાતિથી અને પોતાના કુટુંબથી કાયમને માટે છુટા થઇ, સમુદ્રપાર અપરિચિત સ્થાનમા રહી પોતાના શોચનીય જીવનથી કંટાળી પસ્તાવો કરશે. આ દેશનિકાલ

---

[1] સર ચાર્લ્સ નેપિયરે લખ્યુ છે કે, પહેલા ચાર જણપર અને છેવટે એક જણપર મુકદ્દમો માડયો હતો Sir Charles Napier Indian Mis-Government, P. 59

ને માત્ર પરિવર્તનજ છે. એને હું યોગ્ય સજા માનતો નથી. તેઓ-શોચનીય દશાનાં જીવતાં જાગતાં દૃષ્ટાંત સ્વરૂપ રહેશે. બધા વિશ્વાસઘાત અને, કાવતરાખોરો આવી શોચનીય દશાના અધિકારી થાય છે.[૧]

પરંતુ આવી કઠોરતાથી સર્વત્ર શાંતિ ફેલાઇ નહિ. જો કે કોઇ કોઇ સ્થળે કઠોર સજાથી અથવા વક્તૃત્વ શક્તિના પ્રભાવથી શાંતિ પ્રસરી હતી, તોપણ એવી શાંતિ સર્વત્ર દૃષ્ટિગોચર થતી નહોતી. એવી વાત ઉડી હતી કે ટપાલ ઓફિસનો ટપાલિઓ બીજા પત્રો સાથે સિપાહીઓના કાવતરાથી ભરપૂર પત્રો પણ ઉપાડી જાય છે. એ પત્રો એક છાવણીમાંથી બીજી છાવણીમાં વિપ્લવનાં બીજ ફેલાવે છે. છેવટે એ પત્રોમાંના ઘણાખરા તપાસવામાં આવ્યા, પરંતુ. તેમાં વિપ્લવનો આભાસ જણાયો નહિ.[૨] ગમે તે હો, પણ એટલું તો ખરૂં કે નેપિયર આ બધી વાત પૂરેપૂરી સમજતો હતો, અને ભવિષ્યમાં તૂટી પડનારી વિપત્તિ ખાળવાના બનતા પ્રયત્ન કરતો હતો. જોતજોતામાં ભયંકર કાર્ય શરૂ થઇ ગયું. નેપિયરને જે સંદેહ હતો તે સંદેહ વધવા લાગ્યો. વિપત્તિનાં વાદળાં ચોતરફ એકત્ર થવા લાગ્યાં. ગોવિંદગઢની ૬૬ મી ટુકડીએ બળવો ઉઠાવ્યો, અને પ્રબળ પરાક્રમ બતાવી કિલ્લાપર હલ્લો કર્યો. બારણાં કબજે કરવામાં આવત તો બહાર જે સૈન્ય હતું તે કિલ્લામાં પેસી શકત નહિ એટલે કિલ્લો અનાયાસે શત્રુના તાબામાં જાત. એ વખતે ગોવિંદગઢમાં ગોરા સિપાહીઓની ટુકડી નહોતી, પરંતુ સેનાપતિ બ્રેડફોર્ડના હાથ નીચેના ઘોડેસ્વારો બળવાખોરોને અટકાવવા તૈયાર થયા. મેકડોનલ્ડનાં સાહ-

---

૧ Ibid P. 56–60 ૨ Calcutta Review, Vol. XXII.

સથી ઉત્સાહ પામી તેઓએ કિલ્લાના દ્વાર હસ્તગત કર્યા,[1] આ પ્રમાણે કિલ્લો બચ્યો, તે સાથે ગોરા ઑફિસરોના જીવ પણ બચ્યા. ૬૬ મી ટુકડીનું નામ સૈનિકોના લીસ્ટમાથી કમી કરવામા આવ્યુ. તેને બદલે નેપાળના ગુરખાઓને તે ટુકડીનો વાવટો અને હથિયારો આપવામા આવ્યા.

સર ચાર્લ્સ નેપિયરે લખ્યુ છે કે, જ્યારે ૬૬ મી ટુકડીના હથિયાર ઉતારી લેવામા આવ્યા અને તેઓનો વાવટો અને સરંજામ ગુરખાઓને આપવામા આવ્યો, એટલે સિપાહીઓનો અસંતોષ એનીમેળે શાંત થઇ ગયો. સિપાહીઓએ જાણ્યુ કે આપણા જેવી એક બીજી લડાયક જાતિ આપણા બદલે કામ કરવાને તૈયાર છે, ત્યારે તેઓ ઉશ્કેરાતા બંધ પડયા. સિપાહીઓએ બળવો ઉઠાવ્યો પણ લાભ મળ્યો નહિ, કારણ કે કંપનિને તો એકને બદલે બીજા સિપાહીઓ મળ્યા. કંપનિએ બીજાની મદદથી પોતાની સત્તા ટકાવી રાખી, આ વખતે સિપાહીઓ વટલાવાની બીકથી ઉશ્કેરાયા નહોતા, પણ પગાર ઘટયો હોવાથી ઉશ્કેરાયા હતા. નેપિયર આ વખત સમજતો હતો. આ બાબતમા કંઇ નહિ કરવામા આવે તો પૂરે પૂરી શાન્તિ ફેલાવાની નથી, એ વાત તેના ધ્યાનમા હતી. જે ફેરફારથી સિપાહીઓ ઉશ્કેરાયા હતા, જે ફેરફારથી સિપાહીઓ બંડ ઉઠાવવા તૈયાર થયા હતા, અને જે ફેરફાર સિપાહીઓના અંતઃકરણમા કારી ઘાની માફક સાલતો હતો, તે ફેરફારને સર ચાર્લ્સ નેપિયર અયોગ્ય ગણાતો હતો આ બાબત હિંદી સરકારના હાથમા હોવા છતા તેણે સિપાહીઓને નિયમાનુસાર પગાર આપવાનો હુકમ કાઢયો.

---

[1] Calcutta Review Vol. XXII.

જે મતભેદને લીધે સર ચાર્લ્સ નેપિયરને હિંદના વડા સેનાપતિનો હોદ્દો તજવો પડ્યો હતો, તે મતભેદ આ જ હતો. લોર્ડ ડેલહાઉઝી અને તેની તરફે હવે સખત મતભેદ પડ્યો. જ્યારે વડો સેનાપતિ સિપાહીઓને આપવાના પગાર સંબંધમા ગોઠવણ કરતો હતો, ત્યારે ગવર્નર જનરલ શીતળ ટેકરીપર હવા ખાતો હતો. તેણે પાછા ફરી જોયુ તો જણાયુ કે વડા સેનાપતિએ તો બધુ ગોઠવી મૂક્યુ છે. વડી સરકારની અજાણમા વડા સેનાપતિનો હુકમ જાહેરમા આવ્યો હોવાથી ડેલહાઉઝી બહુ ગુસ્સે થયો. નેપિયર કહેવા લાગ્યો કે સ્થિતિ ભયંકર થઈ ગઈ હોવાથી આ બાબતમા વિનતિ કરવા જેટલો સમય રહ્યો નહોતો. પરતુ ડેલહાઉઝીએ નેપિયરની વાત ન માની. તેણે દૃઢતાપૂર્વક કહ્યુ કે એવી ભયંકર સ્થિતિ ઉત્પન્ન થઇ નહોતી કે વડી સરકારની જાણ બહાર સેનાપતિને આવા હુકમો કાઢવા પડે તેણે નેપિયરની કાર્યપ્રણાલીની સમાલોચના કરતા જે ખાસ નોંધ લખી હતી તેમા જણાવ્યુ હતુ કે, “વડા સેનાપતિએ હિંદી સરકારને ખબર આપ્યા કે ગયા જાન્યુઆરી માસમા પંજાબના લશ્કરમા ઉશ્કેરણી જણાઇ હતી સિપાઈઓ એટલા બધા ઉશ્કેરાયા હતા કે હિંદી સરકાર એ સમયે ભયકર સ્થિતિમા મૂકાઇ હતી વડા સેનાપતિએ મોકલેલો આ સદેશો મેં ૨૬ મી મે એ ભારે વિસ્મય સાથે વાચ્યો વડા સેનાપતિએ જે ધાર્યુ હતું તે પર મેં બહુ વિચાર કરી જોયો. મેં ધીરજથી તે સમયના બધા કાગળપત્રો તપાસ્યા, અને જે કઇ બન્યું હતુ તે યત્નપૂર્વક વિચારી જોયું. અહીં હુ વડા સેનાપતિ જે ધારણાને વગેરે વશ થઇ, બધા લશ્કરને બળવાખોર અને બ્રિટિશ સરકાર[ને] આપત્તિમા આવી પડેલી માની બેઠા છે, તે ધારણા અને વિશ્વાસની

સત્યતા સંબંધે કંઇ પણ સવાલ ઉભો કરતા નથી. હું ફક્ત મારા પોતાનોજ મત જણાવું છું. મેં વડા સેનાપતિનો સંદેશો વાંચી જે વિચાર બાંધ્યો હતો, તે વિચાર ઘણી તપાસ કર્યા પછી પણ કાયમ રાખ્યો છે. મારા વિચારમાં તપાસ પૂર્ણ કર્યા પછી જરા પણ ફેર પડ્યો નથી. હિંદ વિપત્તિમાં આવી પડ્યું છે એવો પોકાર કરવામાં કંઇ સત્યતા જણાતી નથી. હિંદ બાહ્યશત્રુના અને પ્રજાની વફાદારીને લીધે અંતઃશત્રુના હલ્લાથી મુક્ત છે. આવી સ્થિતિમાં અમુક લશ્કરી ટુકડીની જરા તરા ઉશ્કેરણીથી સમગ્ર રાજ્યને સહેજ પણ નુકશાન થઇ શકે તેમ નથી × × × સૈનિકો બળવાખોર નીવડ્યા છે, સામ્રાજ્ય ભયમાં આવી પડ્યું છે વગેરે મત પ્રચારમાં આવ્યા છે. એ મતની સત્યતાનો હું મુક્ત કંઠે અસ્વીકાર કરૂ છું."

સર ચાર્લ્સ નેપિયરે જાતે વાયવ્ય સરહદપરની છાવણીઓમાં ફરી, તપાસ કરી જે હકીકત નોંધી હતી, તે તરફ લક્ષ આપતાં લોર્ડ ડેલ્હાઉઝીના આ વચનો અયોગ્ય જણાશે. નેપિયરે દિલ્હી, આગ્રા, મીરત અને હરદ્વારમાં ભટકી સૂક્ષ્મ તપાસ કરી હતી. બધા વર્ગોમાં જે અસંતોષ ફેલાયો હતો તે નજરોનજર નિહાળ્યો હતો. એ ખરૂં કે તે વખતે આ અસંતોષનું વાદળ તૂટી પડવાની અણીપર આવ્યું નહોતુ, સિપાહીઓ ઓછા પગારને લીધે ઉન્મત્ત બની કંપનિનાં રાજ્યને હિંદની ભૂમિપરથી ઉખેડી નાખવા તત્પર થયા નહોતા. પરંતુ એ કારણને લીધે તેઓ અંતઃકરણ પૂર્વક દુભાયા હતા, કંપનિ વિરુદ્ધ અવિશ્વાસુ થયા હતા, અને વેર વાળવાના સમયની રાહ જોઇ રહ્યા હતા. નેપિયર આ અવશ્યભાવી વિપ્લવની તૈયારી

જોઇ શક્યો હતો. આ અશાન્તિ જરૂર એક સમયે બ્રિટિશ સરકારને વિપત્તિસાગરને વિષે ડુબાવી દેશે, એ વાત તે સમજી શક્યો હતો તે માટે તેણે સિપાહીઓને સંતોષવાનું યોગ્ય ધાર્યું; સિપાહીઓને તેમની મરજી પ્રમાણે પગાર આપી વફાદાર બનાવવાનું કાર્ય સત્વર થવું જોઇએ એમ માન્યું. છેવટે આ સાવચેતી, કાર્યકુશળતા અને ઉદારતાનું માન જાળવવામા ન આવ્યુ નેપિયરનો હુકમ પાછો ખેંચ્યો. શાસન વિભાગના ઉંચામા ઉંચા પદપર રહી ડેલ્હાઉઝીએ પોતાની પદ્ધતિ જરા પણ ન ફેરવી. તેણે પોતાનુ વચન કાયમ રાખ્યુ. નેપિયરે ડ્યૂક ઓવ વેલિંગ્ટન આગળ રાજીનામું રજુ કર્યું રાજીનામું મંજૂર થયુ, એટલે તે હિંદના વડા સેનાપતિનો ઓદ્ધો તજી સ્વદેશ ગયો નેપિયરે જતી વેળા ઘોડેસ્વારની ૨૨ મી ટુકડીને પત્ર લખી જણાવ્યુ કે, હું લગભગ સિત્તેર વર્ષનો થયો છુ, છેલ્લા દશ વર્ષથી સખત શારીરિક અને માનસિક શ્રમ ભોગવવાથી મારી તબિયત લથડી છે. હવે હું તંદુરસ્તી મેળવવા વિલાયત જાઉં છુ હિંદની હવામા કામ કરવાથી હું તંદુરસ્ત નહિ થઇ શકું."

ગવર્નર જનરલ સાથે મતભેદ પડવાથી સર ચાર્લ્સ નેપિયર શારીરિક અને માનસિક સ્થિતિ સુધારવાને બહાને સ્વદેશ ગયો સરકારના આ બે સર્વોત્તમ અમલદારોની હરિફાઇએ, રાજનૈતિક ક્ષેત્રમા ઝેરના બીજ વેર્યા. આથી સૈનિક વિભાગનું મહત્વ ઘટ્યુ. સિપાહીઓએ નજરોનજર જોયું કે અમારા મોટામા મોટા ઉપરી પણ ગવર્નર જનરલની આગળ લાચાર છે. ઇંગ્લાંડે જેના હાથમા સૈનિકોની જીવનદોરી સોંપી છે, બહારના શત્રુનું આક્રમણ નિવારવા માટે જેની નીમણુક કરી છે, તે પણ એક સિવિલ ગવર્નર જનરલની સત્તા આગળ ઝાંખો પડે છે.

આવી હરિફાઇથી એક બીજી બાબત પણ પ્રજાની જાણમાં આવી. એથી લોકો બ્રિટિશ સત્તાનો પાયો કાચો છે એમ ધારવા લાગ્યા. ચિન્તાશીલ માણસોએ જ્યારે જાણ્યું કે વડી સરકારના સ્તંભો વચ્ચે મતભેદ પડયો છે, ત્યારે તેઓ સરકારની વ્યવસ્થાશક્તિ વિષે બહુ શક દર્શાવવા લાગ્યા. એક હિંદી અમલદારે સર જ્યોર્જ કલાર્કને લખ્યું હતું કે, "મને અત્યારે ૬૦ વર્ષ થયાં છે. મેં અનુભવી માણસો પાસેથી ત્રણ વાતો સાભળી છે. મારા અનુભવ પ્રમાણે મને જણાય છે કે, એ ત્રણ દુર્ઘટના સિવાય બ્રિટિશ સરકારની હયાતી કદી નિર્મૂળ થવાની નથી. એ ત્રણ ઘટનામાંથી પહેલી ઘટના ઉંચ દરજ્જાના અમલદારોનો મતભેદ છે. આ મતભેદ ન પડે તેવી પેરવી કરવી જોઇએ. જો એમ નમની શકે તો હિદી પ્રજાથી આ બાબત છુપી રાખવી જોઇએ. અત્યારે સાહેબ લોકો એકસંપી નથી; અને તેઓનું માત્સર્ય મધ્યાન્હ સૂર્યની માફક પ્રજા દૂરથી જોઇ શકે છે." લોકોએ આ દૃષ્ટિથી ડેલ્હાઉઝી અને નેપિયરની હરિફાઇ જોઇ હતી, અને એ હરિફાઇથી બ્રિટિશ સત્તાનો પાયો કાચો ધાર્યો હતો. લોકો ધારતા હતા કે, હિંદમા અંગ્રેજોની સંખ્યા થોડી છે; પરંતુ એક સંપીથી તેઓ બળવાન થઇ રહ્યા છે. જો એ એક સંપી તૂટે, જો એ એક સંપીને બદલે ઇર્ષ્યા, અદેખાઇ અને કુસંપ પેસે, તો અંગ્રેજો નિર્બળ થઇ જશે, તેઓની રાજ્યપદ્ધતિ પણ અશક્ત બની જશે.

લોર્ડ એલેન્બરોના સમયમા પણ ઉપરી અમલદારોમા અવા પ્રકારણથી કુસંપ થયો હતો. જે હિંદી લશ્કર સિંધમા જવા તૈયાર થયું હતું, તેઓને વધારે પગાર આપવાનું વચન વડા સેનાપતિએ

ગવર્નર જનરલની સમંતિ વગર આપ્યું હતું પરંતુ તે વખતે સાધા-
રણ પ્રજાનું લક્ષ તે તરફ આકર્ષાયું નહોતું. સિંધમાં લડાઇ ચાલી
હતી, એટલે લોકોનું લક્ષ તે તરફ હતું, તેથી લડાઇની વાત સિવાય
બીજા કોઇપણ વિષયપર, ધ્યાન આપવાનું લોકોને સૂઝતું નહોતું.
પરંતુ ડેલ્હાઉઝી સાથે નેપિઅરનો મતભેદ તો જગજાહેર થઇ ગયો
હતો હિંદની દરેક લશ્કરી છાવણીમાં, બજારમાં, ગામડામાં આ
ચર્ચાનો વિષય થઇ પડ્યો હતો બધા આ વાદવિવાદથી કંપનિના
રાજ્ય પરથી શ્રદ્ધા ગુમાવી બેઠા હતા, કંપનિને કુસંપથી છિન્ન ભિન્ન
થયેલી ગણવા લાગ્યા હતા અને રાજનીતિના મૂળમાં સડો પેઠેલો
માની બેઠા હતા. લોકો ધારતા હતા કે, અંગ્રેજો મજબૂત હાથ અને
તેજસ્વી મસ્તકની મદદથી હિંદમાં એકચક્રે રાજ્ય કરતા હતા, એ
હવે ઘરના કંકાસથી નિસ્તેજ, નિર્બળ અને નિરાશ્રિત થતા જાય છે.
આ વાત ધીમે ધીમે લોકોના હૃદયમાં જડ ઘાલી બેઠી પરન્તુ સિપા-
હીઓએ આ પ્રસંગમાંથી જે જ્ઞાન મેળવ્યું, તે તેઓ કદી ભૂલ્યા નહિ.
તેઓ પગારનો વધારો લેવાની નતિજ્ઞા લઇ બેઠા હતા, અને પગાર
વધારાય નહિ તો નવા જીતેલા દેશોમાં કામ કરવાની ના પાડવા
લાગ્યા હતા આ વખતે પગાર નમધમાં સરકારને ભાંજગડમાં પડેલી
જોઈ તેઓની આસ્થા ધીમે ધીમે નિર્મૂળ થવા લાગી, અને નવા
મુલકો સર કરવા માટે પ્રથમ કરતા વધારે વિરુદ્ધતા દર્શાવવા લાગ્યા.
તેઓએ પોતાના નવા સેનાપતિને રજા લેતો જોઇ નક્કી કર્યું કે હવે
કંપનિનું રાજ્ય વધે તેમાં આપણને કંઇ લાભ મળવાનો નથી, માટે
કંપનિનું રાજ્ય વધારવું, એ નકામી ગદ્ધામજૂરી છે. સિપાહીઓનો
આ અભિપ્રાય અચળ રહ્યો તેઓએ ભૂતકાળના ચિત્રને યત્ન પૂર્વક

સ્મૃતિપટપર આલેખી રાખ્યુ હતું, અને તે સાથે વર્ત્તમાન કાળના ચિત્રની તુલના કરી, કર્તવ્યનો માર્ગ ખોલવાનો યત્ન કર્યો હતો. જો સિપાહીઓને ભવિષ્યમા લાભ થશે એવી આશા આપી, આશ્વાસન આપી, ઉત્સાહી કરવામા આવ્યા હોત, જો તેઓને એમ જણાવવામા આવ્યુ હોત, કે જેઓ કોઇપણ કાર્ય સમમ દૂર દેશમા જશે, તેઓને જે જે અડચણો વેઠવી પડશે, તે અડચણોના પ્રમાણમા કઇ બદલો આપવાનો બદોબસ્ત કરવામા આવશે, તો તેઓ બહુજ આનદ પૂર્વક એ આશ્વાસનના વાક્યો પર વિશ્વાસ રાખત અને કૃતજ્ઞતા તથા ભક્તિપૂર્વક કંપનિનુ કામ કરવા તૈયાર થાત પરંતુ ગવનર જનરલ અને વડા સેનાપતિના વાદવિવાદમા તો તેઓને હરખાવા જેવુ કઈ નહોતુ તેઓએ પોતાના માલેક પાસેથી ઘણુ મળશે એવી આશા રાખી હતી, પણ એ આશા અફળ ગઇ. તેઓને ન્યાય ન મળ્યો

ત્યારબાદ એક એવો બનાવ બન્યો કે જેથી સિપાહીઓનો અસતોષ સ્પષ્ટ જણાયો[1] બ્રહ્મદેશમા લડાઈ જાગી, ત્યહી લોકો બ્રિટિશ સિહની વિરુદ્ધ લડવા ઉઠયા આ લડાઇમા સિપાહી સૈન્ય મોકલવાની જરૂર પડી સાગરના ભયકર મોજા સામે યુદ્ધ કરી. કાળા પાણીને વલોવ્યા સિવાય બ્રહ્મદેશમા જવાય તેમ નહોતું, તેથી સિપાહીઓને સાગરને પેલે પાર જવા માટે બોલાવવામા આવ્યા.

---

[1] કે સાહેબ લોર્ડ ડેલહાઉઝી સાથે સર ચાર્લ્સ નેપિયરને વિવાદ થયો, ત્યાર પછીના સમયને પ્રગાઢ શાન્તિનો સમય ગણે છે. પરંતુ બરાબર તેજ સમયે ૩૮ મી પલટણે બ્રહ્મદેશ જવાની ના પાડી હતી. Calcutta Review, Vol. XII P. 112.

બ્રિટિશ સરકારે વચન આપ્યુ હતુ કે, સિપાહીઓને કદી પણ સમુદ્રપાર મોકલવામા આવશે નહિ, તેઓના ધર્મ વિરુદ્ધના કોઇપણ કાર્યમા જોડવામા આવશે નહિ. પરતુ એ પ્રતિજ્ઞા વિરુદ્ધ અત્યારે સમુદ્ર માર્ગે જવાનો હુકમ જાહેર થવાથી, સિપાહીઓને એ વચનોમા શંકા પડી. ૩૮ મી પલટણે પ્રતિજ્ઞા લીધી કે અમે કદી પણ સમુદ્ર માર્ગે મુસાફરી કરી અમારા ધર્મના રિવાજને તોડશુ નહિ, સૈનિકોની આવી પ્રતિજ્ઞાની વાત સાભળી સરકારે કઇ ન કર્યું, તેઓને સર્વપ્રકારે સતુષ્ટ રાખવાનો બદોબસ્ત કરવામા આવ્યો, તેઓના રિવાજને આડે આવે એવુ કઈ પણ કાર્ય ન કરવાનો બદોબસ્ત કર્યો.

લોર્ડ ડેલહાઉસી હિંદ છોડી ગયો તે પહેલા પાચ વર્ષ અગાઉ કંપનિના યુરોપી લશ્કરની સખ્યા થોડા પ્રમાણમા વધારવામા આવી હતી પરતુ ઇગ્લાડથી હિંદ માટે જે સૈન્ય આવતુ તેની સંખ્યા ઘટી ગઈ હતી ઈ. સ. ૧૮૫૨ મા હિંદના ત્રણ ઇલાકામા ગોરા સૈનિકોની ૨૯ પલટણો હતી, એ ઓગણત્રીસ પલટણોમા બધા મળીને ૨૮ હજાર સૈનિકો હતા. ૧૮૫૬મા એને બદલે ૨૪ ટુકડીઓ રહી, એ ટુકડીઓમા ૨૩ હજાર સૈનિકો હતા. એ પાચ વર્ષમા હિંદમા રાજ્ય તો પુષ્કળ ફેલાયુ હતુ, દર વર્ષે નવા નવા મુલકો બ્રિટિશ મુલક સાથે જોડાઇ નકશામા લાલ રગ વધારતા હતા. પરંતુ તેમ છતા હિંદમા ૧૮૫૨ કરતા ૧૮૫૬ મા એકંદર સૈનિકોની સંખ્યા ૩૦૦૦ જેટલી ઓછી હતી. એ બને સાલના અલ્પ ભાગમા યુરોપમા જબરી લડાઇ જાગી હતી, તેથી ઇગ્લાડને તે લડાઇમા જોડાઇ રહેવુ પડયુ હતુ. બધું લક્ષ લડાઇપર આપવાનુ હોવાથી

હિંદી લશ્કરની સંખ્યા વધારવા તરફ ધ્યાન આપવામાં આવ્યું નહોતું. આથી ઈ. સ. ૧૮૫૬ માં સૈન્યની સંખ્યા ઘટી ગઇ હતી; વળી યુરોપમાંની લડાઇ માટે ઘણું ખરૂં સૈન્ય ફાજલ પાડવામા આવ્યું હતું. એ પણ મજકુર ઘટાડાનું કારણ હતું.

યુરોપની રાજનૈતિક ચળવળ અથવા સામયિક ઘટના હિંદમા કંઇ પણ ચર્ચા ફેલાવી શકે નહિ એ ધારવું ખોટું છે. યુરોપમા કોઇપણ જબરો બનાવ બને તો તેની ચર્ચા હિંદમા પણ ફેલાય છે, અને હિંદના લોકોના મનમા પણ એ સંબંધમા કંઇક ખાસ ધારણા અથવા શ્રદ્ધા બંધાય છે. ક્રિમિયાની લડાઇ વખતે આ વિષયની યથાર્થતા બરાબર પરિસ્ફુટ થઇ. એ લડાઇ વખતે હિંદના ઘણા સ્થળોમાં ઇંગ્લાંડ અને રશિયા વિષે ચર્ચા થતી હિંદના દરેક શહેરોમા ઈંગ્લાંડ અને રશિયાની વાતો ફેલાઈ હતી, રશિયાનું સાહસ અને ઇંગ્લાંડનું પરાક્રમ ઠેકઠેકાણે ચર્ચાતુ હતુ. પરંતુ છેવટે અજાણપણું અને દીર્ઘદષ્ટિના અભાવે એ ચર્ચાએ ભયંકર રૂપ પકડ્યુ હતું. બ્રિટિશ રાજ્યની પડતીના સંબંધમા કેટલાક વિચાર લોકોના હૃદયમા જડ ઘાલી બેઠા. લોકોમા વાતો ચાલવા લાગી કે રશિયાએ ઇંગ્લાડ કબજે કર્યું છે. ઈંગ્લાડને પોતાનુ ખંડિયુ રાજ્ય બનાવ્યુ છે, મહારાણી વિક્ટોરિયા હિંદમાં નાસી આવી ગવર્નર જનરલને આશરે રહ્યા છે. આવી મૂર્ખતાભરી વાતોથી લોકોની બ્રિટિશરાજ્ય તરફની શ્રદ્ધા પ્રથમ કરતા ઘણી ઓછી થવા લાગી, અને બ્રિટિશ પ્રજા અગાઉ કરતા નિર્બળ, કુસંપી અને ગેરવ્યવસ્થિત થઈ ગઇ છે, એવી અફવા ફેલાવા લાગી. તેમાં વળી ક્રિમિયાની લડાઇ માટે હિંદમાથી લશ્કર લઇ જવાની વાત ઉડી; બધા બહુજ શંકિત થઇ ગયા, વ્યાકુળ થઇ ગયા, બધાને વટલાવાનો

ભય પેદા થયો. એક ખાસગાર હિંદીએ આ સંબંધમાં લખ્યું છે કે, "ક્રિમિયાની લડાઇ માટે હિંદમાંથી સૈન્ય લઇ જવાની ચર્ચા પાર્લમેન્ટમાં ચાલેલી હોવાથી હિંદના અનુભવી અને દીર્ઘદૃષ્ટિવાળા લોકો પણ બહુ નવાઇ પામ્યા છે," આ નવાઇ અકારણ ઉત્પન્ન થઇ નહોતી. સૂક્ષ્મ નજરે જોનારા માણસો હિંદી લશ્કરના માનસિક ભાવો બરાબર સમજતા હતા. સૈનિકો આ ફરમાનથી બહુ ગુસ્સે થશે એ વાત તેઓ સમજતા હતા. માટે આ વાતને તેઓએ આદરમાન પૂર્વક સાંભળી આનંદ દેખાડ્યો નહિ

એ સિવાય બીજા કેટલાક બનાવોથી હિંદના અનુભવી લોકો ડેલ્હાઉસીના અમલ દરમિયાન બહુ નવાઇ પામ્યા હતા. ડેલ્હાઉસી ઇ. સ. ૧૮૫૬ના ફેબ્રુઆરી માસમાં રાજ્યની લગામ છોડી સ્વદેશ ગયો. હિંદના ગવર્નર જનરલોમાં લૉર્ડ ડેલ્હાઉસી જેવા ઉતાવળે કામ કરનાર અને સર્વકુશળ માણસો બહુ થોડા છે. તેણે ઉતાવળે કામ કરવાની પદ્ધતિ અને કાર્યકુશળતાથી હિંદની આંતરિક સ્થિતિમાં ઘણા ફેરફારો કર્યા છે, નવા સાધનોથી હિંદને નવી ગતિ સમર્પિત કર્યું છે. તે જે કંઇ કાર્ય હાથમાં લેતો તે એકાગ્ર હૃદયે અને સંપૂર્ણ દૃઢતા સાથે પાર પાડતો. આઠ વર્ષ સુધી તે પોતાના કર્તવ્યના માર્ગમાંથી રેખા માત્ર ચસ્યો નથી. એ આઠ વર્ષ દરમ્યાન તેને જે રાજનીતિના પ્રભાવથી હિંદના સઘળા વિભાગને ધ્રુજાવી મૂક્યા હતા, તે રાજનીતિ તેણે પોતે પ્રવર્તાવી હતી. માટે એ રાજનીતિ અનુસાર કાર્ય થવાથી જે રૂપ મળ્યું, તે સર્વાંગે તેને પોતાને મજાનું જોઇએ તે સ્ફુર્તિથી કાર્ય કરતો, બીનધાસ્ત કર્તવ્યપથપર અગ્રસર થતો, અને બહુજ સહેલાઇથી, જરાપણ સંકોચ વગર પોતાનું ઇચ્છિત કાર્ય સિદ્ધ કરતો. બીજે

કોઇ અમલદાર તેની માફક દૃઢતા અને તત્પરતા સહિત કાર્ય કરી શકતો નહિ ડેમોસ્થિનિસ અને ામેસેરોના વક્તૃત્વ સંબધમા શેક્સપિયર, અને કાલિદાસના કવિત્વ સબધમા, પ્રતાપસિહ અને નેપોલિયનના વીરત્વ સંબધમા અને કેવુર અને બીસ્માર્કના ગજનીતિજ્ઞપણા સબધમા કદાચ બે મત હશે, પણ ડેલ્હાઉઝીની કાર્યતત્પરતા અને કાર્યકુશળતા સબધમા બે મત નથી. તેના એ બાબતમા કોઇ હરિફ નથી તેણે તે બાબતમા પોતાની હારનાને પાછળ કેકી લોકોના હ્રદયમા કાયમનુ સ્થાન મેળવ્યુ છે

ડેલ્હાઉઝીના સમયમા હિદની અનેક તરેહની આંતરિક ઉન્નતિ થઇ હતી તેણે હિદમા રેલ્વેનો પાયો નાખ્યો, તાર ઓફિસો સ્થાપી, બારિ દોઆબ અને ગગાની નહેર ખોદી અને લાબા સરિયામ રસ્તા તૈયાર કરાવ્યા તેના સમયમા નિશાળોને સરકારી મદદ આપવાનો કાયદો પસાર થયો અને તેનાજ સમયમા સરકારી નિશાળો હિદના ગામે ગામ સ્થપાઇ લોકોનો અજ્ઞાનાધકાર દૂર કરવા લાગી ડેલ્હાઉઝીની આ આતરિક કાર્યપદ્ધતિને લીધે વેપાર બહુ વધ્યો, કેળવણીનો પાયો મજબૂત થયો, અને હિદના લોકો એક જાતિ તરીકે એકત્ર થવા લાગ્યા

ડેલ્હાઉઝીનો જાતીય ભાન અને જાતીય ચરિત્ર ઉન્નત તથા દૃઢ હતુ. તે બધી બાબત અગ્રેજી પદ્ધતિ મુજબ અગ્રેજની નજર જોતો, બધી બાબતનો વિચાર અગ્રેજી રિવાજ મુજબ કરતો તેનું હ્રદય દૃઢ અને વ્યવસ્થિત હતુ, માનસિક ભાવો સર્વ પ્રકારે અતુલનીય કાર્યકુશળતાનુ અદ્વિતીય અવલમ્બન રૂપ હતા તેણે આ એક બાબત મનમા દૃઢતા પૂર્વક ઠસાવી રાખી હતી કે અગ્રેજી શાસનપ્રણાલી, અગ્રેજી કાયદા, અગ્રેજી કેળવણી અને રીતરિવાજો, હિંદી શાસન પ્રણાલી, હીદી

સ્થાપના, હિંદી કેળવણી અને હિંદી રીત રીવાજો કરતાં બધી રીતે શ્રેષ્ઠ છે. તે અંતઃકરણ પૂર્વક આમ ધારતો હોવાથી એ વિચાર અમલમાં મૂકવા માટે પોતાની બધી શક્તિ વાપરી રહ્યો હતો. તેણે ધાર્યું હતું કે હિંદના નકશાનો બધો ભાગ લાલ રંગથી રંગાયા વગર ઇંગ્લાંડ અને હિંદ બન્નેનું કલ્યાણ થવાનું નથી. આ ધારણા, આ વિશ્વાસ તેનાં હૃદયને પોષી રહ્યા હતાં, ધીરે ધીરે રસ્તો દર્શાવતાં હતાં ભવિષ્યની આશાનું મન મોહન દૃશ્ય નજર સમક્ષ ફેલાવતાં હતાં અને જેવરે રોકી ન શકાય એવા વેગથી, પ્રબળ પરાક્રમથી પોતાની કૃતકૃત્યતા દર્શાવી પોતાની મેળે પોતે ગૌરવાન્વિત થઇ રહ્યા હતાં. તેને આ વિચારમાં એટલી આસ્થા હતી, એ ધારણા મુજબ કામ કરવાનો તેને એ[illegible] હતો, ટુંકામાં [illegible] વિચાર મુજબ કાર્ય કરતાં જે મહાન ફળ મળનાર હતા, તે વિષયમાં તેને એટલો [illegible] વિશ્વાસ હતો કે તે એ કાર્યપદ્ધતિનો અમલ કરવામાં જરા પણ હઠ્યો નહિ, જરા પણ છુટછાટ મૂકવા તૈયાર થયો નહિ રાજ્યશાસન વિભાગના બધા મોટા અમલદારો તેના વિચાર વિરુદ્ધ થઇ જાય, તો પણ તેનો આ વિશ્વાસ અણુમાત્ર ચળતો નહિ. જે સમયે થોડા અમલદારો સિવાય બીજા બધા અમલદારો નવી શાસનપદ્ધતિના મંત્રથી દીક્ષિત થઇ ચૂક્યા હતા, તેજ સમયે ડેલ્હાઉસીએ હિંદમાં પગલાં મૂક્યાં હતાં. માલ્કમ, એલફિન્સ્ટન અને મેટકાફ જે રાજનૈતિક મત માનતા હતા, તે મત તેના અમલ દરમિયાન સાતમે પાતાળ પેસી ગયો હતો તેણે જે માર્ગ પસંદ હતો, જે માર્ગે ચાલવું શરૂ કર્યું હતું, તે માર્ગનુ તેના સહકારીઓએ પણ અનુસરણ કર્યું હતું, તેના મદદગારોએ પણ તે મંત્રની દીક્ષા લીધી હતી. આ નવા શિષ્યો સાથે ડેલ્હાઉસી

પોતાના ઇપ્સિત કાર્ય પાર પાડવા તૈયાર થયો અને એ શિષ્યોનો નાયક થઈને તેણે એ ઇપ્સિત કાર્ય ધીમે ધીમે પાર પાડ્યા

ડેલ્હાઉઝીનો સ્વભાવ મરજી મુજબ વર્તવાનો હતો. અહંકૃતિ અને એકાગ્રતા તેનામા રગેરગ ભર્યા હતા. તેની ઇચ્છા કોઇપણ રીતે સંયમમા રહેતી નહિ. અસાધારણ આત્મગૌરવથી તે સર્વદા ઉન્નત રહેતો, અટલ ઉત્સાહથી તે કર્તવ્ય પર અગ્રેસર થતો, અને બધી અડચણો વટાવી લક્ષ્યસ્થળે જઇ પહોચતો ડેલ્હાઉઝીની શક્તિ અને યથેચ્છાચાર બ ન્નેના મુક્ત માર્ગે આગળ વધતા ડેલ્હાઉઝી આ શકિત અને યથેચ્છાચારના બળવડે બધા કાર્ય પાર પાડતો ડેલ્હાઉઝીના સ્વભાવમા રહેલા એક મોટા દોષથી તેની રાજનીતિ અનેક સ્થળે કલકિત અને દુષિત થઇ છે તેની અભાનનીય કૃતકૃત્યતા પણ ઘણે સ્થળે અમૃતને બદલે ઝેર વરસાવી રહી છે જેઓની કલ્પના અને પ્રતિભાશકિત તેજસ્વી ન હોય, તે વાસ્તવિક રીતે હિંદપર અમલ ચલાવી શકે નહિ હિંદ સબધમા ડેલ્હાઉઝીની આ કલ્પનાશકિત કે પ્રતિભાશકિત જરાપણ ન હોતી જેનામા કલ્પના ન હોય પ્રતિભાશકિત ન હોય તે ઘણા વર્ષના અનુભવ બાદ અમુક જાતિનુ જાતીય ચરિત્ર સમજી શકે છે પરતુ જેનામા કલ્પના અને પ્રતિભા શકિત હોય તે બહુ થોડા સમયમા અને થોડી મહેનતે કોઇ પણ જાતિનુ જાતીય ચરિત્ર સારી રીતે જાણી શકે છે ડેલ્હાઉઝી આ બે શકિતમાની એક પણ શકિતનો અધિકારી ન હોતો માટે તે જે રાજ્યપર અમલ ચલાવવાને નીમાયો હતો, જે રાજ્યના લોકોમા તેની ભવિષ્યની કીર્તિ બધાઇ રહી હતી, અને જે રાજ્યનો તે એકમાત્ર વિધાતા થઇ રહ્યો હતો, તે રાજ્યની પ્રકૃતિ અથવા લોકોના હૃદયમાના

વિચારો જાણવાને તે અશક્તિમાન નીવડ્યો હતો. જો વિચાર
યથેચ્છાચારી હોવામાં યથેચ્છાચારી શાસનપ્રણાલીના સબંધમાં ભાગ્ગ
ગીને ચોટ શકાય તે કારણ એજ વિચારોનો અધિકારી થયો હતો.
હિંદીઓ પોતાની જૂની દંતકથાઓ પર કેવો વિશ્વાસ રાખે છે, જૂના
ધર્મ ગ્રંથોનું કેટલું માન જાળવે છે, તે વાત ડેલ્હાઉઝી જાણતો ન
હોતો. જૂના હિંદીરાજાઓ।। રાજ્યના તરફ હિંદી પ્રજા જે માન
દર્શાવે છે ને તરફ તે કદી આસ્થા રાખતો નહિ. હિંદીઓ પોતાના
રીતરિવાજો પ્રત્યે કેવા મમતાળુ છે તે તેની ધ્યાનમાં ઉતર્યું ન હોતું.
પોતાની જૂની રાજ્યવ્યવસ્થા ભ્રમપૂર્ણ અને દોષોવાળી હોય છતાં
લોકો નવી અંગ્રેજ પદ્ધતિ કરતાં તે પર વધારે અનુરક્ત રહે
તે સમજવા જેવી કલ્પના અથવા પ્રતિભા તેનામાં ન હોતી
કોઈ કલ્પના અથવા પ્રતિભાએ તેને બળ દીધું, બહુ ગુણોવાળો એ
અટજાની બનાવ્યો ન હોતો. જે રાજા વંશપરંપરાથી પોતાના રાજ્યા
સ્વતંત્રતા ભોગવતો આવ્યો છે, ગૌરવ સન્માન અને આદરમાં
જેને વંશપરંપરાના શ્રેષ્ઠ ગુણો વડે ગૌરવાન્વિત કરી રહેલ છે,
ગૌરવ, સન્માન અને આદરમાન એ ત્રિપુટી વિધર્મીના હુકમથ
ક્ષણમાં ગુમાવાય તે એવા રાજાના હૃદયમાં જે ગુસ્સો સળગી ઊઠે
તે કલ્પનામાં આણવાની શક્તિ ડેલ્હાઉઝીમાં ન હોતી અથવા પોતાન
વંશપરંપરાથી ભોગવાતી સ્વતંત્રતા નષ્ટ થતાં પોતાને પરવશ પરતંત્રતાન
ઇચ્છાથી નવરા દશામાં આવી પડ્યા. તે રાજાને કેટલી પીડ
થતી હશે, કેટલો ગુસ્સો ઉપજતો હશે કેવી યાતના ઉપસ્થિત થતી
હશે, અને એ યાતના તેની દમન ગ્રહી વેરવૃત્તિને કેવી રીતે પ્રદીપ્ત
કરી મૂકતી હશે તે વાત ડેલ્હાઉઝીની કલ્પનામાં ( કલ્પના શક્તિ ન

કાવાથી ) ઉતરે તેમ ન હોતું. તે બીજાની દૃષ્ટિએ જોતો નહિ, બીજાના મસ્તકવડે વિચાર કરતો નહિ, અને બીજાના હૃદય વડે અનુભવ કરતો નહિ. તેને જાતીય વિશ્વાસ અને જાતીયઅનુભવ પદદલિત કરી પોતાના વિચાર, પોતાના વિશ્વાસ, અને પોતાના અભિપ્રાય મુજબ કાર્ય કરવું બહુ ગમતું.

ડેલ્હાઉઝી આ રીતે અદ્વિતીય ધારણાને વશ થઇ કંપનિના અધિકારમાં વૃદ્ધિ કરવા તૈયાર થયો, અને હિંદના લોકોના જૂના આચારવિચારનાં મૂળપર કુહાડાના ઘા મારી અનેક રાજ્યોની સ્વતંત્રતા, અનેક રાજાઓની આબરૂ નષ્ટ કરવા લાગ્યો. મહારાજા રણજીતસિંહ હિંદનો નકશો જોતા જોતા એકાએક બોલી ઉઠ્યા હતા કે, આ નકશાનો બધો ભાગ ધીમે ધીમે લાલ થઇ જશે. તે ભવિષ્ય વાણી ડેલ્હાઉઝીના રાજ્ય અમલ દરમિયાન અનેકાંશે ખરી પડી. ડેલ્હાઉઝીએ વિજયલક્ષ્મીનો પ્રસાદ ગણી પંજાબ ખાલસા કર્યું, ખરા વારસનો અભાવ બતાવી સતારા, ઝાંસી અને નાગપુર બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધું, અને જૂલમ તથા અન્યાયની પરાકાષ્ટા બતાવી અયોધ્યા પર પોતાનો અધિકાર ફેલાવ્યો. હિંદમાં આ રીતે કંપનીએ એક જબર રાજ્ય સ્થાપ્યું. ત્યાર બાદ લેણા પેટે વરાડ હજમ કરી ડેલ્હાઉઝીએ રાજનૈતિક ક્ષેત્રમા એક અપૂર્વ ચમત્કાર બતાવી હિંદીઓને ચમકાવ્યા. આટલેથીજ ન અટકતાં તેણે નાના સાહેબનું સાલીયાણું બંધ કરી એક મહાન અનિષ્ટનો પાયો નાખ્યો. આ પ્રમાણે લાગણી વગર, દીર્ઘદૃષ્ટિ વગર, સાધારણ પ્રજાના હૃદયના વિચારો જાણ્યા વગર, ડેલ્હાઉઝીએ હિંદુ અને મુસલમાન— બંને સંપ્રદાયને બ્રિટિશ સરકારના વિરોધી બનાવ્યા. સાલીયાણું

અંધ થવાથી નાના સાહેબ સરકારનો કટ્ટો દુશ્મન બન્યો, ઝાંસી કબજે કર્યાથી લક્ષ્મીબાઇના હૃદયમાં ભયંકર ક્રોધાગ્નિ સળગ્યો, અને અયોધ્યા કંપનીનો મુલક થવાથી બંગાળાના સીપાઇઓ બહુ દીલગીર થયા. ડેલ્હાઉઝીએ આ રીતે ધીરે ધીરે હિંદના મેદાનપર બળવાના બીજ વાવ્યા, અને અનુદારતાથી હિંદુસામ્રાજ્યને જર્જરિત કરી મુક્યું બીજાના રાજ્ય ખાલસા કરવાથી અને સ્વતંત્ર રાજાઓને સાધારણ પ્રજાની હાલતમાં મુકવાથી પ્રજા સરકાર તરફ તિરસ્કારની દૃષ્ટિએ જોતી હતી. અને સરકારની સત્તા ઉથલાવી પાડવાની તક શોધવા તૈયાર થઇ હતી, એ વાત ઘણા ખરા કબુલ કરે છે પારકા રાજ્ય હજમ કરવાની પદ્ધતિ બાબત કપ્તાન સ્લીમે એક દિવસ ગેબર્ટ સાહેબને કહ્યું હતું કે, "જો હિંદમાં આપણું રાજ્ય નાશ પામે, તો ત્યાં આપણા કીર્તિસ્થંભ રૂપે કેવળ કેટલીક ભાગી તૂટી બોટલ અને ચુનાના કકડા જ રહેશે સમુદ્રના કિનારા પરના બધા શહેરોમાં આપણી સરકાર સાધારણ પ્રજાની માનનીય બની છે, કારણ કે ત્યાંની પ્રજા વેપારની ઉન્નતી થવાથી ઉન્નત સ્થિતિમાં આવી છે પરંતુ રાજ્યના અંદરના ભાગમાં આપણે આદરમાન પામ્યા નથી ત્યાં જુલમી પદ્ધતિ વિરાજે છે, આપણે દશભાગમાંથી નવ ભાગ પડાવ્યા છે હિંદીઓ ધીમે ધીમે ગરીબ થતા જાય છે તેઓમાં કોઇ કોઇ આપણી શાસનપદ્ધતિને પેચની સાથે સરખાવે છે. કારણ કે પેચ ગતિ જેમ ધીમે ધીમે થાય છે તેમ આપણી ગતિ પણ ધીમે થાય છે, આપણી ગતી અનુભવી શકાતી નથી, પરંતુ તે હમેશા હિંદીઓને ધૂળ ભેગા કરતી જાય છે[1]. "એક બીજા દીર્ઘદૃષ્ટિવાળા

[1] Southey, Common-place Book, 4 th. Series, P. 684.

રવે લખ્યું છે કે, "કર લીધા સિવાય તો ચાલે તેમ નથી. પરંતુ આપણે હિંદીઓ પર જુલમ તો ઓછો કરી શકીએ ખરા. જો કે આપણે તેનો પ્રેમ તો ન મેળવી શકીએ, તોપણ તેઓનો તિરસ્કાર વહોરવાની કંઇ જરૂર નથી. બધાને એક સપાટી પર એકજ સ્થિતિમાં લાવી મૂકવા એ આપણને લાયક નથી. એથી તેઓનો સંસ્કાર ડગમગી ઉઠે છે, ભય વધે છે, અને પદવી તથા સંપત્તિ હરાઇ જવાની શંકા વધતી જાય છે. આપણે અત્યારે આપણી ભૂલ તથા એ ભૂલનું શોચનીય પરિણામ સમજી શક્યા છીએ." જોન પોલ રાઇટરે એક ઠેકાણે કહ્યું છે કે, "અનુભવ એ એક ઉત્તમ નિશાળ છે, પરંતુ એ નિશાળની ફી બહુ મોટી છે. આપણને એવો ઉપદેશ મળ્યો છે તે મેળવવો બહુ મુશ્કેલ છે, અને ભૂલી જવો બહુ ભયંકર વિપત્તિ જનક છે. એ ઉપદેશ મેળવતા આપણને ઘણો ખર્ચ ઉપાડવો પડ્યો છે; જો આપણે એ ઉપદેશ નહિ માનીએ તો તે કરતાં દશગણો ખર્ચ કબૂલ કરવો પડશે. એ ઉપદેશ મેળવતા આપણને છેલ્લા કેટલા માસ (બળવા સમયના) અવિશ્રાન્ત ઉત્કંઠા અને મનોવેદનામા વીતાડવા પડ્યા છે? એ દરમ્યાન આપણે આપણું પ્રાચ્ય સામ્રાજ્ય જતું રહે, એ બીકથી નિરંતર કાંપતા રહ્યા છીએ. આપણે આપણા વિપક્ષીઓનાં આકસ્મિક અને ભયંકર અસ્ત્રસંચાલનથી ડર્યા છીએ, આપણે આપણને શરમાવનારા વિજયના સમાચાર પણ નીચે માથે સાંભળ્યા છે. એ ઉપદેશની નિશાનીઓ તે સમયના ઇતિહાસનાં પાનાં પર આલેખાઇ રહી છે. અને ખાત્રી છે કે એ કદી પણ વિસરાઇ જશે નહિ; જ્યા સુધી મરી ગયેલા યોદ્ધાઓનાં નામ તેઓની દુઃખી વિધવા પત્ની અને શોકથી સંતાપ પામતા સંતાનોના હૃદયમાંથી દૂર નહિ થાય, જ્યાં સુધી આ બળવાના

જેનારા કે જેઓએ આ વિપ્લવ શાંત પાડવામા ઘણો આગેવાની ભર્યો ભાગ લીધો છે, અને ભયંકર શોણિતસ્રોતના દર્શનથી જેઓના રુવાડાં ખડાં થાય છે, તેઓ આ મૃત્યુશોકમાંથી છૂટા થઇ કાળના પરાક્રમને લીધે પંચભૂતમા મળી નહિ જાય; જ્યાં સુધી આપણાં ઉપકારજનક શાસનથી આનંદ પામી હિંદીઓ આપણી અભાગિની અવ્યવસ્થા બાબત બગબગ કરતા બંધ ન પડે; જ્યા સુધી સ્વતંત્ર રાજ્યના રહેવાશીઓ પોતાના રાજાના અમલની માફક અંગ્રેજી અમલ પર પ્રીતિ ન રાખે, જ્યાં સુધી હિંદનો આ બળવો અન્યાયી રીતે રાજ્યો ખાલસા કરવાનુ ફળ છે, એમ ખરા હૃદયથી માની આપણે કર્તવ્યપથ પર આગળ ન વધીએ, ત્યાં સુધી કદી પણ એ સ્મૃતિ પટ પરથી દૂર થશે નહિ.[૧]"

લોર્ડ ડેલ્હાઉઝીની પરરાજ્ય રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિને દુરદેશી દીર્ઘદૃષ્ટિવાળા પુરુષોએ આવા વાક્યો લખ્યા છે. તેની આ રાજનીતિથી સુજ્ઞ માણસોના હૃદય દુભાયા હતા. ડેલ્હાઉઝીના અહંભાવને લીધે હિંદમાં આ શોચનીય રાજનીતિ જરા પણ લાગણી વગર પ્રવર્તી હતી. એક સ્પષ્ટવક્તા અંગ્રેજે ડેલ્હાઉઝીના અમલની સમાલોચના કરતા લખ્યુ છે કે, "તે (ડેલ્હાઉઝી) ઉત્તમમા ઉત્તમ અગર મહાન અમલદાર હોઈ શકે, પરંતુ રાજ્યશાસન વિષયમાં તે તદ્દન નકામો માણસ હતો.[૨]" અમે એ કઠોર વાક્યની પુનરુક્તિ કરી હિંદના

૧ Westminster Review, New Series Vol. XXII P. 156—157 Indian Annexation; British Treatment of Native Princes.

૨ Evans Bell, Empire in India P. 26

એક મુખ્ય ગવર્નર જનરલને કલંકિત કરવા માગતા નથી. ડેલ્હાઉઝી-
. ઘણા ગુણો હતા, પરંતુ રાજ્ય ચલાવવામાં તે ગુણોમાંનો એક
ગુ ગુણ વિકાસ પામ્યો નહોતો. તેના જાતિભાઇઓમાંના ઘણા ખરા
' રીતે હિંદ પર અમલ ચલાવવા માગતા હતા, જે કાર્ય કરી
ંદીઓને વફાદાર અને સંતોષી રાખવા માગતા હતા, તે ઇચ્છાની
રૂદ્ધ વર્તવામાં ડેલ્હાઉઝીએ પાછું વાળી જોયું નહોતું. જોન માલ્કમે
ક વખત મેજર સ્ટુઅર્ટને લખ્યું હતું કે, "આખા હિંદને
ટલાક જીલ્લામાં વહેંચી નાખો, તો હું છાતી ઠોકીને કહું છું કે
ાપણું સામ્રાજ્ય પચાસ વર્ષ ટકવાનું છે. પરંતુ જો આપણે હિંદનાં
વતંત્ર રાજ્યોને કાયમ રાખીશું, તો જ્યાં સુધી યુરોપમાં આપણું
ૈકાસૈન્ય પ્રબળ રહેશે, ત્યા સુધી આપણે હિંદ પર સત્તા ચલાવી
ાકીશું. જ્યાં સુધી આપણે એ બાબતમાં સર્વોપરી રહેશું ત્યાં સુધી
ાપણુ યુરોપીય શત્રુ આપણું પૂર્વનું રાજ્ય ડગમગાવી શકશે નહિ"[૧]
ાજર ઇવાન્સ બેલે એક સ્થળે લખ્યું છે કે, "હિંદ તરવારના
ળથી જીતાયું છે, અને ભવિષ્યમાં પણ તરવાર વડે ટકી રહેવાનું
, એ વાક્ય સાંભળી હું બહુ ગુસ્સે થાઉં છું. જો એ વાક્યમાં
વેો અર્થ પ્રગટ થતો હોય કે, હિંદમાંની આપણી બધી સત્તા,
ધા અધિકાર કેવળ લશ્કર વડેજ મોજૂદ છે, તો હું એ વાક્યને
સત્ય કહેતાં અચકાતો નથી. જો એ વાક્યમા એવો અર્થ પ્રગટ
તો હોય કે આપણે કેવળ લશ્કરદ્વારાજ હિંદ પર અમલ ચલાવી

૧ Kaye Life and Correspondence of Major
ieneral Sir Gohu Malcolm Voll. II. P. 372

ચલાવીશું, સાધારણ પ્રજાના હક, લાગણી અને સામાજિક સ્થિતિ એનો અનાદર કરી કેવળ સૈનિકોના બળ વડે આપણે સામ્રાજ્ય અસત્તા કાયમ ટકાવી રાખીશું, તો તે વાક્યો હું અસત્ય કહેતા જરા પણ અચકાતો નથી હિંદ કેવળ તલવારના જોરથી આપણા તાબામા રહેવાનુ છે, માટે તલવાર પરજ આપણે વિશ્વાસ રાખવો ઉચિત છે બ્રિટિશ જાતિની તલવાર પર હિંદ સામ્રાજ્યની હયાતીનો આધાર છે, નવાઈની વાત તો એ છે કે રાજ્યના અધિપતિઓના હૃદય આવા વિચારોથી, આવા અભિપ્રાયોની છવાટલ થઇ ગ્યા છે.

આપણા સામ્રાજ્યની ખરી સત્તા, આપણી ઉદારતા અને સુશાસનપર આધાર રાખે છે. રહેવાશીઓના યોગ્ય અભિપ્રાયો, યોગ્ય ઇચ્છાઓને માન આપી ન્યાયાનુસાર શાસનપદ્ધતિદ્વારા આપણા પ્રાધાન્ય ઉપર સાધારણ પ્રજાનો ગાઢ વિશ્વાસ અને આસ્થા પેદા કરવાથી આપણુ સામ્રાજ્ય અચળ રહેશે.

ઈ. સ ૧૮૪૮મા લોર્ડ ડેલ્હાઉસીએ હિંદ સામ્રાજ્યની દોરી હાથમા લીધા ત્યારથી હિંદના બધા વર્ગોમા અસંતોષ વૃદ્ધિ પામ્યો હતો. જ્યા સાધારણ પ્રજામા અસંતોષ અને અવિશ્વાસ વિરાજમાન હોય, ત્યા બળવો ફાટી નીકળવાના બનાવનો તોટો પડતો નથી. તે સ્થળે તો બધી બાબત ક્રોધ વધારવાના કારણરૂપ બની જાય છે, બધી સાધનને ઉદ્દેશી પ્રત્ન નિમિત્તપણે ખૂનઝગડા પાડે છે. સર્વોપરિ સત્તાના સામાન્ય કૃત્યો પણ ક્રોધોન્મત્ત સંપ્રદાયના મસ્તકમા અમાવનીય જ્ઞાન અને ધારણા પ્રવેશાવી રહે છે જ્યા અસંતોષ, સંદેહ અને કૌતુકત્વનું સામ્રાજ્ય વ્યાપ્યુ હોય, ત્યા ચરબીવાળા ટોટા, ફકો-રાજ્ય પદ્ધતિ, તથા ખોટી ભવિષ્યવાણી પ્રજામા ઉશ્કેરણી ફેલાવી રહે છે.[૧]

લૉર્ડ ડેલ્હાઉઝીને કદી આવો વિચાર આવ્યો નહોતો. ડેલ્હાઉઝીએ સ્વેચ્છાચારની ઉશ્કેરણીથી અયોધ્યા ખાલસા કરી જે વિપ્લવનાં બીજ વાવ્યાં હતા, તેમાંથી વખત જતાં મોટું ઝાડ ઉત્પન્ન થયું પંજાબ જીત્યા બાદ સર હેન્રિ લોરેન્સે પોતાની સ્વાભાવિક પ્રતિભાવડે સ્પષ્ટ જોઈ લીધું, કે આ નવા પ્રદેશમા બ્રિટિશ સરકાર કદી પણ લોકપ્રિય થઇ શકશે નહિ. સ્વાધીનતાપ્રિય શિખલોકો એકાએક ફિરંગીઓના તાબામાં વ્યવસ્થિત થતા પોતાનું અપમાન થયું સમજશે; માટે આ રાજ્યનું ગોરા સિપાહીઓથી રક્ષણ કરવામા નહિ આવે, તો અંદરનાને બહારના શત્રુના હલ્લા ખાળવાની સગવડ નહિ થાય. એવા વિચારથી તેણે સંખ્યાબંધ ગોરા સિપાહીઓ પંજાબમા એકત્ર કર્યા હતા. બાકીની થોડી પલટણો (ગોરા સૈનિકોની) હિંદના બીજા ભાગોમા ગોઠવવામા આવી. આથી હિંદના બીજા વિભાગોના રક્ષણ માટે દેશી લશ્કરપર આધાર રાખવો પડ્યો. ત્યાર બાદ ઈંગ્લાંડને ક્રિમિયાની લડાઇમા ઉતરવું પડ્યું ક્રિમિયાના વિગ્રહમાં ભાગ લેવા દેશી સિપાહીઓની માગણી થઈ લોકો વિચારવા લાગ્યા કે ઈંગ્લાંડની વસ્તી ઘટી હોવાથી સિપાહીઓનો પણ તોટો પડ્યો છે, તે માટે સરકારને દરેક બાબાતમા હિંદની મદદ લેવી પડે છે. હિંદી લશ્કરની મદદ વિના સરકારથી કાઇપણ કાર્ય પાર પાડી શકાતું નથી.[1]

---

[1] ક્રિમિયાની લડાઇ વખતે હિંદમાંથી પૈસા ભેગા કરવામા આવ્યા હતા. તેથી લોકો ધારવા લાગ્યા કે ઈંગ્લાડમા સૈન્ય તો ખૂટ્યું છે, પણ તે સાથે પૈસા પણ ખૂટયા છે. Kaye, Sepoy War P. 345 note

અપમાન થયું સમજતાં નહિ. પરંતુ બીજાં કારણોથી તેઓને નુકશાન પહોચ્યું હતું. અયોધ્યા જ્યાંસુધી પરરાજ્યના વર્ગમાં હતું ત્યાંસુધી તેઓ પોતાના દેશની પ્રજામાં જરા ઉંચા દરજ્જાના ગણાતા હતા. કંપનિના નોકર તરીકે દેશમાં તેને કેટલીક સગવડ મળતી. પ્રજા તેનું માન જાળવતી, બધા લોકો તેઓને મદદ આપવા તૈયાર રહેતા, બધા લોકો તેઓને પ્રસન્ન કરવા તત્પર રહેતા. સ્વદેશનાં કોઇપણ જાતનો જૂલમ વરતતો તોપણ તેઓને કશી આચ ન આવતી, તેઓ બ્રિટિશ રેસિડેન્ટની કૃપાથી સહકુટુંબ આનંદમાં દિવસો ગુજારતા. સર હેન્રિ લૉરેન્સે એક સ્થળે લખ્યું છે કે, " સિપાહીઓ અગાઉ સમાજમાં જેવું માન મેળવતા તેવું માન અત્યારે મેળવતા નથી. તેઓ બીજાં રાજ્યો ખાલસા કરવાના મત તરફ તિરસ્કાર દર્શાવેછે. કારણ કે બીજાં રાજ્યો બ્રિટિશ મુલક સાથે ભળતા કાર્યક્ષેત્ર વિસ્તૃત થઇ જાય છે. તે સાથે બ્રિટિશ સરકારના શત્રુની સંખ્યા ઓછી થવાથી સિપાહીઓની જરૂર પણ ઓછી થતી જાય છે.× × ×
પરરાજ્ય ખાલસા કરવાની પદ્ધતિ તમને પસંદ છે કે નહિ એવો પ્રશ્ન એક વખતે મુબાઇની ઘોડેસ્વાર ટુકડીમાના એક અયોધ્યાના વતની સિપાહીને પૂછવામા આવ્યો હતો. તેણે જવાબ આપ્યો હતો કે, રાજ્ય ખાલસા કરવાની નીતિ અમે સારી ગણતા નથી. જ્યારે અમે ઘેર જતા હતા ત્યારે મોટા માણસ જેટલું આદરમાન મેળવતા. અમારાં ગામના મોટાં માણસો અમને જોઇ ઉભા થઇ જતા. પરંતુ અત્યારે તો હલકા વર્ગના લોકો પણ અમારી સમક્ષ બીડીઓ ફૂંકે છે.[૧]

[૧] Sir Henry Lawrence to Lord Canning. Ms. correspondence. પરરાજ્ય ખાલસા કરવાથી સિપાહીઓ બહુ

અયોધ્યા બ્રિટિશ રાજ્યમાં જોડાવાથી ત્યાંના વતની સિપાહીઓ¹ આ રીતે ગુસ્સે થયા હતા. તેઓ નવાબના અમલમાં સ્વદેશમાં સાદર-માનને પાત્ર ગણાતા. તેઓના લશ્કરી પોશાક અને હથિયારોમાં કંપનિ બહાદુરનો પ્રતાપ ચમકતો જોઇ બધા લોકો તેઓ પ્રત્યે શ્રદ્ધા રાખતા, તેઓનાથી બ્હીને ચાલતા, તેમને બ્રિટિશ કંપનિના માણસો ધારી આદરમાન આપતા. કોઇપણ તેમની વિરૂદ્ધ વર્ત્તતા નહિ, કોઇપણ તેઓને નાખુશ કરવાનુ સાહસ કરતા નહિ પરંતુ જ્યારે અયોધ્યા બ્રિટિશ સરકારના તાબામા ગયુ, જ્યારે બીજા લોકોની માફક સિપાહીઓ પણ બ્રિટિશ સરકારની સાધારણ રૈયત ગણાવા લાગ્યા ત્યારે તેઓનું આદરમાન કપૂરની માફક ઉડી ગયું. તેઓ સ્વદેશી લોકો સાથે એક કમિશનરના તાબાની રૈયત બન્યા. આથી સિપાહીઓ અયોધ્યા ખાલસા કરવાના પરિણામો બરાબર સમજી શકયા. રાજ્યપરિવર્તનને લીધે જે અસંતોષ ફેલાય, તે અસંતોષથી સિપાહીઓ પણ બચી શકયા નહિ; સિપાહીઓ અને પ્રજા એકજ ક્ષોભથી એક બીજા પ્રત્યે લાગણી દર્શાવવા લાગ્યા.

---

¹ ગુસ્સે થયા હતા, તે સિપાહીઓની આ કેટલીક વાતચીત પરથી સ્પષ્ટ થશે. લગભગ પચીસ વરસ પહેલાં એક સિપાહીએ પોતાના ઑફિસરને પૂછ્યું હતું કે, "હવે આપ લોકોએ પંજાબ તાબામાં લીધુ હોવાથી સૈન્ય પણ ઘટાડશો ખરા." એક બીજા સિપાહીએ સિંધ ને બંગાળા મુલક સાથે જોડાવાના સમાચાર સાભળી જણાવ્યુ હતુ કે મને લાગે છે કે હવે લંડનને બંગાળા સાથે જોડવાનો હુકમ બહાર થશે. Kaye, Sepoy War, Vol. I. 347. Note

આ પ્રમાણે અયોધ્યા ખાલસા કર્યા બાદ સિપાહીઓ બ્રિટિશ કંપનિ ઉપર અધિક વિરક્ત થઈ ગયા; ધીમે ધીમે કંપનિ તરફનો અનુરાગ નાશ પામવા લાગ્યો. સિપાહીઓ કેવળ લડવૈયા જ નથી; એ સ્વદેશ અને સ્વજાતિના પ્રતિનિધિ રૂપે કાર્યક્ષેત્રપર અગ્રસર થાય છે. સ્વજાતિનાં ભલા માટે, સ્વદેશની ઉન્નતિ કરવા ખાતર તેઓના વિચાર, ઇચ્છા અને અભિપ્રાય સતત્ પરિસ્ફુટ થતા જાય છે. સાધારણ બાબતો જાણવાની તેઓને ઘણી સગવડ હોય છે. તેઓ પોતાની છાવણીમા જુદા જુદા દેશના જુદી જુદી જાતિના લોકો સાથે એકત્ર થાય છે. દૂરના મિત્રો સાથે પત્રદ્વારા વાતચીત કરે છે; બજારમા થતી વાતો યાદ રાખે છે, અને કુતુહલતાને વશ થઇ દર વખતે દરેક વિષયની ચર્ચા કરે છે. તેઓ સરકારનો ઉદ્દેશ ઘણી વેળા સમજી શકે છે; પરન્તુ હંમેશા સંદિગ્ધ અને કુતુહલ પ્રિય હોવાથી કોઇ કોઇ વેળા સરકારના અભિપ્રાયને ઉલટા સ્વરૂપમા પણ સમજે છે. અંગ્રેજ સરકારની કાર્ય પદ્ધતિના ગૂઢ તત્વ નક્કી કરવા જેટલી શક્તિ તેમનામા હોતી નથી, અંગ્રેજોની ગૂઢ રાજનીતિનું રહસ્ય જાણવા જેટલું સામર્થ્ય તેમનામા હોતું નથી. તેઓ અગાઉની માફક અંગ્રેજ ઓફિસરો સાથે વાતચીત કરી શકતા નહિ; તેથી તેઓ અપૂર્વ કલ્પનાના બળવડે નાના પ્રકારના અનિષ્ટકર સ્વપ્ન જોતા અને પોતાની કલ્પનાથી પોતેજ ઉન્મત બની દુઃસાહસિક કાર્યો કરવા તત્પર થતા.

તેઓની આ કલ્પના ઉશ્કેરનારા લોકોનો પણ તોટો નહોતો બ્રિટિશ સરકાર સંબંધની અનેક દંતકથાઓ તેઓ સન્મુખ ગાવામાં આવતી, અનેક ઉપકથાઓ તેઓના રૂંવાડા ખડા કરતી, અને નાડીઓમાં

ઝપાગાબંધ લાડી વહેવડાવની કંપનીનું રાજ્ય ફેલાવાથી તેઓનું કાર્યક્ષેત્ર સંકીર્ણ થયું હતું. તેજ પ્રમાણે તેઓની સ્વજનિનો ધર્મ ફેલાવવાનો જુસ્સો મુક્ત થયો હતો જે દેશ કંપનિના રાજ્ય સાથે જોડાતો, તે દેશમાં ખ્રીસ્તિ ધર્મ ફેલાવવાની અને ત્યાંના રહેવાસીઓને ખ્રીસ્તિ ધર્મમાં વટલાવવાની સગવડ થતી જે સિપાહીઓ બયંકર ભૂખમરાથી પિડાતા પિતાના મરણને આરે આવી પડ્યા હોય છતાં હલકી જાતિનું અડકેલું ખાતા નહિ ? અત્યારે તેઓ પોતાના સંપ્રદાયમાં ખ્રીસ્તિ ધર્મ પચારો નિહાળવા લાગ્યા એ સિવાય

---

૧ ઇ સ ૧૮૦૦ ના જાન્યુઆરીની ૩૧ મી તારીખે કર્નલ સ્કિનર ઉનારાના રાજા સાથેની લડાઇમાં ઘવાયો લડાઇ બંધ પડ્યે મેદાન પર શી શી સ્થિતિ બની તે તેણે જાતે અવલોકન કરી નોંધી રાખી છે એ નોંધમાં સિપાહીઓના ધર્માનુરાગના કેટલાક દ્રષ્ટાંતો મળે છે કર્નલ સ્કિનરે લખ્યું છે કે " બપોર પછી ત્રણ વાગતાને સુમારે હું ઘવાઇ બેભાન થઇ ભોંય પર પડ્યો બીજે દિવસે સવારમાં મેં ભાન આવ્યું. ભાનમાં આવ્યા બાદ આજુબાજુ નજર કરતાં જણાયું કે મારી ચોતરફ આપણા ઘાયલ સિપાહીઓ પડ્યા છે. હું સૂર્યના તાપમાંથી બચવા માટે ધીમે ધીમે ચોપગા પશુની પેઠે ચાલતો ચાલતો પાસેની એક ઝાડીમાં જઇ ન્હો મારી પાસે બીજા બે સૈનિકો હતા તેઓમાંનો એક સુબેદાર અને બીજો જમાદાર હતો એકના પગનું તળીયું ગોળાના મારાથી છુંદાઇ ગયું હતું. બીજાના શરીર પર ભાલાના ઘા પડ્યા હતા. બયંકર તરસથી અમે હવે કાયર થવા લાગ્યા, આજુબાજુ માણસોનું નામ નિશાન જણાતું નહોતું. આવી અવસ્થામાં અમે આખો દિવસ મૃત્યુની રાહ જોતા

હિંદની ઘણીખરી ધર્માદા જમીન ખાલસા થવાથી લોકો ઉશ્કેરાઇ ગયા હતા હિંદુ અને મુસલમાન બને ધર્મના લોકોને પોતપોતાનો ધર્મ તજાવવા માટે કાયદા ઘડાયા છે, ધર્મના રીતરિવાજો તોડવા ખાતર જેલમાં મ્લેચ્છો રાખવામાં આવ્યા છે વગેરે વગેરે વાતો દરેક છાવણીમાં, દરેક સૈનિક સમક્ષ સન્યાસીઓ અને ફકીરો સંભળાવવા લાગ્યા, એ રીતે

ઓ પરંતુ હાય ? મૃત્યુને બદલે રાત્રિ આવી, અમારા નસીબમાં મરણ કે મ… એમાંથી કંઇ લખ્યું નહિ હોય ! પૂર્ણચંદ્ર રણપર પ્રકાશી રહ્યો હતો મધરાતે અમે ટાઢથી થરથરવા લાગ્યા, ટાઢ એવી તો સખત હતી કે અમે પ્રતિજ્ઞા લીધી કે જો જીવતા રહીએ તો લશ્કરી નોકરી ન કરવી અમારી ચોતરફ ઘવાયલા માણસો આર્ત્તનાદ કરી પાણી માગતા હતા શિયાળના ટોળા ચોતરફ લાશને ફાડી ખાતા હતા અમે પણ તેમનો ખોરાક થવા તૈયાર થયા છીએ કે નહિ, તેની તપાસ કરવા તેઓમાંના એક બે અમારી પાસે આવજા કરતા હતા અમે હોકારા કરી અગર પત્થર ફેંકી તેમને નસાડી મૂકતા હતા આ પ્રમાણે એ ભયંકર રાત વીતી સવારમાં એક પુરુષ અને એક ઘરડી ડોસીને ટોપલી અને પાણીનું વાસણ લઇ અમારા તરફ આવતી જોઇ. ડોસી બધા ઘાયલોને ટોપલીમાંથી રોટલી અને વાસણમાંથી પાણી આપતી હતી મને પણ તેણે તે વસ્તુ આપી મેં તેનો તથા ઇશ્વરનો ઉપકાર માન્યો સુબેદાર ઉંચી જાતનો રજપુત હતો, પેલી ડોશી ચમાર હતી તેથી તેણે એ ડોસી પાસેથી કંઇ ન લીધું. મેં આગ્રહપૂર્વક તેને પાણી તથા રોટલી લેવાની વિનતી કરી એટલે સુબેદારે કહ્યું કે " ચાલુ અવસ્થામાં આપણે થોડી ક્ષણમાત્ર દુનિયાપર રહેનાર છીએ, એ થોડા સમય

સિપાહીઓને ઉશ્કેરવાનું કાર્ય ઝપાટાબંધ થવા લાગ્યું. ફિરંગી સરકારને હરાવવાથી ઘણો લાભ થશે, તમે કુટુંબ સાથે ભારે સુખમાં સમય ગુજારશો, એવી લાલચો પણ સિપાહીઓ સમક્ષ રજૂ થતી હતી એ સિવાય જે જૂના રાજ્યો કંપનિના સામ્રાજ્ય સાથે જોડાયા હતાં, તે રાજ્યના લોકો પણ સિપાહીઓના હૃદય ઉશ્કેરતા હતા. તેઓ જુદા જુદા વેશમા, વિવિધ યુક્તિઓ લડાવી સિપાહીઓને ઉશ્કેરતા, ને એ યોગમા મસ્ત બનેલા બ્રહ્મચારીના વેશમા, ભટકતા મુસાફરના વેશમાં, રમકડાં વેચનારના વેશમા, વગેરે ગમે તે વેશમા તેઓ ગમે તે સ્થળે જતા, ગમે તે સૈનિકોને મળતા, તોપણ તેઓનો ઉદ્દેશ એકજ હતો કે સિપાહીઓના હૃદય ઉશ્કેરી આકસ્મિક વિપ્લવને માટે તૈયાર કરી મૂકવા. આ ઉદ્દેશ પાર પાડવામા તેઓને કંઇ મુશ્કેલી ન નડી યોગ્ય સમયે સિપાહીઓના હૃદય રૂપી ક્ષેત્રમા બીજ જઈ પડયા, અને યોગ્ય સમયે, યોગ્ય ઘટનાઓને લીધે તે બીજમાથી કણકૂલથી લચી રહેલું વૃક્ષ બની તેણે હિંદને હચમચાવી નાખ્યુ.

હિંદના નવા ગવર્નર-જનરલની નિમણૂક કરતી વેળા બહુ ચર્ચા થાય છે. લોર્ડ ડેલહાઉઝી જેવા ઉતાવળે કામ કરનારા, કાર્ય-કુશળ માણસને બદલે કોને નીમવો એ સવાલ પણ ભારે ચર્ચા શરૂ

---

માટે હું શું સનાતન ધર્મની મર્યાદા તજીશ? ના, હુ કદી એ પાણી કે રોટલી લઇશ નહિ શુદ્ધ ધર્મવિષયબી રહી દેહ તજીશ." Military Memoir of Lieutenant-colonel James Skinner Vol. I. P. 178. Comp Dpuke of Argyll, India under Dalhousie and Canning, P. 75-76.

ફરી. જેણે આઠ વર્ષના અમલ દરમિઆન કાર્યકુશળતાને લીધે હિંદનાં રાજનૈતિક ક્ષેત્રને વિષે ઘણા નવા વિષયો દાખલ કર્યાં હતા, સ્થિરતા અને દઢતાથી જેણે પોતાની પદ્ધતિને સર્વત્ર વિજય પમાડી હતી, તે ગવર્નર જનરલની જગાએ કોની નીમણુક થશે, એ પ્રશ્ને બધાને ઉત્કંઠિત બનાવી મૂકયા હતા. હિંદીઓ આતુરતાપૂર્વક પોતાના ભાવી શાસનકર્તાની રાહ જોવા લાગ્યા. છેવટે સમાચાર આવ્યા કે લોર્ડ પામર્સ્ટનનો શિષ્ય, મહારાણી વિકટોરિયાનો પોસ્ટમાસ્તર જનરલ લોર્ડ ડેલ્હાઉઝીની જગાએ નીમાયો છે

લોર્ડ કેનિંગ અયોગ્ય અથવા અનુદાર પ્રકૃતિનો નહોતો. ઇટન અને ઓકસફર્ડમા કેળવણી મેળવી તેણે સાહિત્ય અને ગણિતમા ખાસ પ્રવીણતા મેળવી હતી. તે જે સમયે ઓકસફર્ડમા ભણતો હતો, ત્યારે ગ્લેડસ્ટન, બ્રુસ, ફિલિમોર વગેરે તેના સહાધ્યાયી હતા. તેમાના દરેક એક વખતે વ્યવહારના કાર્યક્ષેત્રમા ઉચ્ચ સન્માન મેળવી ગયા છે[૧]. કેનિંગ જ્યારે વિશ્વવિદ્યાલયમાથી બહાર નિકળ્યો, ત્યારે તેની ઉમર એકવીશ વર્ષની હતી તે સમયે પાર્લામેન્ટના બારણા તેને માટે ખુલ્લા હતા પણ એમ એકદમ વ્યવહારમા પડવુ એ તેને પસંદ નહોતું. કેનિંગની વકતૃત્વ શક્તિ પ્રખર નહોતી તે સાધારણ રીતે શરમાળ સ્વભાવનો હતો માટે પાર્લામેન્ટમા પોતે સફળતા મેળવી શકશે એવી તેને ખાત્રી નહોતી, તોપણ તેથી તેનો દુનિયાદારીમાં પ્રવેશ કરવાનો રસ્તો બંધ થયો નહોતો. કામિ-

૧. ગ્લેડસ્ટન ઇંગ્લાંડના વડા પ્રધાન તરીકે, બ્રુસ હિંદના ગવર્નર જનરલ લોર્ડ એલ્જીન તરીકે, અને ફિલિમોર એક વકીલ તરીકે પ્રખ્યાત થયો હતો.

નીના દમનીય હૃદય આકર્ષવાની શક્તિ તેનામા હતી સગવના, ઉદારતા અને નમ્રતામા પવિત્ર પ્રેમની પ્રતિમૂર્તિ પ્રતિફલિત થઈ તેનો મહાન મનારી મૂકી હતી તે જાણી ગયા બાદ પ્રેમનું વિશુદ્ધ સૌંદર્ય ભોગવવા તૈયાર થયો. ઇ સ ૧૮૩૫ના સપ્ટેમ્બરની ૫મી તારીખે ચાર્લ્સ જોન કેનિંગ, શાર્લોટ સ્ટુઅર્ટ નામની એક કુમારીને સાથે પરણ્યો. એ સ્ત્રી રૂપલાવણ્યવતી, અને વિનય નમ્રતાદિ ગુણોથી વિભૂષિત હતી પરણ્યા બાદ એક વર્ષે કેનિંગે પાર્લમેન્ટમા પ્રવેશ કર્યો આમની સભામા તે ૭ અઢારડિઆ કરતા સહેજ વધુ સમય ગુજારેલો પડ્યો હતો, ત્યારબાદ તેણે લૉર્ડ–ઉમરાવની સભામા જગો લીધી કેનિંગ લગભગ વીસ વર્ષ ઉમરાવની સભામા રહ્યો એ લાંબા સમયમા તેણે ઘણા જોખમદારીવાળા કામો સ્વીકાર્યા હતા કેનિંગ પ્રથમ પરદેશખાતાનો અન્ડર સેક્રેટરી થયો હતો તેણે તે જગાપર રહી પોતાનું કર્તવ્ય અતિશય યોગ્યતા સાથે બજાવ્યુ હતુ કર્તવ્ય બજાવતા તેને બહુ આનંદ થતો ત્યારબાદ ઇ. સ ૧૮૪૬મા તેણે જંગલખાતાના મુખ્ય કમિશનરનો હોદ્દો સ્વીકાર્યો ધીમે ધીમે તે કેબિનેટ–પ્રધાનમંડળનો સભાસદ અને પોસ્ટમાસ્તર જનરલ બન્યો

આ પ્રમાણે કાર્યકુશળ અને અનુભવી રાજનીતિજ્ઞના હાથમા લૉર્ડ ડેલહાઉઝીની પછી હિંદની જવાબદારી સ. ૧૮૫૫–૧૮૫૬ સોંપવામા આવી ઓગસ્ટની પહેલી તારીખે ડિરેક્ટરોની એક સભા મળી કેનિંગે તે સભામા યથાવિધિ પ્રતિજ્ઞા લઈ હિંદના કારભારની જવાબદારી સ્વીકારી તેજ દિવસે સાંજરે તેને માન આપવા ખાતર એક ખાણું આપવામા આવ્યુ ઇંગ્લાંડમા એવા ખાણા એક મુખ્ય યાદગાર

નાવ તરીકે ગણાય છે. એવા બનાવો ચુપચુપ અગર આડંબર વિના
પૂર્ણ થતા નથી. એ ઑગસ્ટ માસની પહેલી તારીખે એક વિશાળ
મંડપમાં ઘણા આબરૂદાર માણસો, રાજ્યપુરુષો વગેરે એકત્ર થયા હતા.
ઈસ્ટ ઇંડિઆ કંપનિના પ્રમુખ ઈલિયટ મેકનોટને આ ખાણાની
આગેવાની સ્વીકારી હતી. જેને આદરમાન આપવા આ ખાણું
આપવામા આવ્યું હતું, તે આ વખતે ચુપ રહ્યો નહોતો. લૉર્ડ
કેનિંગે એ સમયે ગંભીરતા પૂર્વક એક ભાષણ આપ્યું હતું, એ
ભાષણમાં તેણે સરળતા પૂર્વક ઘણું કહ્યું હતુ; પોતાની જવાબદારી
અને કાર્યનાં મહત્વનો ઉલ્લેખ કરી સરળતા પૂર્વક પોતાનો અભિપ્રાય
દર્શાવ્યો હતો. તેણે ખુલ્લી રીતે જણાવ્યું હતું કે, " એક વખતે
આવી ભારે જવાબદારી સ્વીકારતા હું સંકોચાત, એ કબુલ કરતાં
મને શરમ લાગતી નથી પરંતુ અત્યારે કપની પાસેથી મેં જે ભારે
જવાબદારી ગ્રહણ કરી છે, તે પૂરેપૂરી રીતે અદા કરવામાં હું દર
કલાકે, દર મિનિટે મારો અનુભવ, પ્રયત્ન અને એકાગ્રતાનો ઉપયોગ
કરીશ." ત્યારપછી તેણે સભાપતિ મેકનોટન તરફ ફરી કહ્યુ કે,
"આપે આજે મને ડિરેકટર સભાની સાથે એકમત થઇ કાર્ય કરવાનો
અનુરોધ કર્યો છે. તે માટે હુ આપનો આભારી છુ, અને એ
સલાહ ખરા મન વડે પાળવાનું વચન આપુ છું હુ જાણું છુ કે
આપ જે વર્ગના સરદાર છો, તેઓ તે વર્ગ કદીપણ વિશ્વાસનો
ઉપયોગ કરતો નથી. ચાલુ સરકારના મુખ્ય ઉપરી અમલદાર અને
મારા સહકારીઓની અનુકંપા ઉપર પણ હુ આધાર રાખું છું. સિવિલ
અને સૈનિક ખાતુ પરસ્પર એકમંત્ર રહી કાર્ય કરે તો હું બહુ આનંદ
પામુ છું. રાજકીય કાર્યના આ બે મુખ્ય ખાતા સિવાય આપણો

દેશના લોકો સરકારના બીજા કોઇ પણ ખાતાને વધારે માનની દષ્ટિથી જોતા હોય એમ મને જણાતુ નહિ. આ બે ખાતાના માણસોએ હિંદની ઉન્નતિ માટે ઘણુ કાર્ય બજાવ્યુ છે આપ લોકોએ, આપના વર્ગમાથી, લડાઇ અને શાન્તિના સમયમા એવા કાર્યકુશળ માણસોને ત્યા મોકલ્યા છે કે જેને મેળવી યુરોપનુ કોઇપણ રાજ્ય પોતાને ભાગ્યશાળી માને સાહેબો, એ લોકો વડે આપ પૃથ્વીના ઇતિહાસમા એક એવુ અતુલનીય દશ્ય પ્રગટ કરવા સમર્થ થયા છો કે ૫૬૦ કરોડ માણસો એક સમૃદ્ધિ મપદામા નિર્ભયથી અમન નીચે સુખ અને શાન્તિમા દિવસો ગાળે છે."

ત્યાર બાદ કેનિંગે દરબારના મહત્વ સંબધમા કેટલીક હકીકત કહ્યા પછી આ ભવિષ્યવાણી દ્વારા બધાને ચમકાવ્યા —હુ જાણતો નથી કે હિંદમા કેવા બનાવો બનશે હુ આશા રાખુ છુ કે, અમે લડાઇના દાવાનળમા ખપડાશુ નહિ હુ શાતિમા કાર્ય કરવાની ઇચ્છા રાખુ છુ પરતુ હુ એ કદી ભૂલી જઇશ નહિ કે, પૃથ્વીના બીજા ભાગો કરતા આપણા હિંદ સામ્રાજ્યનુ બલુ રની બાબતમા અદષ્ટ પર આધાર રાખે છે. હિંદનુ આકાશ અત્યારે નિર્મળ જણાય છે પરતુ તેમા એક હથેળી જેવડુ વાદળુ ઉત્પન્ન થઇ શકે તેમ છે. એ વાદળુ ધીમે ધીમે વધી જઇ છેવટે આપણુ સત્યાનાશ વાળી શકે તેમ છે જે એકવાર બન્યુ છે, તે ફરીથી પણ બની શકે. ઉશ્કેરણીના કારણો ઓછા થયા છે ખરા, પરતુ તે હજુ સંપૂર્ણ રીતે દૂર થયા નથી અત્યારે પણ ઘણા અસતોષી અને ઉદ્ધત માણસો આપણા તાબામા છે હજુ પણ કેટલાક એવા વિરોધીઓ રહ્યા છે કે તેઓ તરફ આપણે પૂરેપૂરી સાવચેતીથી જોયા સિવાય

રહી શકતા નથી, અને આપણી સરહદ પણ એવી સ્થિતિમાં છે કે તેના કોઇ ભાગમાં કોઇ પણ વખતે વિગ્રહ ઉત્પન્ન થઇ શકે. એ સિવાય કોઇ કોઇ ખંડીઆ રાજ્ય સાથે આપણો સંબંધ એવી સ્થિતિમાં છે કે હિંદ જેવાં એક વિશાળ સામ્રાજ્યની શાન્તિ જાળવવા માટે એ શક પડતા સ્થળ ગણાય. અમે શાન્તિ જાળવવાને શક્તિમાન ન થઈએ તો પણ સન્માન, વિશ્વાસ, અને સત્કાર્યનાં બળ વડે શાન્તિ જાળવવાને યોગ્ય થઇ શકીએ. જ્યારે એ બધાને બદલે લડાઈની જરૂર પડે, ત્યારે ખાસ ધીરજ અને વિચારપૂર્વક એ લડાઇ ચલાવી શકીએ. આ પ્રમાણે વિચારપૂર્વક લડાઇ ચલાવવાથી એ અવશ્ય થોડી મુદતમા બંધ પડવાની અને એના ફળ પણ અનિશ્ચિત આવશે નહિ. પરંતુ હું સંતોષપૂર્વક એ બધી શંકા હૃદયમાંથી દૂર કરું છું અને શાન્તિનું વિશાળ દૃશ્ય નજરે જોઉં છું. મને ખાત્રી છે કે હું એ શાન્તિમય રાજ્યમા રહી આપની મદદ મેળવવાને શક્તિમાન થઇશ.''

જેઓએ લોર્ડ કેનિંગના પાર્લમેન્ટમાના ભાષણો સાંભળ્યા હતાં, તેઓ આ ભાષણ સાંભળી બહુ નવાઇ પામ્યા, અને મુક્તકંઠે વક્તાના વખાણ કરવા લાગ્યા. ઇ. સ ૧૮૫૫ના ઑગસ્ટની ૧ લી તારીખે લોકોએ જે ભાષણ સાંભળ્યું, તે ભાષણ પાર્લમેન્ટમા થતા ઘણા ભાષણો કરતા સર્વોત્તમ હતું. એ ભાષણ જેવું હૃદયગ્રાહી હતું, તેવુંજ ધીરજપૂર્વક અને ગંભીર અવાજે ઉચ્ચારવામા આવ્યું હતું. એનું પ્રત્યેક વાક્ય અને પ્રત્યેક શબ્દ શ્રોતાઓના અંતઃકરણમા અપૂર્વ લાગણી ઉત્પન્ન કરતા હતા, અને તેઓને ક્ષણકાળને માટે ભાન ભુલાવી દેતા હતા. કેનિંગે સદિગ્ધ ચિત્તે જે હથેળી જેવાં

વાદળાનો ઉલ્લેખ કર્યો હતો, એ રૂદનુ હિંદના આકાશમાં ઉત્પન્ન થઇ ચૂક્યું હતું અને તે વિસ્તૃત થઈ બ્રિટિશ સત્તાને મુશ્કેલીમાં મૂકવા તત્પર થતું થઇ ગયું હતું જેઓએ કેનિંગનું આ ભાષણ સાંભળ્યુ હતું, તેઓ ઉપરથી એ ભવિષ્યવાણી ખરી પડેલી જોઇ કેનિંગની અસાધારણ વિચારશક્તિ આગળ માથું નમાવતા હતા.

એ ભાષણ વખતે એક બીજા રાજનીતિજ્ઞે હિંદ વિષે કેટલીક હકીકત કહી સમજાવી હતી લૉર્ડ પામર્સ્ટન હિંદનું જૂનું ગૌરવ, જૂનો મહિમા અને જુની ખ્યાતિ વિસરી ગયો નહોતો. અથવા હિંદને તેના પૂર્વ ગૌરવથી ગૌરવશાળી બનાવવા જરાપણ શરમ રાખતો નહોતો. તેણે સ્પષ્ટ રીતે કહ્યુ હતુ કે "જુનો સુધારો પ્રથમ હિંદમા ઉત્પન્ન થઇ મિસરમારફત આ તરફ પ્રસર્યો છે આપણે એ સમયે અણઘડ આદમી હતા પરંતુ અત્યારે આપણે એ સુધારાના નીચામા નીચા પગથીએથી ઉંચામા ઉંચા પગથીએ ચઢી એ પ્રાચીન સુધારાની જનની રૂપ હિંદ ભૂમિમા સુધારો અને જ્ઞાનનો પ્રચાર કરીએ છીએ અને લાગે છે કે હિંદના લોકોને ઉંચામા ઉંચા અને પવિત્રમા પવિત્ર વિચારોનુ દાન કરવુ એ આપણા નસીબમા લખ્યુ લાગે છે " ત્યારબાદ લૉર્ડ પામર્સ્ટને લૉર્ડ કેનિંગની ભવિષ્યવાણીનો ઉલ્લેખ કરી એ નાનુ વાદળુ કઇ જગાએ પ્રગટ થશે તે બતાવી આપ્યુ.

જોકે લૉર્ડ કેનિંગે ઇંડિઆ ઓફિસમા યથાવિધી પ્રતિજ્ઞા લઇ હિંદની રાજ્યધુરા ગ્રહણ કરી હતી, લોકો તેને હિંદના ગવર્નર જનરલ તરીકે ઓળખતા હતા, તો પણ તે અગાઉની માફક થોડો સમય પ્રધાનમંડળના સભાસદ તરીકે અને પોસ્ટ માસ્તર જનરલ

રીકેના કામ બજાવવાનો રહ્યો. પહેલાં એવું નક્કી થયું હતું કે ઇ. સ. ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૧ લી તારીખે લોર્ડ ડેલ્હાઉઝી પાસેથી લોર્ડ કેનિંગે હિંદનો કારભાર સંભાળી લેવો. પરંતુ લોર્ડ ડેલ્હાઉઝીએ ... લી માર્ચે ચાર્જ છોડવાનું જણાવ્યું એટલે કેનિંગને થોડો વખત ... જોવી પડી. કેનિંગ ધારતો હતો કે ડેલ્હાઉઝી અયોધ્યાની બાબતમાં કોઇ ખાસ બંદોબસ્ત કરવા અને ભવિષ્યની ઉથલપાથલની ... નિવારવા માટે વિલંબ કરે છે. એણે ધાર્યું કે આવા વિલંબથી ... કે ડેલ્હાઉઝીને કંઇ સગવડ મળે તેમ નથી. માટે આ વિલંબ ... તો તેને ગમ્યો નહિ. તેણે એવો વિચાર કર્યો કે લોકોના મનમા ... વિલંબ કરવાથી એવો સંદેહ પેસી જાય કે અયોધ્યા ખાલસા કરવાથી મુશ્કેલી આવી પડશે એવા શકથી નવો ગવર્નર જનરલ એવો તો ત્રાસ પામે છે, અથવા એ કાર્ય તેને એવું તો જુલમી લાગે છે કે તે એ કાર્યમા જરા પણ ભાગ લેવા ઇચ્છતો નથી. આ બંને વિચારો ભૂલ ભરેલા હતા, કારણ કે અયોધ્યા ખાલસા કરવાનો ઠરાવ પ્રધાનમંડળે કર્યો હતો. પ્રધાનમંડળના સભાસદ તરીકે કેનિંગે એ ઠરાવને અનુમોદન આપ્યું હતું. માટે અયોધ્યામા બંદોબસ્ત ફેલાવવાને માટે કેનિંગને બહુ આગ્રહ હતો. એ માટે તેને ડેલ્હાઉઝી આમ સમય ગાળે એ ઠીક ન લાગ્યું. પરંતુ જ્યારે ડેલ્હાઉઝીનો છેલ્લો પત્ર આવ્યો અને એ છેલ્લા પત્રદ્વારા કેનિંગે જાણ્યું કે ડેલ્હાઉઝી ખાસ બનાવો માટે નહિ પણ સાધારણ બનાવો માટે કેટલાંક અઠવાડિઆ હિંદમાં ગાળવા માગે છે, ત્યારે તેણે કશી

આનાકાની કરી નહી, તે સંતુષ્ટ ચિત્તે વિકોરીયે સાથે એકમત થયો ૧

૨૧મી નવેમ્બરે કેનિંગે મહેલે વિંડસર જઈ, મહારાણી પાસે રજા લીધી. ૨૭મીએ તે પાછો લંડન આવ્યો એ માસમાંજ કેનિંગ જન્મભૂમિ છોડી પોતાની સ્ત્રી અને બત્રીજા સાથે હિંદ આવવા ઉપડયો રસ્તામાં આવતુ મિસર તેનું ધ્યાન આકર્ષી રહ્યું હતુ, માટે મિસરની શોભા નિહાળ્યા બાદ તે જાન્યુઆરીની આરંભમાં મુએ ઝથી વહાણમાં બેસી એડન આવી પહોંચ્યો ઇ સ ૧૮૫૬ ના જાન્યુઆરીની ૨૮મી તારીખે તે મુંબાઈ આવી પહોંચ્યો પૂર્વના સામ્રાજ્યપર પગ મૂકતાજ લૉર્ડ ડેલહાઉસીની આજ્ઞા મુજબ તેને એક ગવર્નર જનરલના દરજ્જાને છાજે એવુ માન આપવામાં આવ્યુ. મુંબાઇમાં આડંબરની મણા નહોતી કેનિંગે ૨૭ ફેબ્રુઆરીએ મેકનોટન સાહેબને લખ્યુ હતુ કે ' મને ગવર્નર જનરલની માફક આદરમાન આપવાનો હુકમ લૉર્ડ ડેલહાઉસીએ અગાઉથી મોકલ્યો હતો

૧ લૉર્ડ કેનિંગે ડિરેક્ટરોના પ્રમુખ મેક્નોટનને આ પ્રમાણે એક પત્ર લખ્યો હતો "પ્રથમ મને જણાયુ હતુ કે લૉર્ડ ડેલહાઉસી અયોધ્યાના બંદોબસ્ત માટે વિલંબ કરે છે, તે પરથી મે ધાર્યું હતુ કે તે પોતે બંદોબસ્ત કરવા રહેશે તો ઘણી અગવડ નડશે પરંતુ હમણા મે જાણ્યું કે ડેલહાઉસી સાધારણ કાર્ય માટે વાર લગાડે છે માટે હું એ બાબતમાં કંઈ વાંધો લેતો નથી મને આશા છે કે આપ લૉર્ડ ડેલહાઉસીની આગળી ખબર રાખશો અને તે કહે તે દિવસે મને તેની જગાએ નીમશો " Lord Canning to Mr Macnaghten September 29, 1855 M Correspondence

તેથી મને આ સ્થળે ભારે માન આપવામાં આવ્યું છે. જો કે એ આડંબર અને માન મેળવવાના મને ઇચ્છા નહોતી, અથવા તે મેળવવાની મેં આશા રાખી નહોતી. છતાં એ આડંબર અટકાવવાનો કશો પ્રયત્ન કર્યો ન હોતો." કેનિંગ મુંબાઇથી મદ્રાસ આવ્યો ાં તેનો સહાધ્યાયી લૉર્ડ હેરિસ ગવર્નર પદ ભોગવતો હતો. તે ૨ મિત્રના ઘરમાં કેટલાક દિવસો ગાળ્યા બાદ ફેબ્રુઆરી માસની ાખરે કલકત્તા આવ્યો, અને તેજ દિવસે તેણે સરકારી મકાનમાં ોતસર પ્રતિજ્ઞા લઇ હિંદનો કારભાર ગ્રહણ કર્યો.

જેઓ હિંદના ગવર્નર–જનરલનું પદ સ્વીકારે છે, તેઓ વદેશમાં ગમે તે મત ધરાવતા હોય, હિંદના કામ સંબંધમાં ગમે ા વિચારો દર્શાવતા હોય, છતા અહિં આવતાજ કામના બોજાને ીધે અતિશય વ્યાકુળ બની જાય છે. કાર્યનો પ્રવાહ એવો તીવ્ર ોગે વહે છે કે પ્રથમ તો એ પ્રવાહને ધીમો પાડવાનું કામ બહુ મુશ્કેલ થઇ પડે છે. સમય આ મુશ્કેલ કાર્ય પાર પાડવામા મુખ્ય મદદગાર નીવડે છે. સમયની શક્તિ વડે આ કષ્ટકર કાર્ય ધીમે ધીમે સહન થાય છે ગવર્નર–જનરલો અજાણ્યા સ્થળે આવી એકી સાથે સર્વોપરિ અધિકારી થઇ બેસે છે; અજાણ્યા વિષયો વિરુદ્ધ તેઓને ઘણી વેળા ભયંકર સંગ્રામ કરવો પડે છે તેઓના ટેબલ પર કાગળની પેટીઓ પર પેટીઓ લદાતી જાય છે. દરેક પેટીમા અજાણ્યા સ્થળના બનાવોથી પરિપૂર્ણ કાગળો ભરેલા હોય છે. નવા ગવર્નર જનરલને નવા સ્થળે આવ્યા બાદ આ કાગળો તપાસી હુકમ આપવો પડે છે. પરંતુ કેનિંગ આવા કાર્યના બોજાથી પીડાયા છતા નિરાશ ન થયો, અથવા તેણે દરેક બાબતનું તાત્પર્ય ગ્રહણ કરવામા

રહી ઉદાસીનતા ન દર્શાવી તે ધીરજથી વિચારપૂર્વક આગળ વધવા લાગ્યો, દરેક બાબતનું ખરૂ તત્ત્વ હૃદયમાં ઉતારવા લાગ્યો. ઇંડિઆ ઓફિસના વિશાળ મકાનમાં ૧ લી ઓગસ્ટે તેના મુખમાંથી જે વાક્યો બહાર પડ્યા હતા, તે બધા મોઢાના વચનો નહોતા, કેવળ વાગ્જાળ નહોતા તે દૃઢતાપૂર્વક કાર્ય કરવા લાગ્યો, ધૈર્યપૂર્વક કર્તવ્ય નક્કી કરવા લાગ્યો, અને સાહસપૂર્વક સર્વ પ્રકારની અડચણો ખસેડવા લાગ્યો, તે સમજ્યા વગર કોઇપણ કાર્ય કરવાનો હુકમ આપી દઈનો સ્વભાવ દર્શાવતો નહિ તે જાણતો હતો કે હિંદ વિષે મારે ઘણુ જાણવાનુ બાકી છે હિંદ સબંધમા દરેક બાબત ખરી પદ્ધતિ મુજબ જાણ્યા સિવાય યથાવિધિ કર્તવ્ય બજાવવુ મુશ્કેલ છે. આથી કેનિંગ આ દેશ વિષેનુ પોતાનુ જ્ઞાન વિશાળ કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો તેણે અનુભવી રાજપુરૂષોને આગ્રહ પૂર્વક નોતર્યા તેની પાસેથી બધી બાતમી મેળવી. જે જે રાજપુરૂષોને દેશી રાજાઓ વિષે અનુભવ હતો, જે જે રાજપુરૂષો લાંબા વખત સુધી હિંદમા રહી હિંદીઓનો મનોભાવ જાણી શકયા હતા, તેઓએ કેનિંગને પોતાના અનુભવનો હિસ્સો આપી તેનુ જ્ઞાન વિસ્તીર્ણ બનાવવામા મદદ કરી કેનિંગ આ પ્રમાણે અનુભવી રાજપુરૂષોની મદદથી હિંદનો કારભાર ચલાવવા તૈયાર થયો

એ સિવાય તેના મદદગારોમા પણ ઘણા લાયક માણસો હતા. તેઓ દીર્ઘદૃષ્ટિવડે હિંદની સ્થિતિ સમજી ગયા હતા એ વખતે જનરલ જોન લો ડૉર્ગન, જોન પ્રિટરગ્રાન્ડ અને બાર્નસ પિકોક હિંદી મંત્રિસભાના સભાસદ હતા આ સ્થળે પહેલા માણસ માટે વિશેષ કંઇ કહેવાની જરૂર નથી જનરલ લોના સ્વભાવ વિષે અમે

અગાઉ જણાવી ગયાં છીએ. લૉ ત્રેપન વરસ થયા હિંદી સરકારનું કાર્ય કરતો હતો. આ વખતે સરકારના વિરોધીઓ લૉ વિરૂદ્ધ કેવળ એકજ ફરિયાદ કરતા કે, તે વૃદ્ધ થતા અશક્ત થઇ ગયો છે જો કે લૉએ મેહિદપુરના રણક્ષેત્રપર મ.લ્હારની પડખે રહી અમુગ કુશળતા બતાવી હતી, જો કે જુવાનીની ચંચળતા, દૃઢતા વગેરે ગુણો તેનામા રહ્યા નહોતા, જો કે મધ્યાહ્ન સૂર્યના પ્રખર કિરણો પરિવર્તનશીલ સમયના પ્રભાવથી કિંચિત નરમ થયા હતા તોપણ તેની કાર્યકુશળતા તદ્દન લોપ પામી નહોતી લૉ હવે એક બહાદુર યોદ્ધાના જેવો કર્મકુશળ અને બળવાન નહોતો ખરો, પરંતુ રાજનૈતિક ઉપદેશ અને રાજનૈતિક ચળવળમા તે કોઇપણ રીતે અયોગ્ય નહોતો. તે સંધિવિગ્રહમા ઉદાર સલાહ આપનાર અને રાજ્યના ભલા માટે યત્નશીલ ઉત્સાહદાતા હતો કોઇપણ માણસ તેના જેટલો હિંદના રાજા અને તેઓના રાજ્યની ખરી સ્થિતિથી વાકેફ નહોતો, હિંદી પ્રજાનો મનોભાવ જાણતો નહોતો, અને ન્યાયપૂર્વક ધીરજ અને ઉદારતાપૂર્વક રાજ્યનુ સાંગોપાંગ યત્ન કરવા તૈયાર નહોતો. તે હિંદીઓને બરાબર અનુભવી શકતો. લૉ ડેલ્હાઉઝીની કાર્યપદ્ધતિ અને અનુદાર મત જોઇ બહુ દુખી થતો હતો તે જે રાજનીતિને વાસ્તવિક માનતો હતો, જે રાજનીતિ મુજબ તેણે અત્યાર સુધી કામ કર્યું હતુ, જે રાજનીતિને તે હિંદની રક્ષક માનતો હતો જે રાજનીતિને તેણે દીર્ઘકાળ સુધી ચાલુ રાખી હતી, તે રાજનીતિની અવનતિ જોઇ હૃદયમા બહુજ પીડાયો હતો. લૉ પોતાની નીતિ મુજબ વિચાર દર્શાવતો પણ ડેલ્હાઉઝી પોતાની હઠને લીધે એ ઉદાર મત તરફ ઉદાસીનતા બતાવતો, હમેશા એ ઉદારમતને પદદલિત કરી પોતાના વહાલા સિદ્ધાંતોને અમલમા મૂકવાને તત્પર રહેતો.

ઉસ્તાઅે ગ્રી લોના મનથી પાછો પડતો, છતા તે કદીપણ તેનું અપમાન કરતો નહિ તે હમેશા લોની જગપ્રસ્ત સૌમ્યમૂર્તિનુ યથોચિત સન્માન કરતો પણ હવે એ હદીવા ગવર્નર જનરલની મુદત પૂરી થતા આવી તે ઇગ્લાંડ ગયો. લોર્ડ કેનિગે આવી લોની સામ્યમૂર્તિને માન આપવા ઉપરાત તેના મતને પણ માન આપ્યુ, તે તેના કહ્યા પ્રમાણે કરવા તૈયાર થયો

જે બે સિવિલ અમલદારો એ વખતે હિદી મ ત્રીમડળના સભાસદો હતા તેમનામાનો એક માણુસ ઘટતા યોગે અને બીજો પોતાના અનુભવના બળવડે એ ઓદ્દાપર આવ્યો હતો ડોરિગ્ન્ને કે હિદના રાજનૈતિક મેદાનમા ૩૬ વર્ષ થયા ઘૂમતો હતો, તે મ ત્રિસભાનો મશ્રીવ સભાપતિ હતો, છતા તે શક્તિવાળો અગર દીર્ઘદૃષ્ટિવાળો નહોતો તે કોઇપણ રાજનૈતિક ચળવળમા પોતાની અનત્રના બનાવી શકતો નહિ તે સરકારનો મહેસુલી ખાતાનો મ ત્રિ હતો, પરતુ તેના અમલ દરમિયાન મહેસુલી ખાતામા તેની કઇપણ છાપ પડી હોય એમ જણાતુ નથી હિદ વિષે તે બહુ થોડુ જાણતો હતો, હિદના રહેવાસીઓની સ્થિતિ વિષે તેનો અનુભવ બહુ થોડો હતો, તેનામા એકાગ્રતા, ઉત્સાહ અગર હોશિયારી નહોતી તે કેવળ પોતાની અવસ્થાથી સતુષ્ટ રહેતો, રાજ્યની ઉન્નતિ કરવા માટે તેને કઈ હાથ વગેરે નહોતી તે ડેલ્હાઉસીની રાજનીતિનુ સદા સમર્થન કરતો તેની સભ્યામેધ ખાસ નોધો કેવળ સમર્થન કરવા ખાતર સમર્થનની અનુચિત દલીલોથી ભરપૂર છે અનુદાર રાજનીતિના સમર્થન સિવાય તેણે રાજ્યની ઉન્નતિ થાય તેવુ કોઇપણ કાર્ય કર્યુ નથી દીર્ઘદૃષ્ટિ અથવા અનુકપા પણ તેને સુપથે દોરવા માટે મદદરૂપ થયા નથી

જૉન પિટર ગ્રાન્ટને હિંદમાં કામ કરતાં ત્રીશ વર્ષ થયા હતાં; જો કે તે તેના સાથીઓ કરતાં નાનો હતો, છતાં તેણે સૌ કરતાં વધારે કામ કર્યું હતું. તેનામાં માનસિક દૃઢતા હતી. તે એ સમય દરમ્યાન કંપનિનો એક ઉત્તમ અમલદાર ગણાતો હતો, કોઇ પણ જુવાન સિવિલ અમલદાર જૉન ગ્રાન્ટની માફક હોશિયારી પૂર્વક કામ કરવાને સમર્થ થયો નથી. જૉન ગ્રાન્ટ પોતાના વિચાર મુજબ સ્વતંત્રપણે કામ કરવા માગતો હતો; તેણે જેમ ઘણી વેળા ડેલ્હાઉઝીનાં કાર્યને અનુમોદન આપ્યુ હતું, તેમ ઘણી વેળા તેનાં કાર્યનો વિરોધ પણ કર્યો હતો. તેની કાર્યપદ્ધતિ સરળ અને સુગમ હતી. તે અનાયાસે કર્તવ્ય નક્કી કરી શકતો, તે રસ્તે અગ્રેસર થતો અને કાર્ય પાર પાડતો. પરંતુ ગ્રાન્ટને સ્વતંત્રપણે મત આપવાની તકબહુ થોડી મળી છે. હિંદ અને હિંદીઓ વિષે તે બહુ જાણતો નહોતો. તેનું કામ ખાસ કરીને કાગળપત્રમા પૂરૂ થતું. હંમેશા ખાસ નોંધો લખી લખી, સરકારના કાગળપત્રોની ચર્ચા કરતા કરતા તે એવો તો પાકો થઈ ગયો હતો કે જો કોઇ કાગળોમા સહેજ પણ ભૂલ હોય અને તેને લીધે જો સરકાર મહેસુલી હિસાબના ગોટાળામા પડી જતી, તો તે એ કાગળો તપાસી તરતજ ભૂલ સુધારી આપતો. ગ્રાન્ટ લૉર્ડ ડેલ્હાઉઝીના અમલના છેલ્લા ભાગમા મંત્રિસભાનો સભાસદ થયો હતો. તેણે જે ખાસ નોંધો લખી છે, તે નોંધો તે સમયના ઉત્તમ પત્રવ્યવહાર તરીકે ગણાય છે. તેની ખાસ નોંધોમા સુવ્યવસ્થિત દલીલો કરવામા આવતી, પોતાનો અભિપ્રાય સ્પષ્ટ રીતે જણાવતો અને ઠેકઠેકાણે ગંભીર રસીકતા તથા ગંભીર કટાક્ષનો વિકાસ જણાઇ આવતો. સાધારણ રીતે જૉન ગ્રાન્ટ વિદ્વાન અને ઉદાર પ્રકૃતિનો માણસ હતો. જો કે એ ઉદારતા રાજનૈતિક ચતુરાઈને લીધે વખતો

વખત સંકુચિત થતી, તોપણ ગ્રાન્ટની સજ્જનતા વિષે કોઇ શક લાવી શકતું નહિ.

બાર્તિસ પિકોક સાહેબ કાયદા ખાતાના મંત્રી હતા. કાયદા બાંધવા અને તેની વ્યવસ્થા કરવી એમાંજ તેમનો બધો સમય જતો તે સૂક્ષ્મ બુદ્ધિવાળા અને સૂક્ષ્મ નજરે જોનાર હતા. તેનું અંતઃકરણ વિશાળ હતું પ્રખ્યાત વોકેનલના મુકદ્દમા વખતે પિકોક સાહેબનું કાયદાનું જ્ઞાન જણાઇ આવ્યું, તેમણે એ જ્ઞાનના જોરે હિંદના કાયદાખાતાના મંત્રીની પદવી મેળવી. પરંતુ હિંદી આચાર વિચારને હિંદી કાયદાનું જ્ઞાન તેઓને થોડું હોવાથી તેઓ દરેક વિષય અંગ્રેજી પદ્ધતિ મુજબ તપાસતા. ઈંગ્લાંડની પદ્ધતિ હિંદમાં પૂરેપૂરી રીતે વાપરી શકાય નહિ, એ વાતનું તેમને જ્ઞાન નહોતું. હિંદીઓ જુદી જુદી જાતના છે. તેઓના આચાર વ્યવહાર ને રીતરિવાજો જુદા જુદા છે રીતભાતના લક્ષણો પણ જુદા છે. માટે અંગ્રેજી સંસ્કારને અનુસરી કોઈપણ કાયદો ઘડતા એ કાયદો દરેક વખતે એ જુદી જુદી જાતોને ઉપયોગી ન થઇ શકે. પિકોક સાહેબે અમુક સ્થળે હિંદીઓને આ રીતે અયોગ્ય રીતે સુધારવાની ઇચ્છા રાખી હતી. તેમનો ઉત્સાહ અને કાર્યશક્તિ પ્રબળ હતી તે ઉત્સાહ પૂર્વક કાર્ય ક્ષેત્રપર ઉતરતા અને પોતાની શક્તિવડે પોતાનું કર્તવ્ય પાર પાડતા.

આવા મદદગારોની મદદથી લોર્ડ કેનિંગ હિંદપર અમલ ચલાવવા તૈયાર થયો ટુકામાં કહીએ તો ગવર્નર જનરલની કાઉન્સિલ કંઇ અયોગ્ય માણસોથી બની નહોતી જનરલ લો જેવો માણસ કાઉન્સિલમાં હોવાથી કાઉન્સિલની પ્રતિષ્ઠા વધી હતી જો કે લો મદ્રાસની લશ્કરી ટુકડીઓનો એક જૂનો સિપાહી હતો, છતાં તેનામાં

રાજનીતિનું જ્ઞાન અને હિંદનો અનુભવ જબરો હતો. આ બહુશ્રુત મદદગાર કેનિંગને ખોટી સલાહ આપે તેવો નહોતો.[1]

કેનિંગ જ્યારે હિંદમાં આવી પહોંચ્યો, ત્યારે જ્યોર્જ એન્સન હિંદનો વડો સેનાધિપતી હતો. જ્યૉર્જ એન્સનને વડા સેનાપતિનો હોદ્દો મળ્યો ત્યારે હિંદમાના અગ્રેજો બહુ નવાઈ પામ્યાં હતા; કારણ કે તેઓએ સેનાધિપતિ એન્સનમાં કોઈ અસાધરણ સૈનિકના ગુણો જોયા નહોતા. એન્સનનું શરીર દુર્બળ અને કંઇક પ્રમાણમા તેજ વિનાનું હતું. એન્સન બહુ ઉંચો કદાવર બાધાનો નહોતો. તે માદલા જેવો જણાતો હતો. વળી હિંદની આબોહવા ઘણી વેળા વિદેશીઓથી સહન થતી નથી, ઋતુઓના ફેરફારથી ઘણી વેળા તેઓનાં શરીરની તંદુરસ્તી પણ ફેરવાય છે. ઈ. સ. ૧૮૫૬ ના ઉનાળા અને ચોમાસાની આબોહવાએ એન્સનના શરીર પર એવુ તો જોર દર્શાવ્યુ કે લોર્ડ કેનિંગે વિલાયતમા ઘણીવાર લખી જણાવ્યુ કે મારો સૈનિક મિત્ર ધીમે ધીમે દુર્બળ બનતો જાય છે, ધીમે ધીમે તેના શરીરનુ વીર્ય અને તેજ અંતર્હાન થતુ જાય છે.

એ વખતે દિવાની અને લશ્કરી વિભાગની સત્તા પરસ્પર સીમાબદ્ધ કે વ્યવસ્થિત નહોતી આથી જ્યારે બંને વિભાગના વડા અધિકારીઓ જુદા મન પ્રમાણે વર્તતા ત્યારે બંનેનો મતભેદ તીક્ષ્ણ બની જતો. ઘટના યોગે આ વખતે પણ ગવર્નર જનરલ અને વડા સેનાપતિ વચ્ચે અમુક બાબતમા મતભેદ પડયો, પરતુ એથી

---

[1] લોર્ડ કેનિંગ હિંદમા આવ્યા તે પછી મુદતે જનરલ લો ઇંગ્લાંડ ગયો. ત્યાર પછીના વર્ષના શિયાળામા (ઇ. સ. ૧૮૫૬–૫૭) તે હિંદમા પાછો આવ્યો.

વ્યક્તિગત વિવાદ શરૂ થયો નહિ લોર્ડ કેનિંગ અને સેનાપ એન્સન એક બીજા તરફ આદર દર્શાવતા ધીમે ધીમે આ બાબ છાપે ચડી, વર્ત્તમાનપત્રોએ અતિશયોક્તિપૂર્વક આ બાબતની ચ શરૂ કરી આ ચર્ચા કેવળ હિંદમાંજ બધાઇ ગઇ નહિ, ઇંગ્લ માં પણ આ ચર્ચા શરૂ થઇ ઇગ્લાંડના લોકો પણ ચમક અગ્રેજો ધારવા લાગ્યા કે, હિંદના ગવર્નર જનરલ અને વડા સેન પતિ વચ્ચે જરૂર મતભેદ પડયો છે, વાદવિવાદ થયો છે. પરંતુ હિંદ વળ સ્થિતિની સત્તાધીશે લખ્યુ કે "જો કે એક ખાસ બાબત અમારી વચ્ચે મતભેદ છે, તો પણ સેનાપતિ સૌમ્ય સ્વભાવ એ મનોહર છે, અને તે એવા સરળ સ્વભાવનો ગૃહસ્થ છે કે તેની સા કદી પણ વ્યક્તિગત વિવાદ થાય એ સભવિત નથી[1] એટલુ ખરૂ કે આ મતભેદે બંનેના મન જુદા કર્યા નહોતા

---

૧ લોર્ડ કેનિંગ જુન માસમાં એન્સન વિષે લખ્યુ હતુ કે "તેનો સ્વભાવ મનોહર છે તેનો યોગ્ય ઉત્તરાધિકારી બીજો કોણ છે, તે મારી જાણમા નથી," ત્યારબાદ અકટોબર માસમા તેણે આવો ના[ગ્યો] લખ્યા છે કે, ' આપે એન્સન અને મારી વચ્ચે વિવા નો ઉલ્લેખ કર્યો છે, તેથી _ નવાઇ પામતો નથી, કારણ કે છેલા બે ત્રણ માસ થયા આ બાબત કલકત્તામા ચર્ચાય છે વર્ત્તમાન પત્રોમા પણ આ ચર્ચા ચર્ચાઇ છે, અને લાગે છે કે બે બાબતમા અમારી વચ્ચે મતભેદ પડવાથી આ ચર્ચા શરૂ થઇ છે એ બેમાનો પહેલો વિષય એ છે કે, જો અમલદારો રજા લઇ સ્વદેશ જવા ઇચ્છતા હોય, તેઓની રજાની અરજી પોતે લઇ પછી ગવર્નરજનરલ કાઉન્સિલમાં મોકલવાની સત્તા સેનાપતિએ માગી હતી બીજો વિષય

જ્યારે એન્સન સપ્ટેમ્બર માસમા કલકત્તા છોડી મેન્યની તપાસણી માટે વાયવ્ય પ્રાંત તરફ ગયો, ત્યારે તે ગવર્નર જનરલની સહૃદયતાથી મોહ પામ્યો હતો. એન્સન ગવર્નર જનરલની મિત્રતા અને સુજનતાથી આનંદ પામી કલકત્તા છોડી ઉત્તર તરફ ગયો, એ મિત્રતા અને સુજનતા તેની સ્મૃતિમાથી કદી ખસી નહોતી.

ગવર્નર જનરલના ત્રણ સેક્રેટરિઓમાના સિસિલબીડન હોમ ડિપાર્ટમેન્ટ (સ્વદેશખાતુ), એડમનસ્ટન પરદેશખાતુ અને કર્નલ બર્ચ લશ્કરી ખાતુ સંભાળતા હતા પડેલા એ ત્રણ દીર્ઘદૃષ્ટિવાળા અને કાર્યકુશળ હતા. તેઓ જે વિભાગમા હતા, તે વિભાગના કાર્યથી પૂરેપુરા વાકેફ હતા કેનિંગ આ મદદગારોની સહાયતાથી હિંદના વિશાળ સામ્રાજ્યપર રાજ્ય ચલાવવા તૈયાર થયો.

કારોબારી કાઉન્સિલ એ સમયે સાત સભાસદોની બનેલી હતી. ડોરિન એ કાઉન્સિલનો મદદનીશ સભાપતિ હતો. ઇલિયટ મદ્રાસનો, લિ ગ્રેઇટ મુંબાઇનો, કેરિ બંગાળાનો અને હેરિંગ્ટન વાયવ્ય પ્રાંતનો પ્રતિનિધિ હતો મુખ્ય ન્યાયાધીશ અને સર આર્થર બુલર

એ છે કે ગવર્નરજનરલ દિવાની અને રાજનૈતિક વિભાગમા જે અમલદારો નીમે, તેમા પણ વડા સેનાપતિ સત્તા ચલાવવા ઇચ્છતા હતા. પરંતુ મે એ બને બાબતોમા તેમના મતનું અનુમોદન કર્યું નથી, પરંતુ આવા મતભેદથી, આવા મતભેદને લીધે ઉત્પન્ન થયેલી અસમજથી અમારી વચ્ચે ખટપટ જાગી નથી સેનાપતિ સેવા સજ્જન છે કે તેમની સાથે વિવાદ થાય એ અસંભવિત છે. "Ms. Correspondence Comp. Kaye, History of the Sepoy War. Vol I., P 394. Note.

પણ એના સભાસદ હતા. એ સભાસદોમાંનો કોઇ ઉદાર મતનો તો કોઇ લોર્ડ ડેલ્હાઉશીના મતનો હતો.

હાલિડે બંગાળાનો લેફટેનેન્ટ ગવર્નર હતો. કર્તવ્ય પરાયણના અને શ્રમશીલતા સાથે અનુદારતા અને અવ્યવસ્થિતતા એ હાલિડેનું હૃદય ભરપૂર કરી નાખ્યું હતું. હાલિડે ન્યાયબુદ્ધિ પ્રમાણે ચાલનારો છતાં કઠોરતા દર્શાવતા પાછું વાળી જોતો નહિ, તથા કેળવાયલો અને માર્જિત રૂચિવાળો છતાં લોકોનો ગુસ્સો વહોરી લેતાં અચકાતો નાહ. તે મ્હોડે અમૃત વરસાવી પ્રજાને પ્રસન્ન કરતો, પણ કાર્ય કરતી વેળા ઝેરના કુવારા ઉડાડી લોકોના હૃદયને કલુષિત કરી મૂકતો. તેના અભિપ્રાય સ્વતંત્રતાને પોષતા; તેની કાર્યપદ્ધતિ નિષ્ઠુરતાનું બળ પ્રબળ રાખવા તત્પર રહેતી. હિંદી શાસનવિધિના સુધારકો પોતાના સુધારાના કાર્યમાં હાલિડેએ પ્રવર્તાવેલાં દષ્ટાંતો એકત્ર કરતા; જૂના હિંદી સિવિલિયનો પોતાની કાર્યપદ્ધતિ પ્રસંગે હાલિડેએ પ્રવર્તાવેલી પદ્ધતિનો ઉલ્લેખ કરવાનો પ્રયત્ન કરતા. હાલિડે છાપખાનાની સ્વતંત્રતાનો કટ્ટો દુશ્મન હતો. વર્તમાનપત્રો ઉપર તે આટલો બધો શા માટે ગુસ્સે થયો હતો, તેના કંઇ વાજબી કારણો નહોતાં. તેણે વર્તમાનપત્રોની તેજસ્વી અગ્નિશિખા પર હાથ લંબાવ્યો હતો, તેથી હાથ દાઝ્યો હોવાથી બાળકની માફક તેનાપર ગુસ્સે થયો હતો. એક વખતે તે લોર્ડ ડેલ્હાઉઝીના પ્રાઇવેટ સેક્રેટરી સાથે જાહેર વાદવિવાદમાં ઉતર્યો હતો. ગમે તે કારણથી હો પણ લોર્ડ ડેલ્હાઉઝીએ પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને લેફટેનન્ટ ગવર્નરની સત્યશાન્તિ પર દોષારોપણ મૂકવાની અનુમતિ આપી હતી ઇ. સ. ૧૮૫૭ માં જે કાયદો ગયો, છાપખાનાની સ્વતંત્રતામાં થોડી મુદ્દત આડખીલીરૂપ થઇ રહ્યો, તે

કાયદાના મુખ્ય પરિપોષક તરીકે હાલિડે સાહેબનું નામ મશહુર છે. કાયદાએ તેના હાથમાં જે સત્તા આપી હતી, તે સત્તાનો પૂરેપૂરો અમલ કરવાનો તેણે યથાશક્તિ પ્રયત્ન કર્યો હતો. બળવા વખતે તે હિંદના અંગ્રેજોમાં અપ્રિય થઇ પડયો હતો. તેના પોતાના અમલદારો પણ એનાથી કંટાળેલા વર્ગમાં ભળ્યા હતા.

જેણે અસાધારણ પરાક્રમ બતાવી, શ્રીરંગપટ્ટણપર બ્રિટિશ વાવટો ફરકાવ્યો હતો, તેનો પુત્ર મદ્રાસ ઈલાકાનો ગવર્નર હતો. લોર્ડ હેરિસ મળતાવડો, દયાળુ, અને ગંભીર પ્રકૃતિનો માણસ હતો. તેનો સ્વભાવ ઉદાર અને કાર્યપદ્ધતિ વ્યવસ્થિત હતી. તે સજ્જનતાને અંતઃકરણપૂર્વક ચાહતો, સત્યનિષ્ઠાને માન આપતો, સારી સલાહથી અતિશય પ્રફુલ્લ થતો. પીડાતી પ્રજાનુ દુઃખ નિવારતા જે કંઇ મહેનત પડે તેને તે મહેનત ગણતો નહિ; પોતાનું કર્તવ્ય બજાવતા તે લોકનિંદા સામુ જોતો નહિ. તેણે એક તરફથી પ્રજા પર થતા જુલમ અટકાવવા માટે એક સમિતિ સ્થાપી હતી; અને બીજી તરફથી લોકનિંદાની ઉપેક્ષા કરી છાપખાનાની સ્વતંત્રતા વિરૂદ્ધ એક ખાસ નોંધ લખી, પોતાના અભિપ્રાય મુજબ કાર્ય બજાવવા એકાગ્રતા બતાવી હતી. દીર્ઘસૂત્રતા એ લોર્ડ હેરિસના અમલનો એક મોટો દોષ હતો. તેણે મદ્રાસ ઇલાકામાં જમાબંધીની શરૂઆત કરી હતી. એ કાર્ય ૩૬ વર્ષ ચાલશે એમ ધાર્યું હતુ. અગાઉ તેની શાસનનીતિ મુસલમાન ધર્મ માનનારાની વિરૂદ્ધ જતી હતી, પરંતુ છેવટે એ વિરુદ્ધતા પહેલા કરતાં ઓછી થઇ ગઇ હતી.

લોર્ડ એલ્ફિન્સ્ટન મુંબાઇ ઈલાકાનો ગવર્નર હતો. વીશ વર્ષ પહેલાં તે મદ્રાસ પર અમલ ચલાવતો હતો. એ વખતે પરોણાગત

અને વિલાસીપણાને લીધે તેણે નામ કાઢ્યું હતું. મુંબાઇ ઇલાકાના ગવર્નર તરીકે તેણે શાસનવિભાગમાં સર્વત્ર પ્રસિદ્ધિ મેળવી.

વાયવ્ય પ્રાંતનો લેફ્ટનેન્ટ ગવર્નર કેલ્વિન હતો. કેલ્વિન અંગાઉ લૉર્ડ આકલેંડનો પ્રાઇવેટ સેક્રેટરી હતો. ત્યારબાદ તે અનુક્રમે તેનાસરિમ પ્રાન્તનો કમિશનર અને મુખ્ય જજ થયો હતો. છેવટે વાયવ્ય પ્રાંતના લેફ્ટનેન્ટ ગવર્નરનો ઓદ્દો ખાલી પડ્યે તેની ત્યાં નિમણુક કરવામાં આવી હતી.

ભયંકર બળવો ઉઠ્યો તે પહેલાં ઇંગ્લાંડે આ રાજપુરુષોના હાથમા પોતાના પૂર્વના સામ્રાજ્યની વ્યવસ્થા અને બંદોબસ્તની જવાબદારી સોપી હતી.

ખંડ ૧ લો સમાપ્ત

# સિપાહીઓના બળવાનો ઈતિહાસ

## ભાગ ૧ લો

### સ્ફુલિંગ

### ખંડ ૨ જો

### અધ્યાય ૧ લો.

વિષય નિર્દેશઃ—નવી રાઇફલ બંદુક—ટોટા—ડમડમ અને બરાકપુરના બનાવો—સિપાહીઓની શંકા અને તેને લીધે ફેલાયલી ઉશ્કેરણી—બહેરામપુરનો બનાવ—૧૯મી રેજિમેન્ટમાં ગરબડ

---

ઇ. સ. ૧૮૫૭ ની જાન્યુઆરી

ઇ. સ. ૧૮૫૬ ની સાલના અનંત સ્રોતને વિષે વિલીન થઈ ગઇ. ૧૮૫૭ની સાલ પ્રસન્ન મુખે હિંદમાં આવી ઉભી. ધીર પ્રકૃતિ લોર્ડ કેનિંગના અમલમાં બધા સુખ શાન્તિની આશા રાખતા હતા. નવા વર્ષની શરુઆતમાં એ સુખ શાન્તિમાં કંઇ વિકાર જણાયો નહિ. અંગ્રેજ સેનાપતિઓ સિપાહીઓને

શાંત અને કર્તવ્યમાં ટુમેના જોતા હતા. તેઓએ સિપાહીઓની કાર્ય-પદ્ધતિ તપાસી, છાવણીઓ સૂક્ષ્મ રીતે તપાસી, છતાં ક્યાંએ બળવો ઉઠવાના ચિન્હો જોયા નહિ સિપાહીઓ શાંતિથી સમય ગાળવા લાગ્યા, અગાડીની માફક શાંતિથી લશ્કરી પોશાક પહેરી વિશાળ મેદાનપર એકત્ર થઈ અંગ્રેજ સેનાપતિ સમક્ષ કવાયત કરવા લાગ્યા ઇ. સ ૧૮૫૭ ના શિઆળાનો પહેલો ભાગ તો આનંદથી પસાર થયો, સિપાહીઓની વફાદારીપર સેનાપતિઓને કંઇ સંદેહ ઉત્પન્ન થયો નહિ સર્વત્ર શાંતિ, સંતોષ અને આનંદના મોજા ઉછળતા હતા પરંતુ એકાએક એ શાન્તિનું દૃશ્ય ફેરવાઈ ગયું એકાએક સંતોષને આનંદના મોજાંને બદલે અસંતોષ અને હિંસાના પ્રબળ તરંગો ઉછળવા શરૂ થયા જે આકાશ પ્રથમ નિર્મળ અને સ્વચ્છ રહી લોકોની આંખોને ઠારતું હતું, તે આકાશમાં અકસ્માત્ એક નાની વાદળી ચડી, ધીમે ધીમે તે મોટી થઈ આકાશને ઢાંકી નાખવા લાગી એ ભયંકર વાદળાની છાયા તળે લોકો ભયંકર અંધકારથી વિંટાઇ હસે હસે સર્વ ધ્વંસકારી સંહાર મૂર્તિની ગતિ જોવા લાગ્યા

જેઓ અંગ્રેજ સરકારને તિરસ્કાર અને દ્વેષની નજરે જોતા હતા, સરકારની કાર્યપદ્ધતિથી જેઓ અતિશય શંકાશીલ બની ગયા હતા, સરકારની રાજનીતિથી જેઓ સંપત્તિભ્રષ્ટ તથા પદભ્રષ્ટ થઈ સાધારણ લોકોની હરોળમાં આવી પડ્યા હતા, સગમગના અપૂર્વ ન્યાયથી જેઓ પોતાના બાપદાદાના વખતનો ભોગવટો ખોઇ બેઠા હતા, તેઓ ઓચિંતા એક ઉદ્દેશ પાર પાડવા માટે મેદાને પડ્યા જેઓનો એ ઉદ્દેશ મહત્ કે પવિત્ર નહોતો, ધીરજ અને વગર દૂષણીય થઇ પડ્યો હતો પરંતુ તેઓ અટક્યા નહિ

તક મળતા સિપાહીઓ સમક્ષ તેઓ જાહેર કરવા લાગ્યા કે તમારા માલેકો તમને ખ્રીસ્તિ ધર્મમાં વટલાવવા માગે છે. જેઓ સિપાહીઓમાં બળવો જગાવી બ્રિટિશ સરકારનો નાશ કરવા ઇચ્છતા હતા, તેઓ આ તક જતી કરે તેમ નહોતુ. લગભગ અરધા સૈકા થયા હિંદુ અને મુસલમાન સિપાહીઓ બ્રિટિશ સરકારને વફાદાર રહ્યા હતા, એ દરમિયાન કદી પણ તેઓએ સરકાર સામે બેવફાદારી બતાવી નહોતી. પરંતુ અત્યારે તેઓના હૃદય અધીરા થઇ ગયાં, લોકો કહેવા લાગ્યા કે, "સરકારે હિંદી સિપાહીઓને માટે ચરબી લગાડેલા ટોટા તૈયાર કર્યા છે." આ ઉડતી વાત કંઇ અંશે સત્ય હતી.

સિપાહીઓ અત્યાર સુધી "બ્રાઉન બેસ" નામની બંદુકો વાપરતા હતા. પરંતુ હવે એ બંદુકના માન ઓછા થયા હતા. તેને બદલે એક ઉત્તમ જાતની બંદુક "બ્રાઉન બેસ" નુ સ્થાન લેવા લાગી હતી, "બ્રાઉન બેસ" બંદુકની ગોળી જેટલે દૂર જતી તેના કરતા નવી બંદુકની ગોળી વધારે દૂર જતી હતી. તેથી શત્રુઓ દૂર હોય તોપણ તેનાપર ગોળીઓ ચલાવવી ઠીક પડતી. આ નવીન બંદુક જાહેરમા આવતા સિપાહીઓ જરાપણ અસંતુષ્ટ બન્યા નહિ. ઉલટા લડાઇના અસ્ત્રનો ઉત્કર્ષ થવાથી તેઓ આનંદ દર્શાવવા લાગ્યા. સરકાર આવા ઉત્કૃષ્ટ અસ્ત્રો આપી કેળવી રણસ્થળ ઉપર હોશિયારી દર્શાવવાની તક આપે છે, તે માટે તેઓ તેનો આભાર માનવા લાગ્યા. ત્યારબાદ જ્યારે તેઓએ સાંભળ્યુ કે નવી બંદુક વાપરવાની રીત શિખવવાનો બંદોબસ્ત થાય છે, ત્યારે તો તેઓના

આનંદની હદ જ ન રહી. દરેક છાવણીમાં આ બાબતની ચર્ચા શરૂ થઇ. દરેક સિપાહી પોતે નવી બંદુક વાપરી શકશે, એ વિચારથી હર્ષ ઘેલો બની ગયો. પરન્તુ ચરબીવાળા ટોટા સિવાય એ નવી બંદુક ચાલતી નહિ એ ટોટા બધા અનર્થનું મૂળ હતું. એ ટોટા દાંતે કરડી બંદુકમાં ભરવામાં આવતા. સિપાહીઓ અત્યાર સુધી આનંદમાં મગ્ન બની ગયા હતા, એ આનંદ આ ટોટાએ દૂર કર્યો, વિષાદ અને નિરાશાએ તેઓના હૃદયમાં કાગાન ફેલાવી દીધી. તેઓએ દીલગીરી સાથે માન્યું કે એ ટોટા મુસલમાનોને અસ્પૃશ્ય ગણાતા ડુક્કરની અને હિંદુઓની દેવી સમાન ગણાતી ગાયની ચરબીથી બનાવવામાં આવ્યા છે.

આ સમાચાર પ્રથમ કેવી રીતે ફેલાયા, આ સમાચાર સાંભળી સિપાહીઓમાં કેવો શક પેદા થયો, વગેરે બાબતો અમે અત્રે જણાવીએ છીએ. કલકત્તાથી આઠ માઇલ ઉત્તરમાં ડમડમમાં સિપાહીઓની એક છાવણી છે. આ ઠેકાણે બંગાળાના તોપચીઓનો મુખ્ય અખાડો હતો. અહીં સૈનિકો પોતાને ઉપયોગી અસ્ત્રવિદ્યા શીખતા અને ઘણા ખરા રણપંડિત વીરપુરુષો પોતાના જીવનનો પરમ સુખમય સમય ગુજારતા પરન્તુ છેવટે આ સ્થાન જે ઉદ્દેશ પાર પાડવા માટે નક્કી કરવામાં આવ્યું હતું તે કાર્ય આ સ્થાનને અનુકૂળ જણાયું નહિ બંગાળાનું તોપખાનું મીરટમાં લઈ જવામાં આવ્યું સિપાહીઓની બરાકો તથા ઓફિસરોના ઘરોમાં બીજા માણસો રહેવા લાગ્યા જે મકાનો અસ્ત્રશસ્ત્રથી શોભતા હતા, તે સામાન્ય કારખાના ગુદામના રૂપમાં ફેરવાઈ ગયા. ડમડમની છાવણી આ રીતે દશાને પ્રાપ્ત થઇ. આ વખતે તે છાવણી એક પ્રયોજનીય

કેળવણીનું સ્થાન બન્યુ. જૂની 'બ્રાઉન બેસ' ને બદલે નવી બંદુકો આવી હતી. તે વાપરવાની કળા શિખવવા માટે સરકારે ત્રણ સ્થાનો નક્કી કર્યા હતા. તેમાનું ડમડમ એ એક હતુ. આ છાવણીમા જાન્યુઆરી માસના એક દિવસે એક નીચ જાતના ખલાસીએ પાણી પીવા માટે એક બ્રાહ્મણ સિપાહી પાસેથી લોટો માગ્યો, પેલો બ્રાહ્મણ સિપાહી ગુસ્સે થયો, અને પોતાની જાતિની ઉત્તમતા જણાવી પેલા ખલાસીને લોટો આપવાની ના પાડી પેલા ખલાસીએ પેલા સિપાહીની મશ્કરી કરતા કહ્યુ કે "ઉચ્ચ કે નીચ જાતિનો ભેદ હવે વાસ્તવિક રીતે જોતા રહ્યો જ નથી બધા એક થઈ જવાના છે, કારણ કે ટોટા ગાય ને ડુક્કરની ચરબીવાળા છે; અને એ ટોટા દરેક સિપાહીને દાત કરડવાના હોવાથી કંપની બહાદુરના રાજ્યમા ઉચ્ચ નીચનો ભેદ રહેશે જ નહિ."

બ્રાહ્મણ અધીર હૃદયે ખલાસી પાસેથી ચાલ્યો ગયો, તેણે પોતાની ટુકડીના સિપાહીઓને પેલા ખલાસીના વચનો કહી સભળાવ્યા. તત્કાળ ડમડમની છાવણીમા આ વાત ફેલાઇ ગઇ. ભયંકર વિપત્તિ ઉભી થવાથી બધા ચમકયા. બધા દીલગીર થઈ પોતાના જીવનના શોચનીય પરિણામ વિષે વિચારવા લાગ્યા. જે ટોટા ગાય ને ડુક્કરની ચરબીવાળા હોય તે ટોટા દાતે કરડવા પડશે. અગ્રેજ સરકાર હવે બધુ એંકાકાર કરવા માગે છે. હાય પ્રભુ ! છેવટે આમ બન્યુ, કંપનિના રાજ્યમા બધાનો ધર્મ જવાની તૈયારી થઈ રહી છે ! બધા સિપાહીઓ આ પ્રમાણે ઉન્મત્ત બની અગ્રેજ સરકારને દ્વેષની નજરે જોવા લાગ્યા ટોટાની વાતને વ્યાખ્યાની જરૂર ન પડી, અતિશયોક્તિમય કરવાની જરૂર ન પડી, સાદીસીધી વાત સામાન્ય

આનંદની હદ જ ન રહી દરેક છાવણીમા આ બાબતની ચર્ચા શરૂ થઇ દરેક સિપાહી પોતે નવી બંદુક વાપરી શકશે, એ વિચારથી હર્ષ ઘેલો બની ગયો પરંતુ ચબીવાળા ટોટા સિવાય એ નવી બંદુક ભરાતી નહિ એ ટોટા બધા અનર્થનું મૂળ હતું એ ટોટા દાંતે કરડી બંદુકમા ભરવામા આવતા સિપાહીઓ અત્યાર સુધી આનંદમા મસ્ત બની ગયા હતા, એ આનંદ આ ટોટાએ દૂર કર્યો વિવાદ અને નિરાશાએ તેઓના હૃદયમા કાળા કેર નાખી દીધો તેઓએ દીલગીરી સાથે માલમ કે એ ટોટા મુસલમાનોને અસ્પૃશ્ય ગણાતા ડુક્કરની અને હિંદુઓની દેવી સમાન ગણાતી ગાયની ચરબીથી બનાવવામા આવ્યા છે

આ સમાચાર પ્રથમ કેવી રીતે ફેલાયા, આ સમાચાર આવતી સિપાહીઓમા કેવો રોષ પેદા થયો વગેરે બાબતો અમે અત્રે જણાવીએ છીએ કલકત્તાથી આઠ માઇલ ઉત્તરમા ડમડમમા સિપાહીઓની એક છાવણી છે આ ઠેકાણે બંગાળાના તોપચીઓનો મુખ્ય અખાડો હતો અહીં સૈનિકો પોતાને ઉપયોગી અસ્ત્રવિદ્યા શીખતા અને ઘણા ખરા રજપૂત તથા પુરબીઆ પોતાના જીવનનો પરમ સુખમય સમય ગુજારતા પરંતુ છેવટે આ સ્થાન જે હેતુ પાર પાડવા માટે નક્કી કરવામા આવ્યું હતું તે કાર્ય આ સ્થાનને અનુકૂળ જણાયું નહિ બંગાળાના તોપખાના મીરતમ લઇ જવામા આવ્યા સિપાહીઓની

ગીરણીનું સ્થાપન બન્યું જૂની 'બ્રાઉન બેસ' ને બદલે જે નવી બંદુકો આવી હતી. તે વાપરવાની કળા શિખવવા માટે સરકારે ત્રણ થાનો નક્કી કર્યા હતા તેમાનું ડમડમ એ એક હતું આ છાવણીમા જાન્યુઆરી માસના એક દિવસે એક નીચ જાતના ખલાસીએ પાણી પીવા માટે એક બ્રાહ્મણ સિપાહી પાસેથી લોટો માગ્યો, પેલો બ્રાહ્મણ સિપાહી ગુસ્સે થયો, અને પોતાની જાતિની ઉત્તમતા જણાવી પેલા ખલાસીને લોટો આપવાની ના પાડી પેલા ખલાસીએ પેલા સિપાહીની મશ્કરી કરતા કહ્યું કે "ઉચ્ચ કે નીચ જાતિનો ભેદ હવે વાસ્તવિક રીતે જોતા રહ્યો જ નથી બધા એક થઈ જવાના છે કારણ કે ટોટા ગાય ને ડુક્કરની ચરબીવાળા છે, અને એ ટોટા દરેક સિપાહીને દાંત કરડવાના હોવાથી કંપની બહાદુરના રાજ્યમા ઉચ્ચ નીચનો ભેદ રહેશે જ નહિ "

બ્રાહ્મણ અધીર હૃદયે ખલાસી પાસેથી ચાલ્યો ગયો, તેણે પોતાની ટુકડીના સિપાહીઓને પેલા ખલાસીના વચનો કહી સંભળાવ્યા તત્કાળ ડમડમની છાવણીમા આ વાત ફેલાઈ ગઈ ભયંકર વિપત્તિ ઉભી થવાથી સઘળા ચમક્યા. બધા દીલગીર થઈ પોતાના જીવનના શોચનીય પરિણામ વિષે વિચારવા લાગ્યા જે ટોટા ગાય ને ડુક્કરની ચરબીવાળા હોય તે ટોટા દાંતે કરડવા પડશે અગ્રેજ સરકાર હવે બધું એકાકાર કરવા માગે છે હાય પ્રભુ ! હવે આમ બન્યુ, કંપનિના રાજ્યમા બધાનો ધર્મ જવાની તૈયારી થઈ રહી છે ! બધા સિપાહીઓ આ પ્રમાણે ઉન્મત્ત બની અગ્રેજ સરકારને દ્વેષની નજરે જોવા લાગ્યા ટોટાની વાતને વ્યાખ્યાની જરૂર ન પડી, અતિશયોક્તિમય કરવાની જરૂર ન પડી, સાદીસીધી વાત સામાન્ય

જતી હતી. જ્યારે ગોરા લોકો અવિશ્વાસ પૂર્વક માથું હલાવી એની ઉપેક્ષા કરતા હતા, ત્યારે એ વાત વીજળીના વેગે હજારો માઇલની મુસાફરી કરી સિપાહીઓને સરકાર વિરુદ્ધ ઉશ્કેરી દ્રવબદ્ધ કરતી હતી.

આ જનરવ પ્રથમ કોણે ફેલાવ્યો, કોણે તેની ઉદ્દીપકશક્તિ ફેલાવવાનો પ્રયત્ન કર્યો હતો. તે નક્કી કરવું સહેલું નથી. સરકારની અગાઉની રાજનીતિને લીધે જેઓ સાધારણ સ્થિતિમા આવી પડ્યા હતા, જેઓ પોતપોતાના બાપદાદાનો ભોગવટો ગુમાવી બેઠા હતા, જેઓ શોચનીય દશાને પ્રાપ્ત થઈ પોતાની જીદગીના છેલ્લા દિવસો ગુજરતા હતા, તેઓ આ સમયે પ્રજાના મનમા ઉશ્કેરણી ફેલાવવાનુ કાર્ય કરતા ચૂકતા નહોતા. કલકત્તાથી થોડે દુર મુચિખોલામા અયોધ્યાનો પદભ્રષ્ટ નવાબ વાજીદઅલી નકાર વર્ગના લોકો સાથે રહેતો હતો. તેનું વિશાળ, સમૃદ્ધ રાજ્ય અત્યારે કંપનિના મુલક તરીકે ઓળખાતુ હતું. નવાબ વાજીદઅલી પ્રજાને સરકાર વિરુદ્ધ ઉશ્કેરી ન શકે, ચરબીવાળા ટોટાની વાત અતિશયોક્તિમય કરી સિપાહીઓમા ભય ન ફેલાવી શકે પણ તે ઉશ્કેરણીના એક મુખ્ય કારણ તરીકે જીવતો જાગતો બેઠો હતો, એ વાત નક્કી હતી. જેઓ તેના પક્ષમા હતા, જેઓને તે અયોધ્યાનો નવાબ હતો ત્યારે કોઇપણ તરેહનો ફાયદો થતો હતો. તેના લોકોએ અત્યારે તેને કલકત્તાના દક્ષિણ બાગમા કેદી હાલતમા જોયો. અગ્રેજ સરકારના આ શત્રુઓ વાજીદઅલીની દુર્દશા બતાવી સિપાહીઓના હૃદય વધારે વધારે ઉશ્કેરવા લાગ્યા. સિપાહીઓ વિચારવા લાગ્યા કે, સરકારે દેશના એક પ્રસિદ્ધ રાજાને રાજ્યભ્રષ્ટ કરી પર-મુલકમા કેદ કરી રાખ્યો છે, તો પછી અમારી તે વાત

જ શું કરવી! થોડા રોજમાં બધું એકાકાર થઈ જશે, બધા ફિરંગીના આચાર આચરશે, ફિરંગીનો પહેરવેશ પહેરશે. સમય જતાં આખો દેશ ફિરંગીમય બની જશે. આ વિચારથી સિપાહીઓની શાન્તિ જતી રહી; જે આશાથી તેઓએ કંપનિનું રાજ્ય વધાર્યું હતું, તે આશા ઉડી ગઈ. નિરાશાના ઘોર અંધકારે તેઓનાં હૃદય આવરી નાખ્યાં. સરકારના વિરોધીઓ અગાઉથી તૈયાર થઇ રહ્યા હતા. સરકાર લાલચ આપી અગર પોતાની ભૂલ સુધારી સિપાહીઓને વફાદાર રાખે, એવી આશાથી તેના વિરોધીઓએ પ્રથમથીજ સિપાહીઓના હૃદયમા ભયંકર સંદેહ પેદા કરી દીધો હતો. આથી ટોટાની વાતે શરુઆતમાંજ ભયંકર રૂપ ધારણ કર્યું. શરુઆતથીજ પ્રજામા એ વાત ફેલાવવામા આવી હતી કે હિંદુ અને મુસલમાન બંને જાતિઓને વટલાવાની અંગ્રેજોને ઘણો વખત થયાં ઇચ્છા હતી, અત્યારે એ ઇચ્છા પૂર્ણ કરવા માટે તેઓએ સિપાહીઓને વાપરવાના ટોટા પર ડુક્કર અને ગાયની ચરબી ચોપડી છે.

ધુંધવાના લાકડા જેમ એક સાધારણ ફૂંકથી સળગી ઉઠે, તેમ ટોટાની વાત રૂપ ફુંકે પ્રજાના હૃદયમા ધુંધવાતા અગ્નિને સળગાવ્યો. લોર્ડ ડેલ્હાઉઝીએ જે અનિષ્ટના બીજ રોપ્યા હતાં, તે અત્યારે ધીરે ધીરે ઉગી નીકળ્યા. લોકોએ ઉદ્વેગ અને આશંકા સાથે એક પછી એક હિંદના મુખ્ય સ્વતંત્ર રાજ્યો ખાલસા થતા જોયા હતાં. કંપનિના આ રાજ્યના વધારાથી પ્રજા સંતુષ્ટ નહોતી. પ્રજા હિંદી રાજાઓની સ્વતંત્રતા કાયમ રહે એવુ ઇચ્છતી હતી, પરંતુ તેની એ ઇચ્છા પાર પડી નહોતી. રાજાઓની પેઠે પ્રજા પણ પોતાની ઘોડી ઘણી જમીન ગુમાવી બેઠી હતી; આથી પ્રજામાં ઘણો વખત

અસંતોષ વ્યાપી ગયો હતો પ્રજા બધો દોર કંપનિની કાર્યપદ્ધતિ પર નાખતી હતી. ત્યાર બાદ જ્યારે રોટાની વાત ચોતરફ ઉડી, નગરે નગર બજારે બજાર તે વિષે ચર્ચા થવા લાગી, ત્યારે આમ વર્ગ સ્થિર રહી શક્યો નહિ રોટાએ તેઓના હૃદય ખરા સ્વરૂપમા ઉઘાડી નાખ્યા. જે અગ્નિ હૃદયમા છુપી રીતે ધૂધવાતો હતો, તે આ ચળવળને લીધે મહાગી ભયંકર દાવાનળના રૂપમા પ્રગટ થયો,

ડમડમથી કેટલાક માઇલ ઉત્તરે—ભાગીરથીને કિનારે બરાકપુર આવેલુ છે તે એક પ્રસિદ્ધ લશ્કરી છાવણીનું સ્થળ છે. બંગાળાના સિપાહીઓનો ઘણો ભાગ અત્રે રહે છે છાવણી એક સુદર, વિશાળ કુંજમા આવેલી છે પ્રકૃતિનુ અલૌકિક સૌંદર્ય તથા મનુષ્યોનુ બનાવટી શિલ્પ ચાતુર્ય—બન્નેએ એકત્ર થઇ આ સ્થાનને પરમ રમણીય બનાવી મૂકેલ છે પવિત્ર ગગાનદીના કિનારાપરથી હરિયાળા વૃક્ષોની ઘટા જોનારના હૃદય શાત થાય છે મનોહર કુંજના છેવાડે—ગંગાની તટ ભૂમી ઉપર ગવર્નર જનરલનો સુંદર બંગલો છે કલકત્તાની ધમાલમાથી મુક્ત થઇ કોઇ કોઇ વખત સમગ્ર હિંદનો શાસનકર્તા અહીં આવી વસે છે બરાકપુર રાજપુરુષોનુ પ્રિયસ્થાન છે. ઘણા ખરા રાજપુરુષો આ ઠેકાણે વિશ્રાંતિ લેવા આવે છે, અને કલકત્તાની ભરચક વસ્તીમાથી એ ઠેકાણે આવી શાન્તિની પવિત્રતા જોઇ તૃપ્ત થાય છે.

ઇ સ ૧૮૫૭ ની શરૂઆતમા બરાકપુરમા સિપાહીઓની ૪ પલટણો હતી એ ચાર પલટણોમાની બીજી ને તેતાળીસમી પલટણે કંદહારને તાબે કરવામા સેનાપતિ નોટને બહુ મદદ કરી હતી. અને કાબુલના ભયંકર યુદ્ધમા અસાધારણ બહાદુરી બતાવી વિજયમેળવ્યો

હતો. બાણીના ચોત્રીસને સત્તરમી પલટણમાંની પહેલી પલટણે એક વખત હુકમ માનવાની ના પાડી હતી તેથી તેને બરતરફ કરવામાં આવી હતી, અને તેને બદલે તેમાં નવા સિપાહીઓ દાખલ કરવામા આવ્યા હતા. સત્તરમી પલટણે બીજા શિખ વિગ્રહમાં બહાદુરી બતાવી અગ્રકારને ખુશ કરી હતી. કર્નલ વ્હીલર ૩૪મી પલટણનો સેનાપતિ હતો. તેણે બીજી પલટણમાથી આવી આ પલટણની સરદારી થોડાજ દિવસ પહેલાં લીધી હતી. ૪૩મી પલટણનો ઉપરી કર્નલ કેનોંડ હતો તેણે પણ થોડા રોજ પહેલા એ ટુકડીની આગેવાની સ્વીકારી હતી. સત્તરમી અને બીજી પલટણના સેનાપતિઓ ઘણાં વર્ષો થયા પોતપોતાની ટુકડીમા કામ કરતા હતા, તેઓ પોતાની પલટણમાં બહુ જાણીતા હતા. છાવણીની જવાબદારી ચાર્લ્સ ગ્રાન્ટ ઉપર હતી. જોન હિયર્સે બધા સૈનિક વિભાગનો ઉપરી હતો.

સેનાપતિ હિયર્સેએ તા. ૨૮મી જાન્યુઆરીને રોજ આજ્યુટંટ જનરલને લખી મોકલ્યુ કે "બરાકપુરના સિપાહીઓ ઉશ્કેરાયેલા છે, તેઓના હૃદયમા અદેખાઈની આગ બળુકે છે. કેટલાક કાવતરાખોરોએ, બનતા સુધી કલકત્તાના બ્રાહ્મણોએ એવી ગપ ફેલાવી છે કે સિપાહીઓને જોર જુલમથી ખ્રિસ્તી બનાવવામા આવશે. મને લાગે છે કે કલકત્તાના જે હિંદુઓ વિધવા વિવાહના વિરોધીઓ છે, તેઓ વિધવા વિવાહને કાયદાપૂર્વક સિદ્ધ થયેલો ગણી, સૈનિકોમાના ઉછાંછળા માણસોને ઉશ્કેરે કે બધી ધાર્મિક ક્રિયાઓ બંધ પાડી, જૂલમપૂર્વક દરેકને ખ્રિસ્તિ ધર્મમા વટલાવવામા આવશે. આ પ્રમાણે સરકાર તરફ અપ્રીતિ ફેલાવી, સિપાહીઓને સરકાર વિરુદ્ધ ઉશ્કેરવા એજ તેઓને મન ઉદ્દેશ પાર પાડવાનો એકમાત્ર ઉપાય છે." એ વખતે ચરબીવાળા ટોટા-

ની વાત બધાના કાનમાં ગુંજારવ કરતી હતી બરાકપુરના બ
સિપાહીઓ એ બાબત જાણી ગયા હતા સંદેહ અને અવિશ્વાસ
લીધે બધાના મન ઉચક થઇ ગયા હતા અંગ્રેજો પોતાને વટલાવ
માગે છે, એ વાતમાં અવિશ્વાસ રાખનાર સિપાહીઓની સંખ્યા
બહુ થોડી હતી ઘણાખરાઓએ પોતાની મેળે અને બીજાઓ
બીજાના કહેવાથી નક્કી કર્યું હતુ, કે ગોમાંસ તથા ડુક્કરનુ માસ ભેળ
ફિરંગીઓ બધાને અપવિત્ર કરવા માગે છે તેઓએ અમારો દે
કબજે કર્યો છે, અને હવે અમારા દેશીઓના ધર્મનો ના
કરવા માગે છે

સિપાહીઓની દ્વેષવૃત્તિ હવે વિકાસ પામવા લાગી જે કિર
અને ક્રોધ તેઓના હૃદયને બાળબાળી મૂકતા હતા, તે હવે જાહે
થવા લાગ્યા તેઓ અંગ્રેજો પર હુમલો કરી પોતાની દ્વેષવૃત્તિને સંતો
ષવાની પ્રતિજ્ઞા લઇ બેઠા ડમડમમાં ટોટાની વાત જાહેર થયા બા
કેટલાક દિવસે બરાકપુરનુ ટેલિગ્રાફ સ્ટેશન સળગી ગયુ આ દાવા
નળની કમાન એટલેથી અટકી નહિ દર રાતે અંગ્રેજ ઓફિસરોના
બંગલાના ઘાસના છાપરા ઉપર સળગતા તીર ફેંકાવા લાગ્યા કેટલા બારા
કપુરમાંજ આ કરાલ અગ્નિના ભડકા જણાતા હતા એમ કહેવુ સુઝ
નથી બરાકપુરથી ઘણે દૂર આવેલા રાણીગંજમાં બીજી પલટણની
એક શાખા રહેતી હતી ત્યાં પણ એજ રીતે ઘેર ઘેર આગ સળ
ગાવવામાં આવતી ત્યાર બાદ રાતને વખતે સિપાહીઓની સભા મળવા
લાગી દર રાતે બધા એકત્ર થઇ બ્રિટિશ સરકારના જુલમ વિ
ચાર્યા ચલાવવા લાગ્યા સરકાર બધાને વટલાવવા તૈયાર
થઇ છે, સનાતન જાતિ ભેદ પ્રથા તોડી ક્રીસ્તિ ધર્મ ફેલાવવા

માગે છે, ઇત્યાદિ બાબતો એ રાત્રિસભામાં ચર્ચાવા લાગી. સિપાહીઓ એટલેથીજ અટકયા નહિ. તેઓની સહીથી લખાયલા કાગળો કલકત્તા અને બરાકપુરનાની ટપાલ ઑફિસોથી જુદા જુદા સૈનિકનિવાસોમાં જવા લાગ્યા. બધા સિપાહીઓ આ રાત્રિ સભામાં એકત્ર થતા નહિ, પત્રોમાં બધા સિપાહીઓની સહી કરવામાં આવતી નહિ. ફક્ત એટલુંજ જણાયુ છે કે સિપાહીઓ રાત્રિસભામાં એકત્ર થતા અને બીજાં સ્થળોના સૈનિકોને સરકારવિરુદ્ધ ઉશ્કેરવા ઉશ્કેરણી ભર્યા પત્રો લખતા. આ ઉપાયથી લશ્કરી છાવણીમા ચરબીવાળા ટોટાની વાત ફેલાઇ ગઈ, સિપાહીઓ ભય અને ત્રાસથી ઉશ્કેરાઇ ગયા.

બરાકપુરથી લગભગ એકસો માઇલ ઉત્તરે-ગંગાને કિનારે બ્હેરમપુરમા એક લશ્કરી છાવણી છે. એ છાવણી પ્રકૃતિના એક અતિ રમણીય સ્થાનમા આવેલી છે. પવિત્ર ભાગીરથી તેને ઘસાઇને ચાલી જાય છે. જે નવાબો એક વખતે દિલ્હીના પાદશાહના નામના તાબેદાર તરીકે બંગાળા, બિહાર અને ઓરિસ્સાપર એક છત્રે રાજ્ય ચલાવતા હતા, તેઓનો સુંદર રાજમહેલ આ છાવણીની નજીક આવેલો છે. ચાલુ પ્રસગ વખતે મુર્શિદાબાદના નવાબની ઇતિહાસપ્રસિદ્ધ સત્તાને ગૌરવ નષ્ટ થયા હતા. નવાબ નાઝિમ અત્યારે પુષ્કળ ધનનો માલેક થઈ અસંખ્ય દાસદાસીઓ સાથે ભોગવિલાસી ધનવાનની માફક પોતાના સુંદર મહેલમાં દિવસો ગુજારતો હતો. લોકો અગ્રેજના રાજ્યમાં તેની આવી શોચનીય દશા આંખો ફાડી ફાડી જોતા હતા. બ્હેરમપુરમાં મોટી રેજિમેન્ટ નહોતી, તેની આજુબાજુનાં કોઈ પણ સ્થાને ગોરી રેજિમેન્ટની છાવણી નહોતી. ૧૯ મી

રેજિમેન્ટ, ઘોડેસ્વારની એક ટુકડી અને કેટલાક તોપચીઓ બહરમ્-પુરની લશ્કરી છાવણીમાં રહેતા હતા. આ બધા સિપાહીઓ જો અકસ્માત્ બંડ ઉઠાવત અને મુર્શિદાબાદના લોકો જો નવાબના નામથી તેઓને ઉત્તેજન આપત તો અંગ્રેજો ભારે મુશ્કેલીમાં આવી પડત, એ નિશ્ચિત વાત હતી. પરંતુ સ્થાનિક લોકોના હૃદયમાં કદી-પણ એવો ભયંકર વિચાર ઉત્પન્ન થયો નહોતો.

જ્યારે પ્રજાના હૃદયમાં અસંતોષ વ્યાપી જાય, એ અસંતોષની સાથે વેર વાળવાની વૃત્તિ ઉત્પન્ન થાય, ત્યારે અગાઉથી સાવચેતી ન રાખવાથી એ હિંસા અને અસંતોષની ગતિ અટકાવવી મુશ્કેલ થઇ પડે છે પ્રસ્તુત સમયે ઉપરી અધિકારીઓના એક નિયમને લીધે સિપાહીઓના અસંતોષને ઉશ્કેરણીની વાત ચોતરફ ફેલાવવામાં ઘણી મદદ મળી ત્યારે બારાકપુરના સિપાહીઓ ઉશ્કેરાયા ત્યારે એ સિપાહીઓને જુદે જુદે સ્થળે કામ પર મોકલવામાં આવ્યા. પ્રથમ ૩૪ મી રેજિમેન્ટના કેટલાક સિપાહીઓને કેટલાક ઘોડાને સાચવવા માટે એક સ્થળે મોકલવામાં આવ્યા. ત્યારબાદ એક અઠવાડિયે તે ટુકડીના બીજા કેટલાક લોકોને બીજાં કામ માટે એજ દિશામાં મોકલવામાં આવ્યા. તેઓને બહરમપુર સુધી જવાનું હતું. બહરમપુરના સિપાહીઓએ તેઓનો ચાર્જ લીધો એટલે તેઓને બારાકપુર પાછા ફરવાની રજા મળી આથી સિપાહીઓને જુદે જુદે સ્થળે જઈ બીજા સિપાહીઓને ઉશ્કેરવાની બાબતે સગવડ પ્રાપ્ત થઈ. બારાકપુરમાં શું શું બન્યું છે, ત્યાંના સિપાહીઓ શા માટે સરકાર-વિરુદ્ધ એકત્ર થયા છે, અને કયા ઉપાયોવડે બીજા સિપાહીઓને પોતાના સાથમાં ભેળવવા માગે છે, એ બધું આ રીતે બહરમપુરની ૧૯ મી પલટણને જાણવાની તક મળી હતી.

જ્યારે ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓ બહરમપુર પહોંચ્યા, ત્યારે ત્યાના સિપાહીઓ બહુ ખુશી થયા. લખનૌરમા એ બને પલટણો સાથે રહેતી હોવાથી તેઓમાં જુની મિત્રતા હતી એક બીજા વચ્ચે જુની ઓળખાણ હોવાથી ૧૯ મી રેજિમેન્ટના સિપાહીઓ પોતાના જુના દોસ્તોને ચરબીવાળા ટોટાની વાત પૂછવા લાગ્યા. આ વાત હવે નવી રહી નહોતી, ટપાલ રસ્તે કે કાસદ વાટે આ ખબર બરાકપુરના સિપાહીઓ ત્યા પહોંચ્યા ને પહેલા બે અઠવાડિઆ અગાઉ બહરમપુરની છાવણીમા પહોંચી હતી.[1] સમાચાર પહોંચતાજ બધા સિપાહીઓએ એ વાત સાભળી, પરંતુ એ વાતથી બહરમપુરના સિપાહીઓમા કંઇ વિકાર જણાયો નહિ. ત્યાનો એક સિપાહી વટલાવાની બીકે બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાયો નહિ. સિપાહીઓને આ સમાચાર મળતા જ તેઓએ સેનાપતિને જણાવ્યા. સેનાપતિએ દઢતાપૂર્વક કહ્યુ કે, " જો તમારા મનમા

---

૧. ૩૪ મી રેજિમેન્ટના જે બે નાના ટોળા જુદે જુદે સમયે બહરમપુર ગયા, તેમાનું પહેલુ ટોળુ ૧૮ મી ફેબ્રુઆરીએ બહરમપુર પહોંચ્યુ, બીજુ ૨૫ મી ફેબ્રુઆરીએ પહોંચ્યુ. બહરમપુરના સૈન્યના સેનાપતિ કર્નલ મિચેલે તા. ૧૬ મી ફેબ્રુઆરીએ લખ્યુ કે " આ પહેલા પંદર દિવસ અગાઉ એક બ્રાહ્મણ હવાલદારે મને પૂછ્યુ કે બધા કહે છે કે સરકારે દેશી સૈન્યને માટે ડુક્કર અને ગાયની ચરબીવાળા ટોટા બનાવ્યા છે, એનો અર્થ શુ ? આ વડે સાબીત થાય છે કે આ સમાચાર અવશ્ય ફેબ્રુઆરી માસની શરૂઆતમા જ બહરમપુર પહોંચ્યા હતા.

કંઇ શક હોય તો તમે એ ટોટા ખોલી જોઇ શકો છો, તમે તમારી નજરે એ વાતની પરીક્ષા કરી શકો છો," સેનાપતિના આવાં આશ્વાસનથી ૧૯ મી રેજિમેન્ટ શાંતિ જાળવી રહી, પોતપોતાનું કર્તવ્ય બજાવતી રહી. પરંતુ જ્યારે ૩૪ મી રેજિમેન્ટના સિપાહીએ બરાકપુરથી આવી ત્યાંના સિપાહીઓના મનની વાતો પ્રગટ કરવા લાગ્યા, જ્યારે તેઓએ દૃઢતાપૂર્વક કહ્યું કે રાજધાનીના સિપાહીઓને દૃઢ ખાત્રી છે કે સરકાર આપણને અપવિત્ર કરવા માગે છે, આપણા સનાતન ધર્મનો નાશ કરવા ગેરવાજબી ઉપાયો લે છે, ત્યારે બહેરમપુરના સિપાહીઓ શાંતિપૂર્વક ઉંડા વિશ્વાસને સંદેહપૂર્વક તેઓની વાતો સાંભળવા લાગ્યા. તેઓને ખાત્રી થઈ કે આ વાત વેદવાક્યના જેવી સત્ય છે. અમારા બરાકપુરના ભાઇઓ રાજધાનીની પાસે રહે છે, સરકારનો છૂપો ઉદ્દેશ તેઓ અમારા કરતા વધારે સારી રીતે જાણી શકે, માટે તેઓની વાત કદી પણ ખોટી હોઈ શકે નહિ, સરકાર ખરેખર આવા ભયંકર ઉપાયોવડે બધાને વટલાવવા તૈયાર થઈ છે, આ રીતે બહેરમપુરના સિપાહીઓ પણ આવા વિચારોના પ્રબળ તરંગથી દૂર રહી શક્યા નહિ, તેઓના હૃદયમાં પણ ચિંતા પેઠી, તેઓની વફાદારી ચૂર્ણ થઇ ગઇ. તેઓ હવે બ્રિટિશ સરકારને પોતાનો ભયંકર શત્રુ માનવા લાગ્યા અને એ ભયંકર શત્રુના હાથમાંથી પોતાનો પવિત્ર ધર્મ બચાવવાની તેઓ પ્રતિજ્ઞા લઇ બેઠા.

જે દિવસે બરાકપુરના સિપાહીઓ આવી પહોંચ્યા, તેના બીજે દિવસે ૧૯ મી રેજિમેન્ટને હુકમ આપવામાં આવ્યો કે તમારે આવતી કાલે સવારમાં કવાયત કરવાની છે. હુકમ આપવામાં આવ્યો

તે દિવસે સવારમાં સિપાહીઓમાં કોઇપણ જાતની અશાન્તિ જણાતી નહોતી. તેઓની બહારની રીતભાત શાંત જણાતી હતી. પરંતુ સંધ્યાકાળ વખતે સેનાપતિ મિચેલના એક મદદગારે સિપાહીઓમાં અતિશય ઉશ્કેરણી ફેલાયલી જોઇ, તેણે એ સમાચાર સેનાપતિને જણાવ્યા. સવારની કવાયતને માટે તેઓને બંદુકની 'કેપ' આપવામાં આવી, પરંતુ તેઓએ તે લેવાની ના પાડી. ટોટા અપવિત્ર વસ્તુમાંથી બનાવવામાં આવ્યા છે એવો અમને શક પડ્યો છે, એવું એ ના પાડવાનું કારણ દર્શાવવામા આવ્યું. સરકારી અધ્યક્ષે આ વાત સેનાપતિ મિચેલને જણાવી. આ સ્થળે જણાવવું જોઇએ કે સવારની કવાયત પહેલા સૈનિકોને ટોટા આપવાનો રિવાજ નહોતો પરંતુ સૈનિકોના સામાન્ય વ્યવહાર માટે ટોટા દારૂખાનામાથી બહાર કાઢવામાં આવ્યા હતા, તે ટોટા ૧૯ મી રેજિમેન્ટના કોઇ કોઇ સિપાહીઓએ જોયા હતા. જે કાગળવડે એ ટોટા તૈયાર કરવામા આવ્યા હતા, તે ઉપરથી જોતા બે જાતનો જણાતો હતો, એથી સિપાહીઓએ ટોટા જોના બે જાતના માન્યા. તેઓએ અગાઉથી સાંભળ્યું હતું કે કલકત્તાથી નવા ટોટા આવ્યા છે. આથી તેઓને ભારે સંદેહ ઉપજ્યો. તેઓએ હવે નિશ્ચય કર્યો કે જરૂર જુના ટોટા સાથે એ અપવિત્ર ટોટા ભેળવી દેવામા આવ્યા છે. માટે હવે આપણને વટલાવતા વિલંબ થાય તેમ નથી, સરકાર હમણા જ આપણા પવિત્ર ધર્મનું અપમાન કરશે. અમને ગેરવાજબી ઉપાયે હંમેશને માટે વટલાવવામા આવશે.

સેનાપતિ મિચેલ, પોતાની મદદનીશ મારફતે આ સમાચાર જાણી તરતજ છાવણી તરફ જવા નીકળ્યો. તેણે છાવણીમાં આવી

દેશી ઓફિસરોને પોતાની પાસે હાજર થવાનો હુકમ કર્યો, આ વખતે ખાસ ધીરજ બતાવવાની જરૂર હતી, ધીરજ સાથે દ્રઢતા બતાવવાની જરૂર હતી. ન્યાયપરાયણ સરકારના માનનીય નામથી ધૈર્યપૂર્વક બધાને આશ્વાસન આપવામાં આવ્યું હોત, અને જે સંદેહ ઉપસ્થિત થયો હતો, તે ખોટો છે, તે ધૈર્યપૂર્વક સાબીત કરવામાં આવ્યું હોત, તો ઓફિસરો સંતોષ પામત. ઓફિસરો સાથે સૈનિકો પણ નચિંત થાત. પરંતુ સેનાપતિ મિચેલે ધૈર્યની ઉપેક્ષા કરી તે પોતાના હૃદયનો ગુસ્સો રોકી શક્યો નહિ. ગુસ્સાને લીધે તેણે અંગ્રેજી અમલદારી અને ઓફિસરોનો શક દૂર કરવાને બદલે તેઓને ધમકાવ્યા. કર્નલ મિચેલે ગુસ્સાપૂર્વક કહ્યું કે, "ટોટા એક વરસ થયા તૈયાર થયા છે, તમારે શંકા રાખવાનું કંઈ કારણ નથી, જો હવે પછી કોઈ એ વાપરવાની ના પાડશે, તો આખી રેજીમેન્ટને બ્રહ્મદેશ અથવા ચીન મોકલી દેવામાં આવશે ત્યાં મરણ સિવાય બીજું કંઈ તમારા ભાગ્યમાં લખાશે નહિ. જેઓ સરકારના હુકમ વિરૂદ્ધ વર્તશે તેઓને ભયંકર શિક્ષા ભોગવવી પડશે" આવા કઠોર વચનોથી ઓફિસરોનો શક દૂર થયો નહિ તેઓએ તો પોતાના કર્નલને મુખે સાચી વાત સ્પષ્ટપણે સાંભળવાની ઇચ્છા રાખી હતી, તેઓની એ ઇચ્છાપૂર્ણ ન થઈ. કર્નલને અધીરો થયેલો જોઈ તેઓને તેના વચનોમાં શ્રદ્ધા ન રહી ઉલટું એથી તો જે શક હતો તે દ્રઢ થયો. તેઓને ખાત્રી થઈ કે જરૂર ટોટા અપવિત્ર કરવામાં આવ્યા છે, નહિ તો સેનાપતિ કદીપણ આમ ગુસ્સે થઈ બધાને એ વાપરવાનું કહે નહિ. ઓફિસરોએ ત્યારબાદ પોતાની જાહેરાતમાં પણ આ યુક્તિ વાપરી પોતાના મતનું સમર્થન કર્યું હતું એ જાહેરાતમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે "તેણે (કર્નલ મિચેલે) એવા ગુસ્સાથી હુકમ આપ્યો

કે અમને દઢ વિશ્વાસ બંધાઇ ગયો કે બધા ટોટા ખરેખર ચરબી-વાળા કરવામા આવ્યા છે, નહિ તો એ કદીપણુ એવો ગુસ્સો બનાવત નહિ." ઓફિસરોએ સેનાપતિને ઉશ્કેરાઇ ગયેલો જોઈ આવો સિદ્ધાંત બાંધ્યો. અને પોતાના પવિત્ર ધર્મને બચાવવા દઢ પ્રતિજ્ઞા લઇ બેઠા

સેનાપતિ મિચેલે પોતાનુ ભાષણ પૂરુ કર્યું ઓફિસરો વધારે સશયગ્રસ્ત થઇ ઘેર પાછા ફર્યા. સેનાપતિ પણ ઉદ્વેગપૂર્વક નાના પ્રકારની ચિંતા કરતો કરતો પોતાના ઘર તરફ વળ્યો. એ વખતે સધ્યાકાળ વીતી ગયો હતો રાત્રિનો અધકાર ધીમે ધીમે ચોતરફ ફેલાતો જતો હતો સેનાપતિની ગાડી એ અધકાર ભેદી આગળ વધતી હતી તેની પડખે તેનો મદદનીશ બેઠો હતો મિચેલના હૃદયમા ચિંતા પેદા થઇ તેને વાતાવરણુ ભારે જણાવા લાગ્યુ મુશ્કેલી ટાળવાનો ઉપાય કરવો જ જોઈએ એ સમયે ૧૯ મી રેજિમેન્ટ કેવળ હિંદી સિપાહીઓની જ બની હતી એ સિપાહીઓ સિવાય ઘોડેસ્વારની એક ટુકડી તથા કેટલીક તોપો સાથે કેટલાક તોપચીઓની એક ટુકડી પણ છાવણીમા હતી મિચેલે આ ઘોડેસ્વાર અને તોપચીઓની મદદથી પાયદળ સેનાનો હઠને ખાળવાનો વિચાર કર્યો હતો કે નહિ, એ જાણી શકાયુ નથી પરતુ પાયદળને બીક બતાવવી એ તેનો મુખ્ય ઉદ્દેશ હતો તેણે બીક બતાવી બધી વિપત્તિ હડસેલી મૂકવાની આશા રાખી હતી. તેનો ગમે તે ઇરાદો હોય, પણ આ વખતે તેણે ઘોડેસ્વારો અને તોપચીઓને પણ સવારે કવાયતના મેદાન પર હાજર રહેવાનો હુકમ કાઢ્યો, એ વાત ખરી છે.

આ હુકમ કાઢયા બાદ સેનાપતિ મિચેલ રાત્રે દરોજ વાગ્યાને સુમારે સુતો પરંતુ તેને ઉંઘ ન આવી તેના મગજમાં એક પછી એક વિચારો આવવા લાગ્યા ને નાના પ્રકારની દુશ્ચિતાઓ અંતમાં તણાવા લાગ્યો એ સમયે છાવણી તરફ ઢોલનો શબ્દ અને તે સાથે અસંખ્ય લોકોનો અવાજ મિશ્ર થઇ જબરો કોલાહલ થયો સેલાહલે મધ્યરાતની શાંતિ તોડી મિચેલના શંકાશીલ હૃદયમાં ગંભીર શક પેદા કર્યો. ઢોલ અને અસંખ્ય લોકોના ભયંકર અવાજે છાવણીને કંપાવી મુકી આ ભયંકર કોલાહલ પરથી મિચેલ સમજી ગયો કે સિપાહીઓ એકત્ર થઇ બંડ ઉઠાવવા મથી રહ્યા છે ઓફિસરો કર્નલ મિચેલ પાસેથી ચાલ્યા ગયા બાદ સિપાહીઓ બહુ ઉશ્કેરાઇ ગયા હતા ત્યારબાદ જ્યારે તેઓએ સાંભળ્યુ કે ઘોડેસ્વારો અને તોપચીઓને કવાયતના મેદાનમાં સજ્જ થઈ હાજર રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે ત્યારે તેઓનો શક પ્રબળ થઇ ગયો, તેઓનો સંદેહ હવે દૃઢ વિશ્વાસના રૂપમાં બદલાઇ ગયો, તેઓ વિચારવા લાગ્યા કે, કવાયતના મેદાનપર પેલા અપવિત્ર ટોટા જોર જુલમથી આપણને આપવામાં આવશે, ઘોડેસ્વારો અને તોપચીઓ એ સત્યાનાશ વાળનાર હુકમને પાર પાડવા તૈયાર થાય છે. તેઓ આવા ભયંકર વિચારોને અટકાવી શક્યા નહિ તેઓ સનાતન ધર્મનું રક્ષણ કરવા તત્પર થઇ ગયા તેઓએ બધાને એક સમયે એકત્ર થવાનો સંકેત શી રીતે કર્યો હતો,તે સ્પષ્ટ રીતે જાણી શકાતુ નથી ઉશ્કેરણીના વખતમાં બહુ થોડી મહેનતે અને બહુ થોડી ટોળીવાળાએ બધાને એકત્ર કરી શકાય છે બ્રહ્મપુરના સિપાહીઓ પણ આ સમયે ગંભીર સંદેહને વશ થઇ અધીરા બની ગયા હતા, બધા પોતાના

ધર્મને હાનિ થશે એવા ભયથી ઉન્મત્ત બની મેનાને પરવા હતા. બધા અસ્થિર તથા ધોરણ વિનાના હતા. આ ઉન્મત્ત સિપાહીઓ રાત્રિના અંધકારમા અવ્યવસ્થિત રીતે પોતાની મરજી મુજબ બરાડા પાડતા હતા. કોઇ બંદુક ભરતુ હતું, તો કોઇ બંધુક છોડવાના હુકમ આપતુ હતું, કોઈ રોતું તો આ બધા અનિષ્ટનું મૂળ ટોટા હોવાથી તે જ્યા રાખવામા આવ્યા હતા, તે સ્થાન કબજે કરવા ધસતુ હતું. આ રીતે મધરાત ઘોર અંધકારમય સમયે બહરામપુરની છાવણી આવા ભયંકર દરયનું ક્રીડાક્ષેત્ર બની રહી હતી

સેનાપતિ મિચેલ આ કોલાહલ સાભળી એક ક્ષણમા સજ્જ થઇ છાવણી તરફ આવ્યો. સિપાહીઓ ભારે સદેહથી ભાન ભૂલી ગયા છે કે ખરેખર સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવવા તત્પર થયા છે, એ બેમાની એકે વાત નિશ્ચિતપણે પ્રથમ તો તેના જાણવામા ન આવી. તેણે ઘોડેસ્વારોને જેમ બને તેમ જલદી સજ્જ થવાનો હુકમ આપ્યો, તોપચીઓને પણ પોતપોતાની તોપો યોગ્ય સ્થળે ગોઠવી દેવાનુ કહ્યું. એ હુકમ તત્કાળ પળાયો. ઘોડેસ્વાર ટુકડી સજ્જ થઇ ઘોડાપર ચઢી. અંધકારમય રાતે મશાલના પ્રકાશમા તોપચીઓ પોતાની તોપો સિપાહીઓ તરફ લઈ જવા લાગ્યા સિપાહીઓએ દૂરથી તોપોના પૈડાનો અવાજ સાભળ્યો, મશાલના પ્રકાશમા ઘોડેસ્વારોને પોતાના ભણી આવતા જોયા આ દૃશ્યથી તેઓનુ હૃદય વધારે ખળભળ્યું; તેઓ સશંક હૃદયે પોતપોતાને સ્થાને ઉભા રહ્યા, કોઇ નાઠા નહિ, તેમ કોઇએ લડાઇ પણ ન કરી ઘણા ખરાના હાથમા ભરેલી બંદુક હતી, પરતુ કોઇએ ગોળી છોડી નહિ.

રાતના બે પહોર વીતી ગયા છે. ભયંકર અંધકાર ધીરે ધીરે

વધુ ભયંકર થતો જાય છે. સેનાપતિ મિચેલ એ સમયે યુરોપિઅ આફિસરોને પથારીમાથી બ્હાડી, સાથે તોપો લઈ, કવાયતના મેદા પર આવી પહોંચ્યો, સિપાહીઓના હાથમાં બંદુક હતી, પણ તેઓમાં ના કોઈએ લશ્કરી પોશાક પહેર્યો નહોતો. આ વખતે સેનાપતિને ધૈર્ય બતાવવાની જરૂર હતી. સેનાપતિ આ વખતે પણ શાંતિપૂર્વ બધાને નમાવી શકત પરંતુ મિચેલ સિપાહીઓની બીકનું કારણ સમજી શક્યો નહોતો. તે પ્રથમ કરતા વધારે કઠોરતા બતાવી અ ગરબડ બંધ પાડવા તત્પર થયો. તેના હુકમથી તોપો ભરવામાં આવી ઘોડેસ્વારો તોપો પાસે આવી ગોઠવાયા. ત્યારબાદ તેણે દેશી ઑફિસરોને એકઠા થવાનો હુકમ કર્યો. હુકમ પ્રમાણે ઓફિસરો એકઠા થયા તેઓ વળી સેનાપતિ આગળ આવી ઉભા, વળી તેના તીખા તમત મતા વચનો સાભળવા લાગ્યા. આ મુશ્કેલીના વખતમા સેનાપતિ મિચેલના મુખમાથી જે વચનો બહાર પડયા હતા, તે ઈતિહાસમાં નોંધાયા નથી, તેથી અમે તે વચનો અહીં લખી શકતા નથી. પરંતુ મિચેલે જેઓને ઉદ્દેશી આ ભાષણ કર્યું હતુ, તેઓ એ ભાષણનો અર્થ એવો સમજ્યા હતા કે સેનાપતિ બધા નાફરમાન સિપાહીઓને તોપે ઉડાવી દેશે, તે એ કાર્ય માટે આત્મવિસર્જન કરવા તૈયાર છે. દેશી ઓફિસરોએ ધીરજથી આ બધુ સાભળ્યું. પછી તેઓએ ધૈર્ય પૂર્વક કહ્યુ કે " આ સમયે આ પ્રમાણે ગુસ્સે થવું ઉચિત નથી. સિપાહીઓ બીન અનુભવી ને વહેમી છે. તેઓ કેવળ બીકથીજ આ ટલા ઉશ્કેરાયા છે. તેઓને એવો વિશ્વાસ બેસી ગયો છે કે ઘોડેસ્વાર અને તોપચીઓને અમને મારી નાખવા માટે આણવામા આવ્યા છે, તેઓ અત્યારે ઉશ્કેરાઇ ગયા છે, ગાડા બની ગયા છે, કાર્યકારણ

સમજવાને અશક્ત બની ગયા છે. જો આપ ઘોડેસ્વાર તથા તોપચીઓને અહિંથી દૂર ખસેડી લો તો તેઓ હથિયાર છોડી શાન્તિપૂર્વક પોતપોતાને કામે વળગશે."

ઓફિસરોનાં વચનો બધ પડયા. તેઓ મુગામુગા સેનાપતિ તરફ જોઈ શાંતિમય હુકમની રાહ જોવા લાગ્યા. હવે શું કરવું, તે સેનાપતિ પોતે તરત નક્કી કરી શકયો નહિ. તે હવે સમજ્યો કે સિપાહીઓ પ્રબળ સંદેહથી ઉશ્કેરાઈ ગયા છે, બળાત્પૂર્વક નગરને મુશ્કેલીમાં મૂકવા તૈયાર થયા નથી. આવી અવસ્થામાં ઘોડેસ્વારની ટુકડી તથા બધી તોપો તેઓની સમક્ષ લાવવાનું કાર્ય યોગ્ય થયું નહોતું. સેનાપતિએ જો ઘોડેસ્વારોને પોતપોતાને સ્થળે સજ્જ થઈ રહેવાનું જણાવી પ્રથમ સિપાહીઓને શાંતિપૂર્વક વશ કરવાનો પ્રયત્ન કર્યો હોત, તો ડહાપણનું કામ કર્યું ગણાત. ઉશ્કેરાયલા સિપાહીઓ આવી વાતોથી શાંત ન થાત તો પછી તે અનાયાસે ઘોડેસ્વારોને તેઓની સમક્ષ લાવી શકત પરંતુ સેનાપતિ મિચેલે એ રસ્તો લીધો નહિ. તેણે લાંબો વિચાર કર્યા વિના એકી સાથે બધું ઘોડેસ્વાર સૈન્ય અને તોપો સિપાહીઓ સમક્ષ ખડી કરી દીધી હતી, તેથી હવે તે સિપાહીઓ પૂરેપૂરા વશ થાય તે પહેલાં તેઓને પાછા ફરવાનો હુકમ આપી શકયો નહિ. સેનાપતિ મુઝાયો, શું કરવું તે નક્કી કરી શકયો નહિ. છેવટે તેણે દેશી ઓફિસરોને કહ્યું કે ઘોડેસ્વારો તથા તોપચીઓને પાછા ફરવાનો હુકમ આપવામાં આવે છે, પરંતુ સવારની કવાયત વખતે એ બધાને મેદાનપર હાજર થવું પડશે. ઓફિસરોએ વળી વિનયપૂર્વક જણાવ્યું કે, " એમ કરવાથી સિપાહીઓ શાંત થશે નહિ, તેમ તેઓનો શક પણ દૂર થશે નહિ; કવાયત વખતે તોપો અને

ઘોડેસ્વારોને પોતાની સમક્ષ જોઇ તેઓને નાના પ્રકારના સંશય પેદા થશે. માટે અત્યારે ઘોડેસ્વારોને તોપચીઓને પોત પોતાને મથકે જવાનું કહેવું જોઇએ, અને સવારની કવાયત બંધ રાખવી જોઇએ." સેનાપતિએ કંઇ જવાબ ન આપ્યો ધીમે ધીમે ઘોડેસ્વારો તથા તોપચીઓ પોતપોતાને મથકે જવા લાગ્યા, ધીમે ધીમે મશાલનો પ્રકાશ સિપાહીઓથી દૂર જવા લાગ્યો. સિપાહીઓ શાંત પડયા, મશાલની સાથે સાથે તોપો ને ઘોડેસ્વારોને દૂર જતા જોઇ તેઓ પોતાને નિરાપદ માનવા લાગ્યા.

બીજે દિવસે સવારમાં ૧૯મી રેજિમેન્ટ કવાયતના મેદાન પર હાજર થઇ. આ વખતે સિપાહીઓમાં કંઇ પણ અશાન્તિ જણાઇ નહિ. તેઓ કંઇ પણ બડબડાટ કર્યા સિવાય પોતાનું કામ કરવા લાગ્યા અકસ્માત્ ઉશ્કેરણીના તરંગને આધીન થવાથી તેઓ પશ્ચાત્તાપ કરતા હતા પરંતુ ઉપરી અમલદારો આટલેથી અટકયા નહિ. સિપાહીઓને ફરીથી કર્તવ્યમાં જોડાયલા નજરેનજર જોતા છતા તેઓ સ્થિર રહી શકયા નહિ શા કારણથી તેઓ સેનાપતિનો હુકમ ન માનવા તૈયાર થયા હતા, કયા કારણોએ તેઓમાં ઉશ્કેરણી ફેલાવી હતી, વગેરે બાબતોની તપાસ શરૂ થઇ. આ તપાસ ઘણા દિવસ ચાલી, દેશી અને ગોરા ઓફિસરોની જુબાની લેવાઇ એ દરમિયાન સિપાહીઓએ ઉશ્કેરણીના કંઇપણ લક્ષણો જણાવ્યા નહિ. તેઓ વિધિપૂર્વક કર્તવ્ય બજાવવા લાગ્યા મુર્શિદાબાદના નવાબ નાઝિમ આ વખતે પ્રજામાં શાન્તિ જાળવવાનો બહુ પ્રયાસ કરવા લાગ્યા. કર્નલ જ્યોર્જ મેકગ્રેગર નામના સૈનિક પુરુષ સાથે મસલત કરી તેઓ શાન્તિ જાળવવા તૈયાર થયા. નવાબ નાઝિમનો પ્રયત્ન સફળ

થયો. મુર્શિદાબાદમાં કંઇ પણ પ્રકારની ગડબડ થઇ નહિ, બધી પ્રજા શાંતિપૂર્વક પોતપોતાનું કામ કરતી રહી.

જેઓ સૈનિકોનું ઉપરીપણું સ્વીકારે છે. રણનિપુણ પુરુષો દર ક્ષણે દરેક કાર્યમા જેની અનુમતિ મળવાની રાહ જોતા રહે છે; તેઓએ દર વખતે ધીરજ અને વિવેકને અનુસરી કામ લેવું જોઇએ. મુશ્કેલી ભર્યા વખતે અધીરતાથી કોઇપણ કાર્ય કરવા જતા અથવા અવિવેકથી ન કરવાનું કાર્ય કરવા તૈયાર થતા પરિણામ ઘણું ભયંકર આવે છે. જેઓ વીર છે, તેઓ પોતાના સરદારને દર વખતે ખરા વીર પુરુષની માફક ન્યાયી, ધૈર્યશીલ, ગભીર અને યોગ્ય સમયે યોગ્ય કાર્ય કરનારો જોવા ઇચ્છે છે. પરંતુ સેનાપતિ મિચેલ ૧૯મી રેજીમેન્ટ સમક્ષ આવી ધીરતા કે ગંભીરતા દર્શાવી શક્યો નહિ. સેનાપતિના દોષથી ઘણી વેળા ઘણા કુકાર્યો બને છે. આ બનાવમા પણ સેનાપતિ મિચેલના દોષથી કુકાર્ય થયુ હતુ. કર્નલ મિચેલે ઉગ્રતા ન દર્શાવી હોત તો સિપાહીઓ ઉશ્કેરાત નહિ, જો એ સાહેબ ગુસ્સે ન થયા હોત તો દેશી ઓફિસરો સિપાહીઓને શાંત પાડવામાં કદી ઉદાસીનતા દર્શાવત નહિ.

## અધ્યાય ૨ જો

વિષય દર્શનઃ–સરકારને સમયોચિત કાર્ય કરવામા થયેલા વિલંબનું કારણ–સરકારના જુદા જુદા કારોબારી વિભાગો–ચરબીવાળા ટોટા વિષે તપાસ–બરાકપુરના સિપાહીઓમા અસંતોષની વૃદ્ધિ–સિપાહી મોગલ પાંડે ૩૪મી પલટણમા ગડબડ–૧૯ મી પલટણના હથિયાર ઉતાર્યા.

દરેક દેશમાં અને દરેક પ્રકારની રાજ્યવ્યવસ્થામાં એવું જણાય છે કે વિપત્તિથી નાશવંતુ અમંગળ થવાનું હોય, તે એવી છુપી રીતે પોતાની ગતિ વિસ્તાર કરે છે કે તે વિપત્તિ ફળ આપવાને તૈયાર થાય ત્યાં સુધી તેના રાજ્યકર્તાને તે વિષે બીલકુલ ખબર પડતી નથી. આ રીતે વિપત્તિને સમય મળવાથી તે ધીરે ધીરે શક્તિ સંગ્રહ કરી રાજકીય શાસનની વિરુદ્ધ એવું પ્રચંડ બળ પેદા કરે છે કે ઠેઠ એને અટકાવવાનું કાર્ય મુશ્કેલ થઇ પડે છે. હિંદ જેવા વિશાળ રાજ્યમાં એવી અવશ્યભાવી વિપત્તિના સમાચાર જાણવા બ્રિટિશ સરકાર જેવી વિદેશી સરકારને વધારે સમય લાગે, એ સ્વાભાવિક છે કારણ કે હિંદની ભાષા, લોકો અને આચાર વ્યવહાર જુદા હોવાથી સરકાર એ દરેક સંપ્રદાયનો મનોભાવ બરાબર સમજી શકતી નથી. હિંદના બધા વર્ગો, બધા ધર્મો, તથા બધા લોકોનો આશય દર વખતે સરકારના સમજવામાં આવતો નથી. આથી રાજ્ય તંત્ર ચલાવનારા અધિકારમાં રહી એક બીજાનું મોં જોવાનો પ્રયાસ કરે છે. શાસનવિભાગના નીચા દરજ્જાના જે કર્મચારીઓ સાધારણ પ્રજામાં રહે છે તેઓ કોઇપણ વિપત્તિનો આભાસ જણાતાં ઘણી બેદરકારી બતાવે છે પરંતુ એ સમાચાર શાસનવિભાગનો નાનો કર્મચારી આગળ મુખ્ય શાસનકર્તાના મન પર પડે, તે પહેલાં તો વિપત્તિ ભયંકર આકાર અટકાવી ન શકાય તેવી થઇ જાય છે.

હિંદ સામ્રાજ્યના રક્ષણની બધી જવાબદારી વડા સેનાપતિ પર છે પરંતુ ગવર્નર-જનરલના હાથમાં બધા વિષયની દોરી હોવાથી સૈનિક વિભાગનું કાર્ય પણ તેને નિયમિત રાખવું પડે છે. ગવર્નર

ગવર્નરજનરલ પોતાની જવાબદારી સમજી સૈનિક વિભાગના કાર્ય માટે વડા સેનાપતિ પર આધાર રાખે છે આ બે રાજપુરુષો એકજ ઠેકાણે રહેતા હોય તો ખાસ બાબતનો ફેંસલો થતા બહુ વાર લાગે નહિ પરંતુ ઘણીવખત એવું બને છે કે, ગવર્નરજનરલ પોતાના સેક્રેટરી સાથે રાજધાનીને એક ખુણે બેઠા હોય તો વડો સેનાપતિ રાજ્યને બીજે ખુણે બેઠો હોય, ઈ સ ૧૮૫૭ ની શરુઆતમા આવી સ્થિતિ થઈ હતી લૉર્ડ કેનિંગ કલકત્તામા હતો વડા સેનાપતિની ઑફિસ વાયવ્ય તરફ હતી[1] અને સેનાપતિ પોતે કલકત્તામા હતો આજુટંટ જનરલ સિમલામા હતો તેની ઓફિસ કલકત્તામા હતી ચરબીવાળા ટોટાના સબધમા જે કઈ તપાસ કરવી જોઈએ એ તપાસ કરવાની સત્તા આ લોકોના હાથમા હતી પરંતુ એ બધા એક જગાએ નહોતા, તેઓની ઓફિસો પણ એક જગાએ નહોતી, તેથી યોગ્ય સમયે યોગ્ય ઉપાયો અમલે લગાડી શકાયા નહિ આ પ્રમાણે જે વિલબ થયો તે છેવટે અનિષ્ટકર નિવડ્યો

સૌથી પ્રધાન રાજપુરુષો જુદે જુદે સ્થાને હોવા ઉપરાંત રાજકીય શાસન વિભાગની કાર્ય પદ્ધતિને લીધે પણ બહુ વિલબ થયો હતો દરેક વિભાગમા ખાસ સત્તાવાળા અનેક રાજપુરુષો રાજકીય

---

[1] અગાઉ આંજ સમયે સેનાપતિ એન્સનની સ્ત્રી ઇગ્લાડ જતી હોવાથી તે તેને વળાવવા માટે કલકત્તા આવ્યો હતો સેનાપતિ કલકત્તામા હતો તે દરમ્યાન સિપાહીઓ ચરબીવાળા ટોટાની વાતથી ઉશ્કેરાઈ ગયા હતા પરંતુ એ બાબત પર ધ્યાન આપવાની તક સેનાપતિને મળી નહોતી

શાસનપદ્ધતિને વ્યવસ્થિત રાખવા માટે નીમવામાં આવ્યા હોય ! કોઈ આલીશાન મહેલમાં જવા માટે જેમ એક પછી એક કેટલ પગથિઆ પસાર કરવા પડે છે, તેમ કોઈ જરૂરી વિષય સૌથી મો ટા રાજ્યપુરુષને જણાવવો હોય તો જુદા જુદા ચડતી સત્તાવાળા રાજ પુરુષો મારફતે વડા અધિકારીને પહોંચાડવો પડે છે. કોઈ બારો બારે વિષયની સીમામાં કરી હોય, તો નીચલા દરજ્જાના અમલ દારને પોતાના ઉપરીને જણાવવું પડે છે. એ ઉપરી વળી પોતાના ઉપરિને જણાવે છે, આ રીતે પગથિએ પગથિએ ચડી પેલો સદેશો સૌથી વડા અધિકારીને પહોંચે છે ૨૨ મી જાન્યુઆરીએ ડમડમમાન ૭ મી રેજિમેન્ટના સરદાર લેફટેનેન્ટ બ્રાઇટ ચરબીવાળા ટોટાથી સિપાહીઓમાં ઉશ્કેરણી ફેલાતી છે, એ વાત અસ્ત્રાગારના અધ્યક્ષને જણાવી. અસ્ત્રાગારના અધ્યક્ષ મેજર બોન્ટેને એ સદેશો બીજે દિવસે ડમડમની છાવણીના અધ્યક્ષને જણાવ્યો. એ અધ્યક્ષે એ સદેશો બારકપુરના સેનાપતિને લખી જણાવ્યો. કર્નલ હિયર્સે એ સદેશો કલકત્તાના આજુટંટ જનરલની ઓફિસમાં મોકલ્યો. વિષય અગત્યનો હતો આ સબંધમાં તરત જ કંઈ પગલાં લેવાની જરૂર હતી સેનાપતિ હિયર્સે એ માટે આ સદેશો જેમ બને તેમ જલદી હિંદી સરકારને મોકલવાની ભલામણ આજુટંટ જનરલની ઓફિસને કરી હતી, અને તે સાથે એ પણ જણાવ્યું હતું કે, સિપાહીઓને પોતપોતાના ટોટા પોતાની મેળે તૈયાર કરી લેવાનો અધિકાર આપવો જોઇએ સેનાપતિ હિયર્સેનો પત્ર ૨૪ મી જાન્યુઆરીએ આજુટંટ જનરલની ઓફિસને મળ્યો તે દિવસે વખત ન હોવાથી કંઇ કાર્ય થઇ શક્યું નહિ. બીજે દિવસે રવિવાર હતો, માટે એ

દિવસે પણ હિયર્સેએ લખેલા 'ઘણા જરૂરી' પત્રને આજુટંટ જનરલની ઓફિસમાં પડયું રહેવું પડયું. ૨૬મી જાન્યુઆરીએ આજુ-ટંટ જનરલે હિયર્સેનો પત્ર વડી સરકારના સૈનિક વિભાગના સેક્રેટરી તરફ રવાના કર્યો બીજે દિવસે સરકારે હિયર્સેના મતને, અનુકૂળ થાય એવો જવાબ આજુટંટ જનરલની ઓફિસ તરફ રવાના કર્યો. ૨૮ મી એ ગવર્નમેન્ટની અનુમતિ સેનાપતિ હિયર્સેને મળી. સેના-પતિએ એ વાત બરાકપુરના બધા સિપાહીઓને જણાવવાનો હુકમ આપ્યો. પરંતુ આ જવાબ ફરી વળતા બહુ વાર લાગી હતી જવાબ આવ્યો તેને આગલે દિવસે એક દેશી ઓફિસરે કવાયત વખતે ટોટા વિષે સરકારનો કંઇ પણ હુકમ આવ્યો છે કે નહિ, એવો ખુલાસો પૂછ્યો. પરંતુ તે દિવસે કંઇ પણ જવાબ ન આવ્યો હોવાથી તેને જવાબ આપવામાં આવ્યો કે, હજુ સુધી કંઇ હુકમ આવ્યો નથી. જો ગવર્નર જનરલ અને સેનાપતિ હિયર્સેની વચ્ચે આજુટંટ જનરલની ડખલગીરી ન હોત તો ચાર દિવસ પહેલા જવાબ આવી ગયો હોત જ્યારે ઉપરિઅધિકારીઓ ટોટા વિષે આમ લખાણપટ્ટી ચલાવતા હતા, તે વખતે સરકારના વિરોધીઓ સાહસપૂર્વક ભયંકર કાર્ય સાધવા માટે ભયંકર કાવતરા ફેલાવતા હતા.

આ ભયંકર વાત ધીમે ધીમે બંગાળામાથી વાયવ્ય પ્રાંતોમા ફેલાઇ. પ્રથમ તો એ વાત ભયંકર હોય એવું એ પ્રાંતોમા ન જણાયુ, પણ છૂપી રીતે એ બધાને ઉશ્કેરવા લાગી. સરકારે આ વાતને વધુ વજન આપ્યું નહોતું, તેણે ધાર્યું હતુ કે સિપાહીઓને શાંતિપૂર્વક સમજાવતા તેઓની ઉશ્કેરણી આપોઆપ શાંત પડી જશે. આ વાત છેવટે ભયંકર દાવાનળ પ્રગટાવશે, એ વાતનો આ વખતે સરકારને

શાસનપદ્ધતિને વ્યવસ્થિત રાખવા માટે નીમવામા આવ્યા હોય કોઈ આલીશાન મહેલમા જવા માટે જેમ એક પછી એક કે પગથિઆ પસાર કરવા પડે છે, તેમ કોઈ જરૂરી વિષય સૌથી ગવર્નરજનરલને જણાવવો હોય તો જુદા જુદા ચઢતી સત્તાવાળા પુરુષો મારફતે વડા અધિકારીને પહોચાડવો પડે છે. કોઈ આ બાબે વિષયની સીમામા ફરી હોય, તો નીચલા દરજ્જાના અ દારને પોતાના ઉપરીને જણાવવુ પડે છે. એ ઉપરી વળી પોત ઉપરીને જણાવે છે, આ રીતે પગથિએ પગથિએ ચઢી પેરો સ સૌથી વડા અધિકારીને પહોચે છે. ૨૨ મી જાન્યુઆરીએ ડમડમ ૭ મી રેજિમેન્ટના સરદાર લેફટેનેન્ટ બ્રાઇટે ચરબીવાળા ટોટ સિપાહીઓમા ઉશ્કેરણી ફેલાય છે, એ વાત અસ્ત્રાગારના અધ્ય જણાવી. અસ્ત્રાગારના અધ્યક્ષ મેજર બોન્ટેને એ સદેશો બ દિવસે ડમડમની છાવણીના અધ્યક્ષને જણાવ્યો. એ અધ્યક્ષે સ દેશો બારાકપુરના સેનાપતિને લખી જણાવ્યો. કર્નલ હિયર્સે સદેશો કલકત્તાના આજુટટ જનરલની ઓફિસમા મોકલ્યો. વિ અગત્યનો હતો. આ સબધમા તરતજ કઈ પગલા લેવાની જ હતી સેનાપતિ હિયર્સે એ માટે આ સદેશો જેમ બને તેમ જલ હિંદી સરકારને મોકલવાની ભલામણ આજુટંટ જનરલની ઓફિ કરી હતી, અને તે સાથે એ પણ જણાવ્યુ હતુ કે, સિપાહીએ પોતપોતાના ટોટા પોતાની મેળે તૈયાર કરી લેવાનો અધિક આપવો જોઇએ સેનાપતિ હિયર્સેનો પત્ર ૨૪ મી જાન્યુઆરી આજુટંટ જનરલની ઓફિસને મળ્યો. તે દિવસે વખત ન હોવા કંઇ કાર્ય થઈ શક્યુ નહિ. બીજે દિવસે રવિવાર હતો, માટે

દિવસે પણ હિયર્સેએ લખેલા 'ઘણાં જરૂરી' પત્રને આજુટંટ જનરલની ઓફિસમા પડયુ રહેવુ પડયુ. ૨૬મી જાન્યુઆરીએ આજુટંટ જનરલે હિયર્સેનો પત્ર વડી સરકારના સૈનિક વિભાગના સેક્રેટરી તરફ રવાના કર્યો. બીજે દિવસે સરકારે હિયર્સેના મતને અનુકૂળ થાય એવો જવાબ આજુટંટ જનરલની ઓફિસ તરફ રવાના કર્યો. ૨૮ મી એ ગવર્નમેન્ટની અનુમતિ સેનાપતિ હિયર્સેને મળી. સેનાપતિએ એ વાત બગાકપુરના બધા સિપાહીઓને જણાવવાનો હુકમ આપ્યો. પરતુ આ જવાબ ફરી વળતા બહુ વાર લાગી હતી. જવાબ આવ્યો તેને આગલે દિવસે એક દેશી ઓફિસરે કવાયત વખતે ટોટા વિષે સરકારનો કઈ પણ હુકમ આવ્યો છે કે નહિ, એવો ખુલાસો પૂછ્યો. પરતુ તે દિવસે કઇ પણ જવાબ ન આવ્યો હોવાથી તેને જવાબ આપવામા આવ્યો કે, હજુ સુધી કઇ હુકમ આવ્યો નથી. જો ગવર્નર જનરલ અને સેનાપતિ હિયર્સેની વચ્ચે આજુટંટ જનરલની ડખલગીરી ન હોત તો ચાર દિવસ પહેલા જવાબ આવી ગયો હોત. જ્યારે ઉપરિઅધિકારીઓ ટોટા વિષે આમ લખાણપટ્ટી ચલાવતા હતા તે વખતે સરકારના વિરોધીઓ સાહસપૂર્વક ભયંકર કાર્ય સાધના માટે ભયકર અફવા ફેલાવતા હતા

આ ભયકર વાત ધીમે ધીમે બંગાળામાંથી વાયવ્ય પ્રાતોમા ફેલાઇ પ્રથમ તો એ વાત ભયકર હોય એવુ એ પ્રાતોમા ન જણાયુ, પણ ફરી રીને એ બધાને ઉશ્કેરવા લાગી. સરકારે આ વાતને વધુ વજન આપ્યુ નહોતું, તેણે ધાર્યું હતુ કે સિપાહીઓને શાતિપૂર્વક સમજાવતા તેઓની ઉશ્કેરણી આપોઆપ શાત પડી જશે, આ વાત છેવટે ભયકર દાવાનળ પ્રગટાવશે, એ વાતનો આ વખતે સરકારને

ખ્યાલ પણ નહોતો પરંતુ વિપત્તિ છુપી રીતે શક્તિ મેળવતી હતી, લૉ
ર્ડ કેનિંગ હજુ નવો નવો ગવર્નર જનરલ હતો, તેથી તે સૂક્ષ્મ રી
તે દરેક વિભાગની કાર્યપદ્ધતિ તપાસી શક્યો નહોતો. તેને ઘણીવે
ળા ઘણી બાબતમાં પોતાના સેક્રેટરી પર આધાર રાખવો પડતો હતો
હિંદી સરકારના સૈનિક વિભાગનો સેક્રેટરી આ બાબત માટે જવાબ
દાર હતો. કંઈ પણ ગડબડ ઉઠતાં ગવર્નર જનરલને માહિતી તથા
આપવી એ તેનું કર્તવ્ય હતું. કર્નલ રિચર્ડ બર્ચ એ વખતે હિં
દી સરકારના સૈનિક વિભાગનો સેક્રેટરી હતો, તેના ચરિત્ર અને કર્તવ્ય
નિષ્ઠા પર બધાને વિશ્વાસ હતો. કર્નલ બર્ચે જ્યારે જાણ્યું કે
ડમડમના સિપાહીઓ ઉશ્કેરાઈ ગયા છે, ત્યારે તે જરાપણ વિલં
ન કરતાં એ બાબતની જાતિતપાસ કરવા ડમડમ ગયો.

ડમડમ આવ્યા બાદ કર્નલ બર્ચે જાણ્યું કે ચરબીવાળા
ટોટા તૈયાર કરવામાં આવ્યા છે ખરા, પણ તેમાંનો એક પણ
ડમડમ અગર પ્રેસિડેન્સિ વિભાગના કોઈપણ સિપાહીને વાપરવો
પડયો નથી. કર્નલ બર્ચ સિપાહીઓને શાંત પાડવા માટે યોગ્ય
ઉપાયો કામે લગાડવાની પેરવી કરવા લાગ્યો. તે સમજી ગયો કે, જે
ડમડમમાં બન્યું છે, તે અવશ્ય બીજે પણ બને તેવું છે. જે જે
ઠેકાણે નવી ગન-ફલ વાપરવાની કેળવણી આપવામાં આવે છે, તે તે
ઠેકાણે ટોટા સંબંધમાં જરૂર કંઈ સંદેહ પેદા થશે જ. આથી જેમ
બને તેમ જલદી આ ગડબડ શાંત પાડવાની જરૂર છે.

કર્નલ બર્ચ આવો વિચાર કરી ગવર્નર જનરલને મળ્યો
તથા તેની પાસે તેણે સિપાહીઓના હૃદયને આશ્વાસન મળે એવો
કોઈ ઉપાય કામે લગાડવાની મંજૂરી માગી મંજૂરી મળી. તરત જ

ડમડમ અને મિરતમાં એવો હુકમ જાહેર કરવામાં આવ્યો કે, "કોઈ પણ સિપાહીને ચરબીવાળા ટોટા આપવામાં આવશે નહિ. સિપાહીઓ પોતાના ટોટા પર ગમે તે તેવી પદાર્થ લગાડી શકશે" અંબાલા ને શિયાળકોટમાં પણ એવો જ હુકમ જાહેર કરવામાં આવ્યો. ચરબીવાળા ટોટા સિપાહીઓને આપવામાં આવે, સિપાહીઓ પોતાને મનગમતા પદાર્થ વડે ટોટા ચીકણા કરી શકશે, એવો સામાન્ય હુકમ જાહેર કરવા માટે કર્નલ બર્ચે વડા સેનાપતિદ્વારા પ્રયત્ન કર્યો હતો. આ સંબંધમાં કોઈને કઇ મુસ્કેલી વેઠવી પડે તેવુ નહતુ. છતા મિરતમા આ હુકમ વિરુદ્ધ એક હરકત ઉભી થઇ. ત્યાના સૈનિક અમલદારે કલકત્તા લખી મોકલ્યુ કે સિપાહીઓ કેટલાક વર્ષ થયા ચરબીવાળા ટોટા વાપરે છે, એ ટોટાપર ઘેટાની ચરબી લગાડવામા આવે છે. કલકત્તાની સરકારે આ બાબતમા કશો વાંધો ન લીધો. તેણે હુકમ આપ્યો કે જો ઘેટાની ચરબી અગર મીણ ટોટાપર લગાડવામા આવતું હોય તો એ વાપરવામા કાઇ હરકત નથી.

કલકત્તાના દિવાનામા અને મિરતમા અપવિત્ર અને અસ્પૃશ્ય ચરબીવાળા ટોટા તૈયાર થયા હતા એ વાતમા કંઇ સશય નથી, વળી એ પણ ખરૂ છે કે ઇ. સ. ૧૮૫૬ ના અક્ટોબર માસમા એવા ઘણા ટોટા અંબાલા અને શિયાળકોટની છાવણીમા મોકલવામા આવ્યા હતા. પરંતુ એ નવા ટોટા સિપાહીઓને વાપરવા માટે આપવામા આવ્યા નહોતા તે વખતે તો સિપાહીઓ બંદુક વાપરવાની રીત માત્ર શીખતા હતા. બંદુક કેવી રીતે પકડવી, કેવી રીતે નિશાન તાકવુ, તેની રચના અને ગુણ કેવા છે, એ બધુ તેઓને શિખવાતું હતું. કેટલાક અઠવાડિઆ સુધી સિપાહીઓ એ બધુ

શીખતા ગયા, નવી બદુક વાપરવાની રીત જાણવાથી તેમને બહુ આનંદ થતો, છેવટે જ્યારે ટોટાની જરૂર પડી ત્યારે તેઓ પોતાની મેળે તે તેલવાળા અગર મીણવાળા કરી વાપરવા લાગ્યા.

સિપાહીઓના હૃદય આટલું કર્યા છતા શાત થયા નહિ. જે ઉડી બીક તેઓના હૃદયમા પેસી ગઇ હતી, તે નીકળી નહિ અગાઉ એક છાવણીમાથી બીજી છાવણીમા જે ગપાટા ફેલાયા હતા, તેથી સિપાહીઓના હૃદય ધીમે ધીમે અધકારમય થતા જતા હતા. આ અધકાર દૂર કરવાની ખાસ જરૂર હતી. અપવિત્ર ચરબીનો સ્પર્શ કરવો પડશે એ એકજ વાતથી સિપાહીઓ ઉશ્કેરાયા નહોતા. મિરતમા તો બ્રાહ્મણોના છોકરા પણ ચરબીવાળા ટોટા બનાવવાના કામ પર જતા હતા. એથી એમને કશી જાતની હરકત પડતી નહોતી. સિપાહીઓને ટોટા દાત વડે કરડી બદુકમા ભરવા પડતા, સરકારે ધાર્યું કે એ ખાતર સિપાહીઓમા અસતોષ ફેલાયો છે. આથી મેજર બન્ટન નામના એક સૈનિક પુરુષની સલાહ મુજબ એ પદ્ધતિ પણ ફેરવી નાખી સરકારે હુકમ કાઢયો કે, સિપાહીઓએ નવા ટોટા દાત વડે ન કરડતા હાથવડે ઉખાડી બદુકમાં ભરવા પરંતુ આથી પણ સિપાહીઓ શાત ન થયા. તેઓ કહેવા લાગ્યા કે ટોટા દાત વડે કરડી બદુકમા ભરવાની અમને ટેવ પડી છે વળી ઉતાવળ વખતે તો આ ટેવ મુજબ કાર્ય કરવુ જોઇએ માટે આ ફેરફારથી સિપાહીઓમા સતોષ ફેલાયો નહિ. સિપાહીઓ અગાઉની પેઠે દીલગીર હતાશ અને સૂનમૂન થઇ કામ કરવા લાગ્યા

ઇ સ ૧૮૫૭ ની શરૂઆતમા સેનાપતિ હિયર્સેએ બરાકપુરથી લખ્યુ હતુ કે, " કેટલાક દિવસ થયા હુ અહીંના સિપાહીઓનો

મનોભાવ તપાસતો આવું છું કેટલાક નઠારા લોકોની ઉશ્કેરણીથી તેઓ અધીરા થઇ ગયા છે. એ નઠારા લોકોએ તેઓને એવું સમજાવી દીધુ છે કે સરકાર તમારી જાતિ અને ધર્મનો નાશ કરી તમને ખ્રીસ્તિ બનાવવાની છે." સેનાપતિની આ વાત ખોટી નહોતી દિવસો જવા લાગ્યા પણ સિપાહીઓના મનમાં શાન્તિ ન થઇ. દરેક નવો દિવસ તેઓના હૃદયમા નવી નવી અશાન્તિ ફેલાવતો ગયો બરાકપુરના સિપાહીઓ આ રીતે ઉદ્વેગી બની ગયા હતા. સેનાપતિઓ તેઓને દરરોજ સમજાવતા કે "તમારા ધર્મમા દખલ કરવાનો સરકારનો જરાપણ હેતુ નથી. તમને કદી પણ ચરબીવાળા ટોટા વાપરવા આપવામા આવ્યા નથી તમારી મરજી મુજબ તમે એ ટોટા પર તેલ અથવા મીણ લગાડી શકો છો." પરંતુ સિપાહીઓનો સંદેહ દૂર ન જ થયો, તેઓ સેનાપતિના વચનો પર વિશ્વાસ રાખી શકયા નહિ, તેઓનો સદેહ થયો કે ટોટાનો કાગળ અસ્પૃશ્ય અને અપવિત્ર પશુની ચરબીથી તૈયાર કરવામા આવ્યો છે. એ કાગળનો ઉપરનો ભાગ ચિકાશ પડતો હોવાથી તેઓને આ શકમા પુષ્ટિ મળતી. ત્યારબાદ જ્યારે તેઓએ જોયુ કે એ કાગળ સળગાવતા ચડચડાટી થાય છે, અને ચરબી બળે તેવી ગધ આવે છે. ત્યારે તેઓને દૃઢ ખાત્રી થઇ ગઇ કે હવે આપણે જરૂર વટલાવાના એમા કશો શક નથી.

સેનાપતિ હિયર્સે આ સિપાહીઓને શાંત પાડવા બનતા પ્રયત્નો કરવા લાગ્યો સિપાહીઓ પર તેને દયા આવતી તે તેઓના મનોભાવ સમજી ગયો હતો. તેણે સ્પષ્ટ જોયુ હતુ કે સિપાહીઓ ઉંડા શકથી બેભાન બની ગયા છે. ચરબીવાળા ટોટાથી હિંદુ અને

મુસલમાન બન્નેના ધર્મને હાનિ થાય છે, એવો ખ્યાલ તેઓના અંતઃકરણમાં પેસી ગયો હોવાથી એ ખ્યાલ જેમ બને તેમ જલદી દૂર કરવાની જરૂર છે. કંપનીના ઠરાવ સમજાવી આ બાબતમાં શાંતિ કામ કરશે એવો વિચાર કરી કવાયત વખતે તેણે હિંદુસ્થાનની ભાષામાં સિપાહીઓને કહ્યું કે, તમે ખોટા સંદેહથી અધીરા બની ગયા છો. તમે જે મગરૂરીનું કામ કરો છો, જે સેનાપતિઓના હાથ નીચે રહેનારાઓ છો, તે સરકાર કે તે સેનાપતિઓ તમારી જાતિ કે ધર્મ પર કદી હાથ નાખશે નહિ. તમારે ખ્રીસ્તી ધર્મમાં વટલાવાની બીક રાખવી નહિ. અંગ્રેજો ધર્મપ્રચાર કરવાની વેળા આંધળા બની જતા નથી. તેઓ જેને તેને પોતાના ધર્મમાં આણી મૂર્ખતા જાહેર કરતા નથી. જેઓ ખ્રીસ્તી ધર્મ પુસ્તકો વાંચી શકે છે, સમજી શકે છે તેઓના જ મનમાં પ્રતિભાશાળી તેજ તેને ખ્રીસ્તિ ધર્મની દીક્ષા આપવામાં આવે છે. પરંતુ દીક્ષા આપ્યા અગાઉ તેઓ બધા ધાર્મિક નિયમો સમજી શકેલ છે કે નહિ, એ બાબત તપાસ કરવામાં આવે છે. ધર્મના નિયમો જાણ્યા સિવાય કોઇને ખ્રીસ્તી ધર્મની દીક્ષા આપવામાં આવતી નથી." આટલું કહી સેનાપતિએ સિપાહીઓને કહ્યું કે "તમે મારું ભાષણ સમજી શક્યા છો કે નહિ?" તેઓએ માથું હલાવી હા પાડી. સેનાપતિને સંતોષ થયો. તેણે વિચાર્યું કે હવે તેઓ શાંત થશે, તેઓનો સંદેહ જતો રહ્યો છે,

પરંતુ ભાષણની મોહિની શક્તિ, તેજસ્વિની ભાષાના અપૂર્વ ઉછાળા, સિપાહીઓને લાંબો વખત શાંત રાખી શક્યા નહિ. બરાકપુરના જે ઉશ્કેરાયલા સૈનિકોએ કવાયતના મેદાનપર સેનાપતિ હિયર્સનું ભાષણ સાંભળ્યું હતું, તેઓના હૃદય પાછાં ગંભીર મહોદધિના તરંગોથી ડોલવા લાગ્યાં. દિવસો વિતવા લાગ્યા, પણ સરકારે કંઇ

ઉપાય લીધો નહિ. બરાકપુરના સિપાહીઓ પોતાનું કર્તવ્ય બજાવતાં હતા, પણ જે શાંતિનું દશ્ય તેઓની આંખો આગળથી દૂર થયું હતું, તે તો પાછું આવ્યું જ નહિ. પ્રીતિ અને તૃપ્તિપૂર્વક તેઓ પોતપોતાનાં જીવનનાં સુખમય ચિત્ર આલેખી શક્યા નહિ. જે ગંભીર સંદેહથી તેમના હૃદય ડોલાં ખાતાં હતાં, તે શાંત થયાં જ નહિ. તેઓ કહેવા લાગ્યા કે " અમારી પડતીનો સમય પાસે આવ્યો છે, સંખ્યાબંધ ગોરા સિપાહીઓ અને તોપચીઓ અમારો નાશ કરવા ધસ્યા આવે છે.[૧] "

આ વિશ્વાસ અતિશયોક્તિમય હોઈ શકે, પરંતુ તે નદ્દન ખોટો તો નહોતો. જ્યારે બરાકપુરના સિપાહીઓની ઉશ્કેરણીના સમાચાર કલકત્તા પહોંચ્યા, ત્યારે ગવર્નર જનરલને ભયંકર વિપત્તિનો આભાસ આવ્યો. ભારતના આકાશ તળે વિપત્તિના વાદળા એકત્ર થતા હતા. એ વાદળા ધીમે ધીમે ગાઢ કાળો રંગ ધારણ કરતા હતા. હિંદનું દેશી લશ્કર જ્યારે સરકારની વિરુદ્ધ એકત્ર થતુ હતું, ત્યારે સરકારને નિષ્કંટક કરવા માટે જેમ બને તેમ જલદી કોઈપણ ઉપાય લેવાની

૧ આ બાબતમા બરાકપુરના એક યુરોપિઅન સૈનિકે પોતાના એક મિત્રને પત્ર લખ્યો હતો. તે પત્રમા લખ્યું હતું કે, " ૮ મી માર્ચે અમારી ટુકડીના એક નાયકે આવી કહ્યું કે સિપાહીઓમા એવી વાત ફેલાઈ છે કે સરકારે હાવરામાં પાચ હજારનું ગોરૂં લશ્કર એકત્ર કર્યું છે, તેઓ ત્યા બે વહાણોમા આવી પહોંચ્યા છે. કુલદોલને દિવસે તેઓ અહિં આવી પહોંચશે. આ સમાચાર સાંભળી સિપાહીઓને રાત્રે ઉંઘ આવતી નથી. "

જરૂર હતી. એ વખતે બંગાળામાં ગોરૂં લશ્કર ઘણું નહોતું. કલકત્તા અને દાનાપુરમાં કેવળ એકેક ટુકડી હતી. બહરમપુરના સિપાહીઓના હંગામા પછી એક અહવાડીએ કર્નલ મિચેલને છૂટેગયેલા સિપાહીઓને નિઃશસ્ત્ર કરવા ખાતર બગકપુર મોકલવાનો હુકમ હતો. એ દરમ્યાન રંગુનથી એક ગોરી ટુકડી લાવવા માટે એક વહાણ મોકલવામા આવ્યુ હતું. બગકપુરના સેનાપતિઓ એમાંનુ કંઇ જાણતા નહોતા. સેનાપતિ હિયર્સે પોતે એ વાત જાણતો નહોતો. સેનાપતિએ સિપાહીઓના ગપા પર બહુ ધ્યાન આપ્યું નહિ. તે વિચારવા લાગ્યો કે તેઓ કલ્પનાને હિલોળે ચડયા છે, તેથી દરેક વાત અતિશયોક્તિથી ભરપૂર કરી મૂકે છે. પરંતુ છેવટે તેની મોહનિદ્રા તૂટી. તે સમજી ગયો કે, સિપાહીઓ આગ કરતા પણ વધુ જાણે છે. વહાણ રંગુનથી સૈન્ય લઇ કલકત્તા આવી પહોંચ્યું. કલકત્તાના ગોરાઓ આવા સમયમા રક્ષકોને આવેલા જોઇ બહુ ખુશ થયા.

એ વખતે સિપાહીઓની માફક સરકાર પણ બહુ સંશયી બની ગઇ હતી. સિપાહીઓની ઉદાસીનતા, છૂટેરાણી અને અસાધ્યના કોઈ સરકારનો શક ધીમે ધીમે ગંભીર બનતો ગયો. આ શક વેળા સરકાર ધૈર્યપૂર્વક કામ કરી શકી નહિ. મોટા મોટા ગોરા સૈનિક અમલદારોથી છૂપી રીતે સરકાર પોતાનો બચાવ કરવાની તૈયારી કરી રહી હતી. પરંતુ સિપાહીઓ તો બધે સ્થળેથી બાતમી મેળવતા હતા. શહેરેશહેરમા જે કંઇ બનતુ તે અમલદારોની પહેલા સિપાહીઓ જાણતા. રંગુનથી ગોરી ટુકડી કલકત્તા આવી, એ વાત સિપાહીઓ પહેલા ખુદ સેનાપતિ હિયર્સે પોતે જાણી શક્યો નહોતો. દરેક છાવણીમાં આ વિષે વાતો ચાલતી હતી સિપાહીઓ સરકારના ઉદ્દેશ બાબત શંકા લાવતા હતા, ધીમે ધીમે વધારે ઉશ્કેરાતા જતા હતા.

બરાકપુરના સિપાહીઓ થોડો વખત શાંત રહ્યા; તેઓ શાંતિપૂર્વક પોતાની જાતિ, વંશ અને ધર્મનાં રક્ષણ માટે તૈયાર થવા લાગ્યા. વાત ધીમે ધીમે વધી પડવા લાગી. કલકત્તાના સિપાહીઓ પણ બરાકપુરના સિપાહીઓની માફક અસંતુષ્ટ થઇ ગયા. ગવર્નર જનરલે ૧૫ મી માર્ચે વડા સેનાપતિને લખ્યું કે, "૪૩ મી રેજિમેન્ટના સિપાહીઓએ ૨ જી રેજીમેન્ટના સિપાહીઓ સાથે જમવાની ના પાડી હતી, એટલું જ નહિ પણ ૭૦ મી રેજીમેન્ટમાંના કોઈ કોઇ સિપાહીએ ૨ જી રેજીમેન્ટના સિપાહીઓને ટોટા કરવાની મના કરી હતી." લાર્ડ કેનિંગે સિપાહીઓનો મનોભાવ સમજી આ પ્રમાણે લખ્યું હતું. વાસ્તવિક રીતે જોતા સિપાહીઓની ઉશ્કેરણી ધીમે ધીમે વધતી જતી હતી. બરાકપુરના સિપાહીઓ ખાસ કરીને કલકત્તાનો કિલ્લો અને બીજાં કેટલાક જાહેર ઠેકાણાં પર ચોકી કરતા હતા. ૧૦ મી માર્ચે સંધ્યાકાળ વખતે ૨ જી રેજિમેન્ટના કેટલાક સિપાહીઓ કિલ્લામા પહેરાપર હતા. બરાબર તે જ સમયે ટંકશાળના પહેરાપર ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓ હતા. સંધ્યાકાળ વખતે ૨ જી રેજિમેન્ટના બે સિપાહીઓએ ટંકશાળના દરવાજા પાસે આવી સુબેદારને મળવા માગ્યુ. સુબેદાર દીવા પાસે બેઠો બેઠો પોતાને કામની એક ચોપડી જોતા હતો, એ વખતે પેલા બે સિપાહીઓ તેમની પાસે આવી પહોચ્યા. તેઓમાના એકે કહ્યું કે, 'અમે કિલ્લામાંથી આવીએ છીએ. રાતના બે પહોર વીત્યાબાદ કલકત્તાના સિપાહીઓ કિલ્લાના સંત્રીઓ સાથે એકત્ર થશે. સુબેદાર જો એ સમયે પોતાનાં માણસો સાથે તેઓને આવી મળે, તો સરકારની સત્તા તોડવાનું સહજ બને." સુબેદારે આ વાત સાંભળી તેઓને

કેદ કરવાનો હુકમ કર્યો. તેના સિપાહીઓએ આ કાર્ય અવગણ્યું. બીજે દિવસે સવારમાં સુબેદારે આ બંને સિપાહીઓને કિલ્લામાં મોકલ્યા. તેઓના પર કામ ચાલ્યું. દરેકને ચૌદ ચૌદ વર્ષની કેદની સજા થઈ.'

આવી સામાન્ય બાબતોમાંથી કેવો ભયંકર બનાવ બને તેમાં કંઈ નવાઈ નથી, એ વાત સેનાપતિ હિયર્સ બરાબર સમજી ગયો હતો. આથી આ સામાન્ય બાબત પણ હિયર્સને જતી કરવા યોગ્ય ન જણાઈ. હિયર્સ વળી સંદેહ ટાળવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તેનું અગાઉનું ભાષણ સિપાહીઓએ ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું. તેથી હિયર્સ એવુંજ ભાષણ બીજી વખત કરવા તૈયાર થયો. લૉર્ડ કેનિંગે હિયર્સને તેમ કરવાની પરવાનગી આપી. હિયર્સે ગવર્નર જનરલ સાથે મસલત કરી, બરાકપુરના સિપાહીઓને ૧૭ મી માર્ચે સવારમાં કવાયતના મેદાનપર હાજર રહેવાનો હુકમ કર્યો.

૧૭ મી માર્ચ આવી પહોંચી. સવારમાં સિપાહીઓ કવાયતના વિશાળ મેદાનપર એકત્ર થયા, હિયર્સ ઘોડેસ્વાર થઈ સિપાહીઓ સન્મુખ આવી ઉભો. તેણે ગંભીર સ્વરે ભાષણ આરંભ્યું કે, "સરકારના શત્રુઓ તમને વિના કારણ ઉશ્કેરી મૂકે છે, તમને વટલાવવાની બીક બતાવે છે વિશ્વાસુ સિપાહીઓએ એવા શત્રુઓથી દૂર રહેવું જોઈએ. તમે કંપનીના રાજ્યમાં આનંદપૂર્વક દિવસો ગુજારો છો, એ આનંદના દિવસોમાં શત્રુઓ અડચણ ન કરી શકે, તે બાબત સાવચેતી રાખવી જોઈએ," ત્યારબાદ હિયર્સે ટોટાના કાગળો વિષે કહ્યું કે, "ઉત્તમ પ્રકારના કાગળોનો ઉપરનો ભાગ આવો ચકચકતો

દેખાય છે. હિંદના રાજાઓ હમેશા આવા કાગળો વાપરે છે ''
આની સાબીતિ આપવા ખાતર હિયર્સેએ કાશ્મીરના મહારાજાનો
એક પત્ર બતાવ્યો એ પત્ર મહારાજા ગુલાબસિંહે હિયર્સને લખ્યો
હતો હિયર્સેએ એ કાગળ દેશી ઓફિસરના હાથમા આપી કહ્યુ
કે, " આ કાગળ ટોપાના કાગળ કરતા પણ વધુ ચમચમતો હતો
સિપાહીઓ આ કાગળ સારી રીતે તપાસી જોજો જો એમ છતા
તમને વિશ્વાસ ન પડતો હોય તો સીરામપુર જઈ કાગળ બનાવવાની
રીત જોવાથી બધો શક જતો રહેશે " ત્યારબાદ ૧૯ મી રેજિ
મેન્ટે જે તોફાન મચાવ્યુ હતુ તે વિષે હિયર્સેએ કહ્યુ કે, ' ૧૯
મી રેજીમેન્ટના સિપાહીઓએ ભારે અપરાધ કર્યો છે સરકાર તેઓ
પર બહુ ગુસ્સે થઈ છે કદાચ સરકાર તેમને નિ:શસ્ત્ર કરવાનો હુકમ
આપશે જો મને એવો હુકમ મળશે તો યુરોપિયન અને દેશી
સિપાહીઓ ઘોડેસ્વારો અને તોપચીઓને એ હુકમ કઈ રીતે મના
વવામા આવે છે, તે જોવાને માટે એકઠા થવુ પડશે " ત્યારબાદ
સેનાપતિએ કહ્યુ કે, ' તમારા શત્રુઓ એમ કહેતા ફરે છે કે સખ્યા
બંધ ઘોડેસ્વારો અને તોપચીઓ એકાએક તમારા પર તૂટી પડશે
તમે આવી જૂઠી વાતમા વિશ્વાસ રાખી બ્હીઓ છો તથા ડરકે
રાઓ છો પરન્તુ મારી મંજૂરી સિવાય કોઈપણ ગોરો સૈનિક બરા-
કપુરમા પેસી શકશે નહિ હુ યોગ્ય સમયે તેઓના આવવાના સમા
ચાર તમને જણાવીશ તમે કંઈપણ ગુનો કર્યો નથી તમારી વિરૂદ્ધ
કંઈપણ બાબત સાબીત થઈ નથી માટે તમારે ડરવાનુ કંઈ કારણ
નથી ઓફિસરો તમારી અડચણો તમારી ફરિયાદો ધ્યાનપૂર્વક
સાંભળશે તમારે વગોવાવાની બ્હીક રાખવાની નથી પરંતુ જો તમે

કોઈપણુ પ્રમારનું દિતુર કરશો તો તમારે ભયકર સજા ભોગ
વવી પડશે ''

આટલુ બોલી હિયર્સએ પોતાનું ભાષણ પૂરૂ કર્યું સિપાહીઓ
ગભીરપણે ન્વાયતના વિશાળ મેદાનમાથી પોતપોતાને સ્થળે ચાલ્યા
ગયા પરતુ તેઓનો ભય દૂર થયો નહિ આશાના રગીન ચસ્મા
તેઓની આખ પર ચઢયા નહિ સેનાપતિ હિયર્સને આ ભાષણમા
યશ મળ્યો નહિ એ સમયે બધી બાબતનો વિચાર કરી, મહુ વિવેક-
પૂવક બોલવાની જરૂર હતી ગુસ્સાને લીધે અકસ્માત્ કોઈ પણુ
વાત બોલી નાખવાની ઉદ્દેશસિદ્ધિમા અડચણ આવી પડે છે, એ
બાબત તરફ બોલનારે ધ્યાન આપવુ જોઈતુ હતુ હિયર્સ ઉડી
ફિકરથી અધીરો થઈ કદાચ સિપાહીઓને વધારે ઉશ્કેરી મૂકે
એવી લોર્ડ કેનિગને શંકા થઇ હતી કેનિગની શકા ખરી પડી.
૧૯ મી રેઝમેન્ટને બરામ્પુરમા લાવી નિરસ્ત્ર કરવામા આવશે,
હથિયાર ઉતરાવતી વેળા બધા ત્યા હાજર ગોરો-સેનાપતિ હિય
ર્સએ આ વાત પોતાના ભાષણમા જણાવી હતી જેઓની સમક્ષ
આ ભાષણ કરવામા આવે છે તેઓ આ સમાચારને કેવા અર્થમા
ગ્રહણ કરશે તે વાતનો વિચાર ભાષણકર્તાએ કર્યો નહી ૧૯ મી
રેજિમેન્ટના સિપાહીઓને નિ શસ્ત્ર કરવાના છે, તે વાત હજુ
જાહેર થઈ નહોતી ગવર્નર જનરલે એ સમયે વડા સેનાપતિને
લખ્યુ હતુ કે, '૧૯ મી રેઝમેન્ટના સિપાહીઓ બરાકપુર તરફ
ઉતાવળે કુચ કરતા આવે છે ૩૦ મી માર્ચે સવારમા તેઓ બરા
કપુર આવી પહોચશે એમ જણાય છે તેઓને નિ શસ્ત્ર કરવાના છે,
સૈનિક વિભાગમાથી બરતરફ કરવાના છે, એ વાત તેઓ જાણતા

નથી મને લાગે છે કે એ વાતથી તેઓને અજાણ્યા રાખવા એજ ઠીક છે." પરંતુ સેનાપતિ હિયર્સેએ એ વાત આવેશમાંને આવેશમાં બહાર પાડી દીધી. શાંત ભાષણ આને લીધે અમૃતમયને બદલે વિષમય નીવડયુ. જ્યારે સિપાહીઓએ સાંભળ્યું કે "અમારા ભાઈઓનાં હથિયાર છિનવી લેવાશે" ત્યારે તેઓ ક્ષોભથી દિગ્મૂઢ બની ગયા. તેઓ વિચારવા લાગ્યા કે ધીમે ધીમે બધાની એજ દશા થવાની છે. સાગર પારથી ગોરૂં સૈન્ય આવ્યુ છે, બીજું સૈન્ય પણ આવવાનું છે. છેવટે બધા સિપાહીઓના હાથમાં જૂલમપૂર્વક પેલા અપવિત્ર ટોટા આપવામા આવશે. બરાકપુરના સિપાહીઓ આવા ગંભીર વિચારોથી ઉન્મત્ત બની ગયા. બધાના હૃદય ધડકવા લાગ્યાં, આકુળવ્યાકૂળ થઇ ગયા, ધર્મની રક્ષા માટે તરફડવા લાગ્યા, બધાના મુખમાંથી "ગોરા લોક આયા" એ શબ્દો નીકળતા હતા. સિપાહીઓ પ્રતિક્ષણે પોતાને જાતિચ્યુત ધારવા લાગ્યા, પ્રતિક્ષણે યુરોપિયન સૈન્યના હુમલા રૂપી બ્હીક જોવા લાગ્યા. હૃદયમાં જે આગ અત્યાર સુધી છુપી રીતે સળગતી હતી તે હવે જાહેર રીતે સળગી ઉઠી.

સેનાપતિ મિચેલ ૧૯ મી રેજીમેન્ટ સાથે ૨૦ મી માર્ચે બહરમપુરથી બરાકપુર જવા નીકળ્યો હતો. આ રેજીમેન્ટે હવે કશી ઉશ્કેરણી બતાવી નહોતી. રસ્તામાં સેનાપતિનો હુકમ ન માનવાની હલ્લડબાજી કરી નહોતી. તે રેજીમેન્ટના સિપાહીઓ સેનાપતિના હુકમ મુજબ, ધૈર્યપૂર્વક બરાકપુર તરફ આગળ વધતા હતા. મિચેલ પોતાની ટુકડી સાથે ૩૦ મી માર્ચે બરાકપુર આવી પહોંચ્યો. ત્યાં આવી સરકારી હુકમની રાહ જોતો બેઠો. એ દરમ્યાન તેણે સાંભળ્યું કે, બરાકપુરના સિપાહીઓ સરકાર વિરૂદ્ધ ઉઠયા છે. ગઇ કાલે

( ૨૯ મી માર્ચે ) એક ગોરા ઓફિસરને હરકેગયલા સિપાઈએ ઘાયલ કર્યો છે.

આ સમાચાર ખોટા નહોતા. ૨૯મી માર્ચે સાંજરે બગરકપુરના સિપાઈઓમાં ભારે હરકેગણી ફેલાઇ. તે દિવસે છાવણીમાં એ સમાચાર ફેલાયાં હતા કે ગોરા સિપાઈઓનું એક વહાણ કલકત્તા આવી પહોચ્યુ છે. તેઓ અત્યારે વહાણમાંથી ઉતરે છે. તેઓ હમણા બગરકપુર તરફ રવાના થશે ધીમે ધીમે બગરકપુરની છાવણી ગોરા સિપાઈઓથી ભરાઇ જશે. સમાચાર ખરા છે કે ખોટા, તે તરફ કોઇએ ધ્યાન આપ્યુ નહિ. પરતુ સમાચાર સાંભળતા જ બધા સરકાર વિરુદ્ધ હરકેગઇ ગયા. તે દિવસે રવિવાર હતો. સેનાપતિ તથા ગોરા ઓફિસરો પોતાનો પવિત્ર વિશ્રામ દિન આરામથી ભોગવતા હતા; સિપાઈઓમા શુ ચાલી રહ્યુ છે, તે તરફ કોઇએ જોયુ નહિ. સિપાઈઓમા મગળપાંડે કરીને એક કવાયત ભાષાનો સિપાઈ હતો તે બળવાન અને જુવાન હતો. તેનુ ચરિત્ર સારૂ હતુ. સાત વરસ સુધી તેણે ખરા વીરની માફક સરકારની સેવા બજાવી હતી સેનાપતિઓએ આ જુવાન સિપાઈમા કદીપણ નિમકહરામીનુ ચિહ્ન પણ જોયુ નહોતુ. ધર્મનિષ્ઠ હિંદુની માફક મગળપાંડે સર્વદા પોતાના ધર્મના રિવાજો મુજબ ચાલતો. આજે મગળપાંડે ભાગના નિસાથી ચકચૂર બન્યો હતો. એ વખતે ગોરા સૈનિકોના આગમનના સમાચાર તે તરફ ફેલાયા. મગળપાંડે હવે સમતોલપણુ જાળવી શક્યો નહિ. તેણે વિચાર્યુ કે ભયકર સમય ઉપસ્થિત થયો છે. બધાની જાતિ જશે, ફિરગીઓને હાથે ધર્મ, આચાર વિચાર, બધાનુ સત્યાનાશ વળશે. પાંડેજી ઉશ્કેરાઇ ગયા. તેમણે લડાઇનો વેશ લીધો, તરવાર

અને ગોળી ભરેલી બંદુક હાથમાં લઇ ઘરે બહાર નીકળ્યા. બહાર આવ્યા બાદ તેણે પોતાની જાતના બધા સિપાહીઓને પોતાની પાછળ બોલાવવાનું કહ્યું, બધાને કહેવા લાગ્યા કે, કોઈએ અપવિત્ર ટોટાનો સ્પર્શ કરવો નહિ, કોઇએ એ ટોટા હાતે કરી પોતાનાં પરલોકનાં સુખમાં આગ લગાડવી નહિ. લડાઇ વખતે જેઓ ભેરીનો અવાજ કરી બધાને એકત્ર કરે છે, તેઓમાંનો એક પાસે ઉભો હતો. મંગળપાંડેએ તેને ભેરી ધ્વનિ કરી બધાને એકત્ર કરવાનો હુકમ કર્યો. એ હુકમ ન પળાયો, પરંતુ પાંડેજી તો રંગ પર ચઢયા હતા. તે શાંત ન પડતા અંગ્રેજો સાથે લડાઇ કરવા માટે ઉન્મત્તનીપેઠે છાવણી આગળ ફરવા લાગ્યા. એ સમયે એક યુરોપિઅન ઓફિસર તે ઠેકાણે આવી ચઢયો, મંગળ પાંડેએ તેના તરફ ગોળી છોડી. પરંતુ ત્યાંથી પેલા ઓફિસરને કંઇ નુકશાન ન થયું, ગોળી દૂર જઇ પડી.

એ સમયે ૩૪મી રેજિમેન્ટના સિપાહીઓ પાસે ઉભા હતા, ઓએ મંગળ પાંડે સાથે મળી બંડ ઉઠાવ્યું નહિ, તેમ તેનાં હાથ-ાર પડાવી લેવાની તજવીજ પણ કરી નહિ; એ દરમ્યાન એક વાલદારે આજુટંટને ઘેર જઇ આ સમાચાર આપ્યા. લેફટેનેન્ટ બગ નામનો એક સૈનિક ૩૪મી રેજિમેન્ટના આજુટંટના ઓહદાપર તો. તે સમાચાર મળતાંજ લડાઇનો પોશાક સજી, હાથમાં ભરેલી બંદુક લઇ, ઘોડેસ્વાર થઇ તીર વેગે ઘટનાસ્થળ પર આવી પહોન્ચ્યો. ત્યાં આવી તેણે બૂમ પાડી કે "તે કયાં છે ? તે કયાં છે !" પાસે એક તોપ પડી હતી. મંગળપાંડે એ તોપની પાછળ છુપાઇ રહ્યો, અને ત્યાંથી પેલા ઘોડેસ્વાર પર ગોળી છોડી. ગોળીએ ઘોડેસ્વારને તો કંઇ ઇજા ન કરી, પણ ઘોડાને સખત ઇજા કરી. ઘોડો જમીન પર પડયો તેની સાથે લેફટેનન્ટ બગ જમીન પર પડયો. બગે એક ક્ષણમાં

પોતાની જાતને સંભાળી લીધી. તેણે ફરી મંગળપાંડે તરફ ગોળી છોડી, પણ ગોળી લક્ષ્યભ્રષ્ટ થઈ, દૂર જઈ પડી. બાગે તરવાર ઉપાડી, એ સમયે એક બીજો ગોરો સૈનિક પણ હાથમા તરવાર લઈ તેની મદદે આવી પહોંચ્યો. મંગળપાંડે પણ તરવાર લઈ તેમની સામો આવ્યો લડાઈ શરૂ થઈ એક તરફ મંગળપાંડે અને બીજી તરફ બે ગોરા લોકો; બન્નેના હાથમા તરવાર હતી, બન્ને જણા પ્રતિસ્પર્ધીને કાયમને માટે અનંત નિદ્રામા સુવાડવા તત્પર બની ગયા, તેઓની આજુબાજુ ચારસો સિપાહીઓ ઉભા હતા, પરંતુ તેઓએ કોઈનો પક્ષ લીધો નહિ બધા ચુપચુપપણે લડાઈ જોવા લાગ્યા મંગળપાંડે અતિ કુશળતાપૂર્વક તરવાર ચલાવવા લાગ્યો અતિશય સાહસપૂર્વક તેણે પ્રતિસ્પર્ધીઓના શરીર લોહીલુહાણ કરી નાખ્યા. બન્ને ગોરા મંગળપાંડે સામે ટકી શકયા નહિ ઉન્મત્ત મંગળપાંડેની કુશળતા આગળ લેફ્ટેનેન્ટ બાગ અને તેના સાથીના જીવન ભયમા આવી પડયા. એ દરમ્યાન એક મુસલમાન સૈનિક સાહસ કરી તેઓને બચાવવા આવી ચઢયો. એ સિપાહીનું નામ શેખ પલ્ટુ હતુ. મંગળપાંડે લેફ્ટેનેન્ટ બાગ પર તરવાર ચલાવવા જતો હતો એ સમયે પલ્ટુએ આવી તેને પોતાના જમણા હાથવડે પકડી લીધો પલ્ટુ હથિયારબંધ નહોતો, તેનો ડાબો હાથ મંગળપાંડેની તરવારથી છુદાઈ ગયો હતો તો પણ તેણે તેને છોડયો નહિ લેફ્ટેનેન્ટ બાગ અને તેનો મદદગાર બચ્યા શેખ પલ્ટુએ આવુ સાહસ ન કર્યું હોત તો તેને ને તેના મદદનીશને આજે કાયમની નિદ્રામાં પોઢવુ પડત.

લેફ્ટેનેન્ટ બાગ અને તેનો મદદનીશ પ્રતિદ્વંદ્વીની તરવારના

ારથી જર્જરિત થઇ ગયા હતા. તેઓનાં શરીરમાંથી લોહીની ધારા ૃહેતી હતી. તેઓ બન્ને લોહીથી ખરડાયેલે શરીરે પોતપોતાને મકાને ગયા. જતી વખતે બાગ સાહેબે એકત્ર થયેલા સિપાહીઓને કહ્યું કે, 'ડરપોકો, બાયલા, પાખંડીઓ! તમારી સમક્ષ એક ઓફિસરને ઘાયલ થતો જોઈ રહ્યા. તમારામાંનો કોઈ મદદમાં આવવાની હિંમત ન કરી શક્યો." સિપાહીઓએ કંઇ જવાબ ન આપ્યો. લેફટનેન્ટ બાગ પોતાની ટુકડીમાં પ્રિય નહોતો. આથી સિપાહીઓએ તેના તરફ નજર ન કરી, તેના બડબડાટનો જવાબ ન વાળ્યો. તેઓ ધીરે ધીરે પ્રથમની માફક ગંભીર ભાવે પરેડસ્થળ આગળ ફરવા લાગ્યા. લેફટનેન્ટ બાગ ચાલ્યા ગયા બાદ સિપાહીઓએ મંગળપાંડેને છોડી દેવાનું પલ્ટુ પર દબાણ કર્યું. પલ્ટુએ આનાકાની ન કરતા તેને છોડી મૂક્યો. સિપાહીઓએ પ્રથમથી મંગળપાંડેને છોડી દેવાનું કહ્યું હતું. હાય તો પલ્ટુને ગોળી વડે ઉડાડી દેવાની ધમકી આપી રહ્યા હતા, પરંતુ પલ્ટુ બ્હીનો નહિ. જ્યાંસુધી પેલો ઓફિસર મકાનપર ન જઇ પહોંચ્યો, ત્યાં સુધી તેણે મંગળપાંડેને ન છોડયો. પલ્ટુની વફાદારી અને સાહસને લીધે એ લોકોના જીવ બચ્યા. એવું પણ કહેવાય છે કે, યુરોપિયન સૈનિકો ઘાયલ થઈ જમીનપર પડ્યા, ત્યારે કોઇ કોઈ સિપાહીઓએ પોતપોતાની બંદુકના કુંદા વડે તેઓને માર્યા હતા. એ સમયે એક સુબેદાર અને વીશ સિપાહીઓ પહેરાપર હતા. તેઓમાંના કોઇએ મંગળપાંડેને પકડવાની કોશીશ કરી નહિ. સિપાહીઓ વટલાવાની બીકથી અધીરા થઈ ગયા હતા, યુરોપિયનોને શત્રુ તરીકે જાણતા હતા, એ બાબતની આ એક અચૂક સાબીતિ છે. કર્તવ્ય બજાવવામાં પાછી પાની કરેલી હોવાથી, વીરધર્મને તજ્યો હોવાથી,

સિપાહીઓ ઇતિહાસમાં નિંદાય એ ખરી વાત છે. પરંતુ જો સેનાપતિઓ-એ સમય વરતી કામ કર્યું હોત, જો સિપાહીઓને શાંતિપૂર્વક શાંત માર્ગે આણવાના પ્રયત્ન કર્યા હોત, અને સરકારે જો અવિષ તરફ દૃષ્ટિ નાખી રાજનીતિ ચલાવી હોત, તો તે સમયના ઇતિહાસના પાના આ શોણિતમય બનાવનાં વર્ણનથી ભરાત નહિ. દીર્ઘદૃષ્ટિ વિનાના, બીનઅનુભવી, અને અવિવેકી સૈનિકો કુબુદ્ધિને વશ થઈ બીજાની સલાહ મુજબ ચાલ્યા હોવા છતા તેઓનો દોષ ક્ષમા કરવા યોગ્ય ગણી શકાય, પરંતુ જે સુધરેલી સરકારના તાબામાં તેઓ કાર્ય કરતા હતા. જે અનુભવી સેનાપતિના વડપણ તળે તેઓ કેળવાતા હતા, તે સરકાર અથવા તે સેનાપતિની ટુંકી દૃષ્ટિ કદી પણ ક્ષમા કરવા યોગ્ય જણાય નહિ.

આ ધાનપુરના સમાચાર છેવટે સેનાપતિ હિયર્સેને મળ્યા. સેનાપતિના બે પુત્રો સિપાહીઓની રેજિમેન્ટમાં ઓફિસરનું કાર્ય કરતા હતા. બંને પુત્રો પોતાના બાપ પાસે જ હતા. એ વખતે એક લશ્કરી માણસે આવી તેમને આ સમાચાર જણાવ્યા. સમાચાર સાંભળતાજ હિયર્સે સજ્જ થઈ ઘોડા પર બેઠો. તેના બંને પુત્રો પણ હથિયારબંધ થઈ ઘોડા પર બેસી, પિતાની પાછળ ચાલ્યા. ત્રણે જણા કવાયતના મેદાનપર પહોંચ્યા એટલે તેઓને ખબર મળી કે હજુ બંડખોર સિપાહી ઉન્મત્તની પેઠે ઘૂમે છે, પોતાના પવિત્ર ધર્મને હાનિ કરવાની છે. એવો ઉપદેશ આપી સિપાહીઓને ઉશ્કેરે છે, સિપાહીઓને પોતાની સાથે બળવા સમજાવે છે. સિપાહીઓ ચોતરફ ઉન્મત્તની પેઠે ફર્યા કરે છે, કોઈ હથિયારબંધ કોઈ લશ્કરી પોશાકમાં કોઈ ઉઘાડે શરીરે ઉભા છે. કોઈ પણ પેલા બંડખોર સિપાહીને

જ્વાબ આપતું નથી. તેમ તેને પકડવાની પેરવી પણ કરી શકતું નથી. સરકારને મદદ કરવાની પ્રતિજ્ઞા લઇ લશ્કરમાં જોડાયા છે, એ વાત હજુ સુધી તેઓને યાદ આવતી નથી, સનાતન ધર્મનું અપમાન થવાના સંદેહથી અત્યારે તેઓ સરકારને શત્રુભાવે જોઇ રહ્યા છે. સરકારની રાજનીતિના દોષથી અત્યારે તેઓ પોતાની પ્રતિજ્ઞા, પોતાનું વ્રત તથા વીરને ઉચિત ગુણો વગેરે બધુ વિસરી ગયા છે.

સિપાહીઓ ઉશ્કેરાઇ ગયા હતા છતા તેઓએ મંગળપાંડેની પેઠે ખુલ્લું બંડ ઉઠાવ્યુ નહોતુ અથવા તેની સાથે મળી ગોરા સિપાહીઓ પર હથિયાર ચલાવી પોતાનો દ્વેષ બતાવા આપ્યો નહોતો મંગળપાંડે તેઓને બીકણ, બાયલા વગેરે ઉપનામોથી નવાજી રહ્યો હતો, પોતાના ધર્મને હણનારા ફિરંગીઓ વિરૂદ્ધ બંડ ન ઉઠાવનારને પરલોકમા ભારે સજા થવાની છે. એવો ભય બતાવતો હતો, છતા સિપાહીઓ શુ કરવુ તે નક્કી કરી શક્યા નહોતા. ઉંડા વિરાગથી તેઓના અંતઃકરણ ધડકતા હતા. ઉંડી મર્મવેદનાથી. તેઓની હૃદયગ્રંથી છિન્નભિન્ન થઇ ગઇ હતી, પરંતુ હજુ સુધી એ વિરાગ અને મર્મવેદનાએ કંઇ ભયંકર કાંડ મચાવ્યો નહોતો. સિપાહીઓ તો અગાઉની માફક સુનમુન થઇ ફરતા હતા. આ નિસ્તબ્ધતા એ કંઇ શાંતિની નિસ્તબ્ધતા નહોતી, આ ઉદાસીનતા કંઈ સરકાર વિરૂદ્ધ કાર્ય કરવાની ઉદાસીનતા નહોતી, આ સુનમુનપણું પ્રલયકાળની નિશાની હતી. ભયંકર વાવાઝોડા પહેલા પ્રકૃતિદેવી જે શાંતિદર્શાવે તેવી શાંતિ અત્યારે છાવણીમા છવાઇ રહી હતી.

સેનાપતિ હિયર્સે ઘટના સ્થળે આવી ઉભો. આ વિપત્તિને

નિવારણ કરવા માટે તેના બે પુત્રો પણ સાહસપૂર્વક તેની સા
આવ્યા બધા નખથી શિખા સુધી લડાયક પોશાકથી સજ્જ હતા
બધાના હાથમાં ગોળી ભરેલી બંદુકો હતી. 'બંડખોર સિપાહી
હજુ સુધી કોઇએ કેદ કર્યો નથી?' સેનાપતિએ બીપણુ સ્વ
દેશી ઓફિસરોને પુછ્યુ. દેશી ઓફિસરોએ જવાબ આપ્યો
"જમાદાર અમારો હુકમ માનતો નથી." "શું? હુકમ માનતે
નથી? હું કહું છું કે જે મારી સાથે આગળ નહિ વધે, તેના અ
પિસ્તોલની ગોળીથી જાન જશે." એક ઓફિસરે સેનાપતિ હિયર્સે
કહ્યુ કે "સાહેબ આપ સાવચેત રહેશો. બંડખોર સિપાહીના
હાથમા ભરેલી બંદુક છે." સેનાપતિએ ભયશૂન્ય સ્વરે કહ્યું "છો
રહી તેની બંદુક!" ઓફિસર દૂર ખસી ગયો સેનાપતિએ મંગળપાં
તરફ પોતાનો ઘોડો દોડાવ્યો. તેના બે પુત્ર અને મેજર રોસ નામને
એક ગોરો સિપાહી તેમની પાછળ દોડયા.

સેનાપતિ હિયર્સેએ જે સાહસિકપણું બતાવી આપ્યુ, તે જોઇ
જમાદાર અને બીજા સિપાહીઓ ખોડવાઈ ગયા. સેનાપતિ સમક્ષ
જમાદાર પણ કંઇ બબડી શક્યો નહિ. જે સિપાહીઓ પહેરા પર
હતા. તેઓએ પણ કંઇ વિરૂદ્ધતા બતાવી નહિ. બધા મુગા મુગા ઉદા
સીન ચિત્તે સેનાપતિ પાછળ ચાલ્યા. મંગળપાંડે હાથમાં બંદુક લઇ
અધીરતાપૂર્વક આમતેમ ફરતો હતો. એ વખતે બધા તેની સમક્ષ
આવી પહોંચ્યા. મંગળપાંડેને બંદુક ઉપાડતો જોઈ હિયર્સેના દીકરો
જોન હિયર્સેએ 'પોતાના પિતાને કહ્યુ "પિતાજી! બંડખોર
આપના પર નિશાન તાકે છે." સેનાપતિએ પુત્ર તરફ જોઇ
નિર્ભયપણે કહ્યુ, "જોન! જો મારું મરણ થાય તો ન ... એ

બંડખોરના પ્રાણ લેજો." પરંતુ મંગળપાંડેએ તેના તરફ નિશાન ન તાકયું તેણે જોયું કે મારા દેશી ભાઈઓમાંનું કોઇ મને મદદ કરતું નથી, ધર્મનાં રક્ષણ માટે ફિરંગીઓ વિરુદ્ધ કોઈ લડાઈ જાહેર કરતું નથી. એટલે તેણે હતાશ થઇ પોતાની બંદુક પોતાના તરફ પકડી પગ વડે ઘોડો પાડયો. ગોળી તેનાં શરીરમાં પેસી ગઇ મંગળપાંડે ઘાયલ થઇ જમીનપર પછડાઇ પડયો.

સેનાપતિએ જોયું કે, મંગલપાડે એ તો મારો જીવ ન લેતા આપઘાત કરવાનો પ્રયત્ન કર્યો, એટલે તેણે તરત જ ડાક્ટરને બોલાવ્યો. ઘા તપાસ્યા બાદ પાડેજીને હસ્પિતાલમાં મોકલવામાં આવ્યા. ત્યારબાદ હિયર્સેએ સિપાહીઓના ટોળામાં ઘોડો ચલાવતાં ચલાવતાં કહ્યું કે, "તમે બધા નકામા ગભરાઈ જાઓ છો, સરકાર તમારા ધર્મમાં કદી હાથ નાખશે નહિ. એક માણસે ખુલ્લી રીતે સરકાર સામુ બંડ ઉઠાવ્યું, યુરોપિઅન ઓફિસર પર હુમલો કર્યો છતાં તમારામાના કોઇએ તેને પકડવાનો પ્રયત્ન ન કર્યો, આ બીના સાંભળી હું બહુ જ દીલગીર થયો છુ." સેનાપતિના આ વાક્યોના જવાબમાં સિપાહીઓએ કહ્યું કે, "એ માણસ ગાડો બની ગયો હતો, ભાંગના નિસાથી ઇકફેરાઇ ગયો હતો." સેનાપતિએ કહ્યું, "જો તેમજ હોય તો ગાડો હાથી અગર હડખાયું કૂતરૂં તમારા પર હુમલો કરે ત્યારે તમે તેનાં પર ગોળીબાર કરો છો, તેમ તેના પર પણ ગોળીબાર કેમ ન કર્યા?" કોઇએ જવાબ આપ્યો કે, "તેના હાથમાં ભરેલી બંદુક હતી." સેનાપતિનું મ્હોં ગંભીર થઇ ગયું. તિરસ્કાર પૂર્વક તેણે સિપાહીઓને કહ્યું, "શું! તમે ભરેલી બંદુ જોઇ ડરો છો" સિપાહીઓ કંઇ ન બોલ્યા. સેનાપતિએ બાં

દીવાગીરી સાથે ઘોડો આગળ ચલાવ્યો તેને સ્પષ્ટ જણાયું કે, સિપાહીઓ સરકાર પરના ગુસ્સાને લીધે વીફરી ચૂક્યા છે. હવે તેઓ અગાઉના જેવા પ્રતિજ્ઞાપાળક, વિશ્વાસુ અને માહિમિક સૈનિકો નથી.

સેનાપતિ સધ્યાકાળ વખતે પોતાને બંગલે આવી પહોંચ્યો ચિંતાએ તેને ઘેરી લીધો પરંતુ ચિંતાના વમળમાં તે પોતાનું કર્તવ્ય ચૂક્યો નહિ. ૧૯ મી રેજિમેન્ટના હથિયાર ઉતારી લેવાનાં છે. એ વાત સૈન્યમાં જાહેર થઈ ગઈ હતી. હિયર્સેને એ સર્વ અમલમાં મૂકવાનો હુકમ મળી ચૂક્યો હતો. ૩૧ મી માર્ચને સોમવારે સવારમાં સર્વ ગોરા તથા દેશી લશ્કર સમક્ષ બહરામપુરની રેજિમેન્ટ પોતાના હમેશના નર છોડવાની હતી. વીરવેશ, વીરચિહ્ન તજી જગત સમક્ષ પોતાની સત્તા અને નીચતા જાહેર કરવાની હતી. કદાચ એ સમયે એ રેજિમેન્ટના સિપાહીઓ હથિયાર છોડવાની ના પાડે, કદાચ એ સમયે પ્રેસિડેન્સિ વિભાગના સિપાહીઓ તેઓની સાથે મળી ગોરાઓની સામા થઈ જાય એવી ચિંતાથી બહરામપુરના યુરોપિયનો ચિંતાતુર થઈ ગયા હતા. તેઓમાંના કોઈ કોઈને એવી ખાત્રી થઈ ગઈ હતી કે, હથિયાર ઉતારી લેવાને આગલે દિવસે (સોમવારે) બધા સિપાહીઓ તરવાર વિરુદ્ધ હથિયાર પકડશે બંડખોર સિપાહીઓ બધા ગોરા ઓફિસરો અને તેઓના કુટુંબને મારી નાખશે બહરામપુરની છાવણીમાં ગોરાઓનું લોહી રેડાશે. યુરોપિઅન ઓફિસર મંગળપાંડેની તરવારથી ઘવાયો હતો, તેથી ઘણાને બહુ બીક લાગી. ઘણી યુરોપિયન સ્ત્રીઓ આ મુશ્કેલ સમય દરમ્યાન બહરામપુર તજી કલકત્તા જતી રહી હતી.

૩૦ મી માર્ચ વીતી ગઇ. વસંતઋતુની મધુર ઉષા અપરાધી સૈનિકો સમક્ષ આવી ઉભી, પરંતુ તેની કમનીય શોભાથી સિપાહીઓને સુખાનુભવ થયો નહિ. ઉષ કાળની સુંદર શોભા તેઓનાં હૃદયને પ્રફુલ્લિત કરી શકી નહિ. તેઓએ પોતાના સેનાપતિના હુકમથી છેલ્લી વારનો લશ્કરી પોશાક પહેર્યો. બ્યારકપુર તરફ કુચ કરી. તેઓના હૃદય ઉંડા દુઃખથી વલોવાતા હતા, છતાં તેઓએ કશી બાબતની અધિરાઇ ન દર્શાવી, હમેશ ચાલતી આવતી પ્રથાનો ભંગ કર્યાથી અનુતપ્ત હૃદયે તેઓ પોતાના નિશ્ચિત સ્થાન તરફ જવા લાગ્યા. બ્યારકપુરથી એક માઇલ દૂર સેનાપતિ હિયર્સ તેઓની રાહ જોઇ ઉભો હતો. રેજિમેન્ટ આવી એટલે હિયર્સ તેઓને કવાયતના મેદાન તરફ દોરી જવા લાગ્યો. મેદાનપર પ્રેસિડેન્સિ વિભાગનું બધું યુરોપિયન અને દેશી લશ્કર હારબંધ ઉભું હતું. ૧૯ મી રેજિમેન્ટ આ વિશાળ મેદાનપર આવી ઉભી. તેઓની સામે તોપો ગોઠવેલી હતી, તોપોની પાસે યુરોપિયન લશ્કર લડાયક પોશાકથી સજ્જ થઇ ઉભું હતું. હથિયાર છોડવાની વેળા જો કોઇ સામુ થાય તો તેને યોગ્ય શિક્ષા આપવા ખાતર આ બધી તોપો સજ્જ થઇ હતી. પરંતુ સિપાહીઓએ કંઇ ધાંધલ ન મચાવી પોતાની વીરતાની આ અધોગતિના વખતે પણ તેઓએ સેનાપતિનો હુકમ પાળવામાં આનાકાની ન કરી તેઓએ શાન્તિથી સેનાપતિનું ભાષણ અને સરકારનો હુકમ સાંભળ્યો, શાન્તિથી પોતાના શરીર પરના બધા લશ્કરી ચિહ્નો ઉતાર્યાં, અને શાન્તિથી અસ્ત્રશસ્ત્ર નીચે મૂકી પોતાનો સૈનિક ધર્મ વિસર્જન કર્યો. થોડે દૂર ૩૪ મી રેજિમેન્ટ ઉભી હતી તેણે પણ શાન્તિથી પોતાના દોસ્તોની આ અધોગતિ જોઇ. બે દિવસ પહેલાં એ રેજીમેન્ટ સેનાપતિ

આગળ અગ્રિશ્વાનુ તરીકે પૂરવાર થઇ હતી એ રેજીમેન્ટના મંગળ-પાંડેએ હથિયાર ઉપાડી ભયંકર કાર્ય કરવાની તૈયારી કરી હતી. આ વખતે પણ એ રેજીમેન્ટના સિપાહીઓ કંઇ હરકત કરે એ ખાતર શેઠ કોઇએ સેનાપતિ હિયર્સેને યોગ્ય ઉપાયો લેવાની સૂચના આપી હતી પરન્તુ કંઇ હરકત ન થઇ બધુ કાર્ય શાંતિથી પાર પડ્યુ ગુનહેગાર સિપાહીઓ હથિયારો તજી દીલગીર ચહેરે ઉભા હતા સેનાપતિ હિયર્સેએ તેઓને માયાળુપણે કહ્યુ કે, ‘ સરકારના હુકમથી તમને લશ્કરમાથી બરતરફ કરવામા આવ્યા છે એ ખરું, પણ તમને જે પોશાક આપવામા આવ્યો છે તે સમજ્ઞ તમારાં શરીર પરથી ઉતારી લેવામા આવશે નહિ તમે તમારા સેનાપતિના હુકમમા રહી ચીરજથી બહેરમપુરની બરાકપુર સુધી આવ્યા છો એ ધીરજના ઇનામ તરીકે સરકાર પોતાને ખર્ચે તમને તમારે ગામ મોકલી આપવા તૈયાર છે સેનાપતિના આ છેલ્ના વચનો સિપાહીઓના મર્મ ભાગમા પહોચ્યા તેઓએ આ મહેરબાની ખાતર સેનાપતિનો ઉપકાર માન્યો અને ઇશ્વર તેમને ચિરંજીવ કરે એવી પ્રાર્થના કરી સેનાપતિએ માથુ નમાવી તેઓનો આશીર્વાદ લીધો બીજાની ઉશ્કેરણીથી અમે સરકાર વિરૂદ્ધ ઉશ્કેરાયા અને તેને લીધે અમને આ સજા થઇ છે એ વાત તેઓએ ખુલ્લી રીતે કબુલ કરી બધા પોતાના અદૃષ્ટનો વાંક કહાડવા લાગ્યા અને આ બધા અનિષ્ટનુ મૂળ ૩૪ મી રેજીમેન્ટ હોવાથી તેઓ તેને શિક્ષા કરવા તૈયાર થયા તેઓમાના એકે આગળ આવી સેનાપતિને કહ્યુ કે, “ અમને ફક્ત દશ મિનિટને માટે ફરીથી હથિયાર ધારણ કરવાનો હુકમ આપો, અમે ૩૪ મી રેજીમેન્ટ સાથે આ બાબતનો યોગ્ય ફેંસલો કરી લઇએ.”

૧૯ મી રેજિમેન્ટના હથિયાર ઉતારી લીધા બાદ સેનાપતિ હિયાર્સે બીજા સિપાહીઓને કહ્યું કે, " આ સરકારના ચાકરો આળસો અને દેશના રજપુતોને પોતપોતાને ઘેર જવાની રજા મળી છે. તેઓ બધા મરજી મુજબ પોતપોતાના તીર્થોના જઈ શકશે, તેઓના વડવાઓ જે દેવની ઉપાસના કરતા તે દેવની ઉપાસના કરી શકશે. સરકાર તેઓના સનાતન ધર્મ અને રીત રિવાજો પર હસ્તક્ષેપ કરશે નહિ સરકાર બધાને વટલાવવા માગે છે, એવી જે ગપ ફેલાઈ છે, એ ગપ, આ પરથી સાબીત થાય છે કે તદ્દન ખોટી છે" એકત્ર થયેલા સિપાહીઓ શાન્તિથી સેનાપતિના વચનો સાંભળવા લાગ્યા. જ્યારે તેઓને જવાની રજા આપવામાં આવી ત્યારે તેઓ શાન્તિથી પોતપોતાને ઠેકાણે ચાલ્યા ગયા. ૮ વાગતામાં તો બધી ક્રિયા પૂરી થઈ ગઈ યુરોપિયન લશ્કરના અધિકાર નીચે હથિયાર વગરની રેજિમેન્ટ બરાકપુરથી રવાના થઈ. જતી વેળા તેણે વળી જુના સેનાપતિને આશીર્વાદ આપ્યા. સેનાપતિ હિયર્સે દીલગીર થઈ પોતાને ઘેર આવ્યો ૩૧ મી માર્ચે તેને જે શોચનીય કાર્ય બજાવવું પડ્યું હતું, તેવું શોચનીય કાર્ય તેણે કદી બજાવ્યું નહોતું તે દિવસે તેને પોતાની જૂની અને વહાલી રેજિમેન્ટને બરતરફ કરવી પડી હતી. પરંતુ આ શોચનીય ઘટના નિર્વિઘ્ને પાર પડી એ માટે સેનાપતિ અંતઃકરણ પૂર્વક પ્રભુનો આભાર માન્યા વગર રહી શક્યો નહિ

સરકારે તો વિપત્તિ અટકાવવા ખાતર આ રેજિમેન્ટને બરતરફ કરી હતી. પરંતુ એથી વિપત્તિ અટકી નહિ, એ વાત આગળ જતા સાબીત થશે એ સિપાહીઓ બીજાની ઉશ્કેરણીથી, થોડે ઘણે

અને સેનાપતિની બૂમથી એકદમ શાન્તિને માટે રોકાયા હતા. આ ઉશ્કેરણીની ગતિ ઉપરથી મંદ પડી ગઈ હતી. શાન્ત વાતચીત દ્વારા ઉપદેશ આપવાથી તેઓ વિપત્તિને વખતે અદ્વિતીય મિત્રો બની રહેત. લેફટેનન્ટ કર્નલ મેકગ્રેગર નામનો એક સૈનિક તેઓની સાથે કેટલાક માસ સુધી બહરમપુરમાં રહ્યો હતો. એ સૈનિકે ચોકખે ચોકખું જણાવ્યું છે કે, "મેં એ રેજીમેન્ટ કરતાં વધારે વિશ્વાસુ, વફાદાર અને શાન્ત રેજિમેન્ટ બીજી કદી જોઈ નથી.[૧]" એ રેજિમે-ન્ટને બરતરફ કરવા બરાકપુર લાવવામાં આવી, ત્યારે પણ રસ્તામાં તેણે કદી હરકત કરી નહોતી. જ્યારે ૩૪ ની રેજિમેન્ટના માણસોએ બાગનામ, જઈ તેને ભરમાવવાનો પ્રયત્ન કર્યો ત્યારે પણ તેની વફાદારી ડગમગી નહોતી, જ્યારે તેણે પોતાને રહેવાની જગા માગી, ત્યારે પણ ૩૪ ની રેજિમેન્ટ સાથે મળી જઈ પોતાની કુટિલતા બતાવી નથી, જ્યારે બરાકપુરના વિશાળ મેદાનપર તે રેજિમેન્ટના સિપાહીઓને હથિયારો છોડી દેવાનો હુકમ થયો, ત્યારે પણ તેઓએ શાન્તિથી એ હુકમ બજાવ્યો હતો. તેઓએ, નોકરીના વર્ગમાંથી બરતરફ થયા છતાં ઉશ્કેરાપણું બતાવ્યું નહોતું. હથિયાર છોડયા બાદ તેઓએ સેનાપતિને આશીર્વાદ આપ્યો હતો અને સરકારના હુકમથી ભયંકર નાશ થયેલી હોવા છતાં પોતાને અવગી મદદ આપનાર મિત્રો સાથે તેઓએ લડવાની તૈયારી બતાવી હતી. આ કરતાં વધારે વફાદારીની સાબિતિ બીજી કઈ હોઈ શકે? ઘણાને શંકા હતી કે બરતરફ થયેલા સિપાહીઓ ઘેર જતાં રસ્તામાંના ગામડાં લૂંટશે. પરંતુ એ સંદેહ પણ ઉપરથી ખોટો પડ્યો હતો. તેઓએ ઘેર

૧. Martin, Empire in India Vol. II. p. 132.

જતાં કોઇને કંઇ અડચણ કરી નહોતી. વળી જ્યારે બંગાળા અને વાયવ્ય પ્રાતના સિપાહીઓએ સરકાર સામે બળવો જગાડ્યો હતો ત્યારે પણ આ બરતરફ થયેલા સિપાહીઓએ પોતાની વફાદારી જાળવી રાખી હતી. તેઓએ બળવાખોર સિપાહીઓ સાથે મળી અગ્રેજોનુ લોહી રેડવામા ભાગ લીધો નહોતો.[1]

અધ્યાય ૩ જો

વિષયનિર્દેશ—મંગલપાંડે અને જમાદારને દેહાતદંડ—બીજી પલ્ટણોનો સંદેહ વધ્યો—અંબાલાનો બનાવ, વડા સેનાપતિ એન્સનનું ભાષણ નિરતનો બનાવ, ગવર્નર જનરલ સાથે વડા સેનાપતિનો મતભેદ, હાટડાંના ભુકાવાળો મેંદો—ચપાટી—નાનાસાહેબ લખનૌરનો બનાવ

બગાકપુરમા શાતિથી કામ પાર પડ્યુ છે, ૧૯ મી રેજિમેન્ટે કંઇપણ ધાયલ કર્યાં વિના હથિયારો છોડ્યા છે, એ સમાચાર સાભળી લોર્ડ કેનિંગ ખુશી થયો. સમાચાર મળ્યા કે તરત તેણે આ સમાચાર તાર મારફત વડા સેનાપતિને જણાવ્યા. આખા શહેરમા આ સમાચાર જાહેર કરવામા આવ્યા. શહેરમાંના યુરોપિઅનોનો જીવ હેઠો બેઠો. તેઓ પ્રતિક્ષણે પોતાની જિંદગી બચમત આવી પડેલી જોતા હતા, પ્રતિક્ષણે હથિયારબધ સિપાહીઓનાં હાથ-

1. Mead, Sepoy Revolt, p. 62.

મારોથી પોતાને મરવુ પડશે એવી ખ્હીક ગણતા હતા, તેઓ સર્વને હેને શાંતિ વળી.

આ કાર્ય પાર પાડ્યા પછી સરકારે એક બીજુ કાર્ય હાથમ લીધુ. બહરમપુરના સિપાહીઓએ શાંતિથી પોતાના સેનાપતિ સમક્ષ હથિયાર છોડી સૈનિક ધર્મને તિલાંજલિ આપી છે, બરાકપુરથી પોતપોતાને ગામ તેઓ શાંતિપૂર્વક ચાલ્યા ગયા છે, ભવિષ્યમા આવી પડનારી વિપત્તિમાથી બચવા ખાતર સરકારે આ રીતે એક રેજિમેન્ટને બરતરફ કરી છે, પરંતુ એને ઉશ્કેરનારી ૩૪ ની. રેજિમેન્ટ હજુ હથિયારબંધ હોવાથી સરકારે હવે તેનુ કામ હાથમા લીધુ

૬ ઠ્ઠી એપ્રિલે મંગળપાંડે પર કામ ચાલ્યુ, ન્યાયાધીશોએ તેને ફાંસીની સજા કરી મંગળપાંડેનો ઘા ધીમેધીમે ભયંકર થઈ પડ્યો હતો એ ઘા રૂઝાવાની આશા પણ નહોતી તોપણ તે શાંતિપૂર્વક મરણને ભેટવા તૈયાર થયો. તેણે પોતાના આખરના વખતમા પોતાના સાથીઓ વિરુદ્ધ એક શબ્દ પણ ન કહ્યો. ૮ મી તારીખે બરાકપુરના બધા સૈન્ય સમક્ષ તેને ફાંસી આપવામા આવી. ૧૦ મી તારીખે જમાદાર પર કામ ચાલ્યુ ૧૧ મી તારીખે એ કામ પૂરુ થયુ. ૩૪ મી રેજિમેન્ટના જમાદારે યુરોપિયન સૈનિકોપર હુમલો થતો જોયો છતા કઈ અટકાવ ન કર્યો, તે ખાતર તેને ફાંસીની સજા કરવામા આવી એ વખતે વડો સેનાપતિ સીમલામા હતા ખાતે હતો સેનાપતિ હિયર્સેને જમાદારને પ્રાણદંડ આપવાના હુકમ આપવાનુ કામ તેનુ હતુ. તેણે પ્રથમ તો જમાદારને પ્રાણદંડ આપવાના હુકમ માટે આનાકાની કરી પણ છેવટે તેનો મત ફર્યો તેણે

૨૦ મી તારીખે હિયર્સેને એ સજા અમલમા મૂકવાનો હુકમ કર્યો.[1] આથી જમાદારની સજા તા. ૨૧ મી સુધી મુલતવી રહી, જે મુસ-લમાને મંગળપાંડેના હુમલામાંથી લેફ્ટેનન્ટ બાગ અને તેના મદદગારને બચાવ્યા હતા, તેને ઉંચે દરજ્જે ચડાવવામાં આવ્યો. શેખ પલ્ટુ સામાન્ય સૈનિકમાંથી હવાલદાર થયો.[2]

અત્યારસુધી ૩૪ મી રેજિમેન્ટને કંઈ સજા કરવામાં આવી નહોતી. સેનાપતિઓના અભિપ્રાય મુજબ આ રેજિમેન્ટ ૧૯ મી રેજિમેન્ટ કરતા પણ વધુ ગુનેહગાર હતી. તેણે મંગળપાંડેનો હુમલો નિરાંતે જોયા હતો, લેફ્ટેનન્ટ બાગના વચન ગણકાર્યા નહોતા, તે ખાતર સેનાપતિઓ તેના પર બહુ ગુસ્સે થયા હતા. બારાકપુરના ગોરાઓને ખાત્રી થઇ હતી કે જ્યાંસુધી એ રેજિમેન્ટના હાથમા હથિયાર છે, ત્યાંસુધી અંગ્રેજોને વિપત્તિ આવી પડવાનો ભય છે. પરંતુ એ રેજિમેન્ટને હજુ નિઃશસ્ત્ર કરવામા આવી નહોતી. એ રેજિમેન્ટના સિપાઈઓ અગાઉની માફક હજુ લશ્કરી પોશાક પહેરી છાવણીમા રહેતા હતા, હથિયારબંધ થઇ કવાયતના મેદાનપર ફરતા

---

૧. Appendix to Peorl. Papers on the Mutinies, 1857: p. p. 104–107. Comp Martin, Empire in India Vol. II. P. 133.

૨ સેનાપતિ હિયર્સેના હુકમથી આ દરજ્જો મળ્યો હતો. હિયર્સેએ આ બાબતમા પોતાની સત્તા ઉપરાંત કાર્ય કર્યું હોવાથી તેને આ બાબતમા ગવર્નર જનરલની મંત્રિ સભા તરફથી ઠપકો મળ્યો. — Martin, Empire in India, Vol: II. P. 133.

હતા; તેથી ગોરાઓની શંકા દૂર થઇ નહોતી. હાંસીના લાકડાપર બેરેકપોર મંગળપાડે અને એવરા જમાદારના નામ લટક્યા હતા ખરા, પણ તેમના બીજા સાથીઓ હજુ હથિયારબંધ થઇ વીરત્વનાં અભિમાનથી ઝળકતા હતા, તે માટે બરાકપુરના ગોરાઓને ચેન પડતું નહિ. તેઓ હરે હરે બંડ ઉઠવાના સ્વપ્નો જોતા હતા. ઓફિસરોને પણ એવોજ શક હતો. તેઓ જ્યારે સંધ્યાકાળ વખતે પોતાનો બંગલો છોડી બહાર જતા કે મધરાતે સુખમય પથારીમા સુતા, ત્યારે તેઓને બીક લાગતી કે અમારા જ સિપાહીઓ અમને લેફટેનેન્ટ બાગની માફક બંદુકની ગોળીથી ઘાયલ કરશે તો ' આથી રાતને વખતે બરાકપુરના ગોરાઓ બનતા સુધી બહાર નીકળતા નહિ, સંધ્યાકાળ વખતે સ્ત્રીઓના ટોળા સાથે તેઓ જે મજા લૂટતા, તે બંધ કર્યું પરંતુ જેમ બને તેમ જલદી આ રેજિમેન્ટનો ફેંસલો ન કરવાથી તેઓ સરકારપર બળી ગયા. પરંતુ ગવર્નર જનરલ આ બાબતમા કંઇપણ સાહસિક પગલુ લેવા માગતો નહોતો. કંઇ ભયંકર સજા જાહેર કરતા બધા સિપાહીઓ ઉશ્કેરાઇ જાય એવા સદેહથી ગવર્નર જનરલ ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓની ઉશ્કેરણીનું કારણ ધ્યાનપૂર્વક તપાસતો હતો આથી આખો એપ્રિલ મહિનો એ સિપાહીઓ હથિયારબધ રહ્યા. જેઓ એ સિપાહીઓ વિષે તપાસ કરતા હતા—તેમની ઉશ્કેરણી તથા બેવફાદારીના ખરા કારણો શોધવામા રોકાયા હતા, તેઓએ છેવટે એ અભિપ્રાય આપ્યો કે ૩૪ મી રેજિમેન્ટના શિખ અને મુસલમાન સિપાહીઓ વફાદાર છે પરંતુ હિંદુ સિપાહીઓ બરાબર વિશ્વાસ લાયક નથી. ન્યાયાધીશો સૂક્ષ્મ ન્યાય તોલવા જેના અતિબુદ્ધિ દર્શાવતા અચકાયા નહોતા.

કલકત્તાની ટંકશાળના જે સુબેદારે સિપાઈઓના ઉશ્કેરાયલા બે સિપાહીઓને કેદ કરી પોતાની વફાદારી બતાવી હતી, ન્યાયાધીશોએ તેને પણ તદ્દન નાલાયક તરીકે ઓળખાવ્યો હતો [1] ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓમાંના કેટલાક કોઈ બીજે સ્થળે ગયા હતા, તેઓ ૨૯ મી માર્ચે બરાકપુરમાં હાજર નહોતા [2] આથી જેઓ સરકાર પ્રત્યે વફાદાર હતા, જેઓ સરકારી કામ માટે પરગામ ગયા હતા અથવા જેઓએ સરકાર સમક્ષ વફાદારી અને વિશ્વાસુપણાના પુરાવા આપ્યા હતા, તેઓને બાદ કરતાં બાકીના રેજિમેન્ટના હથિયાર ઉતારી લેવાનો હુકમ આપવો કે નહિ એ બાબત ગવર્નર જનરલ આગળ ચર્ચાવા લાગી

આ સજા જાહેર કર્યા પહેલા હિંદના બીજા ભાગોના સિપાહીઓમાં પણ ઉશ્કેરણી ફેલાઈ હોય એમ જણાવા લાગ્યું ગવર્નર જનરલ ચિંતાતુર થઈ ગયો. બહેરામપુર અને બરાકપુરના સિપાહીઓના આચરણથી તેના મનમાં જે શંકા ઉત્પન્ન પામી હતી તે શંકા

---

[1] Kaye, Sepoy war Vol I. p 551, note

[2] ૩૪ મી રેજિમેન્ટમાંથી સિપાહીઓની ત્રણ નાની ટુકડીઓ ચટ્ટગામ મોકલનામાં આવી હતી સરકારને એ સિપાહીઓની રાજભક્તિ પર સંદેહ પડ્યો નહોતો એ સિપાહીઓએ બરાકપુરનો બનાવ સાંભળ્યા બાદ સરકારને એક અરજી કરી હતી એ અરજીમાં જણાવ્યું હતું કે બંગાળાપાડેના અન્યાયી વ્યવહારથી અમે બહુ દીલગીર થયા છીએ અમને ખાત્રી છે કે સરકાર અમારા ધર્મમાં કદી હસ્તક્ષેપ કરવાની નથી. અમે આપના હમેશા વિશ્વાસુ છીએ અને વિશ્વાસુ રહીશું. Kaye, Sepoy War, Vol I. p. 551, note.

ગાઢ થવા લાગી તે શાન, વિવેકી અને દીર્ઘદષ્ટિવાળો હતો પરંતુ એ શાંતિ, વિવેક કે દીર્ઘદષ્ટિના બળવડે પ્રતિકૂળ ઘટનાસ્રોત રોકાયો નહિ જાન્યુઆરી માસની શરૂઆતમા જે નાની વાદળી ચઢી હતી, તે એપ્રિલ માસમા ચોનરપ કેલાને ગઢ બરાકપુરના બનાવો પર હજુ છેનો પડદો પડયો નહોતો, મંગળપાડે અને જમાદારની ફાંસીનુ દશ્ય સ્મૃતિપટ પરથી અતર્ધાન થયુ નહોતુ, તે દરમ્યાન દૂર આવેલા હિમાલયની તળેટીમાથી ભયાનક સમાચાર આવ્યા એ દૂરના પ્રદેશ અને કલકત્તા વચ્ચે જે છાવણીઓ હતી તે બધી છાવણીઓમા ગંભીર પ્રકારની ઉશ્કેરણી વિકાસ પામી હતી બધી છાવણીના સિપાહીઓ સરકારની કાર્યપદ્ધતિને વખોડવા લાગ્યા નવી બદૂક અને ચરબીવાળા ટોટા વિષે ભયકર ચળવળ ચલાવવા લાગ્યા.

કલકત્તાથી હજાર માઇલ દૂર આવેલા ભૂપ્રદેશમા અંબાલા નામનુ એક શહેર આવેલુ છે એનુ જૂનુ નામ અંબાલય હતુ. પાંડવોની માતા કુંતાજી આ ઠેકાણે રહ્યા હોવાથી એ નગર પ્રાચીન હિંદમા એ નામથી પ્રસિદ્ધ થયુ હતુ. અંબાલય અત્યારે અંબાલા નામથી જાહેર થયુ હતુ અંબાલાની પૂર્વ બાજુએ વિશાળ કુરુક્ષેત્ર જે ક્ષેત્રપર કૌરવપાડવોનુ ભયકર યુદ્ધ મચ્યુ હતુ પૃથ્વીરાજ અને સમરસિહના જીવન સાથે હિંદનો સૌભાગ્યસૂર્ય અસ્ત પામ્યો હતો, મરાઠાઓએ પોતાની જન્મભૂમિનુ રત્ન સિહાસન મેળવવાની આશાથી આત્મબલિદાન આપ્યુ હતુ, જે ક્ષેત્રને વિષે હિંદુ અને મુસલમાન, વિજેતા અને વિજિત, બને અનત નિદ્રામા પડી અપાર સમાનતાનો મહિમા દેખાડી રહ્યા હતા તે ક્ષેત્ર પોતાનુ મનોહર દશ્ય વિસ્તારી રહ્યુ હતુ આધુનિક સંસ્કૃતિની માતા યુરોપની ભૂમિ જ્યારે જંગલી

ધર્મનું નિકંદન કાઢવા માગો છો ?' એ વખતે લેફ્ટેનેન્ટ માર્ટિનો નામને એક સૈનિક અંબાલાના સિપાહીઓને નવી બંદુક વાપરવાની કળા શિખવતો હતો. બંને ઓફિસરોએ તરતજ તેને આ ખબર પહોંચાડી. એ દરમ્યાન સિપાહીઓમાંના એક જણે બાળકની પેઠે રડી પડી માર્ટિનોને કહ્યું કે "હું વટલાયો છું, મારી નાતનું કોઇ મારી સાથે જમવા ઇચ્છતું નથી" માર્ટિનો ચિંતાતુર બની ગયો. આ શંકા અને દુશ્ચિંતાના પ્રવાહ એક પછી એક તેના હૃદયમાં અથડાવા લાગ્યા. તેને તપાસ કરતા જણાયુ કે, અંબાલાની છાવણીમાંના બધા સિપાહીઓ અપવિત્ર ચરબીવાળા ટોટા વાપરવા પડશે એવી બીકથી ઉશ્કેરાઈ ગયા છે. કોઇ કોઇ એવો વિચાર કરે છે કે અમે ટોટા વાપર્યા છે; તેથી ઘેર જશું એટલે અમારા કુટુંબીઓ અમને તજી દેશે; બધા ભયથી ધ્રુજતા હતા. બધા સનાતન ધર્મનું રક્ષણ કરવા વ્યસ્ત બની ગયા હતા. માર્ટિનો સિપાહીઓની આ દશાથી સેનાપતિને વાકેફ કરવા તૈયાર થયો. પરંતુ તે વડા સેનાપતિને પરભારી રીતે આમાનું કઇ જણાવી શકે તેમ નહોતુ. સરકારની કાર્યપદ્ધતિ મુજબ તેને બધી વાત મદદનીશ આજુટંટ જનરલને લખી મોકલવી પડી. વડા સેનાપતિને અગાઉથી આ બાબતની ખબર પડી હતી. તેને જણાયુ હતું કે, આ બાબત કંઇ પણ કરવું જોઇએ. ૨૩ મી માર્ચે તેણે સિપાહીઓને હથિયારો વાપરતાં શિખવાની નિશાળની મુલાકાત લીધી એને આગલે દિવસે તેને ખબર મળ્યા કે, 'સિપાહીઓ આપની સાથે કંઇ વાતચીત કરવા માગે છે.' આ પરથી સેનાપતિએ તેઓની સમક્ષ પોતાના વિચારો જણાવવાનું નક્કી કર્યું. સિપાહીઓને એકઠા કરવામા આવ્યા. દેશી ઓફિસરો સેના-

પતિ સમક્ષ આવી ઉભાં. સેનાપતિ એન્સન, હિયર્સેની માફક હિંદીમાં ભાષણ કરી શકતો નહિ, તેથી લેફટેનેન્ટ માર્ટિનો તેના વચનો હિંદીમાં સમજાવવા તૈયાર થયો હતો. ભાષણ વખતે વડો સેનાપતિ ચોડું બોલી થોભી જતો, તે દરમ્યાન માર્ટિનો તેનો હિંદી અનુવાદ સિપાહીઓને સમજાવતો. ત્યાર બાદ વડો સેનાપતિ પોતાના કહેવાનો અર્થ બરાબર સમજાય છે કે નહિ એમ પૂછતો એ ભાષણ પૂરું કરવામાં આવ્યું. ભાષણનો ભાવાર્થ આ પ્રમાણે હતો—

"સૈનિક પુરુષોને નવી બંદુક વાપરવાની કળા શીખવવા માટે અહિં એક નિશાળ સ્થપાઈ છે, તેમાં જે સિપાહીઓ તથા ઓફિસરો એકત્ર થયા છે, તેઓને હું ધંન્યવાદ દેવા ઇચ્છું છું પોતપોતાના કર્તવ્યમાં હોશિયારી દર્શાવવા માટેજ ઓફિસરો પોતપોતાના ઓદ્દાપર નીમાયા છે, તે માટે મને ખાત્રી છે કે, તેઓ આ વખતે પણ એ હોશિયારી બતાવી આપશે અને તેઓના તાબા નીચે જે લોકો છે, તેઓના અને બધા દેશી લશ્કરના ઉપકાર માટે પોતાની શક્તિ અને કર્તવ્યપરાયણતા વાપરશે. તેઓ જે સરકારનું કામ કરે છે, તે સરકાર ઉપર નકામો સંદેહ રાખી પોતાના મનને ગભરાવી મૂકવું એ ઉચિત નથી હવે સૈનિકોને અગાઉ કરતા ઉત્કૃષ્ટ બંદુક માટે અગાઉ કરતા વધારે ઉત્કૃષ્ટ ટોટા વાપરવાની જરૂર પડી છે. ટોટા જે કાગળથી બનાવવામાં આવ્યા છે, તે જોઈ કેટલાક સિપાહીઓને શંકા પડી છે કે 'સરકાર અમારો સનાતન ધર્મ નષ્ટ કરવા માગે છે.'

"આ સંદેહ કેટલો ખોટો છે, તે થોડો વિચાર કરવાથી તરત જણાશે. આવી યુક્તિથી બધાને વટલાવવાથી સરકારને શો ફાયદો?

સરકાર કયો હેતુ પાર પાડવા માટે બધાને ધર્મભ્રષ્ટ કરે, એ શું કેહ્ય સ્પષ્ટ રીતે સમજાવી શકશે ? હુ ખુલ્લી રીતે જણાવુ છુ કે, હિંદીઓના ચાલતા આવેલા આચારવિચારમા અડચણુ નાખવાનો અગર હિંદની જુદી જુદી જાતિના ક્રિયાકલાપમા વિઘ્ન નાખવાની સરકારે કદી ઇચ્છા કરી નથી. મને આશા છે કે તમે બધા એ ખોટો સદેહ હૃદયમાથી હાંકી કહાડશો

"જે ટોટા વિષે સિપાહીઓ યુક્તિપૂર્વક આપત્તિ જણાવશે, તે ટોટા સિપાહીઓને વાપરવા દેવામા આવશે નહિ, એવી વાત સેનાપતિઓએ જણાવી છતા ઘણાખરા સિપાહીઓને એ વચનોમા વિશ્વાસ બેઠો નથી વળી તેઓએ એવા કાર્ય કર્યા છે કે તે ખરા સૈનિક પુરુષને ન છાજે તમારે તમારી પ્રતિપાલક સરકાર અને તમારા ઉપરી અમલદારોનો હુકમ માનવો જોઈએ એ જ ખરા સૈનિક પુરુષનુ મુખ્ય કર્તવ્ય છે આવી નાફરમાની માટે કેવા પગલા લેવા એ સરકાર બહુ સારી રીતે જાણે છે હું જરાપણ અચકાયા વિના કહુ છુ કે એ બધા નાફરમાન સિપાહીઓને સખતમા સખ્ત સજા ભોગવવી પડશે,

"પરંતુ કેવળ બીક બતાવવી એજ મારો ઉદ્દેશ નથી જેઓની છાતીપર સાહસ અને સત્કાર્ય દર્શાવનાર ચિહ્નો શોભે છે તેઓને કર્તવ્યનો બોધ કરવો એ અગાજતું ગણાય, એ હુ બહુ સારી રીતે સમજુ છુ હુ તેઓને ખુલ્લી રીતે જણાવુ છુ કે સરકાર આ વિશાળ દેશના રહેવાશીઓમાના કોઇના આચારવ્યવહારને હરકત કરશે નહિ ભવિષ્યમા પણ સરકાર એ બાબતમા હમેશા તટસ્થ રહેશે. જે જે દેશી ઓફિસરો અહીં એકત્ર થયા છે. તેઓ પર મને પૂરો વિશ્વાસ

પતિ સમક્ષ આવી ઉભાં. સેનાપતિ એન્સન, હિયર્સેની માફક હિંદીમાં ભાષણ કરી શકતો નહિ, તેથી લેફટેનન્ટ માર્ટિનો તેનાં વચનો હિંદીમાં સમજાવવા તૈયાર થયો હતો. ભાષણ વખતે વડો સેનાપતિ થોડું બોલી બોલી જતો, તે દરમ્યાન માર્ટિનો તેનો હિંદી અનુવાદ સિપાહીઓને સમજાવતો. ત્યાર બાદ વડો સેનાપતિ પોતાના કહેવાનો અર્થ બરાબર સમજાય છે કે નહિ એમ પૂછતો એ ભાષણ પૂરું કરવામાં આવ્યું. ભાષણનો ભાવાર્થ આ પ્રમાણે હતો:—

"સૈનિક પુરુષોને નવી બંદુક વાપરવાની કળા શીખવવા માટે અહિં એક નિશાળ સ્થપાઈ છે, તેમાં જે સિપાહીઓ તથા ઓફિસરો એકત્ર થયા છે, તેઓને હું ઉત્કટ રહેવા ઇચ્છું છું. પોતપોતાના કર્તવ્યમાં હોશિયારી દર્શાવવા માટે જ ઓફિસરો પોતપોતાના ઓહદાપર નીમાયા છે, તે માટે મને ખાત્રી છે કે, તેઓ આ વખતે પણ એ હોશિયારી બતાવી આપશે અને તેઓના તાબા નીચે જે લોકો છે, તેઓના અને બધા દેશી લશ્કરના ઉપકાર માટે પોતાની શક્તિ અને કર્તવ્યપરાયણતા વાપરશે. તેઓ જે સરકારનું કામ કરે છે, તે સરકાર ઉપર નકામો વહેમ રાખી પોતાના મનને ગભરાવી મૂકવું એ ઉચિત નથી. હવે સૈનિકોને અગાઉ કરતાં ઉત્કૃષ્ટ બંદુક માટે અગાઉ કરતાં વધારે ઉત્કૃષ્ટ ટોટા વાપરવાની જરૂર પડી છે. ટોટા જે કાગળથી બનાવવામાં આવ્યા છે, તે જોઈને કેટલાક સિપાહીઓને શંકા પડી છે કે 'સરકાર અમારો સનાતન ધર્મ નષ્ટ કરવા માગે છે.'

"આ વહેમ કેટલો ખોટો છે, તે થોડો વિચાર કરવાથી તરત જણાશે. આવી યુક્તિથી બધાને વટલાવવાથી સરકારને શો ફાયદો?

સરકાર કયો દેશ પાર પાડવા માટે બધાને ધર્મભ્રષ્ટ કરે, એ શું કોઈ સ્પષ્ટ રીતે સમજાવી શકશે ? હું ખુલ્લી રીતે જણાવું છું કે, હિંદીઓના ચાલતા આવેલા આચારવિચારમાં અડચણ નાખવાનો અગર હિંદની જુદી જુદી જાતિના ક્રિયાકલાપમાં વિઘ્ન નાખવાની સરકારે કદી ઇચ્છા કરી નથી. મને આશા છે કે તમે બધા એ ખોટો સંદેહ હૃદયમાંથી દૂર કહાડશો.

"જે ટોટા વિષે સિપાહીઓ યુક્તિપૂર્વક આપત્તિ જણાવશે, તે ટોટા સિપાહીઓને વાપરવા દેવામાં આવશે નહિ, એવી વાત સેનાપતિઓએ જણાવી છતાં ઘણાખરા સિપાહીઓને એ વચનોમાં વિશ્વાસ પેઠો નથી, ઉલટું તેઓએ એવાં કાર્ય કર્યાં છે કે તે ખરા સૈનિક પુરુષને ન છાજે. તમારે તમારી પ્રતિપાલક સરકાર અને તમારા ઉપરી અમલદારોનો હુકમ માનવો જોઈએ એ જ ખરા સૈનિકપુરુષનું મુખ્ય કર્તવ્ય છે. આવી નાફરમાની માટે કેવાં પગલાં લેવાં એ સરકાર બહુ સારી રીતે જાણે છે. હું જરાપણ અચકાયા વિના કહું છું કે એ બધા નાફરમાન સિપાહીઓને સખતમાં સખત સજા ભોગવવી પડશે.

"પરંતુ કેવળ બીક બતાવવી એ જ મારો ઉદ્દેશ નથી. જેઓની છાતી પર સાહસ અને સત્કાર્ય દર્શાવનારા ચિહ્નો શોભે છે તેઓને કર્તવ્યનો બોધ કરવો એ અકાજનું ગણાય, એ હું બહુ સારી રીતે સમજું છું. હું તેઓને ખુલ્લી રીતે જણાવું છું કે સરકાર આ વિશાળ દેશના રહેવાશીઓમાંના કોઈના આચારવ્યવહારને હરકત કરશે નહિ. ભવિષ્યમાં પણ સરકાર એ બાબતમાં હમેશાં તટસ્થ રહેશે. જે જે દેશી ઓફિસરો અહીં એકત્ર થયા છે, તેઓ પર મને પૂરો વિશ્વાસ

છે. મને આશા છે કે તેઓ આ બાબત પોતપોતાના તાબાના સિપા
હીઓને સમજાવશે. મને વિશ્વાસ છે કે તમે પવિત્ર સૈનિક ધર્મ
કલંક ભૂંસી નાખવાના પ્રયત્નો કરશો અને આટલા દિવસ સુધી
લશ્કરમાં રહી જે ઉજ્જ્વળ ચરિત્ર બનાવવામાં આવ્યાં છો તે જૈન ચરિ
ત્રજ્ઞ જાળવી રાખશો. ''

વડો સેનાપતિ અટક્યો. હિયર્સે સિપાહીઓની માતૃભાષામ
બરાકપુર મધ્યે જે ભાષણ કર્યું હતું, તેનું કંઈ પરિણામ આવ્
નહોતું. સિપાહીઓ પોતાના સેનાપતિના મુખમાંથી હિંદી ભાષામ
સાંત્વનના વચનોનો અનર્ગલ પ્રવાહ નીકળતો સાંભળ્યા છતા સરકા
તરફ વફાદાર રહ્યા નહોતા. તેઓ અત્યારે વડા સેનાપતિના અંગ્રેજ
ભાષણના ભાષાંતરથી સંતોષ પામે એ સર્વથા અસંભવિત હતું.
ઓફિસરો સેનાપતિ સમક્ષ ઉભા હતા. તેઓએ જ પુરેપુરૂ ભાષ
સાંભળ્યું હતું. ભાષણ પૂરૂ થયા બાદ તેઓમાના બે ત્રણ જ
માર્ટિનો પાસે જઇ જણાવ્યું કે, "વડા સેનાપતિએ ભાષણ વખ
અમારા પ્રત્યે જે માન દર્શાવ્યું છે તે માટે અમે તેમના ઘણ
આભારી છીએ. જો કે અમે સરકારનું અનિષ્ટ કરવા તૈયાર ન
થઇએ, જો કે સરકારના સાગ આશ્રય પર અમને પૂરેપૂરી શ્રદ્ધા છે
તોપણ અમે દીલગીરી સાથે જણાવીએ છીએ કે, ટોટા વિષે અત્યાં
જે કંઇ કહેવામાં આવ્યું છે, તેથી એક જણને ખાત્રી થઇ હશે, પ
બીજા દશ હજાર લોકોને એ વિષે પૂરેપૂરી ખાત્રી થઇ નથી. સરક
ટોટાદ્વારા બધાને ધર્મભ્રષ્ટ કરવાની છે એવો વિશ્વાસ અત્યારે, ચો
તરફ ફેલાઇ ગયો છે. કેવળ અમારા હાથ નીચેના સૈનિકોને જ એ
શ્રદ્ધા બેસી ગઇ છે એટલું જ નહિ પણ તેઓના ગામનાં બા

લોકોને તે પર દૃઢ આસ્થા બેસી ગઈ છે. સૈનિકો નવા ટોટા વાપરવા તૈયાર છે. પરંતુ એ હુકમ પાળવા જતાં તેઓને જે સામાજીક બહિષ્કાર ભોગવવો પડશે, તે પર વિચાર કરી જોવાનો અમે અમારા રાજછત્ર સ્વરૂપ વડા સેનાપતિને વિનંતી કરીએ છીએ. તેએ ટોટા વાપરવાથી હંમેશને માટે જાતિ બહિષ્કૃત થશે, તેઓનાં કુટુંબીઓ તેઓને સદાને માટે તજશે. સરકારનો હુકમ પાળવા ખાતર, પોતાના સેનાપતિઓને વશ રહેવા ખાતર, તેઓને જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને સ્વજનોથી છૂટા પડી આ સંસારમાં હંમેશને માટે અપાર કષ્ટ ભોગવવું પડશે." માર્ટિનોએ ઓફિસરોનો આ સંદેશો વડા સેનાપતિને પહોંચાડવાનું વચન આપ્યું. તેણે પોતાનું વચન પાળ્યું. તેણે આજુટંટ જનરલને પત્ર લખ્યો. તેમાં ખુલ્લી રીતે જણાવ્યું કે "સિપાહીઓમાં ઘણા બુદ્ધિમાન અને વિશ્વાસુ માણસો છે. એ બધા કહે છે કે અમે અમારા સેનાપતિઓના હુકમ પાળશું; પરંતુ આવી તાબેદારી માટે અમને અમારા સમાજમાં પુષ્કળ કષ્ટ ભોગવવું પડશે. હું અત્યાર સુધીમાં હિંદીઓના મનોભાવ જે પ્રમાણમાં જાણી શક્યો છું તે પરથી મને જણાય છે કે, તેઓની આ વાત અતિશયોક્તિમય નથી. હિંદીઓના હૃદય ધર્મભ્રષ્ટ થવાને બહાને થરથરી જાય છે. તેઓની કલ્પના ઘણી ભયંકર દૃશ્યો બતાવી તેઓને અધીરા અને ઉન્મત્ત બનાવી મૂકે છે. તેઓનો કલ્પિત વિષય સર્વાંશે યુક્તિબહિર્ભૂત અને અસંભવિત હોય છતાં તેઓ તે પર વિશ્વાસ રાખતાં અણુમાત્ર સંકોચ રાખતા નથી. ચાલુ સમય દરમ્યાન આ વિશાળ દેશના રહેવાશીઓ શા માટે આટલા બધા ઉશ્કેરાઇ ગયા છે તે હું બરાબર સમજી શકતો નથી. પરંતુ મને ખાત્રી છે કે નવા

ટોટા પર ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી છે એવી જે વાત ફેલાઇ છે તે આ ઉશ્કેરણી અને સંદેહનું મુખ્ય કારણ નથી. અપવિત્ર ચરબીવાળા ટોટા મારા મત મુજબ એ ઉશ્કેરણીનું ગૌણ કારણ ગણાવું જોઇએ " લેફ્ટેનેન્ટ માર્ટિનોનો આ પત્ર આજુટંટ જનરલની ઓફિસમાંથી વડા સેનાપતિ પાસે ગયો. સેનાપતિ એન્સન ઉંડા વિચારમાં ગરક થઇ ગયો. તેણે તેજ દિવસે ગવર્નર જનરલને લખી મોકલ્યુ કે " શિક્ષાગારના સૈનિકો સંતુષ્ટ છે અને સંતુષ્ટ રહેશે, એ બાબતમા મને કંઇ સંદેહ નથી. પરંતુ તેઓ પોતપોતાના સમાજમા કેવી રીતે ગ્રહણ કરાશે, એનો હુ વિચાર કરૂં છું." હવે કરવું શું? બધા લશ્કરને આગાઉની પેઠે કેવી રીતે શાંત કરી શકાય? એન્સન વળી ગંભીર વિચાર કરવા લાગ્યો; તેને કંઇ રસ્તો મળ્યો નહિ; ભાષણથી કે ભયથી શાંતિ જાળવવાનો પ્રયત્ન નિષ્ફળ જણાયો. એમ કરવાથી તેઓના હૃદય વધારે ઉશ્કેરાશે અને સરકારને પોતાનો ધર્મનો નાશ કરનાર શત્રુ ગણશે. એન્સને એક વખત નવી બંદુકોનો શિક્ષાલયો બંધ કરવાનો વિચાર કર્યો, પરંતુ એમ કરવાથી તો કાયરતા જણાઇ આવે એવો શક ઉત્પન્ન થયો. છેવટે એન્સને નક્કી કર્યું કે ટોટાના જે કાગળ ઉપર શક રાખવામાં આવે છે તે કાગળ વિષે મિરતથી કંઇપણ સમાચાર ન આવે, ત્યાંસુધી અંબાલાનાં શિક્ષાલયમાં ટોટા વાપરવાનું બંધ રાખવું એ વધારે ઉચિત છે.

આ તરફ ગવર્નર જનરલ કલકત્તાના વિશાળ મહેલમાં બેઠો બેઠો અંબાલાનાં શિક્ષાલય વિષે વિચાર કરતો હતો. શિક્ષાલય બંધ કરવાનો વિચાર તેને બરાબર જણાયો નહિ. તેણે વડા સેનાપતિને લખી જણાવ્યું કે, " અંબાલાનાં શિક્ષાલયમાં જેઓને નવી

બંદુકો વાપરવાની કળા શિખવવામાં આવે છે તેઓ ટોટા વાપરવામાં કંઇ આનાકાની કરશે નહિ. ટોટાનો કાગળ શુદ્ધ છે. સિપાહીઓના ધર્મમાં ખલેલ થાય, એવો કોઇપણ પદાર્થ કાગળ બનાવવામાં વપરાયો નથી. અત્યારે જો આપણે ટોટાની વપરાશ બંધ રાખીશું, શીખવા આવેલા સિપાહીઓને પૂરા કેળવ્યા સિવાય તેમને પોતપોતાને સ્થળે પાછા મોકલી આપીશું તો આપણો ઉદેશ પાર પડશે નહિ. એથી તેઓ ધારશે કે ટોટામાં જરૂર કંઇ અપવિત્ર પદાર્થ હતો, સરકારે સમજ્યા વગર ગેરવાજમી રસ્તો લીધો હતો. હવે પોતાની ભૂલ જણાવાથી એ રસ્તો છોડી દેવામા આવ્યો છે. આવા વિચારથી સરકારની શક્તિ અને દૃઢતાને હાનિ થશે. આ ઉપરથી મારો અભિ-પ્રાય એવો છે કે અંબાલાના શિક્ષાલયમા ટોટાની વપરાશ બંધ પાડવી નહિ. એથી શીખવા આવેલા સિપાહીઓના ચાલતા આવેલા સંસ્કા-રમાં ફેરફાર થશે નહિ. કારણ કે તેઓ સમજી ગયા છે કે, ટોટાના કાગળમાં ધર્મ અને જાતિને હાનિ કરે એવુ કંઈ નથી. તેઓના વિશ્વાસ પરથી બીજા સિપાહીઓ પણ સમજશે કે નવા ટોટામાં કોઇપણ જાતનો અપવિત્ર પદાર્થ નથી. પરંતુ જો ટોટાની વપરાશ અકસ્માત બંધ પાડવામા આવે તો સિપાહીઓ અગાઉ કરતાં વધારે વહેમાશે અને સરકાર ઉપર વધારે શ્રદ્ધાશૂન્ય થઇ જશે. એમ થશે તો તેઓનો આ સંદેહ અને અશ્રદ્ધા દૂર કરવાનું કામ ભવિષ્યમા અસાધ્ય થઈ પડશે." ગવર્નર જનરલે આ યુક્તિનું અવલંબન કરી અંબાલાના શિક્ષાલયમાં ટોટા વાપર-વાનો હુકમ આપ્યો. તેણે ધાર્યું કે, ટોટાની વપરાશ બધ પડતાં સરકારની નબળાઈ ખુલ્લી પડી જશે. નબળાઈને બદલે દૃઢતા

દર્શાવના વિપત્તિની શંકા ધીમે ધીમે દૂર થઇ જશે આ રીતે અંબા-
લાના શિક્ષાલયમા ટોટાની વપરાશ ચાલુ રહી શીખવા આવનારૂં
સિપાહીઓને ટોટા આપવાનો હુકમ થયો.

ગવર્નર જનરલનો પત્ર અંબાલા પહોચ્યે તે દરમ્યાન વડો
સેનાપતિ સીમલા ગયો. હિમાલયની ખુશનુમા હવા તેને બહુ પસંદ
પડી. તેણે આનંદના ઉભરામા ગવર્નર જનરલને લખ્યું કે " સીમ
લાનું દશ્ય અત્યારે બહુ રમણીય છે. એના હવા પાણી પણ ઉત્કૃ
છે. મને અંતઃકરણ પૂર્વક ઇચ્છા થાય છે કે આપ પણ અહીં આવ
આ ઉત્કૃષ્ટ આબોહવાના ભોક્તા બની તંદુરસ્તીમા વૃદ્ધિ કરો, " પરં
અત્યારે તંદુરસ્તીમા વધારો કરવાનો સમય ન હોતો, હિમગિરિ
શોભા જોઇ આનંદ પ્રાપ્ત કરવાનો સમય ન હોતો. પંચનદ
ફળદ્રુપ ઉંચા મેદાનોથી માંડીને બંગાળાના ફળદ્રુપ નીચા મેદાં
સુધીનો મુલક ચોર અંધકારથી વ્યાપ્ત થયો હતો. સદા એ સ્થ
વિષજનક સમાચારો આવતા જતા હતા. ગવર્નર જનરલ
સદૈવથી ચિંતાતુર બની ગયો હતો. સિપાહીઓની ના
અગાઉ જેવી આગોના ભડકા બરાકપુરની છાવણીમાં
હતા, તેવા બેદી ભડકા બીજાં સ્થળોએ પણ પ્રગટ થય
એપ્રિલ માસના મધ્ય બાગમાં એવા બનાવો દરરોજ બન
સરકારે ટોટા વાપરવાની બાબતમાં જે હુકમ કર્યા હતા,
...માં શીખવા આવેલા સિપાહિઓએ જાણ્યો હતો.

એવી શંકાપણ તેઓને પ્રગટ થઈ નહિ. તેઓ આ પ્રમાણે સંતોષી અને સંદેહ વિનાના હોવા છતા નાત બહાર થવાની બીક તેઓના હૃદયમા દહાડે દહાડે બળવાન થતી જતી હતી. તેઓ સરકારના હુકમથી ટોટા વાપરતા હતા જેનો સ્પર્શ કરવા માટે તેઓની નાતની સ્પષ્ટ મના હતી, છતા તેઓ અસંકોચે વિધર્મી લોકોની વાતો પર વિશ્વાસ રાખી તેને સ્પર્શ કરતા એ માટે જરૂર તેઓને નાત બહાર થવું પડે તેમ હતું. સિપાહીઓને ઉંડી બીક પેસી ગઇ હતી કે આપણી નાત આપણને હંમેશને માટે તિરસ્કારની નજરે જોશે સુખ અને શાન્તિની આશાથી જનની જન્મ ભૂમિને શરણે જતા આપણા કુટુંબીઓ આપણને હડધૂત કરશે. વટલેલા ગણી નાત બહાર કાઢશે. સિપાઓના હૃદયમા આવા શંકાઓના મોજા પ્રચંડ વેગે ઉછળતાં હતા. એ ચળવળ સાથે હવે અંબાલા પ્રચંડ હુતાશનની રંગભૂમિ થઈ ગયું. દર રાત્રે યુરોપિઅનની છાવણી, ગુદામ, દવાખાનું, સિપાહીઓની બેરેકો વગેરે દરેક સ્થળે અગ્નિના ભડકા જણાવા લાગ્યા. સિપાહીઓના ઉપરિ અમલદારો ચમકયા, પ્રચંડ ગ્રીષ્મકાળમા રાતને વખતે આવા ભયંકર ભડકા જોઇ બધાને શંકા ઉત્પન્ન થઇ. આ અકસ્માત ઘટનામા જેઓ જોડાયા હોય. તેઓને પકડી યોગ્ય સજા કરવા માટે ન્યાયાધીશોની નીમણુંક થઈ, પણ તેઓનો પ્રયત્ન સફળ થયો નહિ. તેઓએ ઘણી મહેનત કરી ઘણી તપાસ કરી, પણ કોઈને અપરાધી તરીકે સાબીત કરી શકયા નહિ. ૨૨ મી એપ્રીલે શિક્ષક વિદ્યાલયના એક સિપાહીનુ ઘર બળી ગયુ, તે પછીની રાતે ૬૦ મી રેજિમેન્ટના સિપાહીઓના ૫ ઘરો બળી ખાખ થઈ ગયાં. એવું કહેવાય છે કે એ માસની આખરમા શિક્ષાલયના એક શિષ્યે

માફી આપના જણાવ્યુ કે ટોટા વાપરવાનો હુકમ આપવામાં આવ્યો ટોટાથી સિપાહીઓએ બધાં મકાનો બાળી નાખવાની પ્રતિજ્ઞા લીધી છે. ¹ પરંતુ ન્યાયાધીશોની તપાસમાં કોઇ પણ ગુનેહગાર તરીકે જાહેર થયું નહિ, કોઇ પણ તેઓ સમક્ષ પ્રતિજ્ઞા પૂર્વક માફી આપવા તૈયાર થયું નહિ માફીઓને પણ ખરી ખબર જણાવવા માટે કોઇપણ જાતની બીક બતાવવામાં આવી ન હોતી ²

વડો સેનાપતિ એ વરસ થયા આ દેશમાં હતો, એ વરસ થયા દેશી સિપાહીઓના આચારવ્યવહાર જોતો આવ્યો હતો પરંતુ તે તેઓનો મનોભાવ સમજી શક્યો નહોતો વડો સેનાપતિ પોતે કબુલ કરે છે કે "અંબાલાના બનાવને લીધે, મારે મુઝવણમાં આવી પડયો છુ. દરરોજ રાતે આટના બધા વર સળગી ગયા છતા કોઇ ગુનેહગાર પકડાયો નહિ એ મારે નવાઇ જેવું છે" એપ્રિલ માસની આખરમાં તેણે ગવર્નર જનરલને લખ્યું કે "આપણે અંબાલાની બેદી આગોના કોઇ પણ ગુનેહગારને પકડી શક્યા નથી એ અતિશય નવાઇ જેવી વાત કહેવી જોઇએ. નીચ લોકો જેને પોતાને માટે અનિષ્ટકર માને છે, તેનુ વેર વાળવા ખાતર છૂપી રીતે કેવા કાવતરા કરી પરસ્પર એકત્ર થયા છે, અને જેઓ આ બનાવ વિષે કંઇપણ જાણે છ, તેઓ એ પ્રગટ કરી શકે તેમ છતા બીકથી કેટલા બધા સાહસ-શૂન્ય બની ગયા છે તે આ વડે સ્પષ્ટ જણાઇ આવે છે." આ લખાણ પરથી સ્પષ્ટ જણાય છે કે, અંગ્રેજ રાજપુરુષો બંની બાબતમાં ઉંડા ઉતરવાને શક્તિમાન ન હોવા હિંદીઓના મનોગત વિચારો

---

૧. Holmes History of the India Mutiny 191

૨ Kaye, Sepoy War Vol I. P. 591—563

ઉકેલવાની શક્તિ તેઓમા નહોતી. તેઓ કેવળ બકારના દેખાવથીજ તૃપ્ત થતા. દરેક વિષયમાં ઊંડા ઉતરી કર્ત્તવ્ય નકી કરવાનો પ્રયત્ન કરવાની એકાગ્રતા તેઓમા નહોતી. દેશી સિપાહીઓ અગ્રેજો ઉપર કેટલા બધા ગુસ્સે થયા છે, તેઓ કેટલા તિરસ્કારથી અગ્રેજને સામી નજર કરે છે, એ પણ સેનાપતિ એન્સનના પત્ર પરથી જણાઇ આવે છે. સિપાહીઓએ પોતપોતાના અંદરોઅંદરના કજિયા પતાવી દીધા હતા, કુસંપને ક્યારનો નસાડી મૂક્યો હતો. હવે તેઓ એક સંપથી અગ્રેજો સામે થવા માટે તયાર થયા હતા. કંઈક તક ખોળતા હતા, તક મળ્યે અગ્રેજો પર તૂટી પડવા તૈયાર હતા. તેઓનાં હૃદય અગ્રેજ અમલદારોનુ બુરૂં કરવાની ઇચ્છાથી પત્થરમય બની ગયા હતા અને દરેકના મુખ્ય અગ્રેજ અમલદારોએને પોતાનો છૂપો અભિપ્રાય જણાવી દેવા માટે સદાને માટે બંધ ગઠ ગયા હતા.

વખત વીતવા લાગ્યો. અનંત કાલ-સ્રોતને વિષે દિવસો પછી દિવસો, સપ્તાહ પછી સપ્તાહ, માસ પછી માસ વિલીન થવા લાગ્યા, પરંતુ સિપાહીઓ શાંત અને નિરુદ્વેગી ન બન્યા. જે ભયકર ઘટનાથી હિંદનું આકાશ છવાઇ ગયુ હતુ, તે વિલય પામી નહોતી એક હાથ જેવડું વાદળું ધીમે ધીમે વિશાળ થતું થતુ ધીમે ધીમે ભયકર રૂપ ધારણ કરી અગ્રેજોની આનદમય મૂર્તિને ગ્રસવા તૈયાર થઇ રહ્યુ. પહેલા ઘણાખરાઓએ અનુમાન કર્યું હતુ કે, સિપાહીઓમા કેવળ હિંદુ સિપાહીઓજ ઉશ્કેરાઇ ગયા છે. બરાકપુરના ૩૪ મી રેજિમેન્ટની તપાસ વેળા ન્યાયાધીશોએ નક્કી કર્યું હતું કે એ રેજિમેન્ટના શિખ અને મુસલમાન સિપાહીઓએ કંઇપણ જાતની નાફરમાની બતાવી નથી. બરતરફ થયેલી ૧૯ મી રેજિમેન્ટમા પણ કેવળ હિંદુઓજ સરકાર

પર અતિશય ગુસ્સે થયા હતા એ વાતપર પણ દરેકને ભરોસો પડે હતો. પરન્તુ એ વિશ્વાસ ખોટો હતો કે નહિ, હિંદુ-મુસલમાન સંયુક્ત સન્માનથી ઇ. સ. ૧૮૫૭ના પ્રખ્યાત પ્રલયની ઉત્પત્તિ થઇની કે નહિ, તે બાબતની ચર્ચા અમે પછી કરીશું. વર્તમાન સમે ગવર્નર જનરલની નજર આગળ તો હિંદુ મુસલમાન એકત્ર હાજર જણાતા હતા. એપ્રિલ માસ પૂરો થતા ન થતા ગવર્નર જનરલ સમજ્યો હતો કે જે હિંદીઓએ એક વખતે અમારૂં બળ વધાર્યું છે, અમને મુશ્કેલીમાંથી બચાવ્યા છે, તેઓ બધા અત્યારે અમારી વિરૂદ્ધ ખડા થયા છે. હિંદના હિંદુ અને મુસલમાન-સઘળા અમારૂં અનિષ્ટ કરવા તૈયાર થયા છે.

આ દારૂણ વખતમાં વડા સેનાપતિએ બહુ જ ધીરજ અને વિચારથી કામ કરવાની જરૂર હતી પરંતુ જનરલ એન્સન એવી કાર્યકુશળતા દર્શાવી શક્યો નહિ હિંદનું આકાશ ધીમે ધીમે ઘનઘોર બનતું જતું હતુ-નવા વાદળા વધતા જઈ ધીમે ધીમે પ્રલયકાળની સૂચના આપી રહ્યા હતા, એ વખતે પણ વડા સેનાપતિને ભાન ન આવ્યું. જેના હાથમાં લશ્કરી તંત્રની જવાબદારી હતી, જે સૈનિક વિભાગમાં બધા કાર્ય માટે જવાબદાર હતો, તે આ વખતે પરમાનંદ ભોગવતો ભોગવતો હિમાલયનો વાયુ સેવતો હતો. વિપત્તિ ધીમે ધીમે ભયંકર રૂપ લેતી હતી, છતા તેને એ બાબતની કંઇ ચિંતા નહોતી. આ વખતે શું કરવું જોઇએ, ઉશ્કેરાયેલા સિપાહીઓના હૃદય શાંત કરવા માટે કયા કયા ઉપાયો કામે લગાડવા જોઇએ, વગેરે વિચાર કરવામાં ગવર્નર જનરલની મંત્રિસભા વ્યાકુળ થઇ રહી હતી પરંતુ વડો સેનાપતિ એ બધી ચિંતા તજી દૂર આવેલી

પર્વતમાલાનું સૌંદર્ય નિહાળવામાં મશગૂલ બની ગયો. કલકત્તા એ વખતે સારી આબોહવાવાળું સ્થાન ગણાતું હતું, વડો સેનાપતિ પણ કંઇ માંદો નહોતો, છતાં તે આ સમયે નચિંતપણે સીમલામાં બેઠો હતો. ગવર્નર જનરલની મંત્રિ-સભા સાથે તેને કશો સંબંધ નહોતો. મંત્રિસભાનાં કાર્ય સાથે કંઈ સંબંધ રાખ્યો નહોતો છતાં તે પોતાનો પગાર પૂરે પૂરો લેવામાં શરમાતો નહોતો. વડા સેનાપતિ તરીકે તેને વાર્ષિક એક લાખ રૂપીઆનો પગાર મળતો હતો. એ સિવાય ગવર્નર-જનરલની મંત્રિસભામાં કામ કરવા બદલ તેને વાર્ષિક સાઠ હજાર રૂપીઆનો પગાર પેલા પગાર ઉપરાંત મળતો હતો. અમે અગાઉ કહ્યું તેમ સેનાપતિ એન્સન આ સમયે કલકત્તામાં નહોતો, દૂર આવેલા હિમાલયના શીતળ શિખરપર આનંદ ભોગવતો હતો. આથી તેનાથી હિંદી કારોબાર સમિતિમાં ભાગ લઇ શકાતો નહિ; તો પણ તેણે એ સમિતિમાં ભાગ લેવા બદલ મળતો પગાર લીધો હતો.[૧] ગરીબ હિંદના પૈસા આ રીતે નકામા ખર્ચાયા હતા. હિંદની ગરીબડી પ્રજાને સુખશાન્તિમાં રાખવા માટે જે પૈસા એકત્ર કરવામાં આવ્યા હતા તે પૈસામાંથી આવા ભયંકર વિપત્તિના સમયની શરૂઆતમાં ભારતના સૌથી વડા શાન્તિરક્ષક સૈનિક અમલદારે પોતાનો ભાગ ફરજ બજાવ્યા વિના સ્વીકાર્યો હતો.

લૉર્ડ કેનિંગને જે શંકા હતી, તે આખરે ખરી પડી. હિંદુ અને મુસલમાન એક જ ઉદ્દેશ પાર પાડવા માટે એકત્ર થયા હતા, તેની સાબીતિઓ ધીમે ધીમે મળવા લાગી. સરકાર નવી બંદુકને જ આ અશાન્તિનું મૂળ કારણ ગણતી હતી કારણ કે તેમાં ચરબીવાળા

૧ Martin, Indian Empire, Vol. II. P. 139.

પર અતિશય ગુસ્સે થયા હતા. એ વાતપર પણ દરેકને ભરોસો પડશે હશે. પરંતુ એ વિશ્વાસ ખોટો હતો કે નહિ, હિંદુ-મુસલમાનનાં સમુક્ત કાવત્રાનથી ઇ. સ. ૧૮૫૭ના પ્રખ્યાત રણની ઉત્પત્તિ થઈ હતી કે નહિ, તે બાબતની ચર્ચા અમે પછી કરીશું. વર્ત્તમાન સમયે ગવર્નર જનરલની નજર આગળ તો હિંદુ મુસલમાન એકજ હારમાં મૂકાયા હતા. એપ્રિલ માસ પૂરો થતા ન થતા ગવર્નર જનરલ સમજી શક્યો હતો કે જે હિંદીઓએ એક વખતે અમારૂં બળ વધાર્યું છે, અમને મુશ્કેલીમાંથી બચાવ્યા છે, તેઓ બધા અત્યારે અમારી વિરૂદ્ધ ખડા થયા છે. હિંદના હિંદુ અને મુસલમાન-બધા અમારૂં અનિષ્ટ કરવા તૈયાર થયા છે.

આ દારૂણ વખતમાં વડા સેનાપતિએ બહુજ ધીરજ અને વિચારથી કામ કરવાની જરૂર હતી પરંતુ જનરલ એન્સન એવી કાર્યકુશળતા દર્શાવી શક્યો નહિ. હિંદનું આકાશ ધીમે ધીમે ઘનઘોર બનતું જતું હતું-નવા વાદળા વધતા જઈ ધીમે ધીમે પ્રલયકાળની સૂચના આપી રહ્યા હતા, એ વખતે પણ વડા સેનાપતિને ભાન ન આવ્યું. જેના હાથમાં લશ્કરી કેરેકરની જવાબદારી હતી, જે સૈનિક વિભાગમાં બધાં કાર્ય માટે જવાબદાર હતો, તે આ વખતે પરમાનંદ ભોગવતો ભોગવતો હિમાલયનો વાયુ સેવતો હતો. વિપત્તિ ધીમે ધીમે ભયંકર રૂપ લેતી હતી, છતાં તેને એ બાબતની કંઇ ચિંતા નહોતી. આ વખતે શું કરવું જોઇએ, ઉશ્કેરાયેલા સિપાહીઓના હૃદય શાંત કરવા માટે ક્યા ક્યા ઉપાયો કામે લગાડવા જોઇએ, વગેરે વિચારો કરવામાં ગવર્નર જનરલની મંત્રિસભા વ્યાકુળ થઇ રહી હતી. પરંતુ વડો સેનાપતિ એ બધી ચિંતા તજી દૂર આવેલી

પર્વતમાલાનું સૌંદર્ય નિહાળવામા મગ્નમગ્ન બની ગયો. કલકત્તા એ વખતે સારી આબોહવાવાળું સ્થાન ગણાતુ હતું, વડો સેનાપતિ પણ કંઇ માંદો નહોતો. છતા તે આ સમયે નચિતપણે સીમલામા ગયો હતો. ગવર્નર જનરલની મન્ત્રિ-સભા સાથે તેને કશો સંબંધ નહોતો. મન્ત્રિસભાના કાર્ય સાથે કઈ સંબધ ગણ્યો નહોતો છતા તે પોતાનો પગાર પૂરે પૂરો લેવામા શરમાતો નહોતો. વડા સેનાપતિ તરીકે તેને વાર્ષિક એક લાખ રૂપીઆનો પગાર મળતો હતો એ સિવાય ગવર્નર-જનરલની મન્ત્રિસભામા કામ કરવા બદલ તેને વાર્ષિક સાઠ હજાર રૂપીઆનો પગાર પેલા પગાર ઉપરાત મળતો હતો. અમે અગાઉ કહ્યું તેમ સેનાપતિ એન્સન આ સમયે કલકત્તામા નહોતો, દૂર આવેલા હિમાલયના શીતળ શિખરપર આનદ ભોગવતો હતો. આથી તેનાથી હિદી કારોબાર સમિતિમા ભાગ લઇ શકાતો નહિ; તો પણ તેણે એ સમિતિમા ભાગ લેવા બદલ મળતો પગાર લીધો હતો.[૧] ગરીબ હિંદના પૈસા આ રીતે નકામા ખર્ચાયા હતા. હિદની ગરીબડી પ્રજાને સુખશાન્તિમા રાખવા માટે જે પૈસા એકત્ર કરવામા આવ્યા હતા તે પૈસામાથી આવા ભયકર વિપત્તિના સમયની શરુઆતમા ભારતના સૌથી વડા શાન્તિરક્ષક સૈનિક અમલદારે પોતાનો ભાગ ફરજ બજાવ્યા વિના લીધો હતો.

લૉર્ડ કેનિંગને જે શંકા હતી, તે આખરે ખરી પડી. હિંદુ અને મુસલમાન એક જ ઉદ્દેશ પાર પાડવા માટે એકત્ર થયા હતા, તેની સાબીતિઓ ધીમે ધીમે મળવા લાગી. સરકાર નવી બદુકને જ આ અશાન્તિનુ મૂળ કારણ ગણતી હતી કારણ કે તેમા ચરબીવાળા

૧ Martin, Indian Empire, Vol. II. P 139.

ટોટા વાપરવા પડતા હતા. હિંદુઓ ધર્મભ્રષ્ટ થવાને બહાને ઉશ્કેરાઈ ગયા હતા. એ અમલદારો બરાબર સમજી ગયા હતા. પાયદળ સેનામાં હિંદુઓની સંખ્યા વધારે હતી, એથી ઉલટું ઘોડેસ્વાર સેનામાં મુસલમાનો વધુ પ્રમાણમાં હતા. આથી પાયદળ સેના જ અમલદારોના સંદેહનું સ્થળ હતું. તેઓએ આ સેના પર તીક્ષ્ણ દૃષ્ટિ રાખી હતી. પરંતુ હવે મિરતથી સમાચાર આવ્યા કે, ઘોડેસ્વાર સેના પણ સરકાર વિરુદ્ધ ઉશ્કેરાઇ છે.

મિરત એક પ્રસિદ્ધ લશ્કરી છાવણીનું મથક હતું. અહીં ગોરા અને દેશી, દરેક વર્ગના સિપાહીઓ રહેતા હતા. અહીં તોપચીઓનું એક મુખ્ય મથક હતું. પાયદળ અને ઘોડેસ્વાર બંને વર્ગના વીર પુરુષો વીર ધર્મ પાળવા માટે અહીં રણનિપુણ સેનાધ્યક્ષોના તાબામાં પોતાનું કર્તવ્ય બજાવતા હતા. અહીં નવા ટોટા બનાવવાનું મોટું કારખાનું હતું. છાવણી કાલી નદીની એક શાખા દ્વારા બે ભાગમાં વહેંચાઇ ગઇ હતી. એની લંબાઇ ૫ માઇલ અને પહોળાઇ ૨ માઇલની હતી. ઉત્તર દિશામાં ઓફિસરોના મકાનો હારબંધ બાંધેલા હતા, તેની પાસે ગોરા સૈનિકોની જગ્યા આવેલી હતી. ગોરા સિપાહીઓના રહેઠાણથી ઘણે દૂર નદીને પેલે પાર દેશી સિપાહીઓનું મથક હતું. આ રીતે મિરતમાં ગોરા ને કાળા સિપાહીઓ એક જ સ્થળે વસતા નહોતા. બંને વર્ગોની છાવણી એક બીજાથી ઘણે દૂર આવેલી હતી. આ વખતે મિરતમાં ૧,૮૫૩ ગોરા અને ૨,૯૨૨ દેશી સિપાહીઓ ધામું નાખી પડ્યા હતા.

મિરતના સિપાહીઓ સરકાર પર ગુસ્સે થયા છે, એ સમાચાર ઝપાટાથી ફેલાઇ ગયા હતા. આથી વાયવ્ય પ્રાંતની બધી છાવણી-

ઓના સિપાહીઓ મિરતના બનાવો જાણવા માટે તલપાપડ થઇ રહ્યા હતા. બધા એક બીજાને મિરતના સમાચાર પૂછતા હતા, દૂરથી આવતા મુસાફર અથવા દૂર રહેતા પરિચિત બંધુ સમક્ષ મિરતના સમાચાર જાણવાની ઉત્સુકતા દર્શાવતા હતા. તેઓની કુતુહળતા હૃદયને વિષે વિલીન થઇ ગઇ નહિ. એપ્રિલ માસમા મિરતની જનતાપૂર્ણ છાવણીને વિષે, બજારના અસંખ્ય લોકોના કોલાહલને વિષે લોકો અવશ્ય બનનારી ઘટના-કોઈ આકસ્મિક સમાચારની રાહ જોતા હતા દરરોજ એ કુતુહળતા વૃદ્ધિ પામતી હતી, દરરોજ સિપાહીઓ અંગ્રેજો વિષે નવી નવી વાતો સાભળવા લાગ્યા. તેથી તેઓ પોતાના મગજને શાંત રાખી શકયા નહિ. અગ્રેજો અમારા ધર્મનો નાશ કરવા તૈયાર થયા છે, એ વિશ્વાસ દિવસે દિવસે દૃઢતર થતો ગયો. એવું કહેવાય છે કે જે નીચ લોકો સાધારણ પ્રજાને સરકાર વિરુદ્ધ ઉશ્કેરવા ખાતર જુદે જુદે સ્થાને ભટકતા હતા, તેઓમાંનો એક એ વખતે જોગી અગર ફકીરના વેશમા મિરત રહેતો હતો. એ માણસ હાથીપર સ્વારી કરી ફરવા નીકળતો. એની સાથે નોકર ચાકરનો પાર નહોતો. એનાપર પોલિસને શક આવ્યો. પોલિસે તેને ચોવીશ કલાકમા તે જગો છોડવાનું ફરમાવ્યુ. એ શક પડતો માણસ પોતાનુ રહેઠાણ છોડી ગયો ખરો, પણ તેણે મિરત છોડયુ નહિ. ઘણાએ અનુમાન કર્યું હતુ કે તે મિરતની કોઇ રેજિમેન્ટમા જોડાઇ ગયો હતો.[૧]

મિરતની માફક બીજે કોઇ સ્થળે ચરબીવાળા ટોટા સબંધમા એવી ગંભીર ઉશ્કેરણી ફેલાઈ નહોતી. પ્રજાના હૃદય ધર્મભ્રષ્ટ થવાના સંદેહથી મિરતમા જેટલા ઉશ્કેરાયા હતા, જેટલા બીજે કોઈ સ્થળે

[૧] Kaye Sepoy War, Vol. I. P. 599

છૂટ્યા નહોતા, મિરતમાં ઉશ્કેરણી વધતી ચાલી, છેવટ તે છેલ્લી હદે આવી પહોંચી. ઘોડેસ્વારની ત્રીજી ટુકડી એ વખતે મિરતમાં હતી. મોહન અને વીરત્વમાં એ ટુકડી પ્રસિદ્ધ હતી. લોર્ડ લેકે એની રણ-નિપુણતાના મુક્તકંઠે વખાણ કર્યાં હતા. લોર્ડ લેકના વખતમાં તેણે દીલ્હી, લાસ્વારી અને ભરતપુરની લડાઇમાં અસાધારણ શૌર્ય બતાવ્યું હતું, ત્યાર બાદ અફગાનિસ્તાન અલીવાલ અને સોબ્રાઓનમાં પણ તે ઘોડેસ્વારોની બહાદુરી ખીલી નીકળી હતી. એ ટુકડીના બધા ઘોડેસ્વારો બીજી બધી ટુકડીઓના ઘોડેસ્વારો કરતા કુલીન વર્ગના હતા. તરવાર એ તેઓનું મુખ્ય અસ્ત્ર હતું કોઇકોઇ બંદુક પણ વાપરતા હતા, એપ્રિલ માસમાં આ ઘોડેસ્વારોએ નૌ પહેલ. પોતાના સેનાપતિનો હુકમ માનવાની ના પાડી તેઓને કોઇપણ જાતનું નવું હથિયાર આપવામાં આવ્યું નહોતું, નવા હથિયાર વાપરવાનું કોઇ નવું સાધન પણ આપવામાં આવ્યું નહોતું. તેઓ પોતાના જુના હથિયારો વાપરતા હતા. કેવળ અત્યાર સુધી જે ટોટા તેઓ દાંતે કરી વાપરતા હતા તે હવેથી હાથે કાપવાની પદ્ધતિ દાખલ થઇ હતી જે સ્વારને માટે એ પદ્ધતિ શરૂ કરવામાં આવી હતી, તે ફેરફાર સમજાવવા માટે કર્નલ સ્માઇથે બધાને કવાયતના મેદાનપર એકત્ર થવાનો હુકમ આપ્યો હતો. ૨૪ મી એપ્રિલે સવારમાં બધાને કવાયતના મેદાનપર એકત્ર થવાનું હતું તેને આગલે દિવસે સંધ્યાકાળ વખતે છાવણીમાં જાહેર થયું કે ઘોડેસ્વાર સૈન્ય ટોટાને અડકવાની ના પાડે છે ૨૩ મી એપ્રિલે સેનાપતિનો હુકમ જાહેર થયો તેજ દિવસે હીરાસિંહ નામના એક જૂના હવાલદારે પોતાની ટુકડીના [illegible] કહ્યું કે "ટોટા ઉપર બધાને બહુ વહેમ ઉત્પન્ન થયો

ાં. આ વખતે સેનાપતિનો હુકમ જાહેર થવાથી ગભરાઈ ગયા છે, માટે હાલમાં કવાયત વખતે ટોટા વાપરવાનો હુકમ મોકુફ રહે તો સારૂં " એવાને ગવર્નર જનરલે આ વાત પોતાના ઉપરી અમલદાર- આજુટંટને લખી મોકલી. પત્રમાં સ્પષ્ટ લખવામાં આવ્યું કે, "સિપાહીઓ બહુ સંદિગ્ધ બની ગયા છે. અત્યારે સેનાપતિના હુકમ મુજબ કામ કરવામાં આવશે તો આખું સૈન્ય સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવશે." સેનાપતિ કર્નલ સ્માઈથ આ પરથી કવાયત બંધ રાખવા તૈયાર થયો, પરંતુ આજુટંટે તેને સમજાવ્યું કે એમ કરવાથી આપની નબળાઇ જણાઈ આવશે એટલે સેનાપતિએ મત ફેરવ્યો, જે હુકમ બહાર પાડવામાં આવ્યો હતો તે કાયમ રહ્યો. ૨૪ મા એપ્રિલની સવારે કવાયતના મેદાનપર બધા હાજર થયા ખરા પણ ૯૦ ઘોડેસ્વારોમાં વૃદ્ધ હીરાસિંહ વગેરે પાંચ જણાએ સેનાપતિનો હુકમ માન્યો બાકીના ૮૫ જણાએ ટોટાનો ઉપયોગ કરવાની ના પાડી કર્નલ સ્માઇથ તેઓને આ નવીન પદ્ધતિના ગુણો સમજાવવા લાગ્યો. સરકારની દયાળુતાનો ઉલ્લેખ કરી તેઓને આશ્વાસન આપવા લાગ્યો, પણ તેઓએ કંઇ ન સાંભળ્યું ટોટા દાંતે કરવાને બદલે હાથે કાપવાના નિયમથી પોતાને અગવડ થશે વળી સરકાર અમારા ધર્મભંગ અને વ્યવહારભંગ સારૂજ આ નવું રાખવા ખાતર જ આ રીત ગ્રહણ કરી છે એ વાત તેઓના મગજમાં નજ ઉતરી આથી કવાયત બંધ રહી. સેનાપતિએ આ ૮૫ જણાઓની નાફરમાની બાબત તપાસ કરવાનો હુકમ આપ્યો

સેનાપતિ કર્નલ સ્માઇથ વખત પ્રમાણે વર્તી શક્યો નહિ તે ઉગ્ર પ્રકૃતિનો અને અપ્રિય અમલદાર હતો,[1] તેથી તેની કાર્યપદ્ધતિ

[1] Holmes, Indian Mutiny, P. 100.

આ બધી ઘટનાઓ પરથી લૉર્ડ કેનિંગ સ્પષ્ટ સમજી ગયો કે સિપાહીઓનાં હૃદયમાં ધીમે ધીમે ગંભીર સંદેહ દૃઢ થતો જાય છે, ધીમે ધીમે વિપત્તિનાં પગરણ માંડતો જાય છે. તે જો કે સર્વદા ધીરતાનું રક્ષણ કરી ચાલતો, તેનો પ્રશાન્ત ભાવ સર્વદા તેની માનસિક સ્થિતિ દર્શાવતો, તો પણ તે આ વિષયમાં બહુ ચિંતાતુર બની ગયો. પ્રસન્નતાને બદલે વિષાદની છાયા તેના મુખ પર જણાવા લાગી, ધીરજમય શાંતભાવને બદલે દુશ્ચિંતાની કાળાશથી તેનું હૃદય છવાવા લાગ્યું. લૉર્ડ કેનિંગ ચોતરફ ભયની નિશાનીઓ જોઈ ચમકી ઉઠ્યો, ચોતરફ ભયંકર અશાન્તિનો વિકાસ થતો જોવા લાગ્યો. કેવળ આ ઉશ્કેરણી સિપાહીઓમાંજ ફેલાયલી નહોતી, પ્રજા પણ આ ઉશ્કેરણીને લીધે ઉન્મત્ત બની ગઇ હતી. મિરતની પેઠે હિંદના બીજાં કેટલાક સ્થળોમાં પ્રજાને વિશ્વાસ બેસી ગયો હતો, કે અંગ્રેજો હિંદુ મુસલમાન બંને ધર્મ પાળનારાઓને અપવિત્ર કરવા તૈયાર થયા છે, ધર્મના સનાતન રિવાજોનું ઉચ્છેદન કરવાનો પ્રયત્ન કરે છે. આવા ઉદ્દેશથી તેઓ હિંદુ મુસલમાનની ખોરાકીની ચીજો સાથે અપવિત્ર અને અસ્પૃશ્ય પદાર્થ મેળવે છે. જ્યારે કોઈપણ ભયંકર અનિષ્ટની આશંકાથી પ્રજાનું હૃદય ઉશ્કેરાય ત્યારે તે પ્રજામાના એક વર્ગની કલ્પના શક્તિ પ્રદીપ્ત થઇ જાય છે. એ વર્ગ પોતાની કલ્પનાશક્તિ વડે નાના પ્રકારની વાતો રચી ફેલાવે છે, તેથી લોકોની ઉશ્કેરણી વધતી જાય છે. આવી વાતો કોણે રચી કોણે ફેલાવી, એ કોઈ જાણી શકતું નથી. આ વખતે કોણ જાણે આવી ઘણી ઉડતી વાતો બહાર પડી; લોકદ્વારા નગરે નગરે ગામે ગામ ફેલાઇ. સરકારને એ વિષે જરાપણ ગમ

ઘણી વેળા લોકોને જેરી મૂકી તે જે ઘોડેસ્વાર ટુકડીના અધ્યક્ષ
હતો તે ટુકડીના સૈનિકોએ આ વખતે તેના પર વિશ્વાસ રાખ્યો
નહિ, અને તેની પદ્ધતિને લીધે તે સૈનિકો ઉલટા વધુ ભડકેગયા.
હિંદના સૈનિકો પોતાના સનાતન ધર્મ અને સનાતન આચાર વ્યવ
હારને બહુજ વળગી રહે છે તેઓ પોતાની જીંદગી અર્પણ કરવા
તૈયાર થાય છે પણ પોતાના ધર્મ અને આચાર વ્યવહારનું અપમાન
સહન કરવા તત્પર થતા નથી જ્યારે તેઓના ધર્મ વિરુદ્ધ કાંઈ પણ
હિલચાલ થાય છે ત્યારે તેઓ અતિશય સંદેહ વશ બની જાય છે
તેઓ વહેમી હોવાથી એ વાતમાં વિશ્વાસ રાખે છે આ વખતે પણ
ત્રીજી ટુકડીના ઘોડેસ્વારો આવી રીતે સંદેહવશ થયા હતા. તેઓમાં
જોઇતી અભિજ્ઞતા કે દીર્ઘદૃષ્ટિ નહોતી તેથી તેઓ આ વાતનો સૂક્ષ્મ
દૃષ્ટિએ વિચાર કરવાને અસમર્થ હતા. અનુસાર રાજનીતિના દોષથી
જે વિરૂપ રોપાયું હતું તે વૃક્ષ અત્યારે ફલ દેવા તૈયાર થયું હતું
સિપાહીઓ કંપની બહાદુરને પોતાના ધર્મહન્તા શત્રુ તરીકે માનતા
હતા. કર્નલ સ્માઇથે આ વખતે સૌમ્ય પ્રકૃતિવડે ઘોડેસ્વારોને સમ
જાવી સંતુષ્ટ કર્યા નહિ જેણે કપ્તાનની સલાહ મુજબ ક્વાયત
બંધ રાખી હોત તો સિપાહિઓ સંતોષાત પરંતુ આજુટન્ટની વાત
પર વિશ્વાસ રાખવાથી તેને આ સારી સલાહ ન ગમી તેથી ક્વાયત
વખતે જ્યારે તે ટોટાના વ્યવહારની નવી પદ્ધતિ વિષે સમજ પાડવા
લાગ્યો, ત્યારે ઘોડેસ્વારોએ તેના વચનો પર લક્ષ ન આપ્યું, તેનો હુકમ
ન પાળ્યો ઘોડેસ્વારની ત્રીજી ટુકડીની અધિરાઈ ધીમે ધીમે બીજા
સિપાહીઓમાં ફેલાવા લાગી. સેનાપતિની કુબુદ્ધિએ આ રીતે અશાન્-
તિનો માર્ગ વધારી મૂક્યો.

આ બધી ઘટનાઓ પરથી લોર્ડ કેનિંગ સ્પષ્ટ સમજી ગયો કે સિપાહીઓનાં હૃદયમા ધીમે ધીમે ગંભીર સંદેહ દૃઢ થતો જાય છે, ધીમે ધીમે વિપત્તિનાં પગરણ માંડતો જાય છે. તે જો કે સર્વદા ધીરતાનું રક્ષણ કરી ચાલતો, તેનો પ્રશાન્ત ભાવ સર્વદા તેની માનસિક સ્થિતિ દર્શાવતો, તો પણ તે આ વિષયમાં બહુ ચિંતાતુર બની ગયો. પ્રસન્નતાને બદલે વિષાદની છાયા તેના મુખ પર જણાવા લાગી, ધીરજમય શાંતભાવને બદલે દુશ્ચિંતાની કાળાશથી તેનું હૃદય છવાવા લાગ્યું. લોર્ડ કેનિંગ ચોતરફ ભયની નિશાનીઓ જોઈ ચમકી ઉઠ્યો, ચોતરફ ભયંકર અશાન્તિનો વિકાસ થતો જોવા લાગ્યો. કેવળ આ ઉશ્કેરણી સિપાહીઓમાજ ફેલાયલી નહોતી, પ્રજા પણ આ ઉશ્કેરણીને લીધે ઉન્મત્ત બની ગઇ હતી. મિરતની પેઠે હિંદના બીજા કેટલાક સ્થળોમા પ્રજાને વિશ્વાસ બેસી ગયો હતો, કે અંગ્રેજો હિંદુ મુસલમાન અને ધર્મ પાળનારાઓને અપવિત્ર કરવા તૈયાર થયા છે, ધર્મના સનાતન રિવાજોનું ઉચ્છેદન કરવાનો પ્રયત્ન કરે છે. આવા ઉદ્દેશથી તેઓ હિંદુ મુસલમાનની ખોરાકીની ચીજો સાથે અપવિત્ર અને અસ્પૃશ્ય પદાર્થ મેળવે છે. જ્યારે કોઈપણ ભયંકર અનિષ્ટની આશંકાથી પ્રજાનું હૃદય ઉશ્કેરાય ત્યારે તે પ્રજામાના એક વર્ગની કલ્પના શક્તિ પ્રદીપ્ત થઇ જાય છે. એ વર્ગ પોતાની કલ્પનાશક્તિ વડે નાના પ્રકારની વાતો રચી ફેલાવે છે, તેથી લોકોની ઉશ્કેરણી વધતી જાય છે. આવી વાતો કોણે રચી કોણે ફેલાવી, એ કાંઈ જાણી શકતું નથી. આ વખતે કોણ જાણે આવી ઘણી ઉડતી વાતો બહાર પડી; લોકદ્વારા નગરે નગરે ગામે ગામ ફેલાઇ. સરકારને એ વિષે જરાપણ ગમ

પછી નહિ. અજ્ઞેય સ્થાનના અદૃશ્ય જગામાથી દમેલા વાર્તાનો સ્રોત
વહેવા લાગ્યો. ક્ષણે ક્ષણે એની શાખા પ્રશાખા વૃદ્ધિ પામવા લાગી.
ક્ષણે ક્ષણે તે નગરે નગર ગામે ગામની મુસાફરી કરી બધાના હૃદયને
હચમચાવવા લાગી. આ વખતે લોકોમા વાત ઉડી ગઇ કે અંગ્રેજોએ
કંપનિ બહાદુર અને મહારાણીના હુકમથી બજારમા વેચાતા મેંદા
તથા મીઠા સાથે હાડકાનો ભૂકો ભેળવ્યો છે બજારમા જે ઘી વેચાય
છે તે ચરબી મેળવી અપવિત્ર બનાવ્યુ છે, અને દરેકને વાપરવાની
ખાંડ સાથે હાડમાંસનુ ચૂર્ણ મેળવ્યુ છે તેઓએ બધાને વટાળવા
આવા કુકર્મો કર્યાં છે. એટલુંજ નહિ પણ લોકો જે કુવાનુ પાણી
પીએ છે તે કુવાઓમા ગાય અને ડુક્કરના માંસના કકડા
નાખ્યા છે. તેથી ઘોર નમસમમા બધી જાતિ બધા ધર્મો
અને બધા વર્ગના લોકો ધર્મભ્રષ્ટ થશે, બધા પોતપોતાના સનાતન
આચાર વ્યવહારથી સ્ખલિત થઇ અંગ્રેજોના આચાર વ્યવહાર અપ
નાવે બજારે બજારમા આ વાર્તા ફેલાવા લાગી શહેરે શહેરમા આવી
વાતો નાના પ્રકારના રૂપમા લોકોના હૃદયમા ઘોર અશાન્તિ ફેલાવવા
લાગી આવી ઉશ્કેરણીના સમયમા વળી એ અજ્ઞેય જગામાથી એક
અદ્‌ભુત ગપ્પુ નીકળ્યુ લોકોએ સાભળ્યુ કે લાટ સાહેબે રાજ્યના
તમામ ગામ ધનવાનો આબરૂદાર લોકો વેપારીઓ અને ખેડુતોને
એકત્ર કરી અંગ્રેજી રોટી ખવરાવવાનો હુકમ કર્યો છે

આ બધી વાતોમા હાડકાના ભૂકાવાળા મેંદાના લોટની વાર્તાથી
સાધારણ પ્રજા બહુ ઉશ્કેરાઇ ગઇ. માર્ચ માસમા બરાકપુરની છાવ
ણીમા આ વાર્તા ફેલાઈ અંગ્રેજો બહુ જ ચિંતાતુર બની ગયા એ,
દરમ્યાન કાનપુરમા લોટની કિંમત બહુ વધી ગઇ વેપારીઓએ

એ માટે મિસરથી કાનપુર લોટ લાવવા માટે સરકારી વહાણુ ભાડે રાખ્યું. મિસરથી લોટનો પહેલો હપ્તો આવી પહોંચતાંજ કાનપુરનું લોટનું બજાર નરમ પડતું. પ્રજા મિસરથી આવેલો સસ્તો લોટ ખરીદવા લાગી. પરંતુ બાકીના હપ્તા આવી પહોચે એ દરમ્યાન કાનપુરની બજારમાં ગપ ઉડી કે ગોરા લોકોની મિલમાં ગોરા લોકોની દેખરેખ નીચે આ લોટ તૈયાર કરવામાં આવ્યો છે, તેમા અંગ્રેજોએ પ્રજાને ભ્રષ્ટ કરવા ખાતર ગાયનાં હાડકાનું ચૂર્ણ ભેળવ્યુ છે. આ સમાચાર વીજળીના વેગે કાનપુરની સૈનિક બજારમા તથા છાવણીમા પહોચી ગયા. એક ક્ષણુમા મિસરનો લોટ વેચાતો બંધ પડયો. કોઇ અસાધરણ શક્તિના મહિમાથી, અલૌકિક ક્ષમતાથી એક ક્ષણુમા પ્રજાની રુચિ ફરી ગઇ. કોઇપણ સિપાહીએ લોટનો સ્પર્શ કર્યો નહિ, કોઇપણ માણસે એ ખરીદવાનું સાહસ કર્યું નહિ. લોટની કિંમત થોડી હતી. બજારની બીજી જણસો કરતા એ સસ્તી કિંમતે મળતો, તોપણ કોઈએ એ ખરીદવાની હા ન પાડી. એક નિમેષમાં આ સમાચાર એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોચી ગયા. બધા ધારવા લાગ્યા કે આ હાડકાંનાં ચૂર્ણ વાળો લોટ ધીમે ધીમે બજારમા થોકબંધ આવી પડશે, પ્રજાના ધર્મની પાયમાલી થશે, છેવટે બધા ખ્રીસ્તી બની જશે. ભય વધવા લાગ્યો. જેઓએ મિસરનો લોટ ખરીદ્યો હતો, તેઓએ ફેંકી દીધો, જેઓએ એ લોટની રોટલી બનાવી હતી, તેઓએ એ રોટલી ફેંકી દીધી. સિપાહી, જમાદાર, દરેક પ્રજાજન વગેરે પોતાના મોનો કોળીઓ ફેંકી, પવિત્ર થવા માટે વ્યાકુલ થઇ રહ્યા. આ ગપ કાનપુરનો લોટ વેચનારા વેપારીઓએ પોતાનો લોટ વધારે કિંમતે વેચી ફાયદો મેળ-

વવા માટે ઉપાડી હતી, એ નક્કી થયું નથી. ગપની કિંમત ગમે તેટલી હો, પણ એ વાત ખરી કે એણે સાધારણ પ્રજાનાં હૃદય પર આધિપત્ય ફેલાવ્યું હતું. પ્રજાને દૃઢ વિશ્વાસ બેસી ગયો હતો કે, અંગ્રેજો કોઈપણ ઉપાયે આપણને વટલાવવા માગે છે.

એ સમયે વાયવ્ય પ્રાંતોમાં એક બીજો બનાવ બન્યો. હાડકાંના ચૂર્ણવાળા લોટની માફક આ બનાવનું મૂળ શોધી કાઢવાને કોઈ સમર્થ નીવડયું નથી. વાયવ્ય પ્રાંતના લોકો જે રોટલી બનાવે છે, તે 'ચપાટી' ના નામથી ઓળખાય છે. પ્રસ્તુત સમયે આ ચપાટી એક ગામથી બીજે ગામ મોકલવામાં આવતી. કોઇ માણસ એક ગામના મુખ્ય માણસને એ ચપાટી આપતો, એ મુખ્ય માણસ બીજા મુખ્ય માણસને એ ચપાટી મોકલાવતો, ત્યાંથી વળી ત્રીજે ગામ મોકલાતી એમ એક ચપાટી અસંખ્ય ગામોમાંથી પસાર થતી. કોઇ પણ એ ચપાટી લેવાની ના પાડતું નહિ, બીજે ગામ મોકલવાની આનાકાની કરતુ નહિ તેમ બીજે ગામ મોકલવામાં વિલંબ પણ કરતું નહિ. આથી આ ચપાટી થોડા સમયમાં અસંખ્ય ગામમાં ફરી વળતી. વાયવ્ય પ્રાંતનાં ગામડાંના લોકોનો આ વ્યવહાર પ્રથમ સરકારની નજરમાં ન આવ્યો. ગુડગામના કલેકટર ફોર્ડ સાહેબને સૌ પહેલા આ વાતની ખબર પડી, એણે એ વાત લેફટેનેન્ટ ગવર્નર કૅલ્વિન સાહેબને જણાવી. લેફટેનેન્ટ ગવર્નરે દરેક જિલ્લાના મેજિસ્ટ્રેટને આ બાબતની તપાસ કરવાનો હુકમ કર્યો. પરંતુ આ ઘટનાનું મૂળ કારણ શું હશે, એ બાબતમાં જુદા-જુદા મત પડયા. કોઇ કોઇ એ ચપાટીઓને કોઇ અવશ્યંભાવી વિપત્તિની નિશાની તરીકે ઓળખાવવા લાગ્યા. કોઇ કોઇ વહેમી લોકોનો વહેમ જણાતી હતી

કઢાડવા લાગ્યા, અને કોઇ દુષ્ટ લોકોનાં દુષ્ટ બુદ્ધિનો વિકામ ગણી સંપૂર્ણ સાવચેત રહેવાની સલાહ આપવા લાગ્યા. પરંતુ ઘણા ખરા લોકોએ એવો અભિપ્રાય જાહેર કર્યો કે એ ચપાટી દેશની પ્રજાને એકત્ર કરે છે; બધી પ્રજા એકત્ર થઇ બ્રિટિશ સરકાર સામે બંડ ઉઠાવશે. ચપાટીદ્વારા બધા લોકોને એ બંડ ઉઠાવવાને તૈયાર થવાનું જણાવવામાં આવે છે. એક મોભાદાર ગણાતા અમલદારે આ સંબંધમાં ગવર્નર જનરલને લખી જણાવ્યું કે, " ચપાટી પ્રજાનો ખોરાક છે. લોકો એને ઠેકઠેકાણે મોકલી એમ સૂચવે છે કે તમારાં જીવનની મુખ્ય વસ્તુ જેમ બને તેમ જલદી લૂટાઇ જવાની છે માટે ખાદ્ય સામગ્રીનું રક્ષણ કરવા માટે તૈયાર થાઓ." કોઇ કોઇ કહેવા લાગ્યા કે, કોઇપણ સ્થળે ભયંકર ચેપી રોગ ફેલાયો હોય તો લોકો ત્યાંથી ચપાટી બીજે ગામ મોકલે છે. તેઓને એવો વિશ્વાસ બેસી ગયો છે કે એમ કરવાથી રોગચાળો એક ગામમાથી બીજે ગામ રવાના થઇ જાય છે; અને પોતાનું ગામ રોગમુક્ત થાય છે. માટે ચપાટી મોકલવાની પદ્ધતિ આ વહેમનું એક ચિહ્ન છે. એ સાથે કંઇ ભયંકર કાવતરૂં જોડાયું નથી.[1] કોઈ કોઇ જણાવવા લાગ્યા કે,

---

૧. ઇ. સ. ૧૮૫૭ની શરૂઆતમા આ પ્રમાણે ચપાટી ફેરવવાનું કામ થતું હતું. કપ્તાન કીટિંગ સાહેબે આ સબંધમાં લખ્યું છે કે, "ઇ. સ. ૧૮૫૬ની શરુઆતમાં નિમાડમાં એવી કેટલીક નાની રોટલીઓ આવી પહોચી હતી. એ રોટલીઓ એક ગામથી બીજે ગામ મોકલવામાં આવતી હતી. ધીમે ધીમે આ પ્રથા ઉત્તર હિંદના ઘણા ભાગમાં ફેલાઇ હતી. એ સમયે ઇંદોર તરફથી આ રોટલીઓ પ્રથમ નિમાડમાં મોકલવામાં આવી હતી. એ સમયે ઇંદોરમાં કોલે-

લોકો ચપાટી મોકલી જવાને એવુ જણાવે છે કે આ ચપાટીમાં હાડકાનો ભૂકો છે અંગ્રેજો ખાદ્યસામગ્રી સાથે આ પ્રમાણે અપવિત્ર દ્રવ્ય મેળવી જવાને ધર્મભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરે છે. કોઇ કોઈ વળી પોતાની કલ્પના શક્તિને પુરેપૂરી વિસ્તારી કહેવા લાગ્યા કે જે ચપાટી ફેરવવામા આવે છે, તેમા પત્ર છુપાવેલો છે. એ પત્રમા સરકાર વિરૂદ્ધ જુદા જુદા ઉશ્કેરણીની વાતો લખવામા આવી છે. એક ગામના માણસો એ પત્ર મેંદાના લોટમા રખાવી ચપાટીના આકારમા બીજે ગામ મોકલે છે. એ ગામના માણસો એ વાંચી, ફરી ચપાટીમા મુકી બીજે ગામ મોકલે છે. આ બનાવ સબંધ આ પ્રમાણે જુદા જુદા માણસો જુદા જુદા મત આપવા લાગ્યા કોઇને એ ઘટના માથે ભયંકર ઉશ્કેરણીનો સંયોગ જણાયો, તો કોઇને વહેમો વર્તમાન જણાયો. કોઇ એ ઘટનાનુ રહસ્ય જાણી શક્યુ નહિ આ ઘટનાનુ ખરૂ રહસ્ય ગમે તે હોય, પણ એટલુ તો ખરૂ કે એ બનાવે લોકોને ઘણુ ઉશ્કેરી મૂક્યા હતા. જે જે ઠેકાણે ચપાટી પહોંચી હતી, તે તે ઠેકાણે ઉશ્કેરણીના ચિન્હો જણાયા હતા [1]

---

નો રોગ ચાલતો હતો, દરરોજ ઘણા માણસો એ રોગથી મરતા હતા. તેથી નિમાડના લોકોને એવો વહેમ પેસી ગયો હતો કે ઉક્ત રોગને રોગ બીજા ભાગમા ફેલાવવા માટે આ રોટલી બહારગામ મોકલવામા આવે છે." Kaye, Sepoy War Vol I. P. 572 note.

૧ કેદીઓને વખતો વખત આ યુક્તિ વડે સમાચાર આપવામાં આવતા. એક કેદીને હથિયારબંધ પહેરગીરોના રક્ષણમા સોંપવામા આવ્યો હતો. તેની પાસે કોઇ જઈ શકતુ નહિ. પરંતુ જે માણસ કેદીને ખાવાનું આપતો તેને લાંચ આપી વશ કરી ચપાટીમા પત્ર મુકી

જ્યારે ચરબીવાળા ટોટાની ચળવળ ચાલતી હતી, હાડકાંના ભૂકાવાળા લોટની વાતે લોકોને ઉશ્કેરી મૂકયા હતા, અચિન્ત્યપૂર્વ, અપરિદૃશ્ય ધર્મના યોગે ચપાટી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવા લાગી હતી, ત્યારે કેટલાક લોકોની નજર નાના સાહેબ પુર-પડી. અગાઉ જણાવ્યું છે તેમ નાના સાહેબ કાનપુર પાસે બિથુરમાં રહેતો હતો. પેશ્વાનું ગૌરવ અત્યારે અંતર્હિત થઇ ગયુ હતુ. નાના સાહેબ અત્યારે સમસ્ત ગૌરવથી ભ્રષ્ટ થઈ, પિતાના સાલિયાણાથી વંચિત થઇ, સ્વદેશથી બહુ દૂર આવેલા પ્રદેશમા શોચનીય સ્થિતિમા દિવસો ગુજારતો હતો. મરાઠા સામ્રાજ્યના આગેવાન નેતા પરાક્રમી બાજીરાવના ઉત્તરાધિકારનુ અદૃષ્ટ આ રીતે ફેરવાઇ ગયુ હતું. જે સાહસ અને બહાદુરીમા શ્રેષ્ટ ગણાતો, જેણે પોતાની શક્તિ વડે લાંબા કાળ સુંધી પોતાનુ પ્રાધાન્ય જાળવી રાખ્યુ હતું, તેનો પુત્ર અત્યારે સાધારણ મનુષ્યની પેઠે રહેતો હતો. ઈ. સ. ૧૮૫૭મા નાના સાહેબ મુસાફરી કરવા નીકળ્યો. પ્રથમ યમુનાને કિનારે આવેલા કાલ્પી નગરમા જઇ પહોચ્યો ત્યાર બાદ મોગલ શહેનશાહની રાજધાની દિલ્હી જોઇ, ૧૮ મી એપ્રિલે લખનૌર તરફ રવાના થયો. એ સમયે સર હેન્રિ લૌરેન્સ અયોધ્યાનો વડો કમિશનર હતો. અયોધ્યા અત્યારે અંગ્રેજ સરકારનો મુલક ગણાતું હતું, વાજિદઅલી પદભ્રષ્ટ થઇ કલકત્તા પાસે નજર કેદીની અવસ્થા ભોગવતો હતો તેનું રાજ્ય ખાલસા થવાથી અને તેને દેશપાર કરવામા આવ્યાથી અયોધ્યાના બધા લોકો અંગ્રેજો તરફ દ્વેષની દૃષ્ટિથી જોતા હતા. તેમા વળી સરકારી અમલ-

દેવામા આવ્યો. એ માણસે બીજી સામગ્રી સાથે એ ચપાટી પણ કેદીને આપી.—Kaye, Sepoy War, Vol. p. 573 note.

દારોની અસાવધાનતાથી ત્યાના લોકો બહુ ગુસ્સે થઇ ગયા હતા. અયોધ્યાની જુની ઇમારતો તોડી પાડવામા આવી હતી. સરકારી મિલ્કત તરીકે પવિત્ર ધર્મમંદિરોનો કબજો લેવામા આવ્યો હતો. એ સિવાય કઠોર કાયદા ઘડી મહેસૂલનો દર બહુ વધારી મૂકવામાં આવ્યો હતો[1], અનેક તાલુકદારો પોતાની મીલ્કત ગુમાવી બેઠા હતા. તેથી અયોધ્યાના રહેવાશીઓ બ્રિટિશ રાજ્યથી ખુશી થયા નહોતા. તેઓ નવાબના તાબામાં વધારે સુખી હતા. બ્રિટિશ રાજ્યમા તેઓની સુખશાન્તિ ચાલી ગઇ હતી. તેઓની વહાલી ઇમારતો જમીનને ભેટવા લાગી હતી, તેઓના પવિત્ર ધર્મમદિરો બીજાને કબજે થયા હતાં, તેઓના કાયમના ભોગવટાવાળી જમીન બીજાના હાથમાં ગઇ હતી અને ઘણા સમયથી ચાલતી આવેલી મહેસૂલ ભરવાની પ્રથા બદલાઇ ગઇ હતી. આવા કઠોર નીયમોથી—અર્મપીડક શાસનથી પ્રજા એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી કે કોઇ કોઇ વખતે તે અગ્રેજ અમલદારો તરફ ઇંટાળા ફેંકતાં પણ અચકાતી નહોતી. જે દિવસ

---

૧ અયોધ્યાના મહેસૂલી કમીશનર ગબિન્સ સાહેબે સ્વીકાર્યું છે કે કોઇ કોઇ સ્થળે ઘણા મોટા પ્રમાણમા કર લેવામા આવતો— Mutinies in Oudh P. 9.

આટલી કઠોરતા છતા બ્રિટિશ સરકાર ૧૦૪,૮૯,૭૫૫ રૂપીઆથી વધુ મહેસૂલ ઉઘરાવી શકી નહોતી તેથી ઉલટું વાજિદઅલીના સમયમાં ૧૪૮,૦૭,૭૩૧ રૂપીઆ મહેસૂલ ઉપજતુ. Annual Report on the Administration of the Province of Oudh for 1858—59, P. 32. Comp. Holmes, Indian Mutiny P. 96 Note.

નાના સાહેબ લખનોર જવા નીકળ્યો, તે જ દિવસે સર હેન્રી લોરેન્સે એ સંબંધમાં ગવર્નર જનરલને લખી મોકલ્યું છે કે "આ શહેરમાં છ, સાત લાખ માણસો વસે છે એમાં કેટલાક (ગયે કાલે જાણ્યું છે કે વીશ હજાર) નિઃશસ્ત્ર સિપાહીઓ છે. તેઓ બધા અન્ન વિના વલખામાં મારે છે, આજે સવારમાં તપાસણી કરનાર કમિશનર અમાને સાહેબને એક જણે પત્થર માર્યો છે. વડો ઈંજિનેર એન્ડરસ સાહેબ જ્યારે ગાડીમાં માગી સાથે જતો હતો, ત્યારે તેના પર પણ પત્થર પડ્યો હતો. × × × જુની મકાનો તોડી પાડવાથી બધા બહુ ગુસ્સે થયા છે. આવું કાર્ય હજુ આગળ વધવાનું છે એમ જાણી લોકો અતિશય ઉશ્કેરાઇ ગયા છે. × × × મહેસુલ ઉઘરાવવાની પદ્ધતિ પણ સંતોષકારક નથી. તાલુકદારોને બહુ નુકશાન થયું છે. ફૈઝાબાદ વિભાગના તાલુકદારોમાંના કોઈએ અરધા તો કોઇએ બધા ગામો પરનો હક ગુમાવ્યો છે[૧]" આ મર્મભેદી અસંતોષ, આ ગંભીર ઉશ્કેરણી વખતે નાનાસાહેબ લખનોરમાં પગ મૂક્યો. કોઇ કોઇ કહે છે કે, "નાના સાહેબે અયોધ્યામાં આવી ઉશ્કેરાયલા સિપાહીઓને સરકાર વિરુદ્ધ એકત્ર કરવાની ચેષ્ટા કરી હતી.[૨]" પરંતુ એ સંબંધમાં કશી સાબીતિ મળતી નથી. નાના સાહેબે પ્રસન્ન હૃદયે લખનોરની મુલાકાત લીધી હતી. બુધાની સાથે વાતચીત કરી હતી અને નગરના જોવાલાયક સ્થળો જોયા હતા, એ પ્રસન્નતામાં વેગની કાળાશ

૧ Kaye Sepoy War Vol I. P. 377·

૨ Kaye Sepoy War I. P. 578. Comp, Holmos, Indian Micting, p. 95.

જણાઇ નહોતી. વાજિદઅલી પદભ્રષ્ટ થવાથી લોકો ઉશ્કેરાયા હ‌ તા, પણ નાના સાહેબે લોકોને વધુ ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો હોતો. નાના સાહેબ શાંતિપૂર્વક લખનોરમાં રહેલા હતા. તે કાવતર માં ભળ્યો હોય, એવું કેટલાક અંગ્રેજ લેખકો માનતા નથી. એ કહેવાય છે કે, નાનાસાહેબે બ્રિટિશ સરકાર વિરુદ્ધ લોકોને ઉશ્કેરવા ખાતર હિંદમાં ચોતરફ છુપા જાસુસો મોકલ્યા હતા. લોર્ડ ડેલહાઉસી ની દૂષણીય રાજનીતિને લીધે મરાઠાઓની મર્યાદા નષ્ટ થઇ હતી સતારાનો રાજા, નાગપુરનો રાજા, અને પેશ્વા વગેરે દરેકને નુકશા થયું હતુ. તેથી નાના સાહેબે આશા રાખી હતી કે મરાઠાઓ મ મદદ કરશે. હિંદના એક છેડાથી બીજા છેડા સુધી, હિંદના એ રાજાના દરબારમાંથી, બીજા રાજાના દરબારમા નાના સાહેબન જાસુસો ફરી વળ્યા હતા. હિંદની બધી જાતિઓ, બધા ધર્મો બધા રાજા અને સરદારોને એક ઉદ્દેશ પાર પાડવા માટે એક કરવા એ તેઓનો મુખ્ય ઉદ્દેશ હતો, આ પ્રમાણે સાર્વજનીક અભ્યુત્થાનને માટે નાના સાહેબ પ્રસ્તુત સમયથી જ તૈયાર થતો હતો. રંગ બાપાજી અને અઝિમઉલ્લાખા વિલાયતથી પાછા આવ્યા હતા. બંને કાર્યકુશળ અને મંત્રણાકુશળ હતા. વિલાયતમાં તેઓના પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. લોર્ડ કેનિંગના અમલ વખતે રંગ બાપાજી દક્ષિણમા અને અઝિમઉલ્લાખા ઉત્તર હિંદમાં બેઠા બેઠા અનિષ્ટતાના બીજ રોપી રહ્યા હતા.[૧] અંગ્રેજ ઇતિહાસ લેખક આ પ્રમાણે નાના સાહેબ વિષે લખ્યુ છે. આ વાત સત્ય હોય તો પ્રસ્તુત વિષયમા નાના સાહેબની વિવેક શક્તિની ન્યુનતા સ્વીકારવી

૧ Kayé, Sepoy War. Vol. p. 578–579

હતી. પરંતુ તે સરકારના અન્યાયથી જર્જરિત થયેલો હોવાથી પોતાની ઉન્નતિનો પ્રયત્ન કરે એમાં કંઇ આશ્ચર્ય નથી. મરાઠાઓ જુના કાળથી સ્વતંત્રતાના ઉપાસક છે, તેજસ્વિતાના પરિપોષક છે. પ્રાતઃસ્મરણીય શિવાજીએ જે લોકાતીત વીરત્વને લીધે હિંદુવિજયા મુસલમાનોને વશ કર્યા હતા, મરાઠાઓએ એ મહાવીરના મંત્રની દીક્ષા લઇ જે બહાદુરીથી દક્ષિણથી આર્યાવર્ત્ત સુધીનો પ્રદેશ છત્યો હતો તે નાના સાહેબની સ્મૃતિપટ પરથી ભૂસાઇ ગયું નહતુ. નાના સાહેબ ગુલામી દશામા આવી પડયો હોવાથી એ ગુલામી દશામાં લાવનાર સામે સજ્જ થયો હતો. તે શાંતિથી પોતાના હક્ક પાછા મેળવવાના પ્રયત્ન કરી શકત; પરંતુ તેના હૃદયમાં બળતા ભડકાએ તેને શાંતિમા રહેવા દીધો નહિ, જે આગ છુપી રીતે તેની નસેનસને ઉત્તેજિત કરી રહી હતી, તે સહેલાઇથી હોલાય તેમ નહોતું. તે મર્મગત તીવ્ર જ્વાળાથી અધીરો થઇ વેર વાળવાની તૈયારી કરવા લાગ્યો. તેની આ ચેષ્ટા જો કે સમયોચિત તો ન જ ગણાય.

લખનૌરમા નાના સાહેબે કંઇ ધમાલ ન મચાવી. સર હેન્રિ લોરેન્સે તેની આદરમાન સાથે પધરામણી કરી તેણે અમલદારોને તેના તરફ યોગ્ય માન દર્શાવવાનો હુકમ આપ્યો હતો. એ હુકમ પાળવામા બેદરકારી બતાવવામા આવી નહોતી. પરંતુ નાના સાહેબ લખનૌરમાં લાંબો સમય વિતાડી શકયો નહિ. કેટલાક જરૂરી કામ સબબ તેને લખનૌર છોડી કાનપુર જવું પડયુ.

## અધ્યાય. ૪ થો

વિષયનિર્દેશઃ—જુદાં જુદાં સ્થાનોની સાધારણ સ્થિતિ-રાણીગંજ બંદુકના કારખાનામાં સિપાહીઓના મનના વિચારો-ઘોડેસ્વારની ત્રીજી ટુકડીનો ફેંસલો-૩૪ મી રેજિમેન્ટનાં હથિયાર ઉતરાવ્યાં—અયોધ્યામાં ધાંધલ મચી —મિરત-દિલ્હી.

ધીરે ધીરે ચૈત્ર માસ વીત્યો. બંગાળાનું નવું વર્ષ આ માસ પૂરો થયે શરુ થતું હોવાથી એ નવીન વર્ષ નવીન તેજ, નવી જ્યોતિ વડે ચારે દિશાને અજવાળવા લાગ્યું. વૈશાખ માસના પ્રચંડ તાપ અને ઉના ફુંકાતા પવનથી ઉશ્કેરાયલા સિપાહીઓ પણ અધીરા થઈ ગયા, ઉન્મત્ત થઇ ગયા. લોર્ડ કેનિંગે આશા રાખી હતી કે જેમ બને તેમ જલદી અશાન્તિ શાન્તિનું સ્વરૂપ પકડશે, વિપત્તિને બદલે નવીન આશાનો આલોક પ્રગટશે. લોર્ડ કેનિંગ આવી આશાથી કલકત્તામાં બેઠો બેઠો રાજ્ય અમલની ચર્ચા કરતો હતો. સિપાહીઓની ઉશ્કેરણી સંબંધમાં તેને જે સમાચાર મળતા, જુદા જુદા સ્થળોના અમલદારો તેના પર જે જે અભિપ્રાયો લખી મોકલતા હતા, તેમા સમાનતા શોધી કાઢવાનું કામ મુશ્કેલ હતું. તેથી એ બધા સમાચારમાંથી મૂળ તત્વ શોધી કાઢવાનું કામ મુશ્કેલ થઈ ગયું હતું. લોર્ડ કેનિંગે બધા વિષયનો વિચાર કર્યા બાદ એવો અભિપ્રાય બાંધ્યો હતો કે સાધારણ રીતે હિમાલયની તળેટીથી તે બંગાળાનાં સપાટ મેદાનો સુધીનો પ્રદેશ શાંતિમાં ગળકાં ખાય છે. ભારતના આકાશમાં જે કરાલ કાદમ્બિની પ્રગટી હતી, તે અંતર્ધાન થઇ ગઈ છે. બલ્કે—

પુરમાં કંઇ ગરબડ ન હોતી. ત્યાંના સિપાહીઓ ધીરજથી પોતપોતાનું કાર્ય કરતા હતા, ડમડમની નવી બંદુક વાપરવાની કળા શિખવનારી નિશાળ પોતાનું કાર્ય નિર્વિધ્ને કર્યે જતી હતી. સિપાહીઓ બહારથી કંઇ અસંતોષ જણાવા દેતા નહિ એ પરથી અમલદારોને ખાત્રી થઇ ગઇ હતી કે સિપાહીઓએ અમારા વચનો ખરા માન્યાં છે, તેઓ શાંત પડ્યા છે. ઉત્તર હિંદની છાવણીઓમાં પણ કંઇ અસંતોષ જણાતો નહોતો. શિયાળકોટમા સિપાહીઓ શાંતિપૂર્વક નવી બંદુક વાપરવાની પદ્ધતિ શીખતા હતા. સર જોન લોરેન્સે મે માસની શરૂઆતમાં એ સ્થાનનું શિક્ષાલય તપાસી, ગવર્નર જનરલને લખી મોકલ્યું કે, "નવી બંદુક મળવાથી સિપાહીઓ બહુ ખુશી થયા છે. ડુંગરાળ પ્રદેશમાં લડાઈ કરતી વેળા એ બંદુકો તેને બહુ ઉપયોગી નીવડશે,' એ વાત તેઓના અંતઃકરણમા ઉતરી ગઇ છે. અહીના ઓફિસરોએ જણાવ્યું છે કે સિપાહીઓ આ બાબતમાં કંઈ શંકા જણાવતા નથી અને નવી બંદુક વાપરવામાં જરા પણ કચવાટ દર્શાવતા નથી." અંબાલાથી સેનાપતિ બર્નાર્ડે ૧ લી મે એ લખી મોકલ્યું કે, "અહી જે આગો લાગી હતી, તે બાબતમાં સિપાહીઓને અપરાધી માનવાનું કંઈ કારણ નથી. બહારથી જોતાં સિપાહીઓનું કોઈ પણ કાર્ય ગેરવાજબી જણાતું નથી, તેઓ જરા પણ નાદરમાની બતાવતા નથી શિક્ષાલયનું કાર્ય સુંદર રીતે ચાલે છે. હું લગભગ દરરોજ એ સ્થળે હાજર રહું છું અને ખાત્રી પૂર્વક કહું છું કે સિપાહીઓમાં કંઇ પણ અસતોષ રહ્યો નથી."

આ પ્રમાણે મે માસની શરૂઆતમાં ગવર્નર જનરલ પાસે ઘણે સ્થળેથી શાંતિના સમાચાર આવવા લાગ્યા. ગવર્નર જનરલ આ

પરથી સમજાયો કે, સિપાહીઓના હૃદયમાંથી વટલાવાની બીક જતી રહી છે. નવી બંદૂકના શિક્ષાલયોમાં જે ગડબડ મચી હતી, તે દૂર થઇ ગઇ છે. લોર્ડ કેનિંગને શાંતિ વળી તેનું હૃદય સ્થિર થયું. તેણે હવે રાજ્યની આન્તરિક ઉન્નતિ કરવામાં ધ્યાન લગાડ્યું. શાન્તિના સમયમાં જે રાજકાર્ય કરી શકાય, તે કાર્ય કરવા માટે લોર્ડ કેનિંગ તૈયાર થયો. તે મુંબાઇના ગવર્નરની સાથે કરાચી વિષે ચર્ચા ચલાવવા લાગ્યો. વાયવ્ય પ્રાંતના લેફટેનેન્ટ ગવર્નર સાથે રેલવેની ખાતાને મદદ આપવા વિષે તથા સ્ત્રીકેળવણી બાબત, હૈદરાબાદના રેસિડેન્ટ સાથે નિઝામના ઉત્તરાધિકારી બાબત, વડોદરાના રેસિડેન્ટ સાથે ગાયકવાડની મહેસુલ બાબત મસલત કરવા લાગ્યો પરંતુ અકસ્માત શાંતિ અન્તર્ધાન થઇ ગઇ, ઘટનાસ્રોત ફર્યો, કરાલ કાદમ્બિની પોતાની કરાલ છાયા વડે ચારે દિશાને ઢાંકી વળી.

મિરતના ઘોડેસ્વારોની ત્રીજી ટુકડીના ૮૫ સૈનિકોએ ટોટાને અડકવાની ના પાડવાથી કર્નલ સ્માઈથે એ બાબત સેનાપતિ હ્યુઇટને ફરિયાદ કરી હતી હ્યુટે એ સિપાહીઓની નાફરમાનીના કારણો તપાસવાનો હુકમ કર્યો તપાસમાં જણાયું કે, ટોટામાં અપવિત્ર વસ્તુ હોવાથી સિપાહીઓએ એનો સ્પર્શ કરવાની ના પાડી હતી; લોકોની વાતચીતથી ઘોડેસ્વારોના ચિત્ત ઉશ્કેરાયા હતા તેઓ પ્રતિક્ષણે પોતાના ધર્મના નાશના સ્વપ્નો જોતા હતા. લોકોની વાતચીતે તેઓના અંતઃકરણને ઝેરી મૂક્યું હોવાથી જ તેઓએ ટોટા લેવાની ના પાડી હતી.[૧] મિરતના આ બનાવ વિષે વડા સેનાપતિને જણાવવામાં આવ્યું. એ ઘોડેસ્વાર ટુકડીના અંગ્રેજ ઓફિસરો આયર્ક

---

૧. Holmes, Indian Mutiny P. 101.

સાથે વડા સેનપતિનો જવાબ ફરી વળવાની રાહ જોવા લાગ્યા. તેઓને ખાત્રી હતી કે, અપરાધી સૈનિકો બરતરફ થશે. એમ થશે તો બનતાં સુધી મિરતના બધા સિપાહીઓ ગુસ્સે થશે, બધા અગ્રેજો વિરુદ્ધ બંડ ઉઠાવશે. ભયંકર દંગો મચશે. મિરતના એક અંગ્રેજે આ બાબત વિષે ૩૦ મી એપ્રિલે લખ્યું છે કે, " અમે અહીં ગોરા સૈનિકો વડે સુરક્ષિત રહ્યા છીએ, અમારા રક્ષણ માટે હજુ વધારે સિપાહીઓ રાખવાની જરૂર છે! આ કેવો ચમત્કારિક ફેંસલો !"

જોત જોતામાં મે માસના બે દહાડા વીતી ગયા; પરંતુ વડા સેનાપતિ તરફથી કંઇ જવાબ ન આવ્યો. સિપાહીઓનો ઉદ્વેગ ધીમે ધીમે મંદ પડવા લાગ્યો. અગ્રેજ ઓફિસરો અગાઉની માફક આગ્રહ પૂર્વક વડા સેનાપતિના હુકમની રાહ જોવા લાગ્યા. પરંતુ તેઓનો આગ્રહ શાંત થયો નહિ. છેવટે તેઓની કુતૂહળતા શાંત થઇ. વડા સેનાપતિએ આ બાબતનો પોતાનો હુકમ મોકલ્યો. ૬ ઠી મે એ આજુ-ટંટ જનરલે સરકારના સેક્રેટરિને લખી મોકલ્યું કે, " મિરતના ઘોડેસ્વારોની ત્રીજી ટુકડીના ૮૫ સિપાહીઓએ ટોટાનો સ્પર્શ કરવાની ના પાડી છે, વડા સેનાપતિ લોરેન્સને તેઓનો ન્યાય લશ્કરી કોર્ટ દ્વારા ચુકવવાનો હુકમ આવ્યો છે." ૬ ઠી મે પહેલા વડા સેનાપતિનો હુકમ મિરત પહોંચ્યો હતો, તેથી એજ તારીખે મિરતમાં લશ્કરી કોર્ટની બેઠક શરૂ થઇ. પંદર જણા તપાસ કરવા નીમાયા. તેઓમાંના ૬ મુસલમાન અને ૯ હિંદુ ઓફિસર હતા. તેઓના ઉપરી તરીકે એક અંગ્રેજ ન્યાયાધીશ નીમાયો હતો. ૬ ઠી મે એ કામ શરૂ થયું, ૯ મી એ પૂરૂં થયું. તહોમતદાર સિપાહીઓને દશ વર્ષની સખ્ત મજૂરી સાથેની કેદની સજા મળી.

૯ મી મે એ સવારમાં સેનાપતિ હ્યુઇટ બધા લશ્કર સમક્ષ આ ભયંકર સજા અમલમાં મૂકવા તૈયાર થયો. ધીરે ધીરે સમસ્ત સૈન્ય કવાયતના મેદાન પર એકત્ર થવા લાગ્યું એ દિવસ સવારના મિરતની વિસ્તૃત સમર-શિક્ષા ભૂમિ પર બાલસૂર્યના કિરણો નહોતા આકાશ વાદળાથી છવાયેલું હતું, વાયુ અતિવેગથી ફુંકાતો હતો વાવાઝોડાની તૈયારી થઇ રહી હતી, દેશીઓના સિપાહીઓ આવા અશુભ દિવસે, મેઘાડંબરમય આકાશ નીચે, વાવાઝોડું કરવા તૈયાર થયેલા ફુંકાતા પવન મધ્યે સેનાપતિ હ્યુઇટ સમક્ષ હારબંધ ઉભા હતા 'માયાપરના આઘાતની પેઠે તેઓના હૃદયપર ગાઢ હાહાકાર વ્યાપી રહી હતી, વાયુ પ્રવાહની માફક ચિંતાના તરંગ પણ તેઓને વારંવાર આઘાત કરતા હતા. સામે તોપો પોતાનું વિકરાળ મુખ પહોળું કરી ગોઠવાઈ ગઈ હતી. ગોરા સિપાહીઓએ તેઓ પર ભેળા ચલાવી શકાય એવી રીતે, તોપો ગોઠવી રાખી હતી કે જરાપણ આગળની આનાકાની કરતાંજ એ તોપો તેઓને ઉડાડી દે તેમ હતું પણ તેઓએ આનાકાની ન કરી સજા અમલમાં મુકાતી વેળા તેઓનો વિરોધ પ્રગટ ન થયો. તે-ઓની કુમકીના અંગ્રેજ ઓફિસરો ગંભીર ભાવે આ દેખાવ જોઈ રહ્યા હતા, તેઓના હૃદયમાં રોષના મોજાં ઉછળતા હતા ઘણા સિપાહીઓ તેઓની આ દુર્દશાથી દુખી થતા હતા પણ તેઓ મુખમાંથી એક વચન પણ બહાર કાઢવાને અશક્ત હતા એક ઓફિસરે ૨૪મી એપ્રિલની કવાયત બંધ રાખવાનો અભિપ્રાય આપ્યાથી વડા સેનાપતિ એન્સને તેનું જે અપમાન કર્યું હતું તે તેઓને બરાબર યાદ હતું ૧

---

૧. Martin Indian Empire Vol II. p. 146.

તેઓ અત્યારે જરાપણ બોલ્યા વિના ગંભીર સંદેહ અને વિસ્મય સાથે પોતાના ઉપરી અમલદારનું કાર્ય જોવા લાગ્યા. ધીરે ધીરે એક એક અપરાધીનાં શરીરપરથી લશ્કરી પોશાક ઉતારી લેવામાં આવ્યો, હાથ પગમાં બેડીઓ નાખવામાં આવી; તેઓએ શાંતિથી આ કાર્ય કરવા દીધું. આ અમંગળસૂચક કાર્ય, વિરાગ અને હરકેરણી ફેલાવનારૂં આ શોચનીય દૃશ્ય પૂરૂં થતાં ત્રણ કલાક લાગ્યા. શૃંખલાબદ્ધ સિપાહીઓમાંના કોઈ કોઈ હાથ જોડી સેનાપતિની ક્ષમા માગવા લાગ્યા. પરંતુ તેઓનાં કરૂણ રૂદનનું કંઇ પરિણામ ન આવ્યું. તેઓએ આ રીતે પોતાના અપમાનની પરાકાષ્ઠા જોઇ. અસ્ત્ર–શસ્ત્ર શૂન્ય થઇ, બેડીઓથી વિભૂષિત થઈ, કેદખાનામાં સાધારણ કેદીઓ સાથે વસવા માટે તેઓ કવાયતના મેદાન પરથી ચાલ્યા ગયા. સૈનિક અમલદારોએ પોતાની લશ્કરી પદ્ધતિ મુજબ સિપાહીઓને નિઃશસ્ત્ર કરી મેજિસ્ટ્રેટને સોંપ્યા. મેજિસ્ટ્રેટે લગભગ ૧૨૦૦ કેદી સાથે મજુરી કરવા માટે તેઓને કેદખાનામાં મોકલી દીધા.

જે સૈનિકોને આ પ્રમાણે હંમેશ સજા થઇ, પોતાનો લશ્કરી પોશાક અને હથિયારો છોડી કારાગારની અંધારી કોટડીઓમાં વાસ કરવો પડ્યો, તેઓનો ફેંસલો કઇ રીતે થયો હતો, તે સંબંધમાં અત્ર સ્થળે કંઇ કહેવું જોઇએ. અગાઉ કહ્યું છે તેમ લશ્કરી કોર્ટમાં ૧૫ ન્યાયવિચારકો અને એક ન્યાયાધીશ નીમાયા હતા. એ પંદર જણામાં ૭ મુસલમાન અને નવ હિંદુ હતા. મે માસની ૬, ૭ અને ૮ મી તારીખે તપાસ ચાલી હતી[1]. કઇ પદ્ધતિ મુજબ તપાસ થઇ હતી, તહોમતદાર સીપાહીઓનું તહોમત કઇ પદ્ધતિ મુજબ તપાસાયું હતું,

[1] Martin, Indian Emhire, Vol. II. P. 244, Note.

તે તે વખતે જાહેરમાં આવ્યું નહોતું. ઇ. સ. ૧૮૫૭ ના મે માસમાં કામ ચાલ્યું, તે કામનું વિવરણ તે પછીનાં વર્ષ ડિસેમ્બર માસ સુધી અપ્રકાશિત રહ્યું. આ તમામ વિષે પ્રજામાં ઘણો સંશય પેદા થયો. અપરાધીઓને જે વખત સજા થઇ તે પરથી અનેક માણસો કામ ચલાવવાની પદ્ધતિ પર નાના પ્રકારના દોષ ચડાવા લાગ્યા. ઘોડેસ્વારની ત્રીજી ટુકડીના સૈનિકો જબરદસ્ત નાફરમાની માટે ગુનેહગાર ઠર્યા હતા; તેઓના આ અપરાધને ઉડાડી દેવા કોઇ તૈયાર નહોતું. પરંતુ તેઓ શામાટે નાફરમાન થયા હતા, શા માટે કર્તવ્યવિમુખ થયા હતા, તેનો સૂક્ષ્મ વિચાર કર્યા બાદ જે સજા કરવામાં આવી હતી, તે સંબંધમાં લોકોને પૂરેપૂરો અસંતોષ હતો. આ બાબતમા જે સરકારી રિપોર્ટ બહાર પડયો, તેમા જણાવ્યું હતુ કે, ૧૫ જણામાથી ૧૮ જણાએ ગુનેહગારોને ૧૦ વર્ષની સખ્ત કેદની સજા કરવાની સંમતિ દર્શાવી હતી. પરંતુ તેઓએ સજા ફરમાવતી વેળા, અપરાધીઓની અગાઉની કર્તવ્યપરાયણતા અને ટોટા સંબંધમા જે જબરદસ્ત વ્હેમ ફેલાયો હતો, તે તરફ ધ્યાન આપી દયા દર્શાવવાની માગણી થઇ હતી. સેનાપતિ હ્યુઇટે આ માગણી સંબંધમાં એવું જણાવ્યું કે, ' મને સજા ઓછી કરવાનુ કંઈ કારણ જણાતું નથી. તેઓની આ નાફરમાનીએ અગાઉની કર્તવ્યપરાયણતાને કલંકિત કરી છે,' તેઓએ રુઢ઼ઢકને વશ થઇ ઉપરી અમલદારનું કહ્યુ માન્યુ નથી, ટોટા ઉપર ગંભીર શક લાવી સૈનિક નિયમનો ભંગ કર્યો છે, તેઓએ આ સંબંધમાં પોતાની ભુલ સ્વીકારી નથી, કોઈ પણ તરેહના ક્ષોભનું ચિહ્ન બતાવ્યુ નથી તેમ દયા માગવાની જરૂર જોઇ નથી." સેનાપતિ હ્યુઇટે આ બધાં કારણો દર્શાવી ઉપર જેઓએ ૫ વર્ષથી

વધુ મુદત કામ કર્યું ન હોય તેઓને ૧૦ વરસને બદલે ૫ વર્ષની સજા કરવાની સંમતિ દર્શાવી સેનાપતિ હ્યુઈટે અપરાધીઓને બીજા સૈનિકો સમક્ષ બેડીઓ પહેરાવતા અચકાયો નહિ. તે આની કઠોરતાને લીધે બહુ નિંદાયો એટલુંજ નહિ પણ હિંદના વડા સેનાપતિ એન્સને જ્યારે સાંભળ્યું કે, અપરાધીઓને કવાયતના મેદાનપર, તેઓના સાથીઓ સમક્ષ બેડીઓ પહેરાવી છે, ત્યારે તેણે આવા કઠોર કામને સખત ભાષામાં વખોડી કાઢ્યું. તો પણ હ્યુઈટે વડા સેનાપતિના હુકમ મુજબ કાર્ય કર્યું હતું, એમાં શક રાખવાનું કંઈ કારણ નથી[૧] આ ઘટના પર બારીક વિચાર કરતાં જણાય છે કે વડા સેનાપતિએ પ્રથમથીજ અપરાધી સૈનિકો પર મુકદ્દમો ચલાવવાની પદ્ધતિ નક્કી કરી દીધી હતી. મુકદ્દમો શરૂ થયા પહેલાં કેટલાક દિવસ અગાઉથી, પરિણામ શું આવશે તે યુરોપિયન અમલદારો જાણતા હતા. મિરતના કમિશનર ગ્રિથેડ સાહેબ કોઈ સરકારી કામ સબબ અલીગઢ ગયા હતા. ૧૦ મી એ તેઓ પાછા ફરવાના હતા. પરંતુ તેઓ ૯ મી તારીખે મિરત આવી પહોંચ્યા હતા, કારણ કે તેઓને ખબર પડી હતી કે ગુનેહગારોને કેદની સજા થવાની છે. સૈનિકો બળપૂર્વક કારાગારમાં પ્રવેશ કરી કેદીઓને કદાચ છૂટા કરે, એવા મતલબથી તેઓ અગાઉથી બંદોબસ્ત કરવા આવી પહોંચ્યા હતા.[૨] ગુનેહગારોને સખત સજા થવાની છે એ વાત જ્યારે અમલદારો મુકદ્દમો ચાલ્યા પહેલાં જાણતા હોય તો પછી તે પરથી સાબીત થાય છે કે તેઓએ નાફરમાન સિપાહી-

૧ Martin, Indian Empire Vol. p. 145. note.

૨. Martin, Indian Empire Vol. II. p. 145.

ઓને ક્રૂરપણે સજા કરવાનો નિશ્ચય કરી મૂક્યો હતો. લાર્ડ
કોર્ટ પણ ઉપરી અમલદારોના આ સંકલ્પ મુજબ ફેંસલો આપે
હોય એ અસંભવિત છે. આ પ્રમાણે નાફરમાન સિપાહીઓના કેસ
[illegible] ન્યાય તોલનારાઓની સ્વતંત્રતા જળવાઇ નહોતી. એ તપાસ
ઉપરી અમલદારના હુકમ મુજબ શરૂ થઇ હતી અને તેનું ફળ પણ
તેની મરજી મુજબ આવ્યું હતું. એથી ઉશ્કેરાયલા સિપાહીઓ વધારે
ઉશ્કેરાશે, તે વાતનું ભાન ઉપરી અમલદારોને થયું નહિ જેઓ પવિત્ર
સૈનિકત્વની દીક્ષા લઇ, જગત સમક્ષ પોતાની બહાદુરી બતાવતા
હતા, સાહસના મહિમાથી અને બાહુબળના ગૌરવથી જેઓ એક
સમયે હિન્દ સમાજમાં નર શ્રેષ્ઠ ગણાતા હતા, તેઓનું આવું
શોચનીય અધઃપતન થયું તેઓ જીવનથી અધઃપતિત થઇ સંકીર્ણ
કારાગારને વિષે સાધારણ કેદી સાથે જઇ વસ્યા. આવી શોચનીય
સ્થિતિથી તેઓના હૃદયમાં અપરિસીમ ક્રોધનો સંચાર થયો, તેઓની
વેર વાસના અતિ પ્રબળ થઇ ગઇ, અંગ્રેજોના અન્યાયથી, અંગ્રેજોની
ક્રૂરતાથી અત્યારે તેઓના હૃદયમાં અંગ્રેજો પ્રત્યેનો દ્વેષ હાડોહાડ વ્યાપી
ગયો. બીજા સિપાહીઓ પણ પોતાની નજર સમક્ષ પોતાના સાથી-
ની આવી દુર્દશા જોઇને સરકાર પર ગુસ્સે થયા. અમલદારોએ જો
આ વખતે ધીરજ અને લાગણી બતાવી હોત, તો સિપાહીઓનો
ગુસ્સો સહેલાઇથી કાબુમાં આવી જાત. પરંતુ તેઓએ ધીરજ કે લા-
ગણીને વીસારી મૂકી હતી. અપરિસીમ કઠોરતાવડે પોતાનું પ્રાધાન્ય
જાળવી રાખવાનો સંકલ્પ કર્યો હતો. જ્યારે અંગ્રેજો વિરુદ્ધ નાના
પ્રકારના તરંગો ઉત્પન્ન થયા હતા, શાસન નીતિના દોષથી જ્યારે
ઘણા લોકો અંગ્રેજ સરકારની વિરુદ્ધ થઇ ગયા હતા, ગંભીર સંદેહથી

જ્યારે હિંદની દરેક છાવણીના સિપાહીઓ અંગ્રેજોની વિરુદ્ધ હતા, તે વખતે સરકારના ઉપરી અમલદારોએ દીર્ઘદૃષ્ટિને અભાવે અપરિસીમ કઠોરતાને લીધે અનેક લોકોનો ગુસ્સો વધારી મૂક્યો. આ ઉશ્કેરાએલા અને ઢોંગી લોકોના ઉત્સાહથી તથા કાર્યકુશળતાથી—વિપત્તિ ધીમે ધીમે ભયંકર બનતી ગઈ.

ઘોડેસ્વારની ત્રીજી ટુકડીના સિપાહીઓને જ્યારે આવી કઠોર સજા કરવામાં આવી તેજ સમય દરમ્યાન એક બીજી રેજિમેન્ટને બરતરફ કરવામાં આવી. સરકારના હુકમથી મંગળપાંડેને ફાંસીને લાકડે લટકાવું પડ્યું હતું. પણ એ રેજિમેન્ટના બીજા સિપાહીઓનો નિવેડો થયો ન હોતો. જેઓ મંગળપાંડેને ગોળી છોડતો જોઈ રહ્યા હતા, તેઓનું કામ હવે તારે થયું. લોર્ડ કેનિંગ બહુ વિચાર કર્યા વિના કોઈ પણ કાર્ય કરતો નહિ. ૨૨મી એપ્રિલે બારકપુરના બધા સૈનિકો સમક્ષ જમાદાર ઈશ્વરપાંડેને ફાંસીની સજા થઈ ફાંસીના માંચડા પર ઉભા રહી ઈશ્વરપાંડેએ પોતાના સાથીઓને સાવચેત રહેવાની સલાહ આપી.[1] ૩૪મી રેજિમેન્ટના જમાદારને આ પ્રમાણે કઠોર સજા

---

૧. ઈશ્વર પાંડેના આ અંત સમયના વચનો ઘણાએ ઉલટા સ્વરૂપમાં સમજાવ્યા છે. ઈશ્વરપાંડેએ ફાંસીના માંચડા પર ઉભા રહી જે ભાષણ કર્યુ હતું, તે આમ છે —“ સિપાહીઓ ! સાંભળો, તમે કદી આવું કૃત્ય કરશો નહિ. મેં સરકાર સાથે જે બેરવર્તણુક ચલાવી છે, તેનું યોગ્ય ફળ મળ્યું છે. માટે તમારે કદી આવું કૃત્ય ન કરવું. કરશો તો આવી સજા ભોગવશો ” ૩૪મી રેજિમેન્ટના સેનાપતિ કર્નલ મિચેલે ઈશ્વરપાંડેના ભાષણના આવા ભાવાર્થને ખરો માન્યો છે. Kuve, Sepoy W ir, I. p. 584, note.

ચ્વાથી એ રેજિમેન્ટના બીજા સૈનિકો અમલદારોના કબજામા રહે કે નહિ, એ પ્રશ્ન લોર્ડ કેનિંગ મનમા વારંવાર ચર્ચવા લાગ્યે તેને ખાત્રી હતી કે, એ રેજિમેન્ટના બધા સિપાઈઓએ નાફરમાન બનાવી નથી માટે બધાને સરખી સજા કરવાનું તેની ન્યાયવૃત્તિં ન રચ્યું. આવો વિચાર કરી લોર્ડ કેનિગ આ બાબતની બારી તપાસ કરવા લાગ્યો જ્યા સુધી પુરતી માબીતિ ન મળી, ત્યાસુધી તેણે આ વિષયમા છેવટનો હુકમ આપ્યો નહિ. લોર્ડ કેનિંગ જ્યારે આ પ્રમાણે સૂક્ષ્મ તપાસ કરતો હતો, તે વેળા સૈનિક વિભાગના ઉપરી અમલદારો જેમ બને તેમ જલદી આ વિષયનો ફેંસલો કરી નાખવાની માગણી કરવા લાગ્યા. તેઓએ આખી રેજિમેન્ટને નિઃશસ્ત્ર કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી સેનાપતિ હિયર્સને એવી ખાત્રી થઇ ગઇ હતી કે એ રેજિમેન્ટે એવો ભયંકર અપરાધ કર્યો છે કે, તેને નિઃશસ્ત્ર કર્યા સિવાય શાન્તિ વળશે નહિ, અને એમ નહિ કરવામા આવે તો આશાનુરૂપ ફળ મેળવવાનો સભવ નથી વડો સેનાપતિ એન્સન પણ સીમલાની શીતળ ટેકરી પરથી ખાસ આગ્રહ પૂર્વક આવી ઇચ્છા પ્રદર્શિત કરવા લાગ્યો. ગવર્નર જનરલની મંત્રિસભામાં બધી બાબત ચર્ચાઈ છેવટે લોર્ડ કેનિંગ ૩૦મી એપ્રિલે પોતાનો અભિપ્રાય આપ્યો, વડા સેનાપતિનો અભિપ્રાય કબુલ રાખવામા આવ્યો. તેણે પોતાની ખાસ નોંધમા જણાવ્યુ કે હથિયાર છીનવી લેના સિવાય બીજી કોઇ લઘુ દંડથી શાન્તિ ફેલાવાની નથી, તેમ એવી રીતે થોડી સજા કરવાથી બીજા સૈનિકો હુકમમા રહેવાનું જોખમ નહિ. પરંતુ આ અભિપ્રાય પ્રગટ કર્યા બાદ કોને કોને આ સજામાથી મુક્ત કરવા એ વિષે ફેંસલો આપવાનું કામ બાકી હોવાથી એ મજ

તરતજ અગલમા ન મુકાઇ. છેવટે ૪ થી મે એ બધા બાબતના કેડચો થઇ ગયો. એ દિવસે સરકારે ૩૪ મી રેજિમેન્ટને નિ:શસ્ત્ર કરવાનો હુકમ આપ્યો.[1]

આ હુકમ જાહેર થયા બાદ ૨ દિવસે બરાકપુરનાં બધા સૈનિકો સમક્ષ ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓ સજા ભોગવવા તૈયાર થયા. સૂર્યોદય વખતે બધાએ એકત્ર થઇ ધીરે ધીરે પોતપોતના હથિયારો છોડી દીધા, લશ્કરી પોશાક કાઢી નાખ્યો તેઓને ગોરા સિપાહીઓના શરણ નીચે અમુક નિર્વિઘ્ન સ્થાને મોકલી દેવામાં આવ્યા. ૩૪ મી રેજિમેન્ટ બરતરફ થઇ, પણ જે આશા રાખી આ કામ કરવામા આવ્યુ હતુ, તે આશા સફળ ન થઇ. સરકારે પ્રજાની ચિત્તવૃત્તિનુ ચાપલ્ય રોકવા માટે આવી વ્યવસ્થા કરી હતી, પરંતુ એથી તો પ્રજા વધારે ચપળ બની ગઇ નિ:શસ્ત્ર કરવામા આવેલા ૫૦૦ બ્રાહ્મણ તથા રજપુતો પોતાની દુર્દમનીય પ્રતિહિંસા-વૃત્તિ સફળ કરવા, ભયકર કાર્ય સાધવા તતપર થયા. અયોધ્યા એ બંગાળાના સિપાહીઓનું મુખ્ય નહેરાણ હતુ; બંગાળાના સિપાહીઓ એ સ્થળેથી આવી સરકારી લશ્કરમા આવ્યા હતા અને લશ્કરમાથી નિવૃત્ત થયા બાદ પાછા તેજ સ્થળે જઇ કંપની બહાદુર-ની શાસન નીતિ અને પોતાની બહાદુરીની વાતોથી સ્વદેશીઓને

---

૧. ૩૪ મી રેજીમેન્ટના જે અમલદારે ૧૦ મી માર્ચે કલકત્તાની રસ્તાઓ પર પહેરો ભરતી વેળા ૨ ઉશ્કેરાયલા સિપાહીઓને કેદ કર્યા હતા, તેને વિશ્વાસુ માની સજામાથી બાતલ રાખવો ઉચિત છે કે નહિ તે બાબત તર્કવિતર્ક ચાલ્યો હતો છેવટે એ જમાદારને તેની અગાઉની વફાદારી ખાતર સજામાથી મુક્ત કરવામા આવ્યો હતો.

રેજિમેન્ટને બીજે સ્થળે મોકલવાની પ્રાર્થના કરવામા આવી. લોર્ડ કેનિંગે સર હેન્રિ લોરેન્સને એ બાબતમા મરજી મુજબ કાર્ય કરવાની સત્તા આપી. પરંતુ ગવર્નર જનરલનો આ હુકમ અયોધ્યા પહોચે તે દરમ્યાન સર હેન્રિ લોરેન્સના મનમા એક બીજી ચિંતા ઉદય પામી. તે જાણી શકયો હતો કે, બીજી રેજિમેન્ટો પણ અમુક બાબતને લીધે સરકાર પર અતિશય ગુસ્સે થઇ છે. માટે અસંતોષી સિપાહીઓને બીજે સ્થળે મોકલવાથી કંઇ સારૂ પરિણામ આવવાનુ નથી. કારણ કે તેઓ અન્ય સ્થાને જઈ એ સ્થાનના સૈનિકોને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરશે. સર હેન્રિ લોરેન્સે આવો વિચાર કરી અયોધ્યાની કોઈ પણ ટુકડીને સ્થાનાન્તરિત કરી નહિ. તેણે અસંતોષી સિપાહીઓને અયોધ્યામાંજ રાખવાની ઇચ્છા દર્શાવી આ કાર્ય દર્શાવવામા તેણે કેવી સૂક્ષ્મ બુદ્ધિ અને દીર્ઘદ્રષ્ટિ બતાવી આપી હતી તે દર્શાવવાની કંઇ જરૂર નથી.

સર હેન્રિ લોરેન્સે ૪૮ મી રેજિમેન્ટ વિષે સૌ પહેલા ગવર્નર જનરલને ઉપલી મતલબનો પત્ર લખ્યો હતો. એ સિપાહીઓ પોતાના સનાતન ધર્મનો નાશ થવાના ગંભીર સંદેહથી અગ્રેજો પર ગુસ્સે થઇ ગયા હતા. એપ્રિલ માસની શરૂઆતમા તેઓનો ડોકટર વેલ્સ સાહેબ માંદો પડયો. દવા પીવા માટે તે દવાખાનામા આવ્યો. દવા પીતી વેળા તેણે શીશી મોઢે માંડી. એ શીશી દવાખાનામા રહેશે તો હિંદુ સિપાહીઓ દવા પીવાની ના પાડશે, અને પોતાની જાત જવાના સદેહથી ઉશ્કેરાશે, એ વાત તેના ધ્યાનમા ન આવી સિપાહીઓએ જ્યારે ડોકટરના આ કાર્ય વિષે સાભળ્યુ ત્યારે તેઓ શાન્ત રહી શકયા નહિ. તેઓનો સંશય સંપૂર્ણ

ધારણ કરવા લાગ્યો. ધર્મભ્રષ્ટ થવાના ભયથી તેઓ ભયંકર ઉત્તેજ-
નાનાં ચિહ્નો દર્શાવવા લાગ્યા. તેઓના સેનાપતિએ પેલી શીશીના
ટુકડે ટુકડા કરી નાખ્યા અને એ કાર્ય માટે ડૉક્ટરને ઘણો સખત
ઠપકો આપ્યો. પરંતુ એથી ૪૮ મી રેજિમેન્ટના સિપાઈઓ સંતુષ્ટ
થયા નહિ તેઓ જે સંદેહથી ખળભળી ઉઠ્યા હતા તે સંદેહ
જલદી શમ્યો નહિ ધીરે ધીરે એપ્રિલ માસ પૂરો થયો, મે માસ
શરૂ થયો, પરંતુ સિપાઈઓ સંતુષ્ટ થયા નહિ, જેમ જેમ દિવસો
જવા લાગ્યા તેમ તેમ અસંતોષ ચેપી રોગની માફક એક રેજિમેન્ટ-
માંથી બીજી રેજિમેન્ટમાં અને બીજીમાંથી ત્રીજીમાં એમ ઝપાટા-
બંધ ફેલાવા લાગ્યો. સર્વ રેજિમેન્ટો ઉશ્કેરાઈ ગઈ.

અયોધ્યામાં ૭ મી રેજિમેન્ટની એક ટુકડી હતી મે માસની
પહેલી તારીખે તેણે ટોટાનો સ્પર્શ કરવાની ના પાડી. તેઓએ એવું
કહી પોતાનો બચાવ કર્યો કે અમારા સાથીઓ ટોટા અપવિત્ર માને
છે. ૨ જી મે એ એ સમાચાર સર હેન્રિ લોરેન્સને મળ્યા. પ્રથમ તો
તેણે આ સમાચાર સત્ય ન માન્યા. પણ છેવટે તેને જણાયું કે એ
સમાચાર ખરા છે. એ ટુકડી લખનૌથી સાત માઈલ દૂર પડી હતી.
ચાર દિવસ પહેલાં એ ટુકડીમાં જરા પણ ઉશ્કેરણી જણાતી નહોતી-
એટલું જ નહિ પણ ચરબીથી નહિ ડરતાં તે ટુકડીના સિપાઈઓએ ટોપટુંડિ
જણાતી નહોતી, પરંતુ મે માસની શરૂઆતમાં એકાએક તેઓની
ચિત્તવૃત્તિ પરિવર્તિત થઈ ગઈ, તેઓ ધર્મભ્રષ્ટ થવાની બીકે ઉશ્કેરાઈ
ગયા તેઓના સોબતીઓ સમજાવવા લાગ્યા કે, “ તમને જે
ટોટા આપવામાં આવ્યા છે તે કોઈપણ જાતની અપવિત્ર વસ્તુવાળા
નથી. અગર કે તમે જે ટોટા વાપરતા, તેજ જાતના આ ટોટા પણ

છે." પરંતુ એવુ પરિણામ કઇ આવ્યુ નહિ આખી ટુકડીએ એક તાકીદે ટોટાનો સ્પર્શ કરવાની ના પાડી, સમસ્ત ટુકડી પોતાના ધર્મનો બચાવ કરવા અંગ્રેજ સરકાર વિરુદ્ધ એકત્ર થઇ. તે સિપાહીઓ લખનોરના કોઇ અંગ્રેજી દ્વેષી ગુપ્તચર અથવા બરતરફ થયેલ ૧૯ મી રેજિમેન્ટની ઉશ્કેરણીથી આ રીતે ઉશ્કેરાયા હતા કે નહિ, તે સંબંધમાં જાદા જુદા મત છે, એ બધા મતો કેવળ કલ્પનાને આધારે રચી ગયા છે. ખરી સાબીતિ આ બાબતમા એકે મળતી નથી[१] ગમે તે પ્રકારે પણ મે માસની શરુઆતમા ૭ મી ટુકડીના સિપાહીઓ ઉશ્કેરાઈ ગયા હતા, તેમા કશો શક નથી. તેઓએ ૪૮ મી રેજિમેન્ટને એક પત્ર લખી મોકલ્યો અને તે પત્ર દ્વારા બધાને પોતાનો ધર્મ બચાવવાની દૃઢ પ્રતિજ્ઞા લેવાની વિનંતિ કરી ૨ ૭ મે એ તેઓનો સેનાપતિ ચોઉસ્માર થઇ, તેમની સમક્ષ આવી ઉભો. તેણે જોયુ કે ટોટા વિષે સિપાહીઓને ભારે શક પેદા થયો. એ શક કેમે કર્યો દૂર થતો નથી અને કેઇ પણ રીતે તેઓ પોતાના ઉપરિઓની વાતોમા

१. એવુ કહેવાય છે કે, જ્યારે અયોધ્યા બ્રિટિશ કંપનિના તાબામા આવ્યુ, ત્યારે ૧૯ મી અને ૩૪ મી રેજિમેન્ટ લખનોરમા હતી ઘણા ખરા લેખકો એમ ધારે છે કે આ વખતે જ એ રેજિમેન્ટોના સિપાહીઓમા અંગ્રેજો પ્રત્યેનો અણગમો પેદા થયો. હેન્રિ લોરેન્સે લખ્યુ છે કે ૧૯ મા રેજિમેન્ટમા લગભગ ૭૦૦ અયોધ્યાવાસી લોકો હતા. આ વખતે તેઓ બધા સ્વદેશમા ચારી માગીઓ માગતા હતા. અયોધ્યા ખાલસા કરવાના કેવા વિષમય પરિણામ આવ્યા હતા, તેઆ વાત વડે સ્પષ્ટ સમજી શકાય છે. Kaye, Sepoy War, Vol 1. P. 544.

વિશ્વાસ રાખતા નથી ૩ જી મે એ પણ તેઓની અશાન્તિ દૂર થ નહિ. ઉલટા તેઓ ૨ જી તારીખ કરતા પણ વધારે ઉશ્કેરાયા સ હેન્રિ લોરેન્સે જ્યારે આ વાત જાણી ત્યારે તેને ભારે ચટપટી થવ લાગી. હવે તે ગંભીર કાર્ય બજાવવા તત્પર થવુ પડ્યુ તે અસ તોપી સૈનિકોને નિ શસ્ત્ર કરવા તૈયાર થયો નિ ઃશસ્ત્ર કરતી વેળા જે સૈનિકો જરા પણ નાફરમાની બતાવે તો તેનો નાશ કરવાનો ભરુ કર્યો ૩ જી મે એ સધ્યાકાળ વખતે સર હેન્રિ લોરેન્સ સખ્યા બંધ હથિયાર વાળા સિપાહીઓથી મજબૂત થઇ કેટલીક તોપો સાથે ૭મી ટુકડીના સિપાહીઓના કવાયતના મેદાન તરફ રવાના થયો લગભગ ત્રણ કલાકે ૭માઇલ રસ્તો કપાયો સર હેન્રિ લોરેન્સ પોતાના સૈન્ય સાથે, તોપો સાથે લશ્કરી વેશમા કવાયતની વિશાળ ભૂમિપર આવી પહોચ્યો

આ વખતે સધ્યાકાળ વીતી ગયો હતો નિર્મળ આકાશમા નિર્મલ ચદ્ર ધીરે ધીરે પોતાના સ્નિગ્ધ કિરણો ફેલાવતો ફેલાવતો ચારે દિશાને પ્રકાશિત કરી રહ્યા હતો મેઘહીન આકાશપટપર અસખ્ય તારાઓ પ્રકૃતિની અપાર શોભા વિકસાવતા હતા પ્રકૃ તિની આવી કમનીય કાન્તિથી મોહિત થઇ આખુ વિશ્વ પોતાની સજીવતા ભૂલી જડતાને સ્વીકારી લેતુ જણાયુ હતુ. આ અગ્રે તેના પવિત્ર વિશ્રામવારની રાત્રિ હતી ધર્મનિષ્ઠ અગ્રેજો આ રાતે ઇશ્વરની આરાધનામા નિમગ્ન રહે છે, પરતુ સર હેન્રિ લોરેન્સ મગ્ન [illegible] આરાધના કરતા નાફરમાનીની બદલ સજા કરવાની જ[illegible] વધારે હતી સર હેન્રિ લોરેન્સ આજ રાતમા નાફરમા[illegible] સિપાહીઓને [illegible] સૈન્યસહિત કરવા અગર તોપના ગોળા વડે ઉડાડી દેવા[illegible]

મેદાનપર આવી પહોંચ્યો હતો. નિસ્તબ્ધ પ્રકૃતિની નિસ્તબ્ધતા તૂટી. સૈનિકોના પદધ્વનિથી અસ્ત્રશસ્ત્રના સંચાલનથી, ઘોડાઓના હણહણાટથી ક્વાયત્નું એ નિસ્તબ્ધ મેદાન જાગ્રત થઈ ઉઠયું. ૭ મી ટુકડીના સૈનિકોને ત્યાં હાજર કરવામા આવ્યા. એકાએક ગતની વેળા આ વિશાળ મેદાનમા લાવવાનો હેતુ શો હશે એ વિષે તેઓ પ્રથમ તો કંઇ કયાસ કરી શકયા નહિ; પરતુ તેમણે જ્યારે પોતાની સમક્ષ ગોરા ઘોડેસ્વારો, તૈયાર તોપો અને હથિયારબંધ લશ્કર જોયુ, ત્યારે તેઓનો શક ગભીર બની ગયો. તેઓ સમજી ગયા કે "અમારો નાશ કરવા માટે આ બધી તૈયારી થઇ રહી છે, અમે જરા પણ નાફરમાની બતાવીશુ તો આ તોપો અમને ઉડાડી મૂકશે, માટે ન છૂટકે બધુ દુઃખ વેઠયા સિવાય મુક્તિ નથી.' આવા વિચારો તેઓના મનને ડોળી નાખવા લાગ્યા. તેઓ આવી ચિંતાતુર સ્થિતિમા પોતાના અધિનાયક સમક્ષ આવી ઉભા. તેઓની અગાઉની નાફરમાની ઉડી ગઇ હતી. અત્યારે તેઓએ પોતાના સેનાધ્યક્ષનો હુકમ માનવાની આનાકાની ન કરી, પરતુ આ વખતે એક આકસ્મિક ઘટનાને લીધે તેઓની વૃત્તિ ફરી. તેઓની સમક્ષ સર હેન્રિ લૉરેન્સ પોતાના સાથીઓ સાથે ઉભો હતો. તેની પાછળ તોપો ગોઠવવામા આવી હતી. એક તોપચીએ ભૂલથી અગ્નિ પ્રગટાવ્યો, સિપાહીઓએ ધાર્યું કે હવે આવી.બન્યુ, એક ક્ષણમા ગોળા આવી અમારા ચુરેચુરા કરી નાખશે. તેઓ ભડકી ઉડયા. પ્રથમ એક જણ નાઠો, ત્યારપછી એક બીજો નાઠો, એમ કરતા કરતા થોડા સમયમા સમસ્ત સૈનિક શ્રેણીમા અનેક ગાબડા જણાવા લાગ્યા બધા મળીને ૧૨૦ સિપાહીઓ ક્વાયતના મેદાનમાથી નાસી ગયા. બાકીના સિપાહીઓ

હવે ધીરજથી અંગ્રેજ સેનાપતિનો હુકમ બજાવવા તૈયાર થયા. ઘોડેસ્વારો નાસતા સિપાહીઓ પાછા ફેરવ્યા. આ તરફ ૭ મી ટુકડીના બાકીના સિપાહીઓએ સેનાપતિના હુકમ મુજબ હથિયારો છોડ્યાં. આ પ્રમાણે રાત્રિનો અર્ધો ભાગ પૂર્ણ થયો. મધરાતની ગંભીરતા એ તરફ ફેલાઈ રહી હતી. લોકો ગાઢ નિદ્રામાં પડી દિવસનો થાક ઉતારતા હતા, તે વખતે પણ કવાયતના વિશાળ મેદાનપર સૈનિકો પોતાનું કામ બજાવવાનું ચૂક્યા નહિ. ૭મી ટુકડીના સિપાહીઓ હથિયારો તજી અપમાનજનિત ગંભીર દુઃખમાં ડુબી ગયા હતા. તેઓ એ વિશાળ મેદાનપર ઉભા હતા. નિર્મળ ચન્દ્ર મેઘશૂન્ય આકાશના મધ્યભાગમાં રહી પોતાના સ્નિગ્ધ કિરણો તૃષિત પૃથ્વીપર ફેંકતો હતો; સૌન્દર્યમયી પ્રકૃતિ પોતાના અપાર સૌન્દર્યમાં પોતે જ મુગ્ધ બની ગઇ નિરાન્તે હસતી હતી પરન્તુ હજુ ૭મી ટુકડીના સિપાહીઓના શોચનીય અધઃપતનનું નાટક પૂરેપુરું ભજવાઇ રહ્યું નહોતું. એ સૈનિકો હજુ પોતાના અધિનાયક સન્મુખ ઉભા ઉભા નીરવતાપૂર્વક પોતાના સ્વધર્મનું શોચનીય પરિણામ નીરખી રહ્યા હતા. ધીમે ધીમે બધી ક્રિયા પૂરી થઇ, ધીમે ધીમે બધા સૈનિકો હથિયાર, પોશાક વગેરે તજી સાદા વેશમાં ફરી જઇ ઉભા. મધરાત વીત્યા બાદ સર હેન્રિ લોરેન્સે ૭મી ટુકડીના સિપાહીઓને ઉદ્દેશી કહ્યું કે, "જે લોકો નિરપરાધી ઠરશે, તેને સરકાર ફરીથી સૈન્યમાં નોકરી આપશે." આ સિવાય બીજા કેટલાક આશ્વાસનના શબ્દો કહી તેણે પોતાનું બોલવું પૂરું કર્યું. લોરેન્સની આવી આશ્વાસન ભરી વાણી સાંભળી નિઃશસ્ત્ર સિપાહીઓ સંતુષ્ટ થયા. તેઓ ધૈર્યપૂર્વક પોતાના સૈનિકોને બોલાવવા લાગ્યા. [illegible] તેઓના વચનો અનુસાર પાછા ફર્યા. બીજે દિવસે બપોર વખતે બધી છાવણી [illegible] ગઇ.

તે દિવસે સર હેન્રિ લોરેન્સે ગવર્નર જનરલને લખ્યું કે, "૭ મી ટુકડીના સિપાહીઓની જે વ્યવસ્થા કરવામાં આવી છે, તેથી પરિણામ સારૂં આવ્યું છે; પરંતુ મેં ઘણા લોકો પાસેથી સાંભળ્યું છે કે ગઈ રાતે ૪૮ મી રેજીમેન્ટના સિપાહીઓએ ૭ મી ટુકડીના સિપાહીઓને નાસી જવા માટે તિરસ્કાર કર્યો છે. તેઓએ કહ્યું હતું કે જો તમે દૃઢતાથી ઉભા રહ્યા હોત તો અમે અંગ્રેજો પર ગોળી ચલાવત પરંતુ હું એ વાત પર વિશ્વાસ રાખી શકતો નથી." ગમે તે હો પણ એટલું તો ખરૂં કે તે વખતે સિપાહીઓમાં જે ભયંકર તોફાની વાતાવરણ ફેલાઇ રહ્યું હતું, પ્રજાજનો નજીવી વાતને પોતાની કલ્પના શક્તિ વડે જે નવીન રૂપ આપતા હતા, તેથી હેન્રિ લોરેન્સ દરેક બાબત ધૈર્યપૂર્વક આજુબાજુની પરિસ્થિતિપર નજર ફેરવી વિચારવા લાગ્યો. વિપત્તિના વાદળા ધીમે ધીમે ઘેરાતા જાય છે, એ વાત તેના સમજવામા આવી ગઇ હતી. જેમ જેમ સમય ગુજરવા લાગ્યો, તેમ તેમ પ્રચંડ વાવાઝોડાની નિશાનીઓ પ્રગટ થવા લાગી. ૭ મી ટુકડીના ૫૦ મુખ્ય કાવતરાખોરોને કેદ કરવામા આવ્યા કાવતરાંની તપાસ માટે એક કમિટિ નીમવામા આવી. પરંતુ તેનું પરિણામ કંઇ આવ્યુ નહિ. કમિટિ કારણ શોધી શકી નહિ. તેના બધા પ્રયત્નો નિષ્ફળ નીવડયા. સિપાહીઓનાં મુખ એવા તો સજ્જડ બનાઇ ગયા હતા કે તેઓ પોતાના ભેદનો અક્ષર પણ પ્રગટ કરતા નહિ. પરંતુ જ્યારે સમય આવ્યો ત્યારે તેઓ બધા એકઠા થઇ એકજ ઉદ્દેશ પાર પાડવા તત્પર થઈ ગયા. ૭ મી મે એ ૪૮ મી રેજિમેન્ટની છાવણી બળી ખાખ થઇગઇ. એ રેજિમેન્ટના જે સુબેદારો ૭ મી ટુકડીનો પત્ર ઉપરી અમલદારોને

આપ્યો હતો, પ્રથમ તેના જ ઘરમાં આગ પ્રગટી બીજે દિવસે સર હેન્રિ લોરેન્સે એ બળી ગયેલી છાવણીની મુલાકાત લીધી સિપાઈઓએ તેની સમક્ષ યથોચિત સૂજનતા બતાવી અને પોતાની સાર્વભૌમિકતાનો નશ થવા બદ્દલ બારે દીલગીરી જાહેર કરી આ વખતે અયોધ્યાના સિપાહીઓના મનોભાવ સમજવાને બધા શક્તિમાન નહોતા પરંતુ હેન્રિ લોરેન્સ એ બાબામાં ગણુ તો નહોતા ને પોતાની અપાર દીર્ઘદૃષ્ટિ વડે વસ્તી વાતો સૂક્ષ્મતાએ જાણી ગયો. તેની કુનેહથી આ વખતે ઘણા સારા પરિણામ આવ્યા હતા તેણે બધાની મુલાકાત લઈ, બધાની સાથે વાતચીત કરી, છેવટે નક્કી કર્યું કે સિપાઈઓ હામદિલથી લોકોની બની ગયા છે. ચરબીવાળા ટોટાના જથ્થાએ તેઓના હૃદયમાં સંદેહના મૂળ નાખ્યા છે, અને એ મૂળમાંથી ધીમે ધીમે પરંતુ વિષ વૃક્ષ બન્યું છે, એથી તેઓ નાફરમાની શીખ્યા છે

આ પ્રસંગે હેન્રિ લોરેન્સ સાથે સિપાઈઓને જે વાતચીત થઈ હતી, તેનો થોડો ભાગ તેણે પોતે લખી રાખ્યો છે. તે વખતે સિપાહીઓની બીક કેટલા પ્રમાણમાં વધી ગઈ હતી, તે હેન્રિ લોરેન્સની એ નોંધો પરથી સ્પષ્ટ જણાય છે. એ નોંધનો થોડો ભાગ અહીં ઉતારવામાં આવે છે હેન્રિ લોરેન્સે આ પત્ર ૯ મી મેએ લોર્ડ કેનિંગ પર લખ્યો હતો —" અયોધ્યાના તોપચીઓમાંના એક જમાદાર સાથે મારે એક કલાકથી પણ વધુ વખત વાતચીત થઈ છે. જમાદાર જાતે બ્રાહ્મણ છે, તેની ઉમર ૪૦ વર્ષની લગભગ છે, ચારિત્ર ઉત્તમ છે. એ માણસને વિશ્વાસ બેસી ગયો છે કે, છેલ્લા દશ વર્ષ થયા અંગ્રેજ સરકાર હિંદના લોકોને વટલાવવાનો ધંધો લઈ બેઠી છે. હું તેની આ વાતથી ચમકી ગયો તેના આ સંબંધમાં

મુખ્ય દલીલો એ હતી કે તમે ચતુરાઈથી હિંદમા સત્તા ફેલાવી છે, જેવી ચતુરાઈથી ભરતપુર લાહોર વગેરે સ્થળોનો કબજો લીધો છે, તેવી જ ચતુરાઈથી તમે હિંદુઓના ખોરાક-કે જે બજારમા વેચાય છે તેમા હાડકાનો ભૂકો મેળવી દીધો છે. જ્યારે મેં તેને કહ્યુ કે યુરોપમા અમારી પુષ્કળ સત્તા છે, છેલ્લી રશિયન લડાઇમા અમે એક વર્ષમા અમારૂ લશ્કર ચોગણ વધારી મૂક્યુ છે. જરૂર પડયે અમે છ માસમા હિંદમા સખ્યાબંધ લશ્કર લાવી શકવાને શક્તિમાન છીએ, એમ કરવાથી અમારે સિપાહીઓ પર કોઈ પણ જાતનો આધાર રાખવો પડશે નહિ ત્યારે જવાબ આપ્યો કે, તમે પૈસા અને માણસોના બળવડે એક છો, તે હુ જાણુ છુ, પરન્તુ ગોરા સિપાહીઓ લાવવમા ખર્ચ ઘણુ પડે છે, તે માટે તમે હિંદુઓને સમુદ્ર પાર લઇ જઇ પૃથ્વીપર જય મેળવવાની ઈચ્છા રાખો છો. એના જવાબમા મે કહ્યુ કે, જો કે, સિપાહીઓ સ્થળયુદ્ધમા સારા છે પરન્તુ તેઓનો ખોરાક એવો સત્વહીન છે કે તેને લીધે તેઓ જળયુદ્ધમા કઇ કામ કરી શકતા નથી. જમાદારે ગભીર સ્વરે મારા આ વચનોનો આ પ્રમાણે જવાબ આપ્યો. 'જરૂર અમારી ખાદ્ય સામગ્રીમા જોઇએ તેટુ સત્વ ન હોવાથી આપ લોકો અમને ઇચ્છાનુરૂપ ખાદ્યસામગ્રી આપી અધિક બળવાન અને સર્વત્ર જઈ શકીએ તેવા બનાવવા માગો છો.' જમાદારે વારવાર કહ્યુ કે 'બધા જે કહે છે, તે જ હુ આપને કહુ છુ.' મેં જવાબ આપ્યો, મૂર્ખ અને વિશ્વાસઘાતી લોકો એમ કહે, પણ સજ્જન તથા વિચારશીલ માણસ એવુ કદી ધારે નહિ. તે આ વાતોમા વિશ્વાસ રાખે છે કે નહિ, તે સબંધમા તેણે કંઇ જવાબ ન આપ્યો. કેવળ એટલુજ બોલ્યો કે 'બધા ઘેટાના ટોળા

સર હેન્રિ લોરેન્સનો ઉપલો પત્ર જો તરતજ ગવર્નર જનરલને પ્હોંચ્યો હોત તો તે પરથી સમજાત કે અવશ્ય કોઇ ભયંકર વિપત્તિની તૈયારી થઇ રહી છે, પરંતુ જ્યારે એ પત્ર કલકત્તા પહોંચ્યો, ત્યારે તેમાં લખેલો વિષય જૂનો થઇ ગયો હતો, ભૂતકાળની વાતો સાથે વિલીન થઇ ગયો હતો. એટલે એ પત્ર પરથી થવો જોઇએ તેટલો સંદેહ અગર ઉદ્વેગ પ્રદીપ્ત થયો નહિ. ગવર્નર જનરલની મંત્રિસભાના સભ્યો અયોધ્યાના સિપાહીઓની નાફરમાની અને તેને લીધે તેઓને થયેલી શિક્ષા વિષે વિચાર કરતા હતા. સિપાહીઓએ આવી તોફાની વૃત્તિ શાથી અખત્યાર કરી, એ પ્રશ્નના જવાબમાં દરેક સભ્ય જુદા જુદા મત દર્શાવતો હતો પરંતુ સર હેન્રિ લોરેન્સે સિપાહીઓને સૈન્યમાં પાછા ગ્રહણ કરવાની માગણી કરી હતી, તે બાબતે એકમતે ગેરવાજબી ઠરાવી. ડોરિન સાહેબ તો આ સંબંધમાં પોતાની કઠોરતા દર્શાવતા અચકાયો નહિ તેણે લોર્ડ કેનિંગની દયાળુતા માટે બહુ દીલગીરી બતાવી. પોતાની નોંધમાં સ્પષ્ટ જણાવ્યું કે, "જેમ બને તેમ જલદી બળવાની ચેપી શક્તિનો નાશ કરવો જોઇએ. થોડી ઘણી શિક્ષા એ કાર્ય બજાવી શકે તેમ નથી, કઠોરતા-પૂર્વક કાર્ય બજાવવાનો વખત હવે આવી લાગ્યો છે. બંડ ઉઠાવવાના અપરાધથી જે જે સૈનિકોની ટુકડીઓ દુષિત થઇ હોય, તે બધી ટુકડીઓને લશ્કરી કાયદાની કઠોરમાં કઠોર પદ્ધતિ મુજબ શિક્ષા થવી જોઇએ. મારો મત એ છે કે, જે સૈનિક ટુકડીઓના ઑફિસરો પોતાના કર્તવ્ય બજાવતા હશે, તે ટુકડીઓ કદી પણ બંડખોર નીવડશે નહિ. જો એ વાત સાબીત થાય કે, ૭ મી ટુકડીના

બધા ઑફિસરાએ પોતપોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું નથી, મારા મત મુજબ તે બધાને પોતપોતાની ટુકડીમાં કેદ કરી નાખવા જોઈએ " ૧૦ મી મેએ ડૉક્ટર સાહેબે આ નોંધ લખી છે. ને જે ધારણા મુજબ આ પ્રમાણે લખ્યું છે, તેજ ધારણા મુજબ પ્રજા પણ નિશ્ચય કરી શકે કે, જે દેશમાં સારી શાસન વ્યવસ્થા હોય તે દેશની પ્રજા કદી પણ બરાબર વિરુદ્ધ બંડ કરતી નથી એ નિયમ મુજબ પ્રજા ડૉક્ટર સાહેબને કેદ કરવાની માગણી કરી શકે, કારણ કે તેઓ સાત્મ મતિ મનાના મુખ્ય સભ્ય હતા લૉર્ડ કેનિંગ સમક્ષ તેઓ બ્રિટિશ સામ્રાજ્યના બનકર થયે ન્યાયની પરિચ્યાતમાં થઈ પડ્યા હતા[1] તેમની ઉંમર ૬૦ વર્ષની થઈ હતી, છતાં તેઓ આટલી ઉંમરે પણ પૂરા બુદ્ધિ દર્શાવી શક્તા નહોતા. હિંદ સિવાય બીજા કોઈપણ દેશમાં તેઓ લાંબો કાળ રહ્યા નહોતા, સિવિલ સર્વિસ સિવાય બીજું કોઈપણ કામ તેમણે કર્યું નહોતું તેથી તેઓનો લાંબા કાળનો અનુભવ કેવળ એક સાંકડી સીમામાં બંધાઈ રહ્યો હતો તેઓ વખતોવખત લૉર્ડ કેનિંગની ધીરજ જોઈ અકળાઈ જતા હતા, અને તેની મનનના તથા વિવેચનાની નિંદા કરતા અચકાતા નહિ ત્યારે ભયંકર સમયને વિષે બ્રિટિશ સત્તાના મૂળ ધીમે ધીમે શિથિલ થતા જતા હતા, ચોતરફ નિરાશા, ભય અને વિષાદની ભયંકર છાયા પ્રસરતી જતી હતી, હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ભયંકર દાવાનળ ફરી રીતે

[1] Mutiny in the Bengal army By one who has served under Sir Charles Napier, p 13 Comp Ma-tin, Inlian Empire, Vol II p 140

પોતાની ગતિ વિસ્તારી રહ્યો હતો, ત્યારે આવી ટુકી દષ્ટિવાળો, ઓછી બુદ્ધિવાળો માણસ બ્રિટિશ હિંદની વડી કારોબારી સભાના મુખ્ય સભ્યના પદ પર વિરાજતો હતો.

જે દિવસે ડૉરિન સાહેબે ઉપલી ખાસ નોંધ લખી, તે જ દિવસે જનરલ લોએ પણ પોતાની ખાસ નોંધ લખી. સેનાપતિ લો લાંબો કાળ હિંદમા રહ્યો હતો, હિંદી આચાર વિચારનો મર્મજ્ઞ હતો તેના જેવો પરિણામદર્શી અને અનુભવી રાજપુરુષ તે સમયે હિંદમા બીજો ભાગ્યે જ નહોતો ડૉરિન સાહેબે સમજાવ્યા પ્રમાણે ટોટાને સિપાહીઓના બળવાનું કારણ માન્યુ નહોતું તેના મત મુજબ એ તો સિપાહીઓનુ સરકાર સામા થવાનુ એક બહાનુ છે. સિપાહીઓ ખરી રીતે નારાજ બન્યા છે તેઓ સાહેબ તેત્રીસ વર્ષ થયાં હિંદમા કામ કરતા હતા, છતા હિંદની આંતરિક સ્થિતિથી અજ્ઞાત હતા કલકત્તાથી પચાસ માઇલ દૂર તેઓ કદી ગયા નહોતા. તેનો અનુભવ સાર્વજનીન નહોતો, તે હિંદીઓના આચાર વ્યવહાર અગર તેઓની સામાજિક અવસ્થા વિષે વાસ્તવિકરીતે કંઇ જાણતા નહોતા[1] સેનાપતિ લો તેના જેવો ટુકી દષ્ટિવાળો અગર મરજી મુજબ વર્તનાર નહોતો. તેણે અયોધ્યાની ગડબડ બાબતમા ચોકખું જણાવ્યુ કે, સિપાહીઓએ ધર્મભ્રષ્ટ થવાની બીકથી ટોટાનો સ્પર્શ કર્યો નહોતો. તેઓએ હઠપૂર્વક પોતાના સેનાપતિની આજ્ઞા માનવાની ના પાડી નહોતી, પોતાના સનાતન ધર્મનો નાશ થવાની

[1] Mutiny on the Bengal army, By one who has served under Sir Charles Napier, p. 13. Comp— Martin, Indian Empire Vol. II p. 141.

બીકથી તેઓના હૃદય ઉશ્કેરાઈ ગયા હતા. એ ઉશ્કેરણીને લીધે જ તેઓ સરકાર આગળ અપરાધી ઠર્યા છે."

કારોબારી સમિતિના એક બીજા સભ્ય-ગ્રાન્ટ સાહેબે પણ આ બાબતમાં પોતાનો અભિપ્રાય દર્શાવ્યો હતો. તેણે લો સાહેબ સાથે એકમત થઇ જણાવ્યું હતું કે, "ટોટા વિષે જે જે ગપ્પા ફેલાયા છે, તેથી સિપાહીઓને ધર્મભ્રષ્ટ થવાની બીક લાગી છે. એ બીકને લીધે જ તેઓએ પોતાના સેનાપતિની આજ્ઞા માની નથી." ૧૯ મી તથા ૩૪ મી રેજિમેન્ટના સિપાહીઓની જે વ્યવસ્થા કરવામાં આવી હતી, તેવી જ વ્યવસ્થા ૭ મી ટુકડીની કરવાની ગ્રાન્ટ સાહેબે સલાહ આપી અને બધા દુષ્ટ માણસોને બરતરફ કરવાની પ્રાર્થના કરી[1]

આ તરફ સર હેન્રિ લોરેન્સ આળસુ થઇ બેઠા નહોતા. ગવર્નર-જનરલની કારોબારી સમિતિ જ્યારે પોતપોતાની ખાસ નોંધો લખી રહી હતી, ત્યારે તે પોતાની કાર્યકુશળતા બતાવી રહ્યો હતો. તે કારોબારી સમિતિના હુકમની રાહ જોઇ બેસો નહિ, બીજાઓના વિચારો જાણવા માટે આતુરતા દર્શાવતો રહ્યો નહિ તેની કાર્યપ્રણાલી નિયમિત હતી નિયમિત કાર્ય પ્રણાલીને લીધે જ અયોધ્યાની ગડબડ જલદી શાંત થઇ ગઇ. સર હેન્રિ લોરેન્સે ટુકડીના બધા સિપાહીઓને નિ:શસ્ત્ર ન કરતા, બધા ઑફિસરો અને ૫ દર સિપાહીઓને બરતરફ કર્યા, બાકીના બધાને ક્ષમા આપી. દેશી ઑફિસરોમાના એકાદ બે જણ પોતાના હોદ્દાપર અવશિષ્ટ રહ્યા. આ પ્રમાણે લગભગ બસો સિપાહીઓ સખત સજામાંથી છુટકારો મેળવી પાછા પોતાના કાર્યમાં જોડાયા આથી સરકાર પર તેઓને દૃઢ વિશ્વાસ બેઠો.

[1] Martin Indian Empire, Vol. II. q. 141.

સર હેન્રિ લોરેન્સ કેવળ આટલી ક્ષમા આપીને જ અટકયો નહિ. જેઓએ પોતાની વફાદારી બતાવી આપી હતી, તેઓને યોગ્ય બદલો આપ્યો. એ સિપાહીઓને ઉંચે દરજ્જે ચઢાવવામાં આવ્યા. આ રીતે મરતબો મળવાથી તેઓ પોતાને ધન્ય માનવા લાગ્યા. ઇનામો આપવાને બહાને એક મોટો દરબાર ભરવામાં આવ્યો. એ દરબારમાં બધા સિવિલ અને લશ્કરી અમલદારો, લશ્કરના દેશી ઓફિસરો અને લખનોરના આબરૂદાર ગૃહસ્થો હાજર થયા હતા તે વખતે સર હેન્રિ લોરેન્સે એક ભાષણ કરતાં જણાવ્યું કે, 'બ્રિટિશ સરકાર કદી પણ કોઇના ધર્મપર હાથ નાખવા તૈયાર નથી. આ બાબતમાં તે હમેશાં સમભાવથી વર્તતી આવી છે. દિલ્હીના મુસલમાન બાદશાહો હિંદુઓપર કેવો જૂલમ કરતા, તે દરેકે યાદ કરવું જોઇએ. પરંતુ બ્રિટિશ સરકાર બધી જાતિ તથા બધા ધર્મોનું રક્ષણ એક સરખી રીતે કરે છે. કેટલાક નઠારા લોકો ખોટા ઇરાદાથી આ દેશમાં અહીં તહીં છૂટાછવાયા યુરોપિયનોની થોડી સંખ્યા જોઈ અંગ્રેજ સરકારને અનાયાસે ઉખેડી નાખી શકાય એમ પ્રજા સમક્ષ જાહેર કરે છે. પરંતુ જે સત્તાએ રશિયા સામે લડવાને પચાસ હજારનું સૈન્ય મોકલ્યું હતું, તે નવ માસની અંદર હિંદમાં તેથી બમણું સૈન્ય ખડું કરી દેવાની શક્તિ ધરાવે છે" એટલું કહી તેણે પોતાને હાથે લાયક સૈનિકોને તલવાર, ખિલત, શાલ, સોનેરી કપડાં, રોકડા રૂપીઆ વગેરે ઇનામ તરીકે આપી તેઓની સાથે હાથ મિલાવી આદરમાનપૂર્વક વાતચીત કરી.[1] બીજા યુરોપિઅનો પણ સર હેન્રિ

[1] The Rev. T. Browne, Punjab and Delhi, Vol I. p 32. 36 Comp Martin, Indian Empire, p 142.

લોરેન્સના આ મહાન દૃષ્ટાન્તનું અનુકરણ કરવા લાગ્યા તેઓ રેજિમેન્ટના દેશી ઑફિસરો સાથે મળી આત્મસન્માનપૂર્વક વાત ચીત કરવા લાગ્યા આ પ્રમાણે ચીફ કમિશનરની કુનેહથી તરત વેગળો અયોધ્યાની બની ગયેલ વાત પણ જ્યારે મગગર ૩૦ મી રેજિમેન્ટને બનારસ ક વાનો ઢંઢેરો હિંદની દરેક છાવણીમાં, સૈનિકો સમક્ષ વાંચવાનો હુકમ મળ્યો, ત્યારે હેન્રિ લૉરેન્સે તે હુકમ પ્રાજવના અખાડા કર્યા હતા તેને એમ હતી કે, આવી ભયંકર શિક્ષા વિષેના સમાચારનો હુકમ માનનારા સિપાઈઓ પોતાનો માર્ગ જાણી શકશે નહિ આવી રીતે કુનેહથી હેન્રિ લૉરેન્સ અગાઉના સિપાઈઓની જન્મભૂમિમાં થોડો વખત શાન્તિ જાળવી રાખી ને કે છેવટે અયોધ્યામાં પણ ભયંકર બળવો ફેલાયો હતા યુરોપિયન સિપાહીઓના ભયંકર અત્યાચારોથી અયોધ્યા પણ ગાજી રહ્યું હતું પરંતુ બીજાં સ્થાનોમાં જ્યારે ભયાનક દરો વિરામ પામ્યા હતા, માણસોના રુધિરની નદીઓ વહેતી હતી, ત્યારે અયોધ્યામાં કંઈ અશાન્તિ જણાતી નહોતી કિન્તુ એ ભયંકર દરો પોતાની કરાલ દાઢ અયોધ્યા તરફ વિસ્તારતા જતા હતા ભયંકર સમય પાસે આવતો હતો એની ગતિ અટકાવી શકાય તેમ નહોતું જોતજોતામાં મિરતમાં દાવાનળ પ્રગટ્યો, મિરત પ્રજ્વલિત અગ્નિની જ્વાળાથી પ્રદીપ્ત થઈ ગયું

મિરતના ઘોડેસ્વારોની ત્રીજી ટુકડીના ૮૫ સૈનિકો જેઓ કેદખાનાથી છૂટ્યા હતા બેડીઓથી [illegible] માગ્રૂકમાં [illegible] હતા તે અમે અગાઉ જણાવ્યું છે સજા થતી વખતે તો તેઓમાં ઉશ્કેરણીનાં કંઈ ચિહ્નો જણાતાં નહોતાં પરંતુ તેઓએ પોતાના

સાથીઓ સમક્ષ જે શોચનીય દશ્ય ખડું કરી દીધું હતું, તેમાંથી ધીમે ધીમે ભયંકર ઘટનાનો આવિર્ભાવ થયો. દંડાયેલા સિપાહીઓ શાંતિથી કારાગારમાં ગયા. તેઓના સાથીઓ શાંતિથી પોતાની છાવણીમાં ગયા અંગ્રેજો અશાન્તિ નાશ પામી શાંતિનું સામ્રાજ્ય ફેલાયલું છે એમ માની પોતપોતાના પ્રમોદ ઉદ્યાનમા આનંદના હિલોળા ખાતા બેઠા હતા. સૈનિક ઓફિસરો શેતરંજની બાજી રમવામા મશગૂલ બની ગયા હતા. સિવિલ ઓફિસરો ૯ મી મેના બનાવ વિષે પોતાના મિત્રો સાથે હસતા હસતા વાતો કરતા હતા, અંગ્રેજ સ્ત્રીઓ ઘરનાં આંગણામા ઉભી ઉભી પોતાના સુખમા પોતેજ તૃપ્તીનો સ્વાદ અનુભવી રહી હતી. પરંતુ સિપાહીઓ આ લોકોની માફક આનંદ ભોગવતા નહોતા તેઓના હૃદયમા ભયંકર અશાન્તિના મોજાં ઉછળતા હતાં. તેઓ વિચારતા હતા કે 'પોતાના સનાતન ધર્મનું રક્ષણ કરવાની દઢ પ્રતિજ્ઞા લેવા જતાં અંગ્રેજોના કઠોર શાસનની સાંકળો વડે બંધાઇ કેદીઓ સાથે આખો દિવસ સખત મજૂરી કરવી પડશે. સંદેહવાળા ટોટા લેવાની ના પાડવાથી જ અગાઉ ઘણાને નિઃશસ્ત્ર કરવામા આવ્યા છે. હવે તો એક પગલુ આગળ વધી સરકાર ટોટા લેવાની ના પાડનારને નિઃશસ્ત્ર તો કરે છે, પણ તે સાથે સખત કેદની સજા કરે છે. હવે કઠોરતાની હદ આવી ગઈ છે. અમારા સાથીઓ જેલમા સખત મજુરી કરી રહ્યા છે. તેના બૈરાં છોકરા અન્નવિના તરફડે છે.' તેઓની માનસિક સ્થિરતા દૂર થઇ ગઈ. તેઓ જ્યારે થોડે દૂર આવેલા પોતાના સાથીઓના ખાલી ઘર જોવા લાગ્યા, ત્યારે તેઓનાં હૃદય અધીરા થઇ ગયા. તેઓ પોતાના સાથીઓના પરિવારની શોચનીય સ્થિતિ વિષે વિચાર કરતા દિગ્મૂઢ

તેઓએ ઉન્મત્ત હાથીઓ સાથે ઉન્મત્તના પર ભમ્યા, ભયંકર તોફાન સાથે ક્રીડા કરવા તત્પર થયા.

જે દિવસે પ્લાસીના વિશાળ મેદાન પર શત્રુના કાવતરાને લીધે હતભાગ્ય સિરાજુદ્દૌલા હાર્યો લોર્ડ ક્લાઇવની ચતુરાઇથી બંગાળામા કંપનિના રાજ્યનો પાયો નખાયો, ત્યારબાદ એકસો વર્ષ દરમ્યાન કદી પણ આવો બનાવ બન્યો નહોતો બ્રિટિશ અમલનો પાયો ખળભળ્યો નહતો. અગ્રેજોએ પ્રતિક્ષણે પ્રગટ થતી આવી સહારિણી શક્તિની ભૈરવ મૂર્તિ જોઇ નહોતી. મિરતથી દિલ્હી ને દિલ્હીથી આખો વાયવ્ય પ્રાંત આ ભયંકર દાવાનળમા સપડાયો, માણસોના રુધિરથી ચારે દિશા રંગાઈ ગઇ આ ભયંકર સમયે પણ ધીર પ્રકૃતિ લોર્ડ કેનિંગની ધીરતા જરા પણ ડગમગી નહિ અગ્રેજી વર્ષની શરૂઆતમા જે હથેળી જેવુ વાદળું પ્રગટ થયુ હતું તે ધીમે ધીમે મોટુ થઈ આખુ આકાશ ઘેરી વળ્યુ. લોર્ડ કેનિંગ આ સંકટને વખતે પણ હતાશ થયો નહિ તે ધૈર્યપૂર્વક કામ કરવા લાગ્યો બધી બાબતની વ્યવસ્થા કરવા લાગ્યો, અને જુદા જુદા સ્થળોના મુખ્ય રાજપુરુષો સાથે મસલત કરી કર્તવ્યપથ નક્કી કરવા લાગ્યો તેની સમક્ષ અત્યારે વિશાળ કાળક્ષેત્ર પ્રસારિત થઇ રહ્યુ હતું. એ કાર્યક્ષેત્રમા પ્રવેશ કરતા છતા તેનો પગ લથડ્યો નહોતો નાના પ્રકારની ચિંતાના પ્રવાહ તેના હૃદયને આઘાત કરતા હતા નાના પ્રકારની શંકાના તરંગો તેને ઉંચો નીચો કરી નાખતા હતા, પરંતુ તેથી તેની ધીરજ અથવા પરિણામદર્શિતા ડગમગી નહોતી. લૉર્ડ કેનિંગ આ વિકટતાથી ઓળખી ભારતસામ્રાજ્યનું રક્ષણ કરવાનો નિશ્ચય કરી બેઠો હતો તે સમજી ગયો હતો કે વિપત્તિના

વાદળા જે શક્તિ મગરૂર કરી ગ્યા છે, તે શક્તિ સમક્ષ લડના માટે યથોચિત તૈયારી કરી જોઈએ આ વખતે તેના તાબામા જોઇએ તેટલુ યુરોપિઅન લશ્કર નહોતુ પરતુ તેથી તેની ધીરજ ડગમગી નહિ એ સમયે જેઓ તેની પાસે હતા, તેઓ બધા તેની અપૂર્વ ધીરજ અને કર્તવ્ય બજાવવાની દ્રઢતા જોઈ આશ્વાસન પામતા હતા લોર્ડ કેનિગ હવે પોતાનું બળ વધારવાના પ્રયત્નો કરવા લાગ્યો, જુદા જુદા ઠેકાણેથી સૈન્ય એકત્ર કરી ધૈર્યપૂર્વક વિપત્તિને હઠાવવા તૈયાર થયો

અત્યારે પ્રતાતાપ કરવાનો સમય નહોતો, લોર્ડ કેનિગ એમ કહી વાકન કે, નાના પ્રસગના અન્યાયથી હિંદમા અગ્રેજી અમલ ભયમા આવી પડ્યો છે અગ્રેજોએ રાજ્યવૃદ્ધિ કરી છે, પરતુ એ વધારેલા રાજ્યનો સારો બદોબસ્ત કર્યો નથી અનુદાર અને સાકડી રાજનિતિના બળવડે હિંદના જુદા જુદા વિભાગો પર બ્રિટિશ વાવટો ફરકાવવામા આવ્યો છે, જુદા જુદા રાજ્યના અધિપતિઓ અત્યારે શોચનીય દશામા દિવસો ગુજારે છે, એથી પ્રજા ધીમે ધીમે અસતુષ્ટ બની ગઈ છે વળી પ્રજા જુદા જુદા કારણોથી દ્વેષપૂર્વક અગ્રેજ સરકારના દરેક કાર્ય નીરખી રહી છે તેમા વળી સર્વત્ર પુરતુ યુરોપિઅન લશ્કર નથી લોર્ડ કેનિગે હિંદમા ગોરા સિપાહીઓ રાખવા માટે ઘણા પ્રયત્નો કર્યા હતા. પણ તે નિષ્ફળ નીવડ્યા હતા તેણે હિંદમાથી ચીનના વિરુદ્ધ યુરોપિઅન લશ્કર મોકલવામા આનાકાની કરી હતી આ બાબતમા ચીન સાથે હિંદને કોઇ જાતનો સબધ નહોતો હિંદમાથી ઇરાનમા પણ કેટલુક સૈન્ય મોકલવામા આવ્યુ હતું. લોર્ડ કેનિગને ઉપરીઓની આજ્ઞા

થવાથી જ આમ કરવુ પડયુ હતું. અત્યારે વિપત્તિ આગળ આવી ઉભી રહી, હિંદમાથી ગોરા સિપાહીઓને બહારના પ્રદેશમા ન મોકલવા બૉમન લોર્ડ કેનિંગે જે કઇ કહ્યુ હતુ, તે હવે ખરૂ પડયુ. પરતુ અત્યારે એ ભૂતકાળની વાતો સંભારવાનો સમય નહોતો. ગતાનુશોચના અત્યારે વિરૂદ્ધ હતી લોર્ડ કેનિંગ પાછળની વાતો ન સંભારતા કાર્ય કરવા મડી પડયો.

મુંબઇથી જે લશ્કર ઇરાન ગયુ હતું, તે આ દરમ્યાન મુંબાઇ પાછુ ફર્યું લોર્ડ કેનિંગને આથી જરા શાન્તિ વળી તેણે હવે ચીન તરફ જે લશ્કર જતુ હતુ તેને પોતાની મદદમા આણવાની પેરવી કરી એ લશ્કરને પાછુ બોલાવતા ભારે જવાબદારી વહોરવી પડે તેમ હતુ. પરતુ લોર્ડ કેનિંગ એથી ડર્યો નહિ તેણે થોડી વાર વિચાર કર્યો બાદ બહુજ નિર્ભયતાથી એ ભારે જવાબદારી માથે લીધી તેનુ સાહસ ફળ્યુ, ચીનદેશ તરફ જે લશ્કર જતુ હતુ, તે બધુ તેને મદદ કરવા માટે હિંદ આવી પહોચ્યુ.

લોર્ડ કેનિંગ આ રીતે સૈન્ય એકઠુ કરી બેસી રહ્યો નહિ, બીજા ઉપાયો વડે પ્રજાને શાંત કરવાના પ્રયત્નો કરવા લાગ્યો. શારીરિક બળ કરતા માનસિક બળ પર તેને બહુ શ્રદ્ધા હતી. તે હવે એ માનસિક બળ બતાવવા તૈયાર થયો ઘણા ખરા માણસો વટલાવાની બીકથી સરકાર વિરૂદ્ધ પડયા છે, એ તેને જણાઇ ચૂકયુ હતુ તેથી તેણે એકવાર ફરીથી સરકારનો સદ્દેશ સમજાવવાની મરજી દર્શાવી એક ઢંઢેરો તૈયાર કરવામા આવ્યો ગવર્નર જનરલે એ ઢંઢેરામા જાહેર કર્યું કે, “ અનેક છળકપટની બાજી રમનારા લોકોએ અત્યારે હિંદુ અને મુસલમાન સૈનિકો અને સાધારણ પ્રજાને

એવું મગજમાં ઠસાવી દીધું છે કે 'સરકાર તમારા ધર્મ પર હાથ નાખવા તૈયાર થઇ છે।'' પરતુ સરકારે એવો વિચાર કદી કર્યો નથી પોતાની પ્રજાને છેતરવાની વૃત્તિ સરકારને કદી પણ ઉપજી નથી. સરકાર એ ખાતર પ્રજાને ચેતવણી આપે છે કે એવા ઢોંગી સજ્જન માણસોને અવળે રસ્તે દોરી પાયમાલ કરી નાખવાના પ્રયત્નો કરે છે.'' આ ઢંઢેરાનુ હિંદની બધી ભાષાઓમા ભાષાન્તર કરવામા આવ્યુ. સરકારે એ ભાષાન્તર દરેક લશ્કરી છાવણીમા વંચાવાનો હુકમ કર્યો. પ્રજામા પણ એ ભાષાન્તરની નકલો છૂટે હાથે વહેંચવામા આવી. હિંદમા દરેક સ્થળે એ ઢંઢેરો વચાવા લાગ્યો. સરકારને આશા હતી કે આથી પ્રજાના મનની મુઝવણ મટશે. પરતુ એ આશા સફળ થઇ નહિ. પ્રજાની આશકા અત્યારે હદ ઓળગી ગઇ હતી. લોર્ડ કેનિંગનો ઢંઢેરો અત્યારે એ આશકા અટકાવી શકે તેમ નહોતુ.

એ ઢંઢેરાના પ્રચાર સિવાય લોર્ડ કેનિંગે બીજા ઉપાય વડે પણ સૈનિકોને સતોષવાનો પ્રયત્ન કર્યો જેઓએ સાહસ, ઉત્સાહ અને વફાદારી બતાવી હતા, તેને ઇનામ આપી નવાજવાનો ઠરાવ થયો બંગાળા અને વાયવ્યપ્રાતના લેફ્ટેનેન્ટ ગવર્નરોને તથા અયોધ્યા અને પંજાબના ચીફ કમિશનરને સૈનિકો સમક્ષ એ વફાદાર વીરપુરુષોને સરકારે આપેલા માનથી વિભૂષિત કરવાની સત્તા આપવામા આવી. પરતુ એથી કઇ પરિણામ ન આવ્યુ. સિપાહીઓનો અસતોષ દૂર ન થયો બધાનો ગુસ્સો અત્યારે હદ ઓળંગી ગયો હતો, સરકારના સન્માનથી, ઇનામથી એ શાંત પડે તેમ નહોતુ. કોઇએ સરકારના કથન તરફ સરકારના વચનો તરફ નજર

પણ ન કરી. દરેકના હૃદયમાં વેરના ભડકા પ્રગટી રહ્યા હતા લોર્ડ ડેલહાઉસીનું રોપેલું વિષય વૃક્ષ અત્યારે ફળ આપવા તૈયાર થઇ રહ્યું હતુ.

આ તરફ કલકત્તામાં જે અગ્રેજો હતા, તેઓમાના ઘણા ખરાએ લોર્ડ કેનિંગને યોગ્ય સમયે મદદ ન કરી, તેઓ કેનીંગ સંદેહની ગતિ વધારતા રહ્યા. ઉપસ્થિત વિપ્લવનો વિષય પલ્લવિત કરી પોતાની જાતિને બીકથી વ્યાકુળ મૂકવી, એ જ તેઓનો ઉદ્દેશ થઇ પડ્યો હોય, એવું જણાવા લાગ્યું તેઓએ આ સમયે ધીરજ ન રાખી, પોતાના કર્તવ્યકાર્યની શૃંખલા જાળવવા તત્પરતા ન બતાવી. તેઓ હિંદમાં બેઠા બેઠા ઇંગ્લાંડમા પણ ગપ્પા ફેલાવવા લાગ્યા લોર્ડ કેનિંગે એ ખાતર ઇંગ્લાંડના સત્તાવાળાઓને સાવધાન રહેવાનું જણાવ્યું હતું તેણે લખ્યું હતું કે, કલકત્તામાના અગ્રેજો સ્વદેશી ટ્રુથીજનોને જે કંઈ લખી મોકલે છે, તેના પર પૂરેપૂરો વિશ્વાસ મૂકવાની જરૂર નથી આ રીતે લૉર્ડ કેનિંગને કલકત્તામાંના અગ્રેજો તરફથી કંઇ મદદ ન મળી તોપણ તે પોતાનું કર્તવ્ય ચૂક્યો નહિ. જુદે જુદે સ્થળેથી તેના સ્વદેશી બંધુઓ તેને યથાશક્તિ મદદ આપવા તૈયાર થયા હતા મુંબાઇ અને મદ્રાસના ગવર્નરોએ લૉર્ડ કેનિંગની માગણી પૂર્ણ કરવામાં ઉદાસીનતા બતાવી નહિ. લૉર્ડ હેરિસે ૧૮ મી મે એ મદ્રાસથી લશ્કર મોકલ્યું. ત્યાર બાદ એલફિન્સ્ટને મુંબાઇથી એક ટુકડી કલકત્તા મોકલી દીધી જે વિચક્ષણ બે રાજપુરુષોના હાથમાં પંજાબ અને અયોધ્યાની જવાબદારી મૂકવામાં આવી હતી, તેઓએ પણ પોતાની કાર્યકુશળતા બતાવી આપી હતી સર જોન લોરેન્સ અને સર હેન્રિ લોરેન્સ બન્નેએ પોતાની જવાબદારી સમજી કર્તવ્ય બજાવવામા મન પરોવ્યું

પણ એ લશ્કરને અટકાવવા માટે એક ઝડપી ચાનની આગ બોટ મોકલવા બારત સરકારને તાર કર્યો આ તરફ સર જોન લોરેન્સે આ મુશ્કેલીમા નિવારણ માટે શુ શુ કરવુ યોગ્ય છે તે બાબત એક લાંબો ખરીતો લૉર્ડ કેનિંગપર પાઠવ્યો આ પ્રમાણે બધા આત્મ રક્ષણ માટે તૈયાર થવા લાગ્યા, પોતાના શાસનની મહત્તા, પોતાના બાહુબળના મહિમા અને પોતાની બહાદુરી મનાવી વિરોધીઓને દબાવી નાખવાના પ્રયત્ન કરવા લાગ્યા બરિન મુશ્કેલીથી ભરપૂર થઇ પડયુ હતુ પ્રજ્વલિત દાવાનળ પોતાની શક્તિ પ્રમાણે ક્ષણે વિસ્તારતો જતો હતો હિંદની મુખ્ય પલટણો રાજનીતિના સાંકડાપણાને લીધે વટલાવવાની બીકને લીધે હિંદી અમલદાર વિરુદ્ધ ખડી થઇ હતી તે પલટણો પણ દૃઢ પ્રતિજ્ઞા લઇ રહી હતી. તે જરાપણ ન ડરતા એકાગ્રતાપૂર્વક આગળ વધતી જતી હતી, અને ભયંકર મર્દ બજારની ચારે દિશા નોહીથી તે મોળ કરવા તત્પર થતી હતી

અમે અગાઉ જણાવ્યુ છે તેમ મિરતના ગોરા અને દેશી સિપાહીઓની છાવણી પાસે પાસે નહોતી અને છાવણીઓ વચ્ચે ઘણા મકાનો દુકાનો વગેરે હતું કાલી નદીની એક શાખા બન્ને છાવણીની વચ્ચે વહેતી હતી આમ એક બીજાથી દૂર હોવાથી દેશી સિપાહીઓની છાવણીમા બનતા બનાવો ગોરા સિપાઇઓની છાવણી વાળા જાણી શકતા નહિ એજ રીતે ગોરા સિપાહીઓની છાવણીના જે કઇ બનતું તે દેશી સિપાહીઓ તરત જ જાણી શકતા નહિ ૮ મી મેને શનિવારે ૩૦૭ ઘોડેસ્વાર ટુકડીના સિપાહીઓ જંજિરથી જકડાઇ કારાગૃહવાસી થયા હતા ગોરા નોકર બની

ગડબડ શાંત પડી ગયુ, એમ માની નિરાંતે આનંદ કરતા હતા બીજા સિપાહીઓ ગંભીર મનોવેદનાથી અધીરા થઇ પોતપોતાને ઘેર આવ્યા હતા શનિવારે રાત્રે ગોરા લોકો જ્યારે નિદ્રાદેવીના ખોળામાં શાન્તિ ભોગવતા હતા ત્યારે સિપાહીઓ પોતાના સાથીઓની શોચનીય દશાનો વિચાર કરતા હતા, અંગ્રેજો વિરૂદ્ધ ઉશ્કેરાતા જતા હતા. ચિતાનો ભડકો તેઓને ઉંઘવા દેતો નહોતો. વેરના કોરડાથી તેઓનુ સુખ પલાયન કરી ગયુ હતુ, અને ઉંડી નિરાશાથી તેઓની ધીરજ ટકી રહેતી નહોતી. તેઓ મધરાતે ઉંડી ચિંતામાં ડુબી ગયા હતા, ચિંતામાં ને ચિંતામાં અંતરની યાતના રૂપી આગવડે દગ્ધ થતા હતા કે સમયમાં એ આગનુ રૂપાંતર થઈ ગયુ, એ આગ પોતાની જ્વાળામયી શિખાથી ચારે દિશામાં ..ગી વળી પ્રતિક્ષણે મહાપ્રલયનો ભાસ કરાવવા લાગી

સવાર પડી વૈશાખ માસનો પ્રચંડ સૂર્ય અનંત આકાશમાં પ્રગટ થયો, ધીરે ધીરે અગ્નિના કણ વેરવા લાગ્યો, જોતજોતામાં ચારે દિશા પ્રદિપ્ત થઈ રહી પ્રકૃતિદેવીની પ્રસન્નતાથી અંગ્રેજો પણ પ્રસન્ન થઇ પવિત્ર વિશ્રામવારની પ્રાત:કાલીન ઉપાસના માટે દેવળમાં જવા લાગ્યા એ સમયે કોઇપણ જાતની ગડબડ થઇ નહોતી, ગોરા લોકોની છાવણીમાં શાન્તિની નીસ્તબ્ધતા તુટી નહોતી, પરંતુ એકાએક જાણે કોઈપણ તરેહનો નિયમ તુટયો હોય, આવી પડનારી વિપત્તિના ચિન્હો ચોતરફ પ્રસરી રહ્યા હોય તેવો ભાસ થતો હતો દરરોજ સવારમાં દેશી નોકરો પોતાના ગોરા માલિકોની સેવા કરવામાં ગોરા સિપાહીઓની છાવણીમાં હાજર થતા હતા, પરંતુ ૧૦ મીએ સવારમાં એ નિયમનો ભંગ થયો હતો. અર્થાત્ કોઇપણ દેશી નોકર

પોતાના શ્વેતાંગ પ્રભુની સેવા કરવા હાજર થયો નહતો. મિરતમાંથી જે નોકરો ગણી લેવામાં આવ્યા હતા, તેઓ એ તારીખે સવારમાં પોતાના માલિકના ઘરમાથી પલાયન કરી ગયા હતા. આ આકસ્મિક નિયમ ભંગ તરફ તે વખતે કોઇએ ખાસ લક્ષ ન આપ્યું. ગોરા લોકોએ એ નિયમભંગ માટે ઉદાસીનતા દર્શાવી હતી. તેઓએ એવું ધાર્યું હતું કે નોકરો કંઇ જરૂરના કામને લીધે સવારના પહોરમા અમારી સેવા માટે આવી શકયા નથી. આ સામાન્ય કારણની તપાસ કરવાની જરૂર પણ તેમને લાગી નહિ. તેથી તેઓ નિશ્ચિંતે સવારની પ્રાર્થના માટે પોતાના પવિત્ર દેવળમા ગયા. પ્રાર્થનાનું કાર્ય નિયમસર પૂરૂ થયા બાદ તેઓ ઘેર પાછા ફર્યા અને પોતાના કાર્યમાં જોડાયા. વખત વીતવા લાગ્યો. પ્રચંડ પ્રભાકર મધ્ય આકાશમા રહી પોતાનાં પ્રખર કિરણો વડે પૃથ્વીને દગ્ધ કરવા લાગ્યો. એ વખતે પણ અંગ્રેજોને આવી પડનારી વિપત્તિ વિષે કંઇ ખબર મળ્યા નહોતા. દેશી છાવણીથી દૂર હોવાથી તેઓને આ વિષે જરા પણ ખબર પડી નહોતી. પરંતુ તે દિવસે સિપાહીઓના રહેઠાણમા, જનતાપૂર્ણ બજારમાં અને પાસેના ગામડામા ઉશ્કેરણીના ચિહ્નો સ્પષ્ટ જણાતા હતા. ઘણાખરા માણસો જાણે એક જબરૂ કાર્ય પાર પાડવા તૈયાર થતા ન હોય, તેમ જણાતુ હતું. દરેકના મ્હોં પર દૃઢતાના ચિહ્નો જણાતા હતા. દરેક પોતાનો અપરિસીમ ઉદ્યમ બતાવી રહ્યા હતાં. સામાન્ય બાળકો પણ આ બધુ અવનવું કાર્ય નીરખી રહ્યા હતા. પરંતુ અંગ્રેજોની આંખો પર આ ઓચિંતા પ્રહારનાં ચિહ્નો પડયા નહિ. કોઇ એક અંગ્રેજ સ્ત્રીએ કંઇક નવીન થવાનું છે એવી આગાહી કરી પોતાના મિત્રોને ચેતવ્યા. પરંતુ

કોઇએ તેના કહેવા પર લક્ષ ન આપ્યું. એથી અગ્રેજો આવતી પડનારી વિપત્તિ સામે બચાવ કરી શકયા નહિ [1] આ તરફ ઉશ્કેરાયલા સિપાહીઓ શસ્ત્રબદ્ધ થતા હતા, આજુબાજુનાં ગામડાં માથી માણસો આવી તેઓના દળને પુષ્ટ કરતા હતા.

ધીરે ધીરે વૈશાખ માસનો લાબો દહાડો પૂર્ણ થયો. પ્રચંડ સૂર્ય પોતાના દારુણ કિરણો શાત કરી ધીરે ધીરે પશ્ચિમ દિશામાં ઢળી પડયો. દિવસનો ભયંકર તાપ શાત પડયો, સંધ્યાકાળનો શીતળ પવન ધીરે ધીરે ગરમીથી મિઝાતા લોકોના હૃદયને શાતિનું સુખ આપવા લાગ્યો, મિરતના ધર્મનિષ્ઠ યુરોપીઅનો સાયંકાળની ઉપાસના માટે તૈયાર થવા લાગ્યા, એક પાદરી પોતાની સ્ત્રી સાથે દેવળમા જવાની તૈયારી કરે છે, એવામા તેની દાઇએ આવી સિપાહીઓની ઉશ્કેરણીની વાત કહી સભળાવી. તેણે કહ્યું કે, સિપાહીઓ લડાઇ કરવા માટે ઉન્મત્ત થઈ ગયા છે, માટે વખતસર ચેતવાની જરૂર છે. દાઇએ એમ કહી પોતાના માલિકની સ્ત્રીને ઘેર રહેવાનું જણાવ્યુ. પરતુ પાદરી સાહેબે દાઇના કહેવા તરફ લક્ષ આપ્યું

૧. ૯ મી માર્ચે રાત્રે ૧૧ મી પાયદળ પલટણનો અધ્યક્ષ કર્નલ ફિનિસ પોતાના એક મિત્રને ઘેર ખાણું લેવા ગયો હતો. તે વખતે એક યુરોપિયન સ્ત્રીએ તેને કહ્યું હતુ કે, શહેરની દિવાલો પર મોટા મોટા અક્ષરોથી લખેલા જાહેરનામા ચોડવામા આવ્યાં છે. તેમા દરેક ધર્મનિષ્ઠ મુસલમાનને અગ્રેજોને મારી નાખવા માટે બોલાવવામા આવ્યા છે. કમિશનર ગ્રિથેડની પત્નીએ કહ્યું છે કે તે વખતે એ બાઇના કહેવા પર કોઇએ વિશ્વાસ કર્યો નહોતો. Martin, Indian Empire. Vol. II. p. 147.

નહિ. તે વખતે દારૂની વાત તેને તદ્દન ખોટી લાગી. નિર્ભયચિત્તે પોતાની સ્ત્રી અને છોકરાં સાથે ગાડીમાં બેસી દેવળ તરફ ચાલ્યો. પાદરી સાહેબ જ્યારે દેવળના ચોકમાં આવી પહોંચ્યા, ત્યારે તેમને ભાન આવ્યું થોડે દૂર બંદુકના અવાજ થવા લાગ્યા. પાદરી સાહેબે તે સાંભળ્યા, અવાજ ધીમે ધીમે વધવા લાગ્યા. દેવળમાં જેટલા યુરોપિઅનો હાજર હતા તેઓનાં મુખપર કાળાશ ફરી વળી. આ તરફ ભયંકર શબ્દો તો ચાલુ જ રહ્યા. ઉશ્કેરાયલા લોકોના પ્રચંડ અવાજથી, બંદુકના ગંભીર શબ્દથી, ભેરીના તીવ્ર નિનાદથી, અને આપત્તિમા આવી પડેલા માણસોના ભયંકર આર્ત્તનાદથી ચારે દિશા કોલાહલમય થઇ ગઇ. જાણે કોઇ અપૂર્વ શક્તિના મહિમાથી એક ક્ષણમાં ચારે દિશા કંપવા લાગી. હવે અંગ્રેજો સમજ્યા કે, મિરતમાં સિપાહીઓએ બંડ ઉઠાવી ભયંકર કાર્ય પાર પાડવાની શરૂઆત કરી છે.

સૈનિક વિભાગના ઉપરી અમલદારોએ અગાઉ ભ્રમવશ થઇ જે સંકુચિત બુદ્ધિનું કૃત્ય કર્યું હતું, તે કૃત્ય અત્યારે પ્રત્યક્ષ થવા લાગ્યુ. જે ભયંકર દાવાનળ છૂપી રીતે પોતાની ગતિ પ્રસરી રહ્યો હતો. તે દાવાનળ અત્યારે સરકારના લશ્કરી વિભાગના ઉપરી અમલદારોની સંકુચિત દૃષ્ટિને લીધે પ્રચંડ દાવાનળના રૂપમાં જાહેર થયો. સાંજના પાંચેક વાગ્યાને શુમારે ૩ જી ઘોડેસ્વાર પલ્ટણના સિપાહીઓએ ઘોડા પર બેસી મિરતના કારાગાર પ્રતિ પ્રયાણ કર્યું. એ સ્થળે તેમના ૮૫ સાથીઓ બેડીઓ પહેરી સખત મજુરી કરી રહ્યા હતા તે લોકોને છોડાવવા એ તેઓનો ઉદ્દેશ હતો. તેઓ પ્રબળ પરાક્રમ દર્શાવી, અવચલિત સાહસ પર આધાર રાખી કારા-

ગુંદમાં પેઠા, સાથીઓને છોડી મૂક્યા, એક લુહારની મદદથી તેમની બેડીઓ તોડી નાખવામાં આવી. ૮૫ સિપાહીઓ મુક્ત થઇ, પોતાના મિત્રોનાં ટોળામાં ભળ્યા. હવે તેઓ મુક્તિના આનંદમાં વિહરવા, ઘોડેસ્વાર થઇ પોતાના સાથીઓ પાછળ પાછળ ચાલવા લાગ્યા. ત્રીજી ઘોડેસ્વાર પલટણના સૈનિકોનો પોતાના મિત્રોને છોડાવવા સિવાય બીજો કંઇ ઉદ્દેશ નહોતો; તેથી તેઓએ કેદખાનાને કંઇપણ નુકસાન કર્યું નહોતું. એ ૮૫ સૈનિકો સિવાય બીજા કેદીઓ તો અગાઉને માફક કેદમાં જ હતા. ફરકેદાયલા સિપાહીઓએ જેલ બાળી નહિ અથવા તેના યુરોપિઅન અધ્યક્ષને કોઇપણ જાતનું નુકસાન પહોંચાડ્યું નહિ.[1]

ઘોડેસ્વારની ત્રીજી પલટણના અભ્યુત્થાન સાથે પાયદળ સૈન્ય પણ અંગ્રેજો વિરુદ્ધ લડાઇ કરવા તૈયાર થયું ૧૧ મી અને ૨૦ મી

---

૧. કેદીઓના છૂટકારા માટે જુદી જુદી વ્યક્તિઓ જુદા જુદા અભિપ્રાયો આપે છે. એક જણે કહ્યું છે કે ઘોડેસ્વાર સૈનિકો આવી પહોંચે, તે પહેલા જોરરે પાયદળ સૈન્યની મદદથી કેવળ ૮૫ જ નહિ, પણ બધા કેદીઓને છોડી મૂક્યા હતા. ઘોડેસ્વાર સિપાહીઓએ આવી જોયું તો જણાયું કે પોતાના મિત્રો છૂટી ગયા છે. Dr. O' Callaghan, Scattered Chapter on the Indian Mutiny. કોઇ કોઇના અભિપ્રાય મુજબ ૮૫ સિપાહીઓ જ છૂટયા હતા. તેઓ જે કારાગારમા હતા, તે કારાગારમાનું બીજું કોઇ મુક્ત થયું નહોતું. પરંતુ જુની જેલના ૭૨૫ કેદીઓમાંના ૩૦ કે ૪૦ છૂટી ગયા હતા. Commission William's Report. Comp. Kaye Sepoy War. II. p. 58. note.

ણના સૈનિકો બહુ ઉશ્કેરાઇ ગયા હતા, અને ધર્મભ્રષ્ટ થવાની
ી ક્રિમૂઢ બની ગયા હતા. અંગ્રેજોના કાર્યકલાપ ઉપર તેઓને
જ તિરસ્કાર આવ્યો હતો. તેઓ તક જોઈ રહ્યા હતા, તેઓને
તક મળી અગાઉ તેઓ પોતાના ગોરા માલેકો નિકટ જે
ધપણુ બતાવતા, શાંત બતાનની પેઠે પોતાના ગુણ બતાવવાની
ાળજી રાખતા, તે બધુ અત્યારે પરપોટાની માફક જતુ રહ્યુ વેર
ા ખાતર અત્યારે તેઓ અસહિષ્ણુ થઇ ગયા, અસ્ત્રશસ્ત્રથી
 થઇ ખુ'ની લડાઇ કરવા તૈયાર થયા તરતજ મધ્યાહ્ન
 ૧૧ મી પલટણનો અધ્યક્ષ કર્નલ ફિનિસ ઘોડેસ્વાર થઇ
છાવણીમા ગયો હતો. પોતાની પલટણની વફાદારીપર તેઓને
ઈતબાર હતો તેણે ધાર્યુ હતુ કે શાંતિથી ઉપદેશ આપતા
 પલટણ જરૂર હથિયાર નીચા નમાવી શાંત થઈ જશે ફિનિસ
આશાથી પોતાની પલટણના બીજા ઑફિસરો સાથે છાવણીમા
 તે જ્યારે પોતાના સૈનિકોને સમજાવતો હતો, ત્યારે ૨૦ મી
ણના એક સિપાહીએ તેના તરફ ગોળી છોડી ગોળી કર્નલ
ફિનિસના ઘોડાના શરીરમા પેસી ગઈ તરત જ એક બીજા સિપા-
 ગોળી ફિનિસની પીઠમા પેસી ગઇ. જોતજોતામા ૨૦ મી
ણના સિપાહીઓએ ચારે તરફથી ગોળીઓનો વરસાદ વરસાવ્યો.
 ફિનિસ ઘોડાપરથી નીચે પડયો, એક ક્ષણમા તેનો પ્રાણ
ત ધામમા પહોચી ગયો. આ પ્રમાણે ૨૦ મી પલટણના
ક્ષને મારી નાખ્યો ૨૦ મી પલટણની ગોળીઓ ૧૧ મી
ણના સિપાહીઓ સમક્ષ પડવા લાગી થોડીવાર સુધી ૧૧ મી
ટણના સિપાહીઓ ૨૦ મી પલટણના, સિપાહીઓનુ કાર્ય જો [

રહ્યા; એક ક્ષણમાં તેઓનાં કપાળપર કરચલીઓ વળી, એ ક્ષણમાં તેઓ ૨૦ મી પલટણના સિપાહીઓનું અનુકરણ કરી ખુદ્દ યુદ્ધમાં ઉતર્યો.

આ પ્રમાણે મિરતનું બધુ દેશી લશ્કર લડાઈ કરવા તત્પ થઈ ગયું; પાયદળ અને ઘોડેસ્વારો એકત્ર થઈ અગ્રેજો સામ ઉઠયા; હિંદુ અને મુસલમાન બધા એકત્ર થઇ, ધર્મભ્રષ્ટ થવાન બીકથી અગ્રેજોની સત્તા નષ્ટ કરવા હથિયાર લઇ ઉભા થયા. તેઓ ગંભીર ઉશ્કેરણીથી ઉન્મત્ત બની ગયા હતા, તેથી તેઓને કશું ભાન રહ્યું નહોતું, તેઓ અગ્રેજ સ્ત્રીઓ અને અંગ્રેજ બાળકોનાં શરીરપર પણ કંઇ પણ સંકોચ રાખ્યા વિના ગોળી ચલાવવા લાગ્યા. કારાગારના કેદીઓ મુક્ત થયા હતા. એ બધા કેદીઓ સિપાહીઓને મદદ કરવા લાગ્યા. સિપાહીઓના બંડ સાથે મિરત ભયાનક કર્મોની રંગભૂમિ બની ગયું. એ વખતે પણ દેશી લોકોમાંના ઘણા ખરા પોતાનું કર્ત્તવ્ય ચૂકયા નહોતા, પોતાની વફાદારીમાથી ચળ્યાં નહોતા. તેજુરીના રક્ષકો અતૂલ સાહસથી પોતાનું કર્તવ્ય બજાવતા હતા, બંડખોર સિપાહીઓ તેજુરીના એક પૈસાને પણ સ્પર્શ કરી શકયા નહોતા. રક્ષકોએ એવી વીરતાથી તેજુરીનો બચાવ કરી છેવટે યુરોપિઅન રક્ષકોને એ જવાબદારી સોંપી હતી.

એ સમય મિરતમા ગોરા સિપાહીઓની બે પલટણો અને એક ગોરી તોપખાનાની પલટણ હતી. પાયદળ અને ઘોડેસ્વાર સિપાહીઓએ બંડ ઉઠાવ્યું કે તરત તેઓએ બંડ કાબુમા લેવાનો પ્રયત્ન કર્યો નહિ. લગભગ પચાસ વર્ષ પહેલા સેનાપતિ ગિલેસ્પિએ કેવળ

દક્ષિણ ભાગમાં જે ઉશ્કેરણી ફેલાઈ હતી, તે એ સૈનિક પુરુષની દક્ષતાથી કાયમને માટે જતી રહી. પરંતુ આ વખતે મિરતના યુરોપિયન સેનાપતિઓમાંના કોઇએ એવી દક્ષતા કે કાર્યકુશળતા બતાવી નહિ. તેઓએ તો ફક્ત કવાયતનાં વિશાળ મેદાનપર, સૈનિકો સમક્ષ ૮૫ જણને અશ્રુચ્યુત અને શૃંખલાબદ્ધ કરી પોતાની કાર્ય-કુશળતાની કૃતકૃત્યતા માની હતી; પરંતુ તેથી તે વિપ્લવની ઉત્પત્તિ થવાની હતી, તે તરફ તેમણે જરાપણ લક્ષ આપ્યું નહિ. બીજા સૈનિકો જ્યારે આ અન્યાયી કાર્ય જોઇ ગુસ્સે થયા હતા, પોતાના સનાતન ધર્મની રક્ષા માટે દલબદ્ધ થતા હતા, અને હાથયારો વડે એ અન્યાયી કૃત્યનો ફેંસલો કરી લેવાનો પ્રયત્ન કરતા હતા, ત્યારે પણ તેઓએ આત્મરક્ષણના કંઈ ઉપાયો લીધા નહિ. તેઓ શાંતિથી પોતાની સમક્ષ આનંદના સ્વપ્નો જોઇ રહ્યા હતા; પરંતુ જ્યારે તેઓનાં એ સ્વપ્નો ઉડી ગયા, ભયંકર દાવાનળથી આખું મિરત સળગી ઉઠયું, ઉન્મત્ત સિપાહીઓના ભયંકર શબ્દો અનંત આકાશમાં અનંત વાયુરાશિ સાથે વિલીન થઇ જવા લાગ્યા, ત્યારે તેઓ દિગ્મૂઢ બની ગયા. તેઓમાં બંદોબસ્ત રહ્યો નહિ, એકતા રહી નહિ, કાર્યતત્પરતા પણ ખિલી નીકળી નહિ. તેઓ દિગ્મૂઢ બની પોતાની નજર આગળ પોતાના જ સૈનિકોનું ભયંકર કાર્ય જોઇ રહ્યા.

મિરતમા ત્રણ મુખ્ય સેનાપતિઓ હતા. તેઓમાનો એક ત્રીજી ઘોડેસ્વાર પલટણનો કર્નલ, બીજો છાવણીનો બ્રિગેડિયર અને ત્રીજો બધી પલટણોનો સામાન્ય અધ્યક્ષ. ત્રીજી ઘોડેસ્વાર પલટણનો સેના-પતિ તો પોતાના બચાવ માટે જ આકુળ વ્યાકુળ થઇ રહ્યો હતો.

બંડ ઉઠેલુ જાણી જ્યારે ત્રીજી ઘોડેસ્વાર પલટણના બીજા ઓફિસ-
સર જીવ બચાવી ભાગી દોડયા, ત્યારે કર્નલ સ્માઇથ તેઓની મ-
ગયો નહિ.[1] ત્રીજી ઘોડેસ્વાર પલટણે બંડ ઉઠાવ્યું છે, એવા સમ-
ચાર જ્યારે કર્નલ સ્માઇથને મળ્યા, ત્યારે તેનું મુખ્ય કર્તવ્ય તે
હતું કે પોતાની પલટણમાં જઈ પોતાના તાબાના સિપાહીઓને
સમજાવવા. પરંતુ તેણે તે તરફ જરાપણ લક્ષ ન આપ્યું. તેની અ-
અસાવધાનતાથી મુશ્કેલી વધી પડી. તે કમિશનરને ઘેર ગયો હતો
સેનાપતિને બંગલે ગયો હતો, બ્રિગેડિયરના મકાનપર ગયો હતો
આ પ્રમાણે સર્વત્ર આનજા કરતાં છતાં તેણે કેવળ પોતાની છાવ-
ણીમાં જ જવાનું મોકૂફ રાખ્યું હતું.[2] જ્યારે ત્રીજી ઘોડેસ્વાર પલટણે

---

૧ "ત્રીજી ઘોડેસ્વાર પલટણના લગભગ બધા ઓફિસરો જેમ અને તેમ જલદી તૈયાર થઈ છાવણી તરફ દોડયા હતા પરંતુ એ સમયે એ પલટણનો સેનાપતિ હાજર થયો નહોતો. આખી રાતમાં એકાદ વખત પણ તે છાવણીમાં જણાયો નહિ. કર્નલ સ્માઇથ પોતાની જાત બચાવવા માટે યુરોપિયન છાવણીમાં આશરો લઈ રહ્યો હતો" Dr O' Callaghan, Scattered Chapter on the Indian Mutiny. Comp. Kaye, Sepoy War, Vol II. p. 63. note

૨ ૧૦ મી મેએ સંધ્યાકાળ વખતે જે. કંઈ બન્યું હતું, તેની હકીકત કર્નલ સ્માઇથે પોતે પ્રગટ કરી હતી તેણે લખ્યું હતું કે, "હું પહેલા કમિશનર ગ્રિથેડ પાસે ગયો. ત્યાં ગયા બાદ સમાચાર મળ્યા કે, તેઓ સાહેબ ઘેર નથી એટલે હું સેનાપતિને ઘેર ગયો. પરંતુ ત્યાંથી પણ મને સમાચાર મળ્યા કે સેનાપતિ

બડ ઉઠા યુ. ત્યાંથી તેણે પોતાના સેનાપતિને તો જોયો જ નહિ. સેનાપતિએ બીજે સ્થળે આખી રાત ગાળી હતી ઉન્મત્ત સિપાહીઓનો હલ્લો અટકાવવા માટે બધી તોપો એકત્ર કરવામાં આવી હતી, યુરોપિઅન સૈનિકો યુદ્ધેલી દૂર કરવા માટે સજ્જ રહ્યા હતા, પરંતુ કર્નલ સ્માર્થે પોતાના સૈનિકોના કાર્ય તરફ દૃષ્ટિ રાખી નહિ. તેણે આ પ્રમાણે પોતાની કર્તવ્યબુદ્ધિ દર્શાવી આપી હતી, આના સાહસથી યુરોપિયનોનું રક્ષણ કરવાનો સંકલ્પ કર્યો હતો, અને આવી દક્ષતા બતાવી પોતાની બહાદુરી જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો હતો. પરંતુ એ સમયે ત્રીજી ઘોડેસ્વાર પલટણનો કમાન ક્રેગી સ્માર્થની માફક નિશ્ચેષ્ટ થઈ બેઠો નહોતો તે બંડ શરૂ થયું કે તરત પોતાના સૈનિકો સમક્ષ હાજર થયો હતો અને તેણે તેઓને કવાયતના મેદાનપર જવાનું કહ્યું હતું સૈનિકો કમાન ક્રેગીનો હુકમ પાળવા તૈયાર થયા, તેઓએ હથિયારબંધ થઈ કમાન ક્રેગીની પાછળ ચાલ્યા ત્રીજી ઘોડેસ્વાર પલટણમાં કમાન ક્રેગીનું માન બહુ હતું તેની લાગણીથી બધા તેને વશ થઈ રહેતા કમાન ક્રેગીએ જ્યારે આવા ભયંકર સમયે પોતાના સૈનિકો સમક્ષ ઉભા રહી કવાયતના મેદાનપર જવાનું કહ્યું ત્યારે ઘણા સિપાહીઓ તેના પક્ષમાં ઉભા રહ્યા તેઓએ કહ્યું કે કેદી સિપાહીઓ માટે લડાઈ થશે, એ અમે પ્રથમથી જાણતા હતા, હવે અમે અમારા કમાનની આજ્ઞા

---

માર્કેસ હમણાં જ બહાર ગયા છે ત્યાર બાદ હું બ્રિગેડિયરને બંગલે ગયો હું આખી રાત ત્યાં તેમની સાથે રહ્યો બીજે દિવસે સવારમાં તેઓની સાથે દિલ્હી તરફ રવાના થયો " Kaye, Sepoy War, Vol. II p. 64. note.

પાળવા તૈયાર છીએ. કપ્તાન ક્રેગીએ આ વાત સાંભળી તેઓને પોતાની પાછળ આવવાનું કહ્યું, એ સમયે તેને એક યુરોપિયન સદ્‌ગૃહસ્થ મળ્યો. કપ્તાને તેને પૂછ્યું કે સેનાપતિ સ્માઇથ તરફથી કંઇક હુકમ મળ્યો છે કે નહિ. પેલા ગૃહસ્થે જવાબ આપ્યો, "સેનાપતિ છત્ર લઇ નાઠા છે, તેમણે કંઇ હુકમ આપ્યો નથી "[૧] કપ્તાન ક્રેગીએ બીજી કંઈ વાતચીત ન કરી. તે ઘોડો દોડાવતો દોડાવતો ઉશ્કેરાયલા સિપાહીઓ તરફ જવા લાગ્યો. તેણે કેદીઓને છૂટતા અટકાવવાનો પ્રયત્ન કર્યો હતો, પણ તે પહોંચે તે દરમ્યાન ઉન્મત્ત સિપાહીઓએ બધા કેદીઓને છોડી મૂક્યા હતા. જે ૮૫ સિપાહીઓ પોતાના સાથીઓની મદદથી છુટા થયા હતા, તેઓની સાથે ક્રેગીની મુલાકાત થઇ. તેઓ લશ્કરી પોશાકમાં સજ્જ થઇ, વેગવાન ઘોડાપર બેસી દિલ્હી તરફ જતા હતા. આ સ્થળે કહેવું જોઇએ કે, ત્રીજી ઘોડેસ્વાર પલટણના ઘણા ખરા સિપાહીઓ, મુસલમાન હતા. દિલ્હી જવાથી ત્યાંના ઘણા મુસલમાનો

૧. કોઇ કોઇ જણાવે છે કે, આ વાત ખરી નથી, કારણ કે કર્નલ સ્માઇથે ઓફિસરોને તૈયાર રહેવાનો હુકમ આપ્યો હતો; પરંતુ એ હુકમ તેઓને મળ્યો નહોતો. મળ્યો હોત તો પણ તેથી કંઇ સારૂં પરિણામ આવત નહિ. કર્નલ સ્માઇથે જાતે લખ્યું છે કે, બંડખોર સિપાહીઓ પાછળ પડવાથી છ ઓફિસરો મારા ઘરમાં આવી છુપાયા હતા. ત્યારબાદ તરત જ હું બધી હકીકતથી વાકેફ થવા માટે સેનાપતિ હ્યુઇટ પાસે ગયો હતો. Colonel Smyth's Narrative, Comp Martin, Indian Empire. Vol. II, p. 149, note.

રૂથી મદદ મળશે, એવી આશાથી તેઓ તે તરફ જતા હતા. એ સમયે કપ્તાન ક્રેગી તેઓની સમક્ષ હાજર થયો. તેઓએ પોતાના કમાનને ઓળખ્યો; પરંતુ કંઈ પણ હરકત ન કરી. તેઓ કમાનની માયાળુ દૃષ્ટિથી બરાબર વાકેફ હતા. પોતાને સાચી સલાહ આપનાર તરીકે તેઓ તેને બહુ ચાહતા, અત્યારે પણ તેઓની એ આસ્થા દૂર થઇ નહોતી. તેઓ અત્યારે અંગ્રેજો વિરુદ્ધ ઉઠયા હતા, અંગ્રેજી સત્તાને ઉખેડી નાખવા તૈયાર થયા હતા. અંગ્રેજોને પોતાને ધર્મભ્રષ્ટ કરનાર તરીકે ગણતા હતા. છતા આવી ઉશ્કેરણી વખતે પણ તેઓ કમાન ક્રેગીની મહાશયતા ભૂલ્યા નહોતા." અત્યારે તેઓની આસ્થાએ ટેકને દાબી દીધો. તેઓ કમાન ક્રેગીને પોતાની સમક્ષ જોઇ આનંદ પૂર્વક કહેવા લાગ્યા કે, 'અમે છુટા થયા છીએ. અમે આ આનંદના પ્રસંગે અમારા કમાનને આશીર્વાદ આપીએ છીએ!' કમાન ક્રેગી ત્યાંથી ત્રીજી ઘોડેસ્વાર પલ્ટણનો વાવટો સાચવવા છાવણી તરફ જવા લાગ્યો. રસ્તો રણોન્મત્ત પાયદળ સૈનિકો અને બજારના લોકોથી ભરપૂર હતો. સૈનિકો હથિયારબંધ હતા, અંગ્રેજોને જોતાંજ ગોળીબાર કરતા હતા. એક યુરોપિઅન બાઇ ગાડીમાં બેસી જતી હતી. એ વખતે એક સિપાહીએ ઓચિંતા આવી તેને સંગીન વડે વીંધી નાખી. કમાન ક્રેગીએ એ સિપાહીને પોતાના હાથમાંની તરવાર વડે કાપી નાખ્યો. પરંતુ પેલી બાઇ બચી નહિ. એ દરમ્યા બંદૂકની એક ગોળી કમાનના કાન પાસેથી ચાલી ગઇ. ક્રેગીએ પાછુ ફરી જોયું કે, એક સાદા પહેરવેશમાં ઉભેલો સૈનિક ફરીથી નિશા તાકે છે એ જોઇ કમાને પૂછયું; "શું મારા પર ગોળી છોડવી છે, પેલો સૈનિક ઉન્મત્ત બની ગયો હતો. તેણે ઉન્મત્ત અવસ્થામ

ભયંકર અવાજ કરી કહ્યું, "હા હું તારું લોહી રેડીશ, કપ્તાન ક્રેગી બુદ્ધિબળ વડે પોતાનો બચાવ કરવા તૈયાર થયો. તેણે પેલા સિપાહી તરફ ગોળી છોડી નહિ. તેણે વિચાર કર્યો કે જો હું એક વખત ગોળી છોડીશ તો આજુબાજુ ઉભેલા બધા સિપાહીઓ મારા સામા થઈ જશે. માટે તેણે પિસ્તોલ છોડતાં આજુબાજુ ઉભેલા સિપાહીઓને કહ્યું કે તમારામાંના બધા મને ગોળીથી વીંધી નાખવા માગે છે? બધા સિપાહીઓ એક સાથે બોલી ઉઠયા,–"ના" અને એમ કહી તેઓ પેલા ઉન્મત્ત સિપાહીને વારંવાર પાછો હડસેલવા લાગ્યા, પરંતુ કોઇએ તેને મારી નાખવાની કે કેદ કરવાની ચેષ્ટા કરી નહિ. કપ્તાન ક્રેગી એક ક્ષણમાં વીજળીવેગે છાવણી તરફ દોડયો. જ્યારે તે પોતાનાં મકાન પાસેથી ચાલ્યો જતો હતો ત્યારે પોતાની સત્યેના સિપાહીઓને ઉદ્દેશી કહ્યું કે, "તમારામાના કોઇ મારી પત્નીનું રક્ષણ કરવા તૈયાર છે કે નહિ?" સાથે આવતા બધા સિપાહીઓ તેનો હુકમ પાળવા આગ્રહ દર્શાવવા લાગ્યા. કપ્તાન ક્રેગીએ કહ્યું, "હું કેવળ ચાર સિપાહીઓને આ કામ સોપવા માગું છું." કપ્તાન ક્રેગીનાં વચન સાંભળી બધા સિપાહીઓ 'હું' 'હું' કહી ઘાટા પાડવા લાગ્યા. કપ્તાન ક્રેગીએ તેમાના ચારને પોતાને ઘેર મોકલી બાકીના સિપાહીઓ સાથે છાવણી તરફ પ્રયાણ કર્યું નિર્દિષ્ટ સ્થળે આવ્યા બાદ કપ્તાને યોગ્ય બંદોબસ્ત સાથે પોતાના તાબાના સૈનિકોને કવાયતનાં મેદાનપર આણ્યા. ક્રેગીના સિપાહીઓએ કંઇ નાફરમાની બતાવી નહિ. તે રાત્રે જ્યારે ઘણા ખરા સિપાહીઓ ઉન્મત્ત બની ભયંકર [illegible] કરવામાં જોડાયા હતા, વેર વાળવાની વૃત્તિથી ચોતરફ લોહી

ડી રહ્યા હતા, ત્યારે કપ્તાન ક્રેગીનું સૈન્ય વફાદારીથી પોતાનું [illegible] બજાવતું હતું. તે વખતે મિરતના યુરોપિયનો તેની વફાદારી, સાહસ અને વિશ્વાસ પર આશીન થઇ તેઓને શાબાશી આપતા ના. દરેક ઇતિહાસકાર તેઓનાં વખાણ કર્યા સિવાય રહ્યો નથી. કોઇપણ લેખક તેઓનાં યશોગાન ગાતાં અચકાયો નથી.

એ સમયે કર્નલ વિલ્સન મિરતના તોપખાનાનો અધ્યક્ષ હતો. તે સિપાહીઓના બંડની વાત સાંભળતાં જ તોપો તૈયાર કરી છાવણી તરફ ગયો. આ તરફ સિપાહીઓ ભયંકર કાર્યો કરતા કરતા હતા. તેઓના ગોળીબારથી યુરોપિઅનો ગભરાઇ ગયા હતા. કેટલાક માર્યા ગયા હતા, કેટલાક પોતપોતાના પરિજનવર્ગને લઇ કોઇ એકાંત જગામાં જઈ છુપાઇ રહ્યા હતા. મિરત શહેર જાણે કોઇ મહાપ્રલયનું ક્ષેત્ર બની ગયું હોય, એવું જણાતું હતું. સંધ્યા-[illegible]ના અંધકારની સાથે જાણે કોઇ ભયંકર સંહારિણી શક્તિ વિકરાળ ભાવે મિરતમા સર્વત્ર પોતાનો પ્રભાવ ફેલાવી રહી હતી. અંગ્રેજ સેનાપતિ ગોરા સિપાહીઓ અને તોપો લઇ ઉશ્કેરાયલા સિપાહીઓ સમક્ષ હાજર થાય તે પહેલા તો લોહીની નીકો વહી ચૂકી હતી. સિપાહીઓએ આ વખતે જે ઉત્સાહ બતાવ્યો હતો, તે તરફ જોતાં અનુમાન કરી શકાય છે કે જો તેઓ કોઇ કુશળ સેનાપતિની તાબેદારી નીચે બંદોબસ્તપૂર્વક અંગ્રેજો સામે લડયા હોત તો તેઓને હરાવવાનું કામ અંગ્રેજી સૈન્યને માટે મુશ્કેલ થઇ પડત. પરંતુ આ વખતે તેઓ શૃંખલા પુરઃસર અંગ્રેજો સાથે લડવા તૈયાર થયા નહિ. તેઓ તે વખતે ગાંડા બની કેવળ વેર વાળવા માટે જ રોકાઇ રહ્યા હતા. ગમે તે રીતે અંગ્રેજોનાં ખૂન કરવાં

એજ તેઓનું મુખ્ય ધ્યેય થઇ પડયું હતું. ઉશ્કેરણીના જુસ્સામા તેઓની બુદ્ધિ સ્થિર રહી નહોતી, ગુસ્સાના આવેશમાં તેઓના કાર્યમાં શૃંખલા જળવાઈ રહી નહોતી અને અધિરાઇના પ્રબળ પ્રવાહમા તેઓનો મૂળ ઉદ્દેશ વ્યવસ્થિત રીતે નક્કી થયો નહોતો. તેઓ પોતાના સાથીઓને મુક્ત કરી ચોતરફ વિખરાઇ ગયા હતા અને ચારે તરફ ગોળીબાર કરી મિરતની યુરોપિઅન છાવણીમાં ભયંકર દૃશ્ય ફેલાવી રહ્યા હતા.

ઉત્તેજિત સિપાહીઓને હઠાવવા માટે ગોરા સિપાહીઓને ઘટનાસ્થળે હાજર થતા વિલંબ થયો હતો. જ્યારે બધા સૈનિકો પોતાના હથિયારો લઇ ગોઠવાયા, સિપાહીઓ પર ગોળા ફેંકવા માટે તોપ ગોઠવવામા આવી, ત્યારે મધ્યાકાળ વીતી ગયો હતો. અંધકાર ચોતરફ ફેલાઇ રહ્યો હતો. અંગ્રેજ સૈનિકો એ સમયે દેશી છાવણીમાં આવી પહોંચ્યા, તેઓને કોઈપણ સિપાહી મળ્યો નહિ. બધાં ક્યાં ગયા, તે કોઇ જાણી શક્યુ નહિ. પાયદળ સિપાહીઓમાંના મકાનો, કવાયતનું મેદાન, બધું ખાલી પડ્યુ હતુ. સેનાપતિ હ્યુઇટની નજરે એક પણ હથિયારબંધ સિપાહી પડયો નહિ. જેઓનો હલ્લો અટકાવવા ખાતર પોતાના સૈનિકોને લઇ હાજર થવું પડ્યું હતું, જેઓને યોગ્ય શિક્ષા કરવા માટે, જેઓની શક્તિ મૂળમાંથી ખોદી કાઢવા માટે દૃઢ નિશ્ચય કરવામા આવ્યો હતો, તેઓ બધા ગેબ થઇ ગયા હતા. સેનાપતિ નિરાશ થઈ ગયો, તેના બધા પ્રયત્ન નિષ્ફળ નીવડયા. તેના સૈનિકો સજ્જ થઇ ઉભા હતા, તોપો ગોઠવવામા આવી હતી; પરંતુ જેની સાથે લડાઇ કરવાની છે, તેઓનો તો પત્તો જ ન મળે. ગુસ્સાની સાથે સેનાપતિના હૃદયમાં

ાત્તાપનો અગ્નિ સળગવા લાગ્યો, ઘોડેસ્વાર સિપાહીઓનાં મકાનો
ાસે કેટલાક સિપાહીઓ જોવામાં આવ્યા ખરા, પરંતુ તેઓ પર
ળીબાર કરતાંજ તેઓ અંધકારમાં મળી ગયા. પાસેની ઝાડીમાં
ાથવા ઘરની પછવાડે છુપાયા હશે એમ ધારી સેનાપતિએ તે તરફ
ાપ છોડવાનો હુકમ આપ્યો. પણ સિપાહીઓનો પત્તો ન મળ્યો.
ાત્રિના સમયમા કોઇની હયાતીનાં ચિહ્ન માલુમ ન પડવાથી
ાપોનાં નિશાન વ્યર્થ નીવડયાં. અંગ્રેજ સૈનિકો કેટલાક નિષ્ફળ
અવાજ ફરી પોતાના મનમાં શરમાવા લાગ્યા. હવે સેનાપતિ સમજ્
ાયો કે, સિપાહીઓ આમ તેમ વિખરાઇ ગયા છે. પરંતુ
ાઓ કયાં ગયા છે, શું કરે છે, તે વાત કોઇ કહી શકયું નહિ.
ાવટે સિપાહીઓ યુરોપિયન છાવણી તરફ ગયા હશે, એમ ધારી
સેનાપતિએ કર્નલ વિલ્સનની સલાહ મુજબ તે તરફ સૈન્ય દોર્યું.
સેનાપતિના હુકમથી ગોરા સૈનિકો પોતપોતાના મકાનપર જવા લાગ્યા.
એ સમયે ચંદ્રમા ઉગ્યો હતો. ચોતરફ અજવાળું થઇ રહ્યું હતું.
બરાબર તેજ સમયે યુરોપિયન સૈનિકોએ દૂરથી પોતાના મકાનોને
સળગતા જોયા. આગના ભડકા ગગન ભણી પોતાની લોલ જિવ્હા
ફેલાવતા હતા. અંગ્રેજ સૈનિકો આ જોઇ ઉતાવળે પગલે એ ભયાનક
રંગભૂમિ તરફ જવા લાગ્યા. પરંતુ ત્યા પણ સિપાહીઓનો પત્તો ન
મળ્યો. પ્રચંડ આગમા તેઓના ઘર બડબડ કરતાં બળી રહ્યાં હતાં,
ભયંકર ભડકાથી ચોતરફ અજવાળું ફેલાઇ રહ્યું હતું, ભયંકર
અવાજથી દિશાઓ કંપતી હતી. અંગ્રેજ સૈનિકો વિસ્મયથી સ્તંભિત
થઇ ગયેલી આંખો વડે આ ભીષણ દેખાવ જોવા લાગ્યા; પરંતુ
તેઓની વેરવૃત્તિ સંતોષવાની તક ન મળી. તેઓ આ પ્રમાણે

લક્ષ્યભ્રષ્ટ થઇ લશ્કરી પોતાના પોતાના કવાયતના મેદાનપર આખી રાત પડયા રહ્યા

આ રાતે મિરતની છાવણીમા જે ભયકર બનાવ બન્યા હતા, તે બનાવનુ યથાસ્થિત વર્ણન ઇતિહાસમા સભવતુ નથી ગોધૂલિ વખતે, જ્યારે થોડો થોડો અધકાર ચોતરફ ફેલાઇ રહ્યો હતો, સધ્યાકાળનો મદવાયુ જ્યારે વૃક્ષોના પાદડાઓને જગ જરા ડોલાવી રહ્યો હતો, ત્યારે યુરાપિયન છાવણીમા આગ લગાડવામા આવી જેમ જેમ સધ્યાકાળ વીતવા લાગ્યો તેમ તેમ આગ ભીષણ રૂપ ધારણ કરવા લાગી યુરોપિઅન સિપાહીઓના મકાનો પરથી ઓફિસરોના મકાનો અને ત્યાથી બીજા અગ્રેજોના મકાનો દાવાનળમા સપડાયા. સધ્યાકાળ વીતી ગયા બાદ ચદ્રમા ઉગ્યો એ તરફ સ્નિગ્ધ કિરણો ફેલાવાથી પૃથ્વી હસવા લાગી પણ આગની ભયકરતા ઓછી થઇ નહિ ધૂમાડાથી આકાશ છવાઇ ગયુ, આગનો ભડકા એ ધૂમાડાના ઢગને ભેદી પોતાની લોલ જીહ્વા પ્રસારી રહ્યા હતા, જુદા જુદા આકાર ધારણ કરી ગગન તરફ ઉચા ચઢતા હતા ઘર તૂટી પડવાના ભયકર શબ્દો, ગૃહવાસીઓના આર્ત્તનાદ, અને ઉન્મત્ત સિપાહીઓના ભયકર કોલાહલથી ચારે દિશા કોલાહલ મય બની ગઇ હતી ઘોડાઓમા ઘોડા બાધેલા હતા, તેઓ ભરાડા પાડતા અગ્નિદેવને શરણ થતા હતા અગ્રેજ સ્ત્રીઓ અને બાળકો આત્મરક્ષણ માટે તરફડતા હતા, કોઇ અધકારને આધારે છૂપે સ્થળે જઇ રહ્યા હતા, કોઈ વિશ્વાસુ નોકર અને સૈનિકોને આધારે આત્મરક્ષા કરી રહ્યા હતા અને કોઇ પ્રાણ જવાના ભયથી ઉદ્‌ભ્રાન્ત બની જઇ આગના ભડકામા બળી ગખ થઇ ગયા હતા.

આવા મુશ્કેલ સમયમા જે હિંદીઓએ પોતાની જીંદગી જોખમમા નાખી અંગ્રેજોનુ રક્ષણ કર્યું હતું. તેઓનું સાહસ, વિશ્વાસુપણુ અને દયાળુપણુ અનંતકાળ સુધી ઇતિહાસકારોના પુસ્તકોમા કાયમ રહેશે. કમિશનર ગ્રિથેડ સાહેબ અને તેની પત્ની વિશ્વાસુ હિંદી નોકરોની મદદથી બચ્યા હતા એ સમયે સરદાર બહાદુર સૈયદ મીરખા નામનો એક અફગાન સૈનિક મિરતમા રહેતો હતો. અફગાન વિગ્રહમા જે યુરોપિઅનો કાબુલમા કેદ થયા હતા, સૈયદ મીરખાએ તેઓને બહુ મદદ કરી હોવાથી સરકારે તેને માસિક ૬૦૦ રૂપીઆનું સાલિયાણુ બાંધી આવ્યુ હતુ બ ડ ઉકતાજ એ૦ અફગાન અને ત્રીજી ઘોડેસ્વાર પલટણના એક ઓફિસરે કમિશનર સાહેબને આત્મરક્ષણ કરવાની તૈયારી કરવાનુ જણાવ્યુ. કમિશનર તરતજ પોતાની સ્ત્રી અને બીજી કેટલીક શરણાગત અંગ્રેજ સ્ત્રીઓ સાથે ઘરના છાપરા પર છુપાઇ રહ્યો ઉન્મત્ત માણસોનુ ટોળુ આવી પહોચ્યુ, ઘરનો સરસામાન લૂટી લીધો, અને છેવટે ઘરને આગ લગાડી. આગના ભડકા છાપરા સુધી પહોચ્યા છાપરાને આગ લાગવાની તૈયારી થઇ રહી, આખું મકાન ધુમાડાથી ભરાઇ ગયુ. કમીશનર કેટલીક કુળવાન સ્ત્રીઓ સાથે ભય અને નિરાશાથી છાપરા પર બેઠો બેઠો પોતાના જીવનનું શોચનીય પરિણામ વિચારી વ્યાકૂળ થઇ ગયો. નીચેના ભાગમા દારુણ હુતાશન પોતાનો પ્રભાવ વિસ્તારી રહ્યો હતો, ચારે તરફ શત્રુઓ ઉભા ઉભા કમિશનરનો જાન લેવાનો આગ્રહ દર્શાવતા હતા, આ વખતે નોકરોએ વફાદારી ન બતાવી હોય તો કમિશનરનો ઉદ્ધાર થાય તેમ નહોતુ, તેઓ પોતાની જિંદગી જોખમમા નાખી પોતાના માલેકને બચાવવા તૈયાર થયા કમિશનરનો એક માળી કે

જેનું નામ ગુલાબસિંહ હતું. તેણે જ્યારે આગ બગમર લાગી ત્યારે વિચાર કર્યો કે ઉશ્કેરાયેલા લોકોને સંપત્તિ લૂટવાનો ઘણો લોભ હોવાથી તેને લૂટફાટ કરવા યોગ્ય કોઇ બીજું સ્થળ બતાવવાથી તેઓ આ ઘર છોડી ચાલ્યા જશે. એવો વિચાર કરી ગુલાબસિંહે લુંટારા ખોર માણસો પાસે આવી પ્રથમ તો અતુજ લાગણી દર્શાવી પછી કહ્યું કે, હવે આ ઘરમા તપાસ કરવાથી કંઇ વળે તેમ નથી કારણકે સાહેબ અને તેમના મડમ તો ઘર છોડી દેવળ તરફ જતા રહ્યા છે. માટે જો આ ઘર છોડી તમે મારી સાથે આવો તો હું એક મોટી ગુદામ બતાવું તેમા લૂટ ચલાવવાથી તમને ઘણી મિલ્કત મળશે. વળી એક ઘાસની ગંજી પાછળ ફિરંગીઓ છુપાઇ રહ્યા છે, તેઓ પણ ત્યા જ મળી આવશે. લુંટારાખોરોએ આ વાત સાભળી કમિશનરનું મકાન મળગતુ છોડ્યુ. તે ઠેકાણે કમિશનરના જે નોકરો હતા, તેઓ બધુ જાણતા હતા, છતા કંઇ બોલ્યા નહિ તે વખતે તેઓના હૃદયમાં પણ દયા ઉભરાઇ આવી હતી, માટે તેઓ પોતાના દુખી માલેકને ક્રૂર શત્રુઓના હાથમા સોપવા તત્પર થયા નહિ. લુટારાખોરોએ તરવાર ઉગામી તેઓને બીક બતાવી હતી, પરંતુ તેઓએ બીકથી પોતાની કર્તવ્યબુદ્ધિ ભ્રષ્ટ કરી નહિ. બધાએ નિર્ભયતા અને દૃઢતાપૂર્વક ગુલાબસિંહની વાત ખરી છે એવી ખાત્રી આપી. પોતાના માલેક છાપરા પર છુપાઇ રહ્યા છે, એ વાત કોઇએ જણાવી નહિ. લુટારાખોરો તેઓની વાત પર વિશ્વાસ રાખી કમિશનરનું ઘર તજી ગયા. નોકરોએ આ વખતે તક જોઇ દિવાલ પર સીડી લગાડી કમિશનર અને તેની સાથેની સ્ત્રીઓ એ સીડી વડે નીચે આવી. ત્યાર પછી થોડાજ વખતમા પ્રચંડ આગનો પ્રતાપ સહન ન થવાથી છાપરું ભયંકર શબ્દ

કરી જમીનદોસ્ત થયું. પાસે એક બગીચો હતો. તેમાં તેઓ જઇ રહ્યા. હુલ્લડખોરોએ એ બાજુ તરફ બીજીવાર લક્ષ ન આપ્યું કમિશનર અને તેની સાથેની સ્ત્રીઓએ એ નિર્જન બગીચામા આખી રાત વીતાડી. બીજે દિવસે સવારમા ગુલાબસિંહ એક ગાડી લાવ્યો. તેમાં બેસી તે બધાં મિરતના યુદ્ધકળા શિખવનાગં મથકે જઇ પહોચ્યાં. આ વિશાળ જગામા બીજા યુરોપીયનોએ પણ આશ્રય લીધો હતો. મિરતમાં કિલ્લો નહોતો; આ શિક્ષાગાર આ સમયે કિલ્લા સ્વરૂપ નીવડયુ હતુ. અગ્રેજો આ સ્થળે રહી બચાવ કરવાનો પ્રયત્ન કરતા હતા.

કમિશનર ગ્રિયેડ સાહેબની જિંદગી આ રીતે બચી હતી, પણ મિરતમાંના બધા અંગ્રેજોના નસીબમા આવી સફળતા લખી નહોતી. અંગ્રેજ સૈનિકો, ઉશ્કેરાયલા સિપાહીઓને અટકાવવા માટે લડાઇના મેદાનપર ગયા હતા, છાવણીમા તેના છૈયાછોકરા અરક્ષિત અવસ્થામાં હતાં. ઉન્મત્ત લોકોના અસ્ત્ર ઘાતથી એ નિરપરાધી મહિલાઓ અને બાળકોના જીવ ગયા. મિરતના સિપાહીઓ અને બીજા લોકો તે વખતે એટલા તો ઉશ્કેરાઇ ગયા હતા કે તેઓનામાં કંઇ પણ જ્ઞાન રહ્યું નહોતું. દુર્દમનીય વેરવૃત્તિ તેઓના હૃદયમાં સ્ફુરીવળી હતી, પોતાના ધર્મના અપમાનથી તેઓની વિવેકબુદ્ધિ મંદ પડી ગઈ હતી, ગંભીર પ્રકારના ગુસ્સાથી તેઓની કર્તવ્યબુદ્ધિ કલંકિત થઇ ગઇ હતી. અગ્રેજોનો મૂળમાથી નાશ કરવો એજ તેઓનું મુખ્ય કર્તવ્ય થઇ પડયુ હતું, તેઓએ કોઈપણ ગોરી વ્યક્તિને જોઇ કે તરત પછી તે ભલેને સ્ત્રી હોય, પુરુષ હોય કે છોકરું હોય તેની પરવા ન કરતાં–તેના પર હથિયાર ચલાવતાં

પાછું વાળીને જોયું નહિ. ભયંકર શત્રુવટથી તેઓનાં હૃદય પાષાણ મય થઇ ગયાં હતાં હનાં. તેથી તેઓ કુલીન નારીઓના આર્ત્તનાદથી અને બાલકબાલિકાના મર્મસ્પર્શી કોલાહલથી જરા પણ ડગ્યા નહિ તેઓએ જરા પણ સંકોચ રાખ્યા વગર એ બધા જીવોની હત્યા કરી નાખી. આવું રાક્ષસી કામ કરતાં તેઓને જરાપણ કંટાળો છૂટયો નહોતો. બાળકબાલિકાના લોહીથી તેઓની તરવારો ખરડાઇ હતી, છતાં તેઓની ચમક ભાગી નહોતી. અગ્રેજોના શાસનથી અગ્રેજોની કાર્યપદ્ધતિથી તેઓનો સ્વભાવ એવો તો રાક્ષસી બની ગયો હતો કે એ ભયંકર સ્વભાવે એક વખતે તેઓને આવા શોચનીય કાર્યો કરાવ્યા હતા. [1]

કમાન ક્રેગીએ પોતાના તાબાના સૈનિકોને આ ભયંકર સમયમા પણ શાંત અને કર્તવ્યનિષ્ટ રાખ્યા હતા, તે અમે અગાઉ કહ્યુ છે. ક્રેગીની સ્ત્રી પોતાના મકાનમા આ દુર્ઘટનામાથી બચી હતી. તે જે ઘરમા હતી, તેની પાસેના ઘરમા એક યુરોપિઅન સ્ત્રી રહેતી હતી. જ્યારે ઉન્મત્ત સિપાઈઓ મકાને મકાને આગ લગાડવા લાગ્યા, આગના સપાટાથી મકાનો બળી ખાખ થઇ જવા લાગ્યાં, ત્યારે કપ્તાન ક્રેગીની સ્ત્રી પોતાની પાડોશણને બચાવવા તૈયાર થઈ. તેના હુકમથી નોકરોએ અગ્રેજ સ્ત્રીને નિર્ભયસ્થાનમા આણવા ગયા. નોકરોને ત્યા પહોચતા વાર લાગી. એ દરમ્યાન બધું પૂરુ થઇ ગયું. ક્રેગીના નોકરોએ ત્યા જઈ જોયું કે જેના રક્ષણ માટે

1 Greathed's Letter P. 291. Camp. Martin, Indian Empire, Vol. II. P.150 : Keiye, Sepoy War, Vol. I P. 68-69, Appendix P. 664-665.

તેઓને મોકલવામા આવ્યા હતા, તે ઘવાઇ જમીનપર પડી છે, તેનાં શરીરમાથી લોહીની ધારા છૂટે છે, લોહીથી બધી જમીન પલળી ગઇ છે; અસહાય કુલનારી દારણ અસ્ત્રાઘાતથી અનંત નિદ્રામા સૂતી છે. સિપાહીઓ આ અભાગી જીવની હત્યા કરી ઉન્મત્ત-પણે ક્રેગીના મકાન પાસે આવી પહોચ્યા. ક્રેગીના નોકરો માલિકની પત્નીને બચાવવા મરણિયા થઇ ઉભા. તેઓની વફાદારી કોઇ પણ રીતે વિચલિત થઇ નહિ. તેઓએ બધા સિપાહીઓને સંબોધી કહ્યું કે, "અમારા માલેક બધાના મિત્ર છે, તેઓએ કોઇની સાથે ગેરવ-ર્તણુક ચલાવી નથી, તેઓએ બધાનું ભલુ કરવામા જ પોતાનો બધો સમય ગુમાવ્યો છે, માટે તેનુ ઘર સળગાવવુ એ યોગ્ય નથી." નોકરોએ એમ કહી હુલ્લડખોરોને આગણામાથી બહાર કાઢવાના પ્રયત્નો કર્યા. તેઓના પ્રયત્ન વ્યર્થ ગયા નહિ. જ્યારે અંગ્રેજોનાં બધા મકાનો બળી ખાખ થઇ જતા હતા. ત્યા ક્રેગીનું મકાન બળતું નહોતું. [૧]

ઉન્મત્ત સિપાહીઓ જ્યારે ક્રેગીની અસહાય પત્નીને વધારે મુસ્કેલીમા મૂકતા જતા હતા, ત્યારે ચાર ઘોડેસ્વારો ત્યાં આવી પહોચ્યા. કપ્તાન ક્રેગીએ એ ચાર ઘોડેસ્વારોને પોતાનુ મકાન તથા પોતાની સ્ત્રીને બચાવવા મોકલ્યા હતા. ચારે ઘોડેસ્વારો વીજળીવેગે ત્યા આવી પહોચ્યા, ઝડપથી ઘોડાપરથી ઉતર્યા, અને નિસરણીદ્વારા ઉપર ચઢી ગયા. ક્રેગીની સ્ત્રીએ તેઓની સાથે આદરમાનપૂર્વક વાતચીત કરવા માટે હાથ લંબાવ્યો; પરંતુ તેઓએ તેનો હાથ પકડયો નહિ, પણ અતિશય વિનયથી નમન કરી કહ્યું કે, અમે

૧. Martin, Indian Empire. Vol. II. p. 150.

અમારી જિંદગીને સંકટમાં નાખી તમારૂં રક્ષણુ કરવા તૈયાર છીએ. અસાધારણ વફાદારીથી તેઓનુ સાહસ તથા ઉત્સાહ વધી ગયો હતો; તેથી તેઓ કોઇ પણ રીતે પાછાં પગલાં ન ભરતા આ કાર્ય કરવા તત્પર થયા હતા. આ ભયંકર સમયમા પોતાનાં માલિકની પત્નીનું રક્ષણ કરવુ એજ તેઓનું મુખ્ય કર્તવ્ય થઇ પડયુ હતુ. તેઓએ ભયભીત મિસિસ ક્રેગીને ઘરમા બેસી રહેવાનુ જણાવ્યુ. ઘરના વંડામાં જવાથી વધારે મુશ્કેલી આવી પડશે, એ વાત તેઓએ તેને વારંવાર સમજાવી. મિસિસ ક્રેગી પોતાના પતિ માટે બહુ ચિંતાતુર થઇ રહી હતી. તે વખતે શત્રુઓના ભયાનક કોલાહલ સિવાય બીજુ કંઇ સંભળાતું નહોતું, ભયંકર ધૂમાડો અને આગના ભડકા સિવાય બીજુ કંઇ દેખાતું નહોતુ. આવા સંકટના સમયમા ક્રેગીની સ્ત્રી પોતાના પતિ માટે ચિંતા કરવા લાગી. કપ્તાન ક્રેગી અત્યાર સુંધી પોતાનુ કર્તવ્ય બજાવતો હતો મકાનની મુલાકાત લેવા જેટલો તેને સમય મળ્યો નહોતો; હવે તેનુ કર્તવ્ય પૂરૂ થયુ હતુ, તે અશાન્તિમા શાન્તિ ફેલાવવા શક્તિમાન થયો હતો, તેના કર્તવ્યનિષ્ઠ સૈનિકો શાંતિથી પોતાનું કર્તવ્ય બજાવતા હતા, કપ્તાન ક્રેગીને હવે પોતાને ઘેર જવાનો સમય મળ્યો. પરંતુ તેને શંકા થતી હતી, તેનો ઉદ્વેગ વૃદ્ધિ પામતો હતો, તે વિચારવા લાગ્યો કે કદાચ મારૂં ઘર પ્રચંડ આગમા ભસ્મ થઇ ગયુ હશે, મારી પ્રિયતમા પત્નીના કોમળ શરીરપર તીક્ષ્ણ ધારવાળી તરવાર ફરીવળી હશે. ક્રેગી આવા વિચારો કરતો કરતો પોતાના મકાન પર આવી પહોંચ્યો. ત્યા આવી તેણે જોયુ કે, મંગળમય ઇશ્વરની કૃપાથી પોતાનું ઘર આગના પ્રચંડ આક્રમણમાથી બચી ગયુ છે, પોતાની પ્રિયતમા પત્ની અક્ષત શરીરે

બેઠી છે, પોતાના વિશ્વાસુ સૈનિકોએ જિંદગી જોખમમાં નાખી, મિસિસ ક્રેગીનું રક્ષણ કર્યું છે. ક્રેગીની ચિંતા શાંત થઇ, તેનો ઉદ્વેગ અંતર્ધાન થઈ ગયો. તે વધુ વખત ન વીતાડતાં પોતાની સ્ત્રી અને બીજી કેટલીક સન્નારીઓ સાથે કોઇ નિર્ભયસ્થાને જવા તૈયાર થયો. સ્ત્રીઓએ ગ્રીષ્મકાળને ઉપયોગી સફેદ પોશાક ધારણ કર્યો હતો, નાસતી વખતે સળગતી આગના આલોકમાં આ સફેદ પોશાક જોઈ, સિપાહીઓ હલ્લો કરે, એવી શંકાથી ક્રેગીએ તેઓને ઘોડા પર બેસાડી તેમનાં શરીર કાળાં વસ્ત્રોથી ઢાંકી દીધાં. બધાને સાથે લઇ તે થોડે દૂર આવેલાં એક મંદિરનાં ખંડિયેરમાં જઈ રહ્યો. આખી રાત એ ખંડિયેરમાં ગાળી. થોડે દૂર શત્રુઓનો ભયંકર કોલાહલ થતો સંભળાતો હતો. નાસેડુઓએ કોલાહલ વચ્ચે જીર્ણમંદિરનાં ખંડીયેરમાં નીરવપણે રાત્રિ ગાળવા લાગ્યાં. તેઓના મકાનો અત્યારે શત્રુઓની રંગભૂમિ બની રહ્યાં હતાં; પરંતુ આ વખતે પણ તેના વફાદાર નોકરો અને સિપાહીઓ પોતાનું કર્તવ્ય બજાવવામાં શિથિલ થયા નહોતા, તેઓ આ વખતે પણ ભારે સાહસ દર્શાવી પોતાના માલિકના દાહનું રક્ષણ કરતા હતા. ધીમે ધીમે એ ભયંકર રાત્રિ પૂરી થઇ, ઉન્મત્ત માણસો ભીષણ કાર્ય કરતા અટકયા, ધીમે ધીમે એ ભીષણ કાર્યને લીધે દંડાવાના ભયથી છૂપાવા લાગ્યા. ક્રેગીએ દીલગીર ચહેરે પોતાને ઘેર આવી રાચરચીલું એકઠું કરવા માંડયું. તેના ખિજમતદારે આ વખતે પોતાની ખરી વફાદારી બતાવી આપી. ક્રેગી અને તેની સ્ત્રી સરસામાન તપાસવા લાગ્યાં, જમવાનાં વાસણ વગેરે તેમની નજરે ન પડયું. પેલા વિશ્વાસુ ખિજમતદારે લૂટફાટ શરુ થયા પહેલાં તે બધાં એકઠાં કરી જમીનમાં દાટી દીધાં હતાં. જ્યારે લૂટ-

અમારી જિંદગીને સંકટમા નાખી તમારૂં રક્ષણ કરવા તૈયાર છીએ. અસાધારણ વફાદારીથી તેઓનું સાહસ તથા ઉત્સાહ વધી ગયો હતો. તેથી તેઓ કોઇ પણ રીતે પાછાં પગલાં ન ભરતા આ કાર્ય કરવા તત્પર થયા હતા. આ ભયંકર સમયમા પોતાનાં માલિકની પત્નીનું રક્ષણ કરવું એજ તેઓનું મુખ્ય કર્તવ્ય થઇ પડયું હતું. તેઓએ ભયભીત મિસિસ ક્રેગીને ઘરમા બેસી રહેવાનું જણાવ્યુ. ઘરના વંડામાં જવાથી વધારે મુસ્કેલી આવી પડશે, એ વાત તેઓએ તેને વારંવાર સમજાવી. મિસિસ ક્રેગી પોતાના પતિ માટે બહુ ચિંતાતુર થઇ રહી હતી. તે વખતે શત્રુઓના ભયાનક કોલાહલ સિવાય બીજુ કંઇ સંભળાતું નહોતું, ભયંકર ધૂમાડો અને આગના ભડકા સિવાય બીજુ કંઇ દેખાતું નહોતુ. આવા સંકટના સમયમા ક્રેગીની સ્ત્રી પોતાના પતિ માટે ચિંતા કરવા લાગી. કપ્તાન ક્રેગી અત્યાર સુધી પોતાનું કતવ્ય બજાવતો હતો મકાનની મુલાકાત લેવા જેટલો તેને સમય મળ્યો નહોતો. હવે તેનું કર્તવ્ય પૂરું થયુ હતુ, તે અશાન્તિમા શાન્તિ ફેલાવવા શક્તિમાન થયો હતો, તેના કર્તવ્યનિષ્ઠ સૈનિકો શાંતિથી પોતાનું કર્તવ્ય બજાવતા હતા, કપ્તાન ક્રેગીને હવે પોતાને ઘેર જવાનો સમય મળ્યો, પરંતુ તેને શંકા થતી હતી, તેનો ઉદ્વેગ વૃદ્ધિ પામતો હતો, તે વિચારવા લાગ્યો કે કદાચ મારૂં ઘર પ્રચંડ આગમા ભસ્મ થઇ ગયુ હશે, મારી પ્રિયતમા પત્નીનાં કોમળ શરીરપર તીક્ષ્ણ ધારવાળી તરવાર ફરીવળી હશે. ક્રેગી આવા વિચારો કરતો કરતો પોતાના મકાન પર આવી પહોંચ્યો. ત્યાં આવી તેણે જોયુ કે, મંગળમય ઇશ્વરની કૃપાથી પોતાનું ઘર આગના પ્રચંડ આક્રમણમાથી બચી ગયું છે, પોતાની પ્રિયતમા પત્ની અક્ષત શરીરે

બેઠી છે, પોતાના વિશ્વાસુ સૈનિકોએ જિંદગી જોખમમાં નાખી, મિન્સિસ ક્રેગીનું રક્ષણ કર્યું છે. ક્રેગીની ચિંતા શાંત થઇ, તેનો ઉદ્વેગ અંતર્ધાન થઇ ગયો. તે વધું વખત ન વીતાડતા પોતાની સ્ત્રી અને બીજી કેટલીક સન્નારીઓ સાથે કોઇ નિર્ભયસ્થાને જવા તૈયાર થયો. સ્ત્રીઓએ ગ્રીષ્મકાળને ઉપયોગી સફેદ પોશાક ધારણ કર્યો હતો, નાસતી વખતે સળગતી આગના આલોકમા આ સફેદ પોશાક જોઈ, સિપાહીઓ હલ્લો કરે, એવી શંકાથી ક્રેગીએ તેઓને ઘોડા પર બેસાડી તેમનાં શરીર કાળા વસ્ત્રોથી ઢાકી દીધા. બધાને સાથે લઇ તે થોડે દૂર આવેલાં એક મંદિરના ખંડિયરમા જઈ રહ્યો. આખી રાત એ ખંડિયેરમા ગાળી. થોડે દૂર શત્રુઓનો ભયંકર કોલાહલ થતો સંભળાતો હતો. નહાસેદુઓએ કોલાહલ વચ્ચે જીર્ણમંદિરના ખંડીયેરમાં નીરવપણે રાત્રિ ગાળવા લાગ્યા. તેઓના મકાનો અત્યારે શત્રુઓની રંગભૂમિ બની રહ્યા હતાં; પરંતુ આ વખતે પણ તેના વફાદાર નોકરો અને સિપાહીઓ પોતાનું કર્તવ્ય બજાવવામા શિથિલ થયા નહોતા, તેઓ આ વખતે પણ ભારે સાહસ દર્શાવી પોતાના માલિકના દાહનું રક્ષણ કરતા હતા. ધીમે ધીમે એ ભયંકર રાત્રિ પૂરી થઇ, ઉન્મત્ત માણસો ભીષણ કાર્ય કરતા અટકયા, ધીમે ધીમે એ ભીષણ કાર્યને લીધે દંડાવાના ભયથી છૂપાવા લાગ્યા. ક્રેગીએ દીલગીર ચહેરે પોતાને ઘેર આવી રાચરચીલું એકઠું કરવા માડ્યું. તેના ખિજમતદારે આ વખતે પોતાની ખરી વફાદારી બતાવી આપી. ક્રેગી અને તેની સ્ત્રી સરસામાન તપાસવા લાગ્યા, જમવાનાં વાસણ વગેરે તેઓની નજરે ન પડયું. પેલા વિશ્વાસુ ખિજમતદારે લૂટફાટ શરુ થયા પહેલાં તે બધાં એકઠાં કરી જમીનમા દાટી દીધાં હતાં. જ્યારે લૂટ-

કાટ બંધ પડી, ફ્રેગી પોતાને ઘેર આવ્યો, ત્યારે તેણે એ બધ વામણો બહાર કાઢી પોતાના માલિકને સ્વાધીન કર્યા. આવા કટોકટીના પ્રસંગે જ્યારે અગ્રેજો પોતાનો પ્રાણ મુઠીમાં લઈ છૂપાઇ રહ્યા હતા, તે વખતે તેમના હલકામા હલકા નોકરોએ પણ આવી સ્વામિભક્તિ બતાવી આપી હતી. ફ્રેગી ખપજોગો સરસામાન લઇ બહાર આવ્યો. જે ઘરમા તેણે ઘણાં વર્ષો ગાળ્યાં હતાં, તે ઘર છોડી તે પોતાની સ્ત્રી સાથે અંગ્રેજ તોપચીઓનો આશરો લેવા તેઓના મથક તરફ ચાલતા થયો. જે વિશ્વાસુ ઘોડેસ્વારોએ પોતાની જિંદગી જોખમમા નાખી અત્યાર સુધી તેનું રક્ષણ કર્યું હતું, જેના કૃત્યથી તેનુ ઘર દાવાનળમાથી બચ્યુ હતું. તેઓએ આ વખતે તેની સાથે યુરોપિયન મથકમા જવાની આનાકાની દર્શાવી. તેઓએ સાહસ અને વફાદારીની પરાકાષ્ઠા બતાવી આપી હતી. છતાં યુરોપિયન મથકમાં જવા તેમનું દિલ તૈયાર થયુ નહિ. તેઓએ વિચાર કર્યો કે ગોરા લોકો સમક્ષ જતા જ તેઓ આપણને કેદ કરશે, અમારી વફાદારીનું ઇનામ આપવુ તો દૂર રહ્યું પણ અમને કારાગૃહના મેમાન બનાવશે, તેઓના આ વિચારો જેમ જેમ સમય વીતતો ગયો તેમ તેમ દૃઢ થતા ગયા. અંગ્રેજી સૈન્ય કેવી કઠોરતા બતાવે છે, ગુસ્સાથી પાગલ બની કેવા કૃત્યો કરે છે, તે તેઓ બરાબર જાણતા હતા, માટે તેઓ સહેલાઇથી એ અનિષ્ટકારી અને ક્રોધોન્મત્ત સૈન્ય સમક્ષ જવા રાજી ન થયા. તેઓની આ ચિંતા દૂર કરવા માટે કપ્તાનને ખૂબ જહેમત ઉઠાવવી પડી હતી. અંગ્રેજોની શાસનનીતિથી લોકોના હૃદયમા કેવો ડર પેસી ગયો હતો, એ વાત આ બનાવ પરથી બરાબર સમજાય છે. આવી શાસનનીતિના દોષથી આ ભયાનક બળવો ફાટી નીકળ્યો

હતો. ઇતિહાસનું આ ગંભીર સત્ય સ્મૃતિપટપર કોતરી રાખવાની જરૂર છે. અંગ્રેજ સરકાર જે કાર્ય શરુ કરતી હતી. જે વિચાર પદ્ધતિને અનુસરતી હતી, જે શાસનનીતિ પ્રવર્ત્તાવતી હતી, તે દરેકમાં લોકો ઉંડા અવિશ્વાસની નજરે જોતા હતા. સિપાહીઓ સરકાર તરફથી શાંતિ પામતા નહોતા, સરકારની કાર્યપદ્ધતિની ચર્ચા કરતાં સુખની આશા રાખતા નહોતા. તેઓના મન ઇચક થઇ ગયાં હતાં, સરકાર કંઇ સારૂં કાર્ય આરંભતી, તોપણ તેઓ તે કાર્યમા કંઇ છૂપો ઉદ્દેશ ધારી લેતા. આ સબંધમાં એક અગ્રેજ ઇતિહાસકારે લખ્યું છે કે, " અમે કોઈ પણ બાબતમા અનિશ્ચિતપણું અથવા અધીરાઇ બનાવતા, તો તેઓ ધારતા કે જરૂર આમા કંઇ છૂપો ઉદ્દેશ છે. મિરતની આ ભયંકર રાત્રે જે સિપાહીઓએ વિશ્વાસુપણું બતાવ્યું હતું, તેઓએ પણ સ્પષ્ટ જણાવ્યુ હતુ કે લશ્કરી ખાતાના અધિકારીઓના ન્યાયપર અમને જરા પણ વિશ્વાસ નથી, અમે કેવળ અમારા કપ્તાન પર આધાર રાખી વફાદાર રહ્યા છીએ, તેમ ન હોત તો અમે પણ બંડખોર સિપાહીઓ સાથે ભળ્યા હોત[૧] ". હિંદના સિપાહીઓ સરકારના કાર્યો પર કેટલા બધા ખફા થયા હતા, કેટલા બધા અવિશ્વાસુ બન્યા હતા, તે આ બાબત પરથી સ્પષ્ટ માલમ પડે છે. બ્રિટિશ સરકારે જો ધીરજની હદ ન ઓળંગતાં ઉદાર વર્ત્તણૂક ચલાવી હોત, લોકોની કાયમી ભોગવટા પર, કાયમી રીતરિવાજપર છીણી ન મૂકી હોત, તો આ વિશ્વાસુ સિપાહીઓ કદી પણ બેવફા ન નીવડત. તેઓએ પોતાના સેનાપતિ પર વિશ્વાસ રાખ્યો હતો, ભયંકર મુશ્કેલીના વખતમા પણ તનતોડ પ્રયત્ને સેના-

૧ Martin Indian Emplre. Vol. II, P. 150.

પતિતું પડખું તજ્યું નહોતું, પોતાના સ્વદેશી ભાઈઓ વિરૂદ્ધ હથિ યારો ચલાવી અંગ્રેજોના જાન બચાવ્યા હતા; પરંતુ સરકાર પરં વિશ્વાસ ડગમગાવ્યો નહોતો. તેઓ વફાદાર, વિશ્વાસુ અને ધૈર્યશાળ હતા; પરંતુ સરકારની કૂટનીતિનાં વમળમાં પડી તેઓના બધા સા ગુણો ડુંબી ગયા હતા.

એ રાત્રે મિરત અને તેની આજુબાજુના ગામડાંના લોકો ઉશ્કે રાયલા સિપાહીઓ સાથે ભળ્યા હતા. અંગ્રેજ સરકારની કાર્યપદ્ધતિ જોઈ, સિપાહીઓની માફક તેઓ પણ અંગ્રેજો પ્રત્યે ગુસ્સે થયા હત ઉશ્કેરણીના તીવ્ર સ્રોતમાં તણાઇને તેઓ પણ રાત્રે અંગ્રેજોનું સત્યા નાશ વાળવા તૈયાર થયા હતા, તેઓની આ મેલી વૃત્તિ કોઇપણ રીતે અટકી નહોતી. અંગ્રેજોના મકાનો બાળી, અંગ્રેજ સ્ત્રીપુરુષોની હત્ય કરી, તેઓએ મિરતને શોચનીય દશ્યોની રંગભૂમિ બનાવી મૂક્યું હતું આખી રાત આ ભયંકર કૃત્યો પોતાનું સામ્રાજ્ય જમાવી રહ્યાં હતાં ધીમે ધીમે રાત પૂરી થઈ, તે સાથે એ ભયંકર ખૂનરેજી પણ શાંત પડી. ન્હાસેડુ અંગ્રેજો પોતાના છૂપાવાના સ્થાન તરફ ધીમે ધીમે બહાર નીકળવા લાગ્યા. વૈશાખ માસનો પ્રચંડ સૂર્ય પૂર્વ દિશામાં ઉગ્યો ધીમે ધીમે પોતાનાં તીક્ષ્ણ કિરણો ફેંકવા લાગ્યો. અંગ્રેજોના દુઃખનો પાર નહોતો, તેઓનાં મકાનો બળી ખાખ થઈ ગયાં હતાં, તેઓનાં પરિજનોનાં શબો ક્ષતવિક્ષિત સ્થિતિમાં આમતેમ પડયા હતાં. તેઓનો સાજ સરંજામ લૂંટાઈ ગયો હતો, ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયો હતો, તેઓ હવે બહાર નીકળી સજ્જનપને આ શોચનીય દશ્ય જોવા લાગ્યા. તેઓના સ્વર્ગતુલ્ય ઉધાનો અત્યારે શ્મશાનભૂમિ જેવા બની ગયા હતા, ચોતરફ રાખના ઢગલા, શબો, અને વિખરાઇ પડેલા સર-

સામાન સિવાય બીજું કંઇ દેખાતું ન હોતુ, તેઓ સ્વજનોના શબો જોઈ અશ્રુપાત કરવા લાગ્યા, મહા મહેનતે એકઠી કરેલી સંપત્તિનો નાશ થયેલો જોઇ ઊંડા નિસાસા નાખવા લાગ્યા. તેઓના હૃદયમા વેરની દેવી જાગૃત થઇ, પરંતુ એ દેવીને સંતોષવા જેટલુ સામર્થ્ય તેઓમા નહોતું. શત્રુઓ બીજે સ્થળે ચાલ્યા ગયા હતા. શહેર અને આજુબાજુના લોકો પોતપોતાને સ્થળે જઈ ધંધે વળગ્યા હતા. અંગ્રેજો તેઓનો પત્તો મેળવી શક્યા નહિ. અંગ્રેજ સિપાહીઓ શત્રુઓને ઠાર કરવા તલપી રહ્યા હતા, પણ તેઓને તેમ કરવાની તક મળી નહોતી. મિરતના અંગ્રેજો અત્યારે દિગ્મૂઢ બની ગયા હતા. ઓચિંતી મુશ્કેલી આવી પડવાથી ભય, ઉદ્વેગ અને શોકના પ્રબળ જુસ્સાથી તેઓની બુદ્ધિ ભ્રમિષ્ટ થઇ ગઈ હતી તેઓએ આ વખતે વિપક્ષીઓપર હલ્લો કરવાના કંઇ પ્રયત્ન ક્ર્યા નહિ. જ્યારે મિરતના ગોરા સિપાહીઓ પોતાની છાવણીમા ઉભા હતા, શત્રુઓ દિલ્હી તરફ ગયા છે, એવી બાતમી મેળવી તે બાજુએ જવાની તૈયારી કરતા હતા, ત્યારે સિપાહીઓ કંઇ પણ અડચણ વિના બીજે સ્થળે જઈ આત્મરક્ષણનો પ્રયત્ન કરતા હતા.

એ સમયે એક અંગ્રેજ સૈનિકે પોતાની વેરવૃત્તિ શાંત પાડવા તત્પરતા બતાવી. લેફ્ટેનેન્ટ મૂલર પોતાના મિત્રની સ્ત્રીને શત્રુઓની તરવારથી મરી ગયેલી જોઇ ખૂનીને શોધવા નીકળ્યો. તેને બાતમી મળી હતી કે, મિરતના એક કસાઇએ આ કરપીણ કાર્ય કર્યું છે. મૂલર તરત જ એ કસાઇને ઘેર જઇ પહોંચ્યો, તેને પકડી છાવણીમા લાવ્યો. એક ક્ષણમા ન્યાય અપાઈ ગયો. તરત જ પેલા અભાગીઆ કસાઇનું શબ પાસે આવેલા આંબાના ઝાડની ડાળીએ લટકવા લાગ્યું. આ વખતે

મિરતના અંગ્રેજો એટલા બધા ગભરાઈ ગયા હતા કે આ રીતે અને લોકોના જીવ જોખમમાં આવ્યા હોત. તેઓ યોગ્ય સમયે સજ્જ થઇ સિપાહીઓ સાથે લડાઇ કરી શક્યા નહોતા. જ્યારે સિપાહીઓએ છાવણીમાં આગો લગાડી બાળી, લૂંટ ફાટ ને કતલ કર્યાં ત્યારે અંગ્રેજ સેનાપતિ એ સ્થળે આવી શાંતિ સ્થાપી શકવાને અશક્ત નીવડ્યો હતો. ઘણા ગોરાઓ તે વખતે પોતપોતાના જીવ બચાવવા વ્યાકુળ બની ગયા હતા. ભાગ્યાતુટ્યા મંદિરો, નિર્જન ઝાડી વગેરેમાં તેઓએ આશ્રય લીધો હતો. તેઓએ નિર્જન સ્થળોમાં પણ પોતે હમણાં પકડાઇ જશે એવા વિચારથી થરથર કંપતા હતા. જ્યારે રાત વીતી, સવાર પડી, સિપાહીઓ દિલ્હી તરફ ચાલ્યા ગયા, ત્યારે તેઓ બહાર નીકળી પોતાની બહાદુરી દેખાડવા તત્પર થયા. શહેરના ઘણા દુકાનદારો તથા આજુબાજુના ગામડિયાઓ તેઓની આંખમાં કણીની માફક ખટકવા લાગ્યા. તેઓનું ચાલ્યું હોત તો તેઓ તેમાંના ઘણાખરાને કેવળ સંદેહપરથી ખૂની ઠરાવી ફાંસીએ લટકાવત અગર ગોળીથી મારી નાખત. પરંતુ સત્તાવાળા એવું કરવા તૈયાર નહોતા, આથી અંગ્રેજો વેર વેર પોકારતા હતા છતાં, ઇચ્છા પ્રમાણે વેરવૃત્તિ તૃપ્ત કરી શક્યા નહોતા.

સિપાહીઓએ કંપનિની કાર્યપદ્ધતિથી નારાજ થઇ ભયંકર ખૂનરેજી કરી હતી, એ ખરી વાત, પરંતુ આ કટોકટીના વખતે પણ વફાદાર હિંદીઓએ જે વફાદારી બતાવી હતી, તેની હકીકત ઇતિહાસના પૃષ્ટો પર સોનેરી અક્ષરે લખાઇ રહી છે. તેઓના સત્કર્મના એકાદ બે દાખલા અમે અગાઉ આપી ગયા છીએ. આ સ્થળે બીજા એકાદ બે દાખલા આપીએ છીએ. ૧૧ મી પલટણના બે સિપાહીઓ

એ મડમોને તેઓનાં સંતાનો સાથે બહુજ સાવચેતથી યુરોપિયન છાવણીમાં પહોંચાડી આવ્યા હતા. એક મુસલમાને કેટલાક ખ્રિસ્તીઓને આશ્રય આપી બચાવ્યા હતા. જો કે એ કામ કરતા તેની જિંદગી જોખમમાં આવી પડે તેમ હતું, છતાં તે એવી દયા દર્શાવતાં અચકાયો નહોતો. એક પરિચારિકા અને ધોબીએ એક મુશ્કેલીમાં આવી પડેલી મડમના છોકરાને બચાવ્યા હતા, તેઓએ પોતાનાં કપડાં વડે પેલી મડમને ઘુંઘટ કઢાવી બચાવવાનો પ્રયત્ન કર્યો હતો, પરંતુ દૈવયોગે તેઓનો એ પ્રયત્ન નિષ્ફળ નીવડયો હતો. એક હુલ્લડખોરે પેલી મડમનો ઘુંઘટ ખોલ્યો, તરત જ તે તેને મડમ તરીકે ઓળખી ગયો, તેણે તરવારના એક જ ઝટકાથી પેલી મડમના બે કકડા કરી નાખ્યા. એ અભાગણીનાં છોકરા કેવળ પેલી દાસી તથા ધોબીની મદદથી બચ્યા.[1] મિરતની ભયંકર ખૂનરેજી વખતે પણ આવા કોમળ દૃશ્યો ભજવાયાં હતા. લોકો જેને હલકા ગણી કાઢતા, તેવા લોકો આવા દયાળુ કામ કરી ઇતિહાસમા કીર્તિ મેળવી ગયા છે. અપક્ષપાત ઈતિહાસ કદી પણ આવા પવિત્રતામય ચિત્રો પોતાનાં હૃદયપરથી લૂછી નાખશે નહિ.

અંગ્રેજ ઇતિહાસકારો અને અંગ્રેજ રાજનીતિજ્ઞોમાના ઘણા ખરા મિરતની આ ખૂનરેજી વખતે સેનાપતિ હ્યુઇટ ચલાવેલી વર્તણુકનાં વખાણ કરતા નથી. જ્યારે સિપાહીઓ હથિયારબંધ થઇ પોતાના સોબતીઓને જેલમાથી છોડાવવા ગયા, ત્યારે સેનાપતિએ વાસ્તવિક રીતે કંઈ કર્યું નથી તેના તાબામા ગોરા સિપાહીઓ અને તોપોનો તોટો નહોતો. પરંતુ તે એ બધુ તૈયાર કરી શત્રુઓ સમક્ષ યોગ્ય.

---

1. Kaye, Sehoy war, Vol. II. P. 74.

સમયે હાજર થયો નહિ. ઓચિંતું બંડ ઉઠવાથી તે ગભરાઇ. ગ
હતો, તેની કાર્યપદ્ધતિમાં કશો નિશ્ચય નહોતો[૧] કોઇ કોઇ વ
હ્યુધ્ટની સાથે હિંદના વડા સેનાપતિનો પણ વાંક કાઢે છે. લો
એલેન્બરોએ એક વખત પોતાનાં ભાષણમાં જણાવ્યું હતું કે, "મિ
રતના સિપાહીઓ સાંજના ૭ વાગે આપણી વિરુદ્ધ ઉઠયા હતા.
વખતે મિરતમા એક ગોરી પલટણ, એક ઘોડેસ્વાર પલટણ અ
પુષ્કળ તોપો હતી, તોપણ બંડખોર સિપાહીઓ અડચણ વિન
૩૦–૪૦ માઈલ દૂર ચાલ્યા ગયા. આમ શાથી થયું ! મિરત
સૈનિકો જે સેનાપતિના તાબામા હતા તે સેનાપતિ વિષે તેઓ ક
જાણતા નહોતા. કોઇ પણ સરકાર આવા સેનાપતિને લશ્કર
સરદારી આપી શાબાશી મેળવી શકે નહિ. એ સમયે હિંદનો વડ
સેનાપતિ ક્યાં હતો ? તે આ વખતે પોતાના સૈનિકો સમક્ષ કેમ હાજ
ન થયો ? મુશ્કેલી વધતી જાય છે, એ વાત તે બરાબર જાણતો હતો
આ મુશ્કેલી તેની ચારે બાજુએ ફરી વળતી જાય છે, તે પણ 
અવશ્ય જાણતો હતો; તો પણ તે બળવાનો પ્રદેશ છોડી મજેથ
શીતળ ટેકરી પર હવા ખાતો હતો. જેનાપર ભારે જવાબદારી
મૂકવામા આવી હોય, તેણે આવી રીતે વર્તવું એ કદી ઉચિત
ન ગણાય." [૨]

સિપાહીઓએ અંગ્રેજોપર ઓચિંતો હલ્લો કેમ કર્યો, આમ
ઓચિંતી ખૂનરેજી શામાટે મચાવી, તેના કારણો ગણાવતાં ઘણાખરા
જણાવે છે કે, ત્રીજી ઘોડેસ્વાર પલટણના ૮૫ સિપાહીઓને કઠોર

---

૧. Holmes, Indian Mutiny P. 150.

૨. Martin Indian Empire, Vol. II. P. 154.

ભગ્ન કરવાથી આવું પરિણામ આવ્યું હતું. વિલાયતમાંના અનેક રાજપુરુષોએ પણ આનેજ મત દર્શાવ્યો છે. ઇસ્ટ ઇંડિયા કંપનિના માજી પ્રમુખ કર્નલ સ્કાઇસે કહ્યું હતું કે, શક પડતા ટોટા લેવાની ના પાડવાના કારણથી જો મિરતના ૮૫ સિપાહીઓને સાધારણ કેદીઓની માફક બેડીઓ પહેરાવી ૧૦ વર્ષ સુધી સખ્ત મજુરી કરાવવા માટે જેલમાં મોકલવામાં ન આવ્યા હોત, તો સિપાહીઓ કદી પોતાના ઓફિસરોના લોહીથી હાથ ખરડત નહિ. સ્કાઇસ સાહેબે એક બીજે સ્થળે કહ્યું હતુ કે, "કવાયતના વિશાળ મેદાનપર જ્યારે સિપાહીઓને બેડીઓ પહેરાવવામા આવી, ત્યારેજ આખા લશ્કરના હૃદયમા વીજળીના આંચકા માફક અનુકંપાની લાગણી ફરી વળી હતી, આ પહેલા સિપાહીઓમા સંદેહ ઉત્પન્ન થયો હતો ખરો, પરંતુ બધા પરસ્પર અનુકંપાના તાતણાથી બંધાયા નહોતા, બધાની લાગણી, બધાની ધારણા એક સરખી નહોતી. પરંતુ જ્યારે તેઓએ પોતાની પલટણમાના કેટલાકને કેદ થયેલા જોયા, ત્યારે તેઓ બધાએ એ અપમાન, એ શોચનીય દુર્દશા પોતાનીજ થયેલી છે. એમ માની લીધુ. [૧] " સેનાપતિ હ્યુઇટ આ પ્રસંગે જણાવ્યુ છે કે, મિરતના સિપાહીઓએ અગાઉથી મસલત કરી અંગ્રેજોપર હુમલો કર્યો હોય એમ જણાતુ નથી એક પલટણ તેઓના હથિયાર છિનવી લેવા આવે છે, એવી ગપ્પ ઉડતાં તેમની ચિત્તવૃત્તિ ચળી ગઇ. ૬૦મી ગોરી પલટણ સંધ્યાકાળની ઉપાસના માટે દેવળમાં જવા ક્વાયતના મેદાન ઉપર એકત્ર થઇ હતી. જ્યારે સિપાહીઓએ એ પલટણને આ વિશાળ મેદાન પર ઉભેલી જોઇ, ત્યારે

૧. Martin, Indian Empire, Vol. II. P. 158-154.

તેઓને ખાત્રી થઈ કે એ વાત ખરી છે. સમય કટોકટીનો છે, હમણાં જ આ પ્રસંગ અમારાં હથિયારો છીનવી લેશે; આવા વિચારથી તે- ઓએ તરતજ અંગ્રેજોને વિરૂદ્ધ બંડ ઉઠાવ્યું. [1] એક અંગ્રેજ ઇતિહાસ- કારે પણ એજ વાતનો ઉલ્લેખ કર્યો છે. [2] પરંતુ એ સિપાહીઓને બંડ ઉઠાવવાનું ગૌણ કારણ હતું. બ્રિટિશ સરકાર ઘણો સમય થયા આવા બળવાના બીજને વાવતી આવી હતી. લોર્ડ ડેલહાઉસીએ જ્યારે પંજાબ પર બ્રિટિશ વાવટો ઉડાડ્યો, ત્યારથીજ સિપાહીઓનાં મન ખળભળી રહ્યાં હતાં. ત્યારપછી જ્યારે તેઓએ નાગપુર ઝાંસિ સતારા, અયોધ્યા વગેરે રાજ્યો એક પછી એક કંપનિના તાબામાં આવી પડતાં જોયાં, ત્યારે તેઓનાં હૃદય અધિક ખળભળી ઉઠ્યાં. તેઓએ વિચાર્યું કે કંપનિએ જેવી ચતુરાઈથી આ બધાં રાજ્યો ખાલસા કર્યાં છે, તેની જ ચતુરાઈથી તે કોઈ વખત અમારો ધર્મ, અમારા રીતરિવાજો નષ્ટ કરવા તૈયાર થશે. સમયના ફેરફાર સાથે બ્રિટિશ હિંદમાં ઘણા નવીન વિષય-ઘણી નવીન પદ્ધતિ પ્રગટ થવા લાગી, અંગ્રેજી ભાષાના શિક્ષણથી કેટલાક સનાતન રીતરીવા- જોનો પાયો ડગમગવા લાગ્યો; એટલે સિપાહીઓની અધિરાઈ વધી ગઈ. તેઓ કંઈ કાર્યકારણ પરંપરાનો વિચાર કરી શકે તેવા નહોતા; માટે તેઓ આવા અચિંતનીય ફેરફારથી ખુશી થયા નહિ. ઉલટા તેથી તેઓના જુના વિચારો દૃઢ થવા લાગ્યા, તેઓની આગળ નાના પ્રકારના સંશયો નાના પ્રકારની મૂર્તિ ધારણ કરી ફેલાવા લાગ્યા. તેઓએ ધારી લીધું કે જે શત્રે અંગ્રેજોએ પંજાબ ખાલસા કર્યું

---

૧. Indian Empire, Vol. II. P. 147.

૨. Kaye, Sepoy War, Vol. P. 57.

છે, તેજ રીતે તેઓ હવે લોકોને ધર્મભ્રષ્ટ કરવા તત્પર થયા છે.[1] ત્યારબાદ લોકોની અપૂર્વ કલ્પનાથી નાના પ્રકારનાં ગપ્પાં ઉત્પન થવા લાગ્યાં, અપવિત્ર રોટાની વાત, અસ્પૃશ્ય મેંદાની વાત વીજળી વેગે ચોતરફ ફેલાઇ ગઇ. સિપાહીઓ શંકાશીલ બની બુદ્ધિ ગુમાવી બેઠા. તેઓ ધર્મભ્રષ્ટ થવાની બીકથી જેવો ત્રાસ પામતા, તેવોજ ત્રાસ હથિયાર છીનવી લેવાની વાતથી પામતા હતા. બરતરફ થવાની બીકથી તેઓ દિગ્મૂઢ બની જતા હતા. મિરતના સિપાહીઓની બગ-બર આવી દશા થઇ હતી. આવા ઉશ્કેરણીના વખતમા કોઇએ ગપ્પ ઉડાડી કે યુરોપિઅન સિપાહીઓ ઓચિંતા આવી દેશી સિપાહીઓના હથિયાર છીનવી લેવાના છે અને તેઓને કેદ કરવાના છે. આ ગપ્પાથી સિપાહીઓની લાગણી ઉશ્કેરાઇ ગઈ, તેઓ દરેક ગોરા સિપાહીનું દરેક કાર્ય સંશયની નજરે જોવા લાગ્યા; આથી ૬૦ મી ગોરી પલટણ જ્યારે કવાયતના મેદાનપર એકત્ર થઇ, ત્યારે તેઓ ચમકી ગયા. તેઓએ પેલા ગપ્પા પર આધાર રાખી નિશ્ચય કરી લીધો કે આ પલટણ અમારા હથિયાર ઉતારી અમને કેદ કરશે, અમારા પગમા બેડીઓ નાખશે, હાથમા હાથકડીઓ પહેરાવશે, ત્રીજી ઘોડેસ્વાર પલટણ આ વખતે બહુજ ઉશ્કેરાઇ ગઇ. તેના ૮૫ સિપાહીઓ હથિયાર ગુમાવી, પગમા બેડીઓ પહેરી જેલમા સખ્ત મજુરી કરતા હતા. તેઓ આ વખતે તેઓના જેવી પોતાની દુર્દશા થવાની છે, એ વિચારથી તિરસ્કાર, શરમ અને ક્ષોભના માર્યા

---

૧. લખનોરમાં સર હેન્રિ લોરેન્સને જે જમાદાર સાથે વાત થેઇ હતી, તેણે પણ આવોજ મત પ્રદર્શિત કર્યો હતો.

ઉન્મત્ત બની ગયા. આજુબાજુના લોકોએ તેઓની વેરવૃત્તિ નિરંકુશ બનાવી મૂકી હતી,[1] આ વખતે ૬૦ મી ગોરી પલટણને કવાયતના મેદાનપર એકત્ર થયેલી જોતાજ દરેક સિપાહી ધારવા લાગ્યો કે આ લોકોને હાથે અમારી ભયંકર દુર્દશા થવાની છે. તેઓ અગાડથી બ્રિટિશ સરકારની કાર્યપદ્ધતિથી ડરી ગયા હતા; અત્યારે ભયના જુસ્સાથી તેઓની ધીરજ જતી રહી યુરોપિઅન સિપાહીઓ જ્યારે દેવળમા જવા તૈયાર થયા હતા, તે વખતે સિપાહીઓ ઘોડેસ્વાર થઇ તીવ્રવેગે જેલ તરફ દોડયા. ધુધવાતો અગ્નિ પ્રગટ થયો. જોતજોતામા આખા મિરતમા એ દાવાનલ ફેલાઈ ગયો.

મિરત પછી મહાનગરી દિલ્હી યુદ્ધોન્મત્ત સિપાહીઓથી કંપવા લાગી. દિલ્હીનો જૂનો ઇતિહાસ અનેક ઘટનાવૈચિત્ર્યથી ભરપૂર છે

---

૧. આ સબંધમા એક અગ્રેજે કહ્યું છે કે લોકોની વાતોથી આ સિપાહીઓ બહુ ઉશ્કેરાતા. બજારના લોકોએ તેઓને એવું કહ્યુ હતુ કે, "તમારા ભાઇઓ આવા આભૂષણોથી ( કેદ કરવામા આવેલા સિપાહીઓના પગમાની બેડીઓને ઉદ્દેશી આમ કહેવામા આવ્યું હતું ) અલંકૃત થઈ કેદમા સખત મજુરી કરે છે. શામાટે ? કારણ કે તેઓ પોતાના ધર્મમાથી એક ડગલુ પણ પાછા હઠવ માગતા નહોતા. અને તમારા જેવા બાયલા પોતાના નસીબમ શું લખ્યુ છે તેનો વિચાર જ કરતા નથી. જો તમારામા જરાપણ માણસાઇ હોય, તો અત્યારેજ જાઓ, તેઓને છૂટા કરો. J. C. Vilson, Moradabada Reports Comp. Kay Sepoy War, Vol. II. p. 57. note.

આ સમયે ઇતિહાસની એ વૈચિત્ર્યપૂર્ણ કથા લોકોની યાદદાસ્તમાં ગુમ થઇ ગઇ નહોતી. હિંદુ રાજચક્રવર્તી મહાવીર પૃથ્વીરાજનું પ્રિય સ્થળ મોગલ સમ્રાટ અકબરશાહની પ્રમોદ ભૂમિ આ સમયે પણ ભૂતકાળનાં ગૌરવની વાતોથી લોકોનાં મન રંજન કરતી હતી: કાળનાં પ્રચંડ મોજાંથી દિલ્હી અગાઉનું ગૌરવ ગુમાવી બેઠી હતી, પરાક્રમી મોગલ વંશનો વંશજ સમયના પ્રવાહમાં ઘસડાઇ પોતાનું ગૌરવ ગુમાવી બેઠો હતો, તેની પ્રજા બીજાનાં રક્ષણ તળે આવી પડી હતી. જ્યારે સિપાહીઓનો બળવો ફાટી નીકળ્યો, ત્યારથી પચાસ વર્ષ પહેલાં મોગલ અધિપતિ સંપત્તિ અને સત્તાથી ચ્યુત થઇ કંપનિના તાબામાં આવી પડ્યો હતો. પરંતુ તેના વંશનું પ્રાચીન ગૌરવ, પ્રાચીન જાહોજલાલી, પ્રાચીન સત્તા હજુ સુધી લોકોની યાદ દાસ્તમાં તાજી જ હતી. અકબરશાહ જે શક્તિથી વિસ્તીર્ણ રાજ્ય જમાવી પ્રખ્યાત થઇ ગયો હતો, શાહજહાં જે પ્રભાવથી સત્તા ચલાવી પોતાની મહત્તા જાળવી રહ્યો હતો, ઔરંગઝેબ જે કુનેહથી આખાં હિંદમા સર્વત્ર પોતાનો ડંકો વગાડી ગયો હતો, તે બધું લોકોની સ્મૃતિમાં તાજું હતું. જો કે અત્યારે મોગલ સામ્રાજ્યનો ધ્વંસ થયો હતો, મોગલ વિજયપતાકા હિંદના કોઇપણ ભાગમાં ઉડતી નહોતી, તોપણ મોગલોની શક્તિ આગળ હજુ દરેક માથાં નમાવતા હતા. એ સત્તા અને ગૌરવ અત્યારે ભૂતકાળમાં વિલીન થઈ ગયેલ હોવા છતા લોકોનાં મન પર એવી દઢ છાપ પાડી ગયાં હતાં, કે કોઇ પણ એ ગૌરવનું અપમાન કરવાનું સાહસ કરતું નહિ. હિંદમાં બ્રિટિશ કંપનિની સત્તા સ્થપાયા પછી પણ થોડી મુદત સુધી દિલ્હીના મોગલ ચક્રવર્તીના નામના સિક્કા પડતા હતા. અત્યારે એ શહેન-

શાહનું રૂપાંતર થઈ ગયું હતું; ખરૂં પરંતુ એ રૂપાતર થવાથી તે લોકોના અનાદરને પાત્ર થયો નહોતો. હિંદુ અને મુસલમાન બંને જાતિ કંઇ પણ ભેદ વગર એક સમયે મોગલ સરકારના મુખ્ય રાજકાર્યોમાં જોડાયલી હતી, બંને જાતિ કંઇ પણ ભેદ વગર હિંદી લશ્કરની સરદારી ભોગવતી હતી, રાજનૈતિક બાબતોમા મોગલોને સલાહ આપતી હતી. અને સામ્રાજ્યના તાબાના પ્રદેશોપર શાસનકર્ત્તાની પદવીએ નિભાવ, પોતાની શક્તિ અને સત્કાર્યો વડે ગૌરવ મેળવતી હતી. અત્યારે તેઓના સંતાનોએ જોયું કે અમારી એ શક્તિ, એ પ્રાધાન્ય, એ મહત્તા, ચાલુ સરકારની રાજનીતિને લીધે નાશ પામી છે. મોગલ સામ્રાજ્યમા અમારા પૂર્વજો જે મહત્તા મેળવી પ્રખ્યાત થઈ ગયા હતા, તે મહત્તા અંગ્રેજોના અમલમા મરી પરવારી છે, આથી તેઓ અંગ્રેજો કરતા હાલના મોગલ શહેનશાહને વધારે શ્રદ્ધાની નજરે જોતા હતા. તેઓના પૂર્વજો, જેના પૂર્વજોની અભેદ નીતિને લીધે, સુંદર રાજનિતીને લીધે સેનાપતિ, મહેસુલી ખાતાંના અમલદાર, સુબેદાર વગેરેના હોદ્દા મેળવતા, તે વાત તેઓ તેની ચાલુ અધોગતિમાં પણ વિસરી ગયા નહિ. દિલ્હીનો સુંદર રાજમહેલ અત્યારે પણ શોભા ફેલાવી રહ્યો હતો. હિંદુ અને મુસલમાન બંને જાતિ આ રાજમહેલ જોઇ વિચાર કરતી કે અમારા પૂર્વજો એક વખત આ રાજમહેલમાં એકઠા મળી શહેનશાહની કૃપાથી અને પોતાની શક્તિ તથા મહત્તાથી પ્રખ્યાતિ મેળવતા, અત્યારે અમારા એ દહાડા તો ગયાએ આશા અને વિશ્વાસ પણ અત્યારે દૂર-સુદૂર સરી પડે છે. અત્યારે અમે નવીન સરકારની નજરે સત્તા, અધિકાર અને સંપત્તિથી ચ્યુત

ગણાયા છીએ.[૧] મોગલ શહેનશાહ અમારા પિતા અથવા અમારા પિતામહો પર જે અનુગ્રહ દર્શાવતા, તે અનુગ્રહ હાલની સરકારના વખતમાં મેળવવો એ મિથ્યા છે. આમ હોવાથી દિલ્હીનો શહેનશાહ દુર્દશામાં આવી પડયો હોવા છતા તે લોકોની જૂની મહત્તાનો ઉદ્દીપક હતો. દિલ્હી અત્યારે રાજલક્ષ્મીથી તજાએલી છતાં પોતાનાં જૂના ગૌરવથી આદરણીય ગણાતી. જેમ કવીઓ તેને પોતાની કવિત્વશક્તિની ઉદ્દીપક માનતા, શિલ્પીઓ પોતાની શિલ્પચાતુરીનું વિકાસક્ષેત્ર માનતા, ઇતિહાસકારો પોતાના ગુણનો મહિમા બતાવવાનું સ્થળ માનતા, તેમ હિંદના હિંદુ અને મુસલમાન તેને આત્મસન્માન અને આત્મગૌરવ દર્શાવનારી ભૂમિ માની સંતોષ પામતા.

સિપાહીઓના બળવા વખતે દિલ્હીમા જે બનાવો બન્યા, તેનું વર્ણન કરતા પહેલા દિલ્હીના શહેનશાહો વિષે થોડી હકીકત જણાવવી જોઇએ. ઓગણીસમી સદીની શરુઆતમા લોર્ડ લેક અને વેલેસ્લિએ દિલ્હીના શહેનશાહ શાહઆલમને પ્રબળ પરાક્રમી મરાઠાઓના હાથમાથી છોડાવ્યો એ વખતે શાહઆલમની સ્થિતિ બહુ ખરાબ હતી તે વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઈ, આંધળો બની દીનભાવે દહાડા ગુજારતો હતો.[૨] મરાઠાઓના હાથમાથી છુટકારો મેળવી વૃદ્ધ

---

૧ Martin, Indian Empire, Vol. II. p. 156.

૨. લોર્ડ લેકની સાથે વૃદ્ધ શાહઆલમના મેળાપ વિષે સરકારી કાગળોમા આ પ્રમાણે લખવામા આવ્યું છે. શાહજહાએ બનાવેલા સુંદર રાજમહેલમા વડો સેનાપતિ મોગલ શહેનશાહ સમક્ષ હાજર થયો. શહેનશાહ અતિશય વૃદ્ધ અને આંધળો થઇ ગયો છે. નાના પ્રકારની દુર્ઘટનાને લીધે તેની અવસ્થા બહુ શોચનીય થઇ

મોગલ શહેનશાહ હવે અંગ્રેજોના હાથમાં આવી પડયો. મરાઠાઓની ઊંચી આશા નિર્મૂળ થતા ફ્રેંચોએ પણ દુર્બળ બની હિંદમા સામ્રાજ્ય પ્રાપ્ત કરવાની આશા છોડી દીધી. સર્વત્ર અંગ્રેજોની શક્તિ ફેલાવા લાગી. અંગ્રેજોએ બહારથી તો વૃદ્ધ શાહઆલમ તરફ કોઈ પણ જાતનો અવિવેક બતાવ્યો નહિ. હિંદનો ગવર્નર જનરલ શાહઆલમને માન આપતો. પરંતુ માન આપવા સાથે કંપનિ પોતાનો સ્વાર્થ સાધવાની તક જવા દે તેવી નહોતી તેણે શાહઆલમને મુક્ત કરી, પોતાની સત્તા વધારી, તેનું રાજ્ય કંપનિના તાબામાં ગયુ. દિલ્હીની લડાઇમા મરાઠાઓને હરાવી જ્યારે 'લોર્ડ' લેક શાહઆલમ પાસે ઉપસ્થિત થયો, ત્યારે તે મરાઠાઓ કરતા વધારે ઉદારતા બતાવી શકયો નહિ. મરાઠાઓએ શાહઆલમના ભરણપોષણ માટે જે સાલિયાણુ બાંધી આપ્યુ હતું, તે સાલિયાણામા લોર્ડ લેક જરા પણ વધારો કરી શકયો નહિ.

કંપનિએ આ પ્રમાણે વૃદ્ધ શાહઆલમને પોતાની સંપૂર્ણ સત્તા નીચે રાખ્યો. અત્યાર સુધી તે સમગ્ર ભરતખંડના શહેનશાહ તરીકે માન પામતો હતો, હવે તેની મહત્તા ઘટી ગઇ. દિલ્હીનો શહેનશાહ હવે પોતાના અને કુટુંબીજનોના ભરણપોષણ માટે વાર્ષિક ૧૦ લાખ રૂપીઆનું સાલિયાણુ મેળવવા લાગ્યો. પરાક્રમી તૈમુરના રાજ્યનું આ રીતે અધ:પતન થયુ. સમગ્ર ભરતખંડનો અદ્વિતીય

---

પડી છે. પોતાનું પ્રાધાન્ય અને સત્તા નાશ પામેલી હોવાથી નિરાશ થઇ વૃદ્ધ અને અંધ શહેનશાહ મહેલમા એક સાધારણ બેઠક પર બેઠો હતો. તે વખતે તેની અવસ્થા અતિશય દયા ઉપજાવે તેવી હતી. Kaye, Sepoy War, Vol. II. p. 3. note.

શહેનશાહ, અપરિસીમ શક્તિનું અદ્વિતીય અવલંબન, આ પ્રમાણે પોતાની અપાર સત્તા ગુમાવી અંગ્રેજ કંપનિનો ગુલામ બન્યો. આ શોચનીય અવસ્થામા પણ વૃદ્ધ શાહઆલમે એક બાબતમાં પોતાની શક્તિ દર્શાવી આપી. મોગલ શહેનશાહોમાંના ઘણાખરા કવિ હતા, તેઓની રસમયી લેખિનીમાંથી કવિત્વ ઝરતું. શાહઆલમ પણ આવી દીન હાલતમા એ કવિત્વ રસથી વંચિત થયો નહોતો. પાર્થિવ વૈભવ, પાર્થિવ ગૌરવ ગુમાવ્યાથી તેણે હવે અપાર્થિવ વિષયમા મન પરોવ્યું હતું. દીનતા અને હીનતાના દુઃખમા ડુબ્યા છતા તેણે ઉંચા વિચારોમા ગરક થઇ પોતાની કવિત્વ શક્તિનો પૂરેપૂરો વિકાસ કર્યો હતો. વૃદ્ધ શહેનશાહે આવી અવસ્થામાં કહ્યું છે કે, "દુર્દશાનાં પ્રબળ વાવાઝોડાંએ મને હરાવ્યો છે. તેણે મારી બધી મહત્તા અનંત વાયુરાશિમાં ફેલાવી દીધી છે, મારૂં રત્નજડિત સિંહાસન ઉડાડી દીધું છે. હું ગાઢ અંધકારની ઊંડી ગુફામા ડુબી ગયો છુ, છતાં એક સમયે પવિત્ર અને સર્વશક્તિમાન ખુદાતાલાની કૃપાથી ઉજ્જ્વલિત થઇ આ કષ્ટમય, આ અંધકારમય સ્થાનમાથી બહાર નીકળી શકીશ.[1]" વૃદ્ધ શહેનશાહ આ રીતે પોતાના કવિત્વમા તૃપ્તિ મેળવતો, કરુણરસથી પરિપૂર્ણ ગાથા રચી પોતાનું ચિત્ત આનંદમા રાખતો અને ઉંચા ભાવોમા ગુલતાન બની પોતાનું દારિદ્રય દુઃખ, નિરાશા અને વિષાદની કઠોર જ્વાળા ભુલી જતો.

શાહઆલમ આવી દુર્દશામા આવી પડેલો છતા શહેનશાહ કહેવાતો હતો. તેની આ પદવી અત્યારે પણ અપાર શક્તિનો આધાર હતી, દિલ્હીના શહેનશાહના નામ આગળ, અત્યારે પણ લોકો

૧ Mart[illegible]

પોતાનું શિર ઝુકાવતા. શાહઆલમ સમ્પત્તિભ્રષ્ટ થયો હતો ખરો; પરંતુ લોકો આગળ તો દિલ્હીના શહેનશાહ તરીકે પુજાતો હતો. આવી પરિસ્થિતિને લીધે લોર્ડ વેલેસ્લિએ વિચાર કર્યો કે, આ પદભ્રષ્ટ શહેનશાહ જો પોતાના પૂર્વજોના મનોહર રાજમહેલમાં રહે, તેની ચારે તરફ તેના વિશ્વાસુ નોકરની દિવાલ ચાલુ રહે તો એક સમયે તેનો કોઇ ઉત્તરાધિકારી નષ્ટ થએલાં રાજ્યનો પુનરુદ્ધાર કરવાનો પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. એથી કદાચ ભવિષ્યમાં બ્રિટિશ સરકારને મુશ્કેલી વહોરવી પડે. આવા વિચારથી તેણે શાહઆલમ અને તેના નોકરોને મોંગીરમાં રાખવાનો ઠરાવ કર્યો. પરંતુ આ ઠરાવથી વૃદ્ધ શહેનશાહ બહુ દીલગીર થયો. ધીમે ધીમે આ દીલગીરી તેનાં કુટુંબીજનોને ત્રાસ ઉપજાવવા લાગી. દરેક એથી માથે એવા તો ભય પામી ગયા ને લોર્ડ વેલેસ્લિને આ હતભાગી શહેનશાહની વધારે દીનદશા કરી તેને વધારે કલેશ આપવાની ઇચ્છા વણ્ કેરી પડી. તેણે એવા વિચારથી શાહઆલમને દિલ્હીના રાજમહેલમાં રહેવા દેવાની સંમતિ આપી કે, ભવિષ્યમાં જ્યારે તેના વારસો પોતાની આગલી જાહોજલાલી વિસરી જશે, મજાનાં સાલિયાણાંમા અમન ચમન ઉડાવી આળસુની પેઠે સમય ગુમાવશે, ત્યારે તેઓને દિલ્હી-માંથી દૂર ખસેડતાં કંઈ મુશ્કેલી નડશે નહિ.

ઇ. સ. ૧૮૦૬ના ડીસેમ્બર માસમાં શાહઆલમ જન્નતનશીન થયો. તેનો પુત્ર અકબરશાહ તેનો ઉત્તરાધિકારી થયો. તે અંગ્રેજ કંપનિ પાસેથી પોતાનું સાલિયાણું લેતો અને નક્કી કરેલી હદમાં શાહઆલમની માફક પોતાનો અખંડ પ્રતાપ બતાવતો હતો. હિંદના હિંદુઓ અને મુસલમાનો તેને શાહઆલમના ગાદીવારસ તરીકે માન-

પૂર્વક નિહાળતા, મહાન મોગલોના વંશજ તરીકે લોકો તેને હિંદના શહેનશાહ તરીકે અભિનંદન આપતા. હિંદના જુદા જુદા પ્રદેશોના રાજાઓ તેની પાસેથી સનંદ મેળવાતા. એ રાજાઓ તખ્તનશીન થતા ત્યારે અકબરશાહ તેઓને ખિલત આપી પોતાનું સર્વોપરિપણું દર્શાવતો. જ્યારે નવો ગર્વનર જનરલ આ દેશમાં પગ મૂકતો, ત્યારે પણ દિલ્હીના શહેનશાહ વખતોવખત આ સર્વોપરિપણું દર્શાવનાર ખિલત તેમની તરફ મોકલી આપતો. ઇ. સ. ૧૮૨૭ સુધી કંપનિ તેની મંજૂરી અને તેની સહી સાથેનાં ફરમાન સિવાય કોઈપણ નવો પ્રદેશ કબજે કરી શકતી નહિ.[૧] દિલ્હીના અંગ્રેજ રેસિડેન્ટ પણ જોડા પહેરી ગર્વપૂર્વક તેની સમક્ષ જવાનુ સાહસ કરતો નહિ. જે કંપનિએ તેના પિતાને સાલિયાણું બાંધી આપ્યું હતું, તે કંપનિનો પ્રતિનિધિ જ્યારે તેની સમક્ષ આવતો ત્યારે ઉંચે સાદે કંઇ પણ વાતચીત કરી શકતો નહિ. કોઇ પણ પ્રકારનો ગર્વ કે મોટાઇ દર્શાવવાનું સાહસ કરી શકતો નહિ. તે કંઇપણ બોલ્યા વગર ઉઘાડે પગે દૂરથી સલામો કરતો કરતો તેની પાસે આવી અદબસર ઉભો રહેતો. રાજમહેલના અંગ્રેજ કપ્તાનને જો શહેનશાહ બોલવતો, તો તે રાજમહેલનાં આગણામા જોડા પહેરી અગર છતરી લઇ પગ મૂકી શકતો નહિ.[૨] ગુલામી અવસ્થામા પણ મહા પરાક્રમી તૈમુર વંશનું આવું

૧. Ball, History of the Indian Mutine, Vol I. p. 454.

૨. Russell's Letter, Times August, 20 th. 7858. Comp. Russell, My Diary in India Val. II p. 65. Martin, Indian Fmpire, Vol. II. p. 457.

સન્માન જળવાતું હતું, આવાં ગૌરવથી ઉજન બની અફગરશા લોકના હૃદયમા પોતાનું પ્રાધાન્ય ફેલાવતો હતો. અગ્રેજ કંપનિએ તેને સાલિયાણું બાધી આપ્યું હતુ છતાં તે તેનાં ગજરી સન્માન વિરુદ્ધ હસ્તક્ષેપ કરવાનુ સાહસ કરી શકી નહોતી. અત્યા સુધી મોગલ શહેનશાહના નામના સિક્કા પડતા હતા. લોકો સિક્કા દ્વારા મોગલ શહેનશાહની અસાધારણ મહત્તા જોઇ સુખાનુભ કરતા હતા,

પણ વખતના વહેવા સાથે અંગ્રેજ કંપનિ પોતાની મહત્ વધારતી ગઇ. મરાઠાઓના પરાજયથી અને ફ્રેંચોનીસત્તા પડી ભાગ વાથી અગ્રેજોનું પ્રાધાન્ય વધી ગયું હતું, જેઓ એક વખતે વેપ રની લાભ હાનિનો વિચાર કરતા હિંદમા આવ્યા હતા, ખરું વેચાણ સિવાય જેઓનો બીજો કંઇ ઉદ્દેશ નહોતો, તેઓએ વખ જતાં હિંદના ઘણા ખરા ભાગમાં પોતાની સત્તા જમાવી અંતે અંગ્રેજો હિંદમાના પોતાના શત્રુઓ સમક્ષ અજ્ઞેય બન્યા હત બહારના શત્રુઓના હલ્લાનો તેમને ભય નહોતો. આથી હવે પોતાની સત્તા બનાવવા તૈયાર થયા, દિલ્હીના મોગલ શહેનશાહ પ તેની સૌ પહેલાં નજર પડી. મોગલ શહેનશાહ અત્યાર સુધી પોત ના વંશનું પ્રાધાન્ય જાળવી રહ્યો હતો, તેના નામના સિક્કા પડ હતા, તેના નામથી સરપાવ અપાતા હતા, તેના નામના ફરમાન બહાર પડતા હતા, તેના નામથી નજરાણાં અપાતા હતા; મહત્તા આ બધા નિદર્શન, અધીનતા સ્વીકારવાની આ બધી પ્રથા અંગ્રેજોર સહન થઇ નહિ. અગ્રેજો હવે પહેલી તકે એ રિવાજ બં પાડવા તૈયાર થયા. અગાઉ શહેનશાહની મંજુરી સિવાય ક

ાનિ કોઇપણ મુલક ખાલસા કરી શકતી નહિ. કોઇપણ નવો મુલક ખાલસા કરતાં બાદશાહનું ફરમાન મેળવવું પડતું. લોર્ડ આમહર્સ્ટે ઇ. સ. ૧૮૨૭માં શહેનશાહનું આ ઉપરીપણું સ્વીકારવાની ના પડી. તેણે વૃદ્ધ અકબરશાહને ૫ લાખ રૂપીઆનું વર્ષાસન વધારી આપી એવું કબુલ કરાવી લીધું કે હવેથી કંપનિ કોઇપણ નવો મુલક જીતે ત્યારે તેને દીલ્હીના શહેનશાહની મંજૂરી અગર ફરમાનની રાહ જોવી પડશે નહિ.[1] આ પ્રમાણે બીજી અનેક બાબતોમાં કંપનિએ સગવડ મેળવી લીધી. કંપનિ દિલ્હીના શહેનશાહ અને શહેનશાહ બાનુને નજરાણું આપતી, હિંદના જુદા જુદા રાજાઓ પણ આ રિવાજને અનુસરતા, કંપનિ એ રિવાજમા કંઇપણ ફેરફાર કરવાનું સાહસ કરતી નહિ. ઇ. સ. ૧૮૨૨મા કંપનિ આ રિવાજ વિરુદ્ધ પડી અને પોતાની સ્વતંત્રતા દર્શાવવા તૈયાર થઇ. ઇ. સ. ૧૮૨૨મા કંપનિના વડા સેનાપતિનું નજરાણું બંધ કરવામાં આવ્યુ. દિલ્હીનો રેસિડેન્ટ કંપનિના પ્રતિનિધિ તરીકે જે નજરાણું આપતો તે ઇ. સ. ૧૮૨૭ માં બંધ કરવામા આવ્યું. અંગ્રેજ કંપનિની આ સ્વતંત્ર ગતિ કોઇ અટકાવા શક્યું નહિ. ઈ. સ. ૧૮૩૬મા અંગ્રેજ ઓફિસરોનાં નજરાણાં બંધ થયા. ત્યારબાદ શહેનશાહ બાનુને જે નજરાણું આપવામાં આવતું તે પણ બંધ થયું, આ અધીનતા સ્વીકારવાને બદલે કંપનિ શહેનશાહને વાર્ષિક દશ હજાર રૂપીઆ આપવા લાગી. પરંતુ આટલેથીજ તેનાં પ્રાધાન્યની દુર્ગતિ અટકી નહિ. કંપનિ બીજી અનેક રીતે તેનું અપમાન કરવા લાગી. શહેનશાહ દિલ્હીની બહાર જઇ શકતો નહિ. દિલ્હીના રાજકુમારોને માટે સન્માન સૂચક તોપોના બાર થતા

[1] Ball, Indian Uniting, Vol. I. P. 454.

નહિ. રાજકુમારોને દીલ્હીથી બહાર કોઈપણ જગાએ રાજકીય સન્માન મળતું નહિ.[1] આ પ્રમાણે મહાન અકબરના વંશજો પ્રત્યે સરકાર અસન્માન દર્શાવવા લાગી. દિલ્હીનો શહેનશાહ અને તેના વારસો મહત્તાના દરેક ચિહ્નો ગુમાવી કેદીની માફક દિલ્હીના રાજમહેલમાં રહેવા લાગ્યા. કંપનિ દિલ્હીશ્વરના સન્માનસૂચક ચિહ્નો એક પછી એક લૂટવા લાગી. દિલ્હીશ્વર વૃદ્ધ અકબરશાહ અને તેના પરિજનો તીવ્ર અપમાનના રૂપી આગથી દગ્ધ થવા લાગ્યા. છેવટે દિલ્હીનાં રાજલક્ષણનું મુખ્ય અંગ ગયું. જે સિક્કા દિલ્હીશ્વરના પ્રભાવને ચોતરફ ફેલવતા હતા, તે સિક્કા પડતા બંધ થયા. ઈ. સ. ૧૮૩૫ માં દિલ્હીશ્વરના નામના સિક્કાને બદલે હિંદમાં કંપનિના સિક્કા પડવા લાગ્યા.[2] દિલ્હીના મોગલવંશનો મુખી સર્વ રાજ ચિહ્નોથી વિયુક્ત થઈ સાધારણ માણસની પેઠે કંપનિનું સાલિયાણું ભોગવવા લાગ્યો. જેના પૂર્વજોએ એક વખતે કંપનીના વેપારીઓને હિંદમાં આશ્રય આપ્યો હતો. જેના પૂર્વજોની સજ્જનતા વડે કંપનિને બંગાળામાં વેપાર ચલાવવાની મગરૂરી મળી હતી અને જેના પિતાએ કંપનીને બંગાળા, બિહાર અને ઓરિસ્સાની દિવાની આપી હતી, તે મહાન મોગલનો વંશજ અત્યારે તે વેપારી કંપનિની કૃતઘ્નતાને લીધે આવી રીતે સત્તા વિનાનો, મહત્વ વિનાનો અને ચિહ્ન વિનાનો થઈ દિલ્હીના આલીશાન રાજ મહેલમાં એકાન્ત વાસ ભોગવવા લાગ્યો.

---

૧. Russell's Setter, Times, August, 20th. 1858. Comp. Diary in India, Vol. II. p. 63–64. Martin, Indian Empire, Vol. II. p. 459.

૨. Kaye, Sepoy War. Vol. II. p. 9. note.

કુંપનિએ ત્રીશ વર્ષ દરમ્યાન મહાન અકબરના વંશની આવી દુર્દશા કરી નાખી. કુંપનિએ પોતાનો સ્વાર્થ સાધવા અને પોતાની મહત્તાનું રક્ષણ કરવા માટે આમ કર્યું હતું ખરૂં, પણ દિલ્હીના રાજવંશની અને લોકોની યાદદાસ્તમાં જે ચિત્ર વિરાજતું હતું, તે ભૂસી નાખવાની શક્તિ તેનામાં નહોતી. હજુ દિલ્હીનો રાજમહેલ લોકો સમક્ષ પોતાની અપૂર્વ સત્તા દર્શાવી રહ્યો હતો. જે સ્થળે શાહજહાંએ પોતાનું જગત–વિખ્યાત મયુરાસન સ્થાપન કર્યું હતું, ઔરંગઝેબે 'જગત જયી' ની પદવી ધારણ કરી પોતાની સત્તા અચળ રાખવાનો પ્રયાસ કર્યો હતો. તે સ્થળ અત્યાર સુધી લોકોના મન પર પોતાના ભૂતકાળની મહત્તા જાગૃત કરી રહ્યું હતું. કુંપનિ પોતાની મહત્તા દૃઢ કરવા ખાતર એ મહત્તાનો નાશ કરવા જેમ જેમ કઠોરતા દાખવતી ગઇ, તેમ તેમ લોકોની યાદદાસ્તમાં એ પુરાતન પ્રસંગ નવીનતા ધારણ કરી જાગૃત થવા લાગ્યો. લોકો નિસાસા નાખી સમગ્ર ભારતના અદ્વિતીય અધીશ્વરનું શોચનીય પરિણામ નીરખવા લાગ્યા, અકબર અને શાહજહાનો સમૃદ્ધ સમય યાદ લાવી દિલગીરી દર્શાવવા લાગ્યા.

ઇ. સ. ૧૮૩૭ ના સપ્ટેમ્બરની ૨૮ મી તારીખે ૮૨ વર્ષની ઉમરે અકબરશાહ મરણ પામ્યો. તેનો પુત્ર અબુલ મુઝફ્ફર સુરાસુદ્દીન મહમ્મદ બહાદુરશાહ પાદશાહની પદવી ધારણ કરી દિલ્હીની ગાદી પર બેઠો. તે ઇતિહાસમાં સર્વત્ર બહાદુરશાહનાં નામથી પ્રસિદ્ધ થયો છે. બહાદુરશાહ ધીરજવાળો, શાંત, કવિતપ્રિય અને જાતે કવિત્વશક્તિસંપન્ન હતો. તેણે સાલિયાણું વધારવા માટે કુંપનિ સરકારને ખાસ પ્રાર્થના કરી. આ પ્રાર્થના બહાદુરશાહ માટે કંઇ

નવીન નહોતી. કંપનિએ જે સાલિયાણું બાંધી આપ્યું હતું તેમાંથી, બધા આશ્રિતોનું ખર્ચ ચાલતું ન હોવાથી અકબરશાહે એ સાલિયાણું વધરાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ ઉદ્દેશ પાર પાડવા તેણે ઇ. સ. ૧૮૩૦ માં વિલાયતમાં ડિરેક્ટરોની બોર્ડ સમક્ષ પોતાનો મુકદ્દમો રજુ કરવા એક દુત મોકલ્યો હતો ડિરેક્ટરોની બોર્ડે એવો ઠરાવ કર્યો કે " જો દીલ્હીનો શહેનશાહ અમારા પરની બધી સત્તા છોડી દે તો અમે તેને વાર્ષિક ત્રણ લાખ રૂપીઆ વધારે આપવા તૈયાર છીએ. " પરંતુ અકબરશાહે એ ઠરાવ સ્વીકાર્યો નહિ. પોતાના જે કંઇ અધિકાર બાકી રહ્યા હતા, તે વાર્ષિક ત્રણ લાખ રૂપીઆ માટે છોડી દેવાની તેની મરજી નહોતી. તેણે એવું કહી પોતાના પક્ષનો બચાવ કર્યો કે ઇસ્ટ ઇંડિઆ કંપની સાથે અમારે જે સંધિ થઇ છે તે મુજબ કંપનિ અમારૂં તથા અમારા પરિજનોનું ભરણ પોષણ કરવા માટે જરૂર જેટલું સાલિયાણું આપવા ધર્મપૂર્વક બંધાયલી છે, પરંતુ તેની એ દલીલોનું પરિણામ કંઇ આવ્યું નહિ. હવે બહાદુરશાહે ડિરેક્ટરો સમક્ષ પાછી એજ પ્રાર્થના કરી. તેના પિતાએ જે દલીલો કરી હતી. તેજ દલીલો રજુ કરી તેણે જણાવ્યું કે, કંપની જે સાલિયાણું આપે છે, તે અમારા ગુજરાન માટે પુરતું નથી. ઇ. સ. ૧૮૩૦માં જ્યારે કંપનિ દીલ્હીશ્વરના બધાઅધિકારો નષ્ટ કરવા માટે ત્રણ લાખ રૂપીઆનું વધારે સાલિયાણું આપવા તૈયાર થઇ, ત્યારે તેણે કબુલ કર્યું હતું કે અત્યારે દિલ્હીના શહેનશાહને જે સાલિયાણું આપવામાં આવે છે, તે તુચ્છ છે. દિલ્હીનો રાજવંશ વિશાળ માટે ખજાનાનાં ભરણપોષણ માટે દેવું કરવું પડે છે, અને ધીમે ધીમે ગરિબાઇની યાતના ભોગવે છે.[1] કંપનિ સ્વીકારીને અ

[1] Martin, Indian Empire, Vol. II P. 459

રીતે સૌજન્ય દર્શાવતી હતી, પણ કાર્ય વખતે એ સૌજન્ય જાળવી શક્તી નહોતી. દિલ્હીશ્વરનાં હાથમાં તે વખતે જે નામની સત્તા હતી. તેથી પણ તેને અગવડ જણાતી હતી. જે નિશ્ચલ દીવાની જ્યોત હોલવા આવી હતી, તેને ઘોર અંધકારમાં ફેરવી નાખવા માટે કંપનિએ નિશ્ચય કર્યો હતો. માટે તે દિલ્હીપના નામના અધિકારો લઇ લેવાનો ઠરાવ કરી પોતાની અદેખાઇ દર્શાવવા સંકોચ પામી નહોતી. બહાદુરશાહે પોતાનું સાલિયાણું વધારવા માટે જે અરજી કરી, તે અરજી લેફટેનેન્ટ ગવર્નરે પ્રજાના પૈસાનો અપવ્યય થશે એમ માની સ્વીકારવાની નામરજી દર્શાવી. એ સમયે લોર્ડ ઓકલેંડ હિંદનો ગવર્નર જનરલ હતો. બહાદુરશાહની અરજી તેની પાસે રજૂ થઈ. તેણે એવો અભિપ્રાય આપ્યો કે, જો બહાદુરશાહ ડિરેક્ટરની બોર્ડનો ઠરાવ સ્વીકારે તો તેમનું સાલિયાણું વધારવાને સરકાર તૈયાર છે. પરંતુ બહાદુરશાહ પણ પોતાના પિતાની માફક તેજસ્વી હતો; તેથી તેણે પોતાની મહત્તાને ભોગે વર્ષાસન વધરાવવાની ના પાડી. જ્યારે ગવર્નર જનરલે તેની પ્રાર્થના નામંજૂર કરી, ત્યારે તેણે પોતાની ઇચ્છા પાર પાડવા એક વિશ્વાસુ માણસને વિલાયત મોકલાવી ઇચ્છા દર્શાવી.

અગાઉ કહ્યું છે કે અકબરશાહે પોતાનું સાલિયાણું વધારવા માટે વિલાયતમા એક દૂત મોકલ્યો હતો. તે દૂત તે બંગાળાના મહાપુરૂષ રાજા રામમોહનરાય હતા. અકબરશાહે તેમને 'રાજાની' પદવી આપી ઇંગ્લાંડ મોકલ્યા હતા. પરંતુ એ રાજકીય સન્માન ન મળ્યું હોત તો પણ એ પ્રસિદ્ધ દૂતનું અપમાન થાય તેમ નહોતું. રામમોહનરાય અસાધારણ ગુણોવાળા મહાપુરૂષ હતા. આજસુધી તેમનું નામ દુનિયાના કેળવાએલા વર્ગમાં જાહેર છે. રાજા રામ-

મોહનરાયે ઇંગ્લાંડ જઇ પોતાની અસાધારણ પ્રતિભાને લીધે બધાને ચમકાવી મૂક્યા, પરંતુ જે કર્તવ્યની જવાબદારી તેમનાપર મૂકવામાં આવી હતી તે ડિરેક્ટરોની સભાની જડ આગળ પાર ન પડી. અને બની શકે તો ડિરેક્ટરો સમક્ષ મોગલ શહેનશાહનું સાલિયાણું વધારવા માટે અરજી રજૂ કરી. નાના પ્રકારની દલીલો વડે પોતાના પક્ષનું સમર્થન કર્યું, પરંતુ ડિરેક્ટરોએ તેમની કોઇ પણ દલીલપર લક્ષ ન આપ્યું. રાજા મનમોહનરાયનો પ્રયાસ નિષ્ફળ નીવડ્યો. કંપનિની કઠોરતા તથા સ્વાર્થપરાયણતાને લીધે વૃદ્ધ મોગલ શહેનશાહની છેલ્લી આશા ફળિભૂત ન થઇ. બહાદુરશાહે જાણ્યું કે માના પિતાનો ન્હેંહ પાર પડતો નથી, ત્યારે તે એક અંગ્રેજદ્વારા પોતાનો મુકદમો રજૂ કરવા તૈયાર થયો. તેને આશા હતી કે વિલાયતના ગૃહસ્થો જરૂર મારી અરજી લક્ષમા લેશે, અને ન્યાય આપશે એવી આશાથી તેણે એક પ્રસિદ્ધ ભાષણ કરનાર અને લાગણીવાળા અંગ્રેજની મદદ માગી.

જ્યોર્જ ટોમસન નામનો એક અંગ્રેજ એ વખતે પોતાના ઉત્તેજક ભાષણો વડે યુરોપમા પ્રસિદ્ધ થયો હતો તે દુ:ખી માણસોના લાભો મચાવવા એવા તો પ્રયત્નો કરતો કે તેથી ઘણા માણસો તેના પક્ષપાતી બની ગયા હતા. જ્યોર્જ ટોમસન હિંદમા આવ્યો એટલે બહાદુરશાહે તેને દિલ્હી બોલાવી પોતાની ઇચ્છા પાર પાડવા મદદ આપવાનું કહ્યું. તેને ઘણી ફરિયાદો કરવાની હતી. અગાઉ કંપનિના અમલદારો નજરાણા આપતા. લોર્ડ એલેન્બરોના હુકમથી એ નજરાણા બંધ થયા.[1] ત્યારથી સરકારે તેનું સાલિ

1. લોર્ડ એલેન્બરોના સેક્રેટરીઓએ એક વખતે તેને જણાવ્યા

ચાણુ વધારવાની ના પાડી હતી. તે પોતાનુ ગૌરવ નષ્ટ કરવા
તૈયાર નહોતો; તેથી તે પોતાના જૂના હક છોડી દઇ મ.કારે સ્વી
કારવા વાર્ષિક ત્રણ લાખ રૂપીઆ લેવા તૈયાર નહોતો. અત્યારે તે

---

સિવાય દિલ્હીશ્વર બહાદુરશાહને નજરાણુ આપ્યુ હતુ. આ બાબત
જ્યારે ગવર્નર જનરલની જાણમા આવી, ત્યારે તે અતિશય નારાજ
પામ્યો અને તેણે આ નજરાણુ આપવાનો રિવાજ બંધ કર્યો એ
સેક્રેટરીઓમાના એક સેક્રેટરી વિલિયમ એડવર્ડ્સ સાહેબે એ નજર-
ણુ આપવાની હકીકત આ પ્રમાણે દર્શાવી છે "ગવર્નર જનરલ
દિલ્હીમા આવે એટલે સરકાર તરફથી કેટલાક અમલદારો શહેનશાહ
પાસે જઈ શારીરિક કુશળતાના સમાચાર પૂછતા. એ વખતે તેઓમાના
દરેકને નજરાણા તરીકે અમુક મહોરો આપવી પડતી. બ્રિટિશ
સરકાર ઉપર મોગલ શહેનશાહનુ ઉપરિપણુ છે, અને હિંદમા
સરકાર જે કંઇ અધિકાર ભોગવે છે, તે શહેનશાહના ખંડિઆ રાજા
તરીકે ભોગવે છે. તે વાત આ નજરાણાથી સ્વીકારવામા આવતી.
આ રિવાજ ઘણા જુના વખત થયા ચાલ્યો આવતો હતો. તેની
વિરુદ્ધ કંઈ વાંધો ઉઠયો નહોતો તેથી ગવર્નર જનરલને ન જણાવતા
હુ ટોમસન સાહેબ અને કર્નલ બ્રાકુટ હાથી પર ચઢી દિલ્હીના
રાજમહેલ તરફ રવાના થયા. અમારા દરેકના હાથમા એકેક રેશમી
બેગ હતી. શહેનશાહને નજરાણુ આપવા ખાતર અમે એ બેગ
મહોરથી ભરી લીધી હતી અમારે જોડા કાઢવાની જરૂર પડી હતી
કારણ કે, હિંદમાં એવો નિયમ છે કે તાબેદાર અમલદાર પોતના
ઉપરી પાસે જાય તો જોડા ઉતારી પછી ઉપરી આગળ જવુ જોઇએ.

જે કંઈ હક ભોગવતો હતો, તે ચાલુ રાખી ડિરેક્ટર સભા સાલિયાણ વધારી આપે, એવી સગવડ કરાવી દેવા માટે તેણે જ્યોર્જ ટોમસનને ખાસ વિનંતી કરી. પરંતુ કંપનિએ અગાઉથી નિશ્ચય કર્યો હતો

---

આ સમયે અમે અમારા જોડા કાશ્મીરી કાપડના ટુકડા વડે ઢાંક શહેનશાહ આગળ હાજર થવાનો બંદોબસ્ત કર્યો હતો. અમે એ રીતે ધીરે ધીરે 'દિવાને ખાસ' માં આવી પહોંચ્યા. શહેનશાહ સિંહાસનપર બેઠા હતા. તેની ઉમર ૭૦ વર્ષથી વધારે હોય તેમ જણાયું. ઉમર વધુ હોવાથી તેઓ દુર્બળ અને પાતળા જણાતા હતા. અમે સિંહાસન પાસે હાજર થઇ, માનપૂર્વક સલામ કરી, પછી અમારા હાથમા જે મહોરથી ભરેલી કોથળીઓ હતી, તે એક પછી એક અર્પણ કર્યા બાદ અમે અતિશય વિનયપૂર્વક શહેનશાહના કુશળ સમાચાર પૂછ્યા. જે શહેનશાહોએ એક વખતે આ વિશાળ દેશપર એક છત્રે સત્તા ચલાવી હતી, તે શહેનશાહોના વંશજ પાસે હાજર થઈ, અમે જ્યારે નજરાણું ધર્યું ત્યારે અમારા મનમાં એકી સાથે ભક્તિ અને ભયનો આવિર્ભાવ થયો. તૈમુર વંશના શહેનશાહ આગળ આ છેલ્લીવાર બ્રિટિશ સરકાર તરફથી નજરાણું ધરાવવામાં આવ્યું. શહેનશાહે નજરાણું સ્વીકારી અમને ખિલત આપવાનો હુકમ કર્યો. હુકમ મુજબ અમને સરપાવ આપવામા આવ્યો. અમે સરપાવ ધારણ કર્યો. મોગલાઇ પાઘડી અમારા માથાપર મૂકવામા આવી. અમે બધા શહેનશાહને નમ્રતાપૂર્વક સલામ કરી પાછા ફર્યા. રાજમહેલ બહાર આવી અમે પાછા હાથી પર બેઠા. શહેનશાહે આપેલો ખુશ પોશાક ધારણ કરવાથી અમારી અવસ્થા ફરી ગઇ અમારા મનમા જે ગંભીરતા અને સન્માનનો ભાવ ઉત્પન્ન થયો

જો અમારો ગવર્નર જનરલ ન સ્વીકારે તો તેને વધારે સાલિયાણું આપવું નહિ આથી જ્યોર્જ ટોમસન આ બાબતમાં બાજી રામ મોહનરાય કરતાં વિશેષ કંઈ કરી શક્યો નહિ ડિરેક્ટરની સભાએ આ બાબતમાં પોતાના નિશ્ચય ફેરવવાની ના પાડી તેઓએ સ્પષ્ટ

---

હતા તે દૂર થઈ ગયો મે હોદ્દાપરથીજ એ જમુદ્દો પોશાકને તિલાંજલી આપી ... તાનાજે ઠગને ગવર્નર જનરલના તખ્ત પર આવી પહોંચ્યો × × બાગ બે નોબતીઓ જેવા ભપકાથી આવે છે તે જોવા માટે મે લોર્ડ એલેન્બરોને ખાસ વિનતિ કરી બાગ બને બાજીઓ જ્યારે એ વેશમાં હાથી પર હતા, ત્યારે પાગલ જેવા જણાતા હતા ગવર્નર જનરલે આ બનાવ વિષે હકીકત જાણવા માગી તેથી તે મને વાત ભારીને કહી તેઓ અતિશય નવાઈ પામ્યા, પોતાનું અપમાન થયું હોય એમ માનવા લાગ્યા આ વખતે મને સ્પષ્ટ જણાયું કે કામ મહા ગેરવાજબી થયું છે આથી તો પૂર્વના વિચારો મુજબ હિંદસામ્રાજ્યની મહારાણી વિક્ટોરીઆની દિલ્હીના શહેનશાહ આગળ તાબેદારી કબુલ કરવા જેવું ગણાય

ગવર્નર જનરલે તરત જ આ નજરાણું નો રિવાજ બંધ કરવાનો હુકમ આપ્યો, અને છેલ્લા દશ વર્ષ દરમ્યાન દિલ્હીના શહેનશાહને આ રીતે કેટલા રૂપીઆ આપવામાં આવ્યા છે, તેનો હિસાબ પોતાની આગળ રજૂ કરવાનું મને જણાવ્યું પરંતુ કે એ રૂપીઆની સરેરાશ કાઢી તેટલી રકમ સાલિયાણાની રકમમાં ઉમેરવાની તેમની મરજી હતી —William Edwards, Reminiscences of a Bengal Civilian, Comp Kaye Sepoy War, Vol II Appendix p 661-663

શબ્દોમાં જણાવ્યું કે, "આ ઠરાવ (દિલ્હીશ્વર પોતાના બધા હક્ક છોડી દેતો તેને વધુ સાલિયાણું આપવાનો) ફેરવવો એ અમારે માટે અશક્ય છે. મોગલ શહેનશાહ આ ઠરાવ સ્વીકારવામાં આનાકાની કરે છે, તે પરથી જણાય છે કે અમે તેના પર ઉપકાર ચઢાવવા ખાતર જે પૈસા આપવા ઇચ્છીએ છીએ, તે સ્વીકારવાની તેની મરજી નથી.[1]" ડિરેક્ટરોએ શા વિચારથી આ ઉપકાર ચઢાવવા માગ્યો હતો? એક અધઃપતિત બાદશાહની શોચનીય સ્થિતિથી દીલગીર થઈને કે પોતાની સ્વભાવ સિદ્ધ સુજનતા દર્શાવવા ખાતર? દયા અને પરોપકારે શું કદાપિ બદલાની આશા વિના તેઓને પૈસા આપવાની ફરજ પાડી હતી? નિરાધારના કઠોર દુઃખથી જેની હૃદયગ્રંથી કપાઈ જાય છે, દુઃખના અનંતસાગરમાં જે ડુબકાં મારે છે, તેના ઉદ્ધાર માટે શું તેઓએ પોતાના હાથ લાંબો કર્યો હતો? લાગણીવાળા દયાળુ માણસો અહીં ગંભીરપણે બોલી ઉઠશે કે "ના" ડિરેક્ટરો કંઈ પરોપકાર કરવા માગતા નહોતા, દયા કે સૌજન્ય ખાતર વર્ષાસન વધારવા માગતા નહોતા. તેઓ સ્વાર્થ સાધવા માટે એ વધારાનું વર્ષાસન આપવા તૈયાર થયા હતા. જે પ્રાધાન્ય અને સત્તા એક વખતે અફગાનિસ્તાનના ડુંગરાળ પ્રદેશથી અતિ દૂર ફેલાયલા હિંદના દક્ષિણ છેડા સુધી ફેલાયલી હતી, જે પ્રાધાન્ય અને શક્તિવડે અકબર અને શાહજહાં સમગ્ર ભારતના એકછત્ર સમ્રાટ તરીકે પૂજાતા હતા. તે પ્રાધાન્ય અને સત્તાની જે લાંબી છાયા

1 Letter of the Court of Directors, Feb. 11. 1846. Comp. Kaye, Sepoy War. Vol II. p. 12. note.

મોજુદ હતી, તે ક્ષીણ છાયાનું ઉચ્છેદન કરવા ડિરેક્ટરો અત્યારે તત્પર થયા હતા. તે સંકલ્પ સિદ્ધ કરવા માટેજ તેઓ વર્ષાસન વધારવા તૈયાર થયા હતા. આ કંઇ ઉપકાર નહોતો, પણ ભયંકર અકૃતજ્ઞતા હતી; દયા નહોતી પણ ભયંકર વિશ્વાસઘાત હતો. વેપારી કંપનિએ વેપાર કરવા આવી જેના પૂર્વજોનો આશ્રય લીધો હતો. જેના પૂર્વજોના અનુગ્રહથી હિંદમા રાજ્ય સ્થાપ્યુ હતુ, અત્યારે તેના વંશજો પાસેથી–તેની દુર્દશાના સમયમા થોડા રૂપીઆ આપવાનો લોભ દર્શાવી જે કંઈ સત્તા હતી તે બધી છિનવી લેવાનો પ્રયત્ન કર્યો અને આ પ્રમાણે રૂપીઆ આપવાનું ઉદાહરણ બતાવી જગત સમક્ષ પોતાના પરોપકારની પરાકાષ્ઠા દર્શાવી.

એક અગ્રેજ ઇતિહાસકારે ( સર જૉન કે ) આ પ્રસંગે લખ્યું છે કે, "વાસ્તવિક રીતે કહીએ તો દીલ્હીશ્વરનું સાલિયાણું વધારવાના યોગ્ય કારણો મોજુદ નહોતાં. ઉદારતાથી વિચાર કરીએ તો માસિક એક લાખ રૂપીઆ બહુ જણાય છે, ગમે તેવડું મોટું કુટુંબ હોય તો પણ માસિક એક લાખ રૂપીઆ બહુ છે. દિલ્હીના નામના બાદશાહને તેથી વધારે સાલિયાણુ આપવું. એ પૈસાનો દુરુપયોગ ગણાય."[૧] પરંતુ કે સાહેબ જે સાલિયાણાને પુરતુ માને છે, તેજ સાલિયાણું એક બીજા અંગ્રેજને થોડું જણાય છે. તેણે એ વાત

૧ Kaye, Sepoy War, Vol. II. p. 12. કે સાહેબ કહે છે કે આ એક લાખ રૂપીઆ સિવાય મોગલ પાદશાહને પોતાની જમીનનું મહેસૂલ અને મકાનભાડું મળતુ. તેથી પણ ઘણી આવક હતી. ( Sepoy War, Vol. II. p. 12, note. ) પરંતુ સંખ્યાબંધ પરિવારને લીધે એ આવક પણ તેને પૂરતી થઇ પડતી નહિ.

સાબીત કરી બતાવી છે એક દયાળુ માણસે નિરાગીરીપૂર્વક લખ્યું છે કે, "દિલ્હીના રાજમહેલમાં ૫,૦૦૦ માણસો રહેતા હતા તેમાંના ૩,૦૦૦ તૈમુરવંશના હતા, અર્થાત્ દીલ્હીશ્વરના કુટુંબી હતા કે દીલ્હીશ્વર પોતાના અસંખ્ય કુટુંબીઓના ભરણપોષણ માટે હમેશા વ્યાકુલ રહેતો રાજવંશીઓ હમેશા "હજુ વધારે જોઇએ, હજુ વધારે જોઇએ" એવા પોકારો કર્યા કરતા તેઓ એવા ગરીબ બની ગયા હતા કે તેમાંના ઘણાખરા માટે ભરણપોષણના સાધનો નહોતા. તેઓના ભરણપોષણ માટે જે રકમ નક્કી કરવામાં આવી હતી, તેના પરિમાણ કરતાં તેઓની સંખ્યા ઘણી વધારે હતી" આ ચિત્રમાં પરાક્રમી તૈમુરવંશના માણસોની શોચનીય અવસ્થા બરાબર દર્શાવવામાં આવી છે આ વર્ણન ઉંડી વેદના દર્શાવે છે જેઓનું વિશાળ રાજ્ય તાબે કરી કંપની જગતમાં ધનસંપત્તિના મહિમાવડે પ્રખ્યાત થઇ હતી, તેઓ જ એક સમયે કંપનીના અધિકાર વડે ગરીબાઇનું અપાર દુઃખ ભોગવતા હતા દિલ્હીશ્વરને જે સાલિયાણું આપવામાં આવતું હતું તે જો પુરતું હોત તો તૈમુરવંશીઓની દશા આવી શોચનીય નહી થાત પરંતુ નહિ તેઓ ખોરાક વિના ટળતા ટળતા મુઆ જેવા થઇ આવી રીતે અપાર કષ્ટ કદી ભોગવતા ન હોત

---

૧ બોલ સાહેબે લખ્યું છે કે કુટુંબીઓ અને નોકરો મળી દિલ્હીશ્વરના રાજમહેલમાં ૧૨,૦૦૦ માણસો રહેતા. Ball, Indian Mutiny, Vol. I p 454

૨ Russell's Letter, Times August 20th 1858 Comp Indian Empire Vol II p 458, Russell, Diary, Vol II p 57.

બહાદુરશાહ એક પરમ સુંદરી ભરજુવાન યુવતી સાથે પરણ્યો હતો. એ બેગમનું નામ જિન્નતમહાલ હતુ. સૌન્દર્યના ગર્વ સાથે જિન્નતમહાલમાં સાહસ, તેજસ્વિતા અને આત્માભિમાન પણ હતુ; અંગ્રેજ ઇતિહાસકારો પણ તેની કાર્યદક્ષતા અને સાહસનાં વખાણ કરતાં અટક્યા નથી.[1] જિન્નતમહાલને એક પુત્ર જન્મ્યો હતો. એ રાજકુમાર ઈતિહાસમા જુવાનબખ્ત નામથી પ્રસિદ્ધ થયો છે. બહાદુરશાહ વૃદ્ધાવસ્થામા એ પુત્રરત્નને મેળવી બહુ આનંદ પામ્યો હતો, તે તેને આદરમાનપૂર્વક ઉછેરતો હતો. જુવાનબખ્ત ધીમે ધીમે વૃદ્ધ પિતાને એટલો બધો વહાલો થઇ પડ્યો કે, બહાદુરશાહ બીજા રાજકુમારોને બદલે તેનેજ દિલ્હીના રત્નજડિત સિંહાસન પર બેસાડવાની ઇચ્છા દર્શાવવા લાગ્યો. આ તરફ જિન્નતમહાલ પોતાની શક્તિ, કાર્યકુશલતા, તેજસ્વિતા અને સૌંદર્યમાહાત્મ્યને લીધે વૃદ્ધ બાદશાહ પર આધિપત્ય ભોગવતી હતી. બાદશાહ તેના અભિપ્રાય વિરુદ્ધ કંઇ કાર્ય કરતો નહિ, અથવા તેના કહ્યા સિવાય એક ડગલુ પણ આગળ વધતો નહિ. જિન્નતમહાલ પોતાના પુત્રને દિલ્હીના સિંહાસન પર બેસાડવા માટે બહાદુરશાહને બહુ વિનવતી હતી. પ્રિયતમા પત્નીના આવા આગ્રહથી બહાદુરશાહે આ બાબતનો દૃઢ નિશ્ચય કરી દીધો. બહાદુરશાહ અને જિન્નતમહાલ બનેએ એકમતે પોતાના પ્રિયતમ પુત્ર જુવાનબખ્તનો પક્ષ લીધો આથી મોગલવંશની ગાદી માટે વાધો પડ્યો.

આ વાધાની વાત ટુંકાણમા જણાવવી જોઈએ. ઇ. સ. ૧૮૪૯ મા પાટવી શાહજાદો દારાબખ્ત મરણ પામ્યો. એ વખતે બહા-

1. Narich Indian Empire Vol II p 433

દુરશાહને ૭૦ થી વધુ વર્ષ થયાં હતાં હવે તેની જિંદગીનાં થોડાં વર્ષો બાકી રહ્યાં હતાં તેથી ગવર્નર જનરલ તેના ગાદીવારસનો નિર્ણય કરવા તત્પર થયો એ વખતે લૉર્ડ ડેલ્હાઉઝી ગવર્નર જનરલની પદવી પર હતો તેને દિલ્હીના આ પદભ્રષ્ટ રાજવંશનું ગૌરવ જાળવવાની પરવા નહોતી અગાઉ આ રાજવંશ તરફ જે માન દર્શાવવામાં આવતું, તેથી તે બહુ ગુસ્સે થતો હતો. બહાદુરશાહના મરણ બાદ મોગલ ખાનદાનના બધા હક છીનવી લેવાનો તેનો વિચાર હતો અગાઉ એમ્હર્સ્ટ એ હક છીનવી લેવાનો પ્રશ્ન ઉઠેલો હતો, પણ તે વખતે ડિરેક્ટરની બોર્ડે એ બાબતમાં સાહસ કરવા જેવું નથી એવું કહી એ પ્રશ્ન જતો કર્યો હતો[1] ડિરેક્ટરોએ આ બાબતમાં બધી હકીકત જાણવાનો આગ્રહ દર્શાવ્યો આથી ગવર્નર જનરલ એ વખતે તો દિલ્હીના રાજ્ય બાબત કંઇ નિર્ણય પર આવી શક્યો નહિ કુમાર ફકિરુદ્દિન નામનો એક રાજકુમાર વીશેક વર્ષની ઉમરનો હતો તેને ગાદી મળે એવો સંભવ હતો એ રાજકુમાર અંગ્રેજોને પ્રિય હતો, અંગ્રેજ જાતિ સાથે ભળી જતો હતો, આથી બહાદુર

---

૧ ઇ સ ૧૮૪૪ ના ઓગસ્ટની ૧ લી તારીખે ડિરેક્ટરોની બોર્ડે આ બાબતમાં એવો અભિપ્રાય આપ્યો કે, "ગવર્નર જનરલે દિલ્હીમાંના પોતાના એજન્ટને એવો હુકમ આપ્યો છે કે દિલ્હીશ્વરના મરણબાદ અમારા હુકમ વગર મરહુમ પાદશાહના ઉત્તરાધિકારીને પાદશાહની પદવી આપવી નહિ આ હુકમથી જો પાદશાહની પદવી કાઢી નાખવાનો વિચાર રાખવામાં આવ્યો હોય, તો અમે એ બાબતમાં બધી બીનાનો વિચાર કર્યા વિના અનુમોદન આપી શકતા નથી "—Kaye, Sepoy W

શાહના મરણ બાદ એ શાહજાદાને ગાદી આપવાથી ડેલ્હાઉઝીની કામના પૂર્ણ થાય તેમ હતુ.

લોર્ડ ડેલ્હાઉઝી પોતાની કેટલીક અગવડો દૂર કરવા માટે આવો બંદોબસ્ત કરવા તૈયાર થયો હતો. એ અડચણોમાં બે અડચણો તેના મત મુજબ મુખ્ય જણાતી હતી. તેમાની એક એ હતી કે "દિલ્હીનો શહેનશાહ હજુ કંઇક પ્રાધાન્ય ભોગવતો હતો, તે પ્રાધાન્ય અંગ્રેજોની આખમા ખૂંચતુ હતું. લોર્ડ ડેલ્હાઉઝી પોતાનાં સર્વોપરિપણા ખાતર એ પ્રાધાન્ય જાળવી રાખવા માગતો નહોતો. દિલ્હીશ્વરની આગળ કોઇ પણ બાબતમા હીનતા સ્વીકારવી, તે તેને બહુ અપમાનકારક જણાતું હતું. ગમે તે પ્રકારે કંપનિ બહાદુરનું સર્વોપરિપણુ ટકાવી રાખવુ એ જ તેનો ઉદ્દેશ હતો. તેણે ખુલ્લા શબ્દોમા જણાવ્યુ છે કે, "હિંદના રાજાઓ અગાઉ ગમે તેટલા મોટા ગણાતા હોય પણ અત્યારે તેઓ રાજકીય સન્માન ગુમાવી બેઠા છે, અત્યારે બ્રિટિશ સરકાર ચક્રવર્તીપદે સ્થપાઇ છે. દિલ્હીશ્વરના પૂર્વજોએ જે સત્તાના માહાત્મ્યથી પોતાની સરસાઇ જાળવી રાખી હતી, તે સન્માનના અધિકારી હવે આપણે થયા છીએ, માટે હવે દિલ્હીના નામના શહેનશાહને આપણો હરિફ બનાવવાની કંઇ જરૂર નથી.[૧] " અમે અગાઉ જણાવ્યુ છે કે ડેલ્હાઉઝી હિંદી લોકોના હૃદય વાચી શક્યો નહોતો. હિંદના જૂના રાજકર્તા તરફ તેને જરા પણ સદ્ભાવ નહોતો. હિંદીઓ પોતાના જૂના રાજકર્તાના વંશજો તરફ કેવા સન્માનની દૃષ્ટિથી જુએ છે, તે તેના સમજવામાં આવ્યુ

૧. Minute. February 10, 1849. Comp. Kaye, Sepoy War, Vol. II. p. 16.

બહાદુરશાહને ૭૦ થી વધુ વર્ષ થયા હતા. હવે તેની જિંદગીના થોડા વર્ષો બાકી રહ્યા હતા તેથી ગવર્નર જનરલ તેના ગાદીવારસનો નિર્ણય કરવા તત્પર થયો. એ વખતે લૉર્ડ ડેલહાઉસી ગવર્નર જનરલની પદવી પર હતો. તેને દિલ્હીના આ પદભ્રષ્ટ રાજવંશનું ગૌરવ જાળવવાની પરવા નહોતી. અગાઉ આ રાજવંશ તરફ જે માન બતાવવામાં આવતું, તેથી તે બહુ ગુસ્સે થતો હતો. બહાદુરશાહના મરણ બાદ તેના વારસને બાદશાહના માનના હક છીનવી લેવાનો તેનો વિચાર હતો. અગાઉ એકવાર એ હક છીનવી લેવાનો પ્રશ્ન ઉઠ્યો હતો પણ તે વખતે ડિરેક્ટરની બોર્ડે એ બાબતમાં આગ્રહ કરવા જેવું નથી એવું કહી એ પ્રશ્ન જતો કર્યો હતો.[1] ડિરેક્ટરોએ આ બાબતમાં બધી હકીકત જાણવાનો આગ્રહ દર્શાવ્યો. આથી ગવર્નર જનરલે એ વખતે તો દિલ્હીના વારસ બાબત કંઈ નિર્ણય પર આવી નાખ્યો નહિ. કુમાર ફકીરુદ્દિન નામનો એક રાજકુમાર ત્રીસેક વર્ષની ઉમરનો હતો, તેને ગાદી મળે એવો સંભવ હતો. એ રાજકુમાર અંગ્રેજોને પ્રિય હતો, અંગ્રેજી જાતિ સાથે ભળી જતો હતો. આથી બહાદુર

---

૧ ઈ. સ. ૧૮૪૪ ના ઑગસ્ટની ૧ લી તારીખે ડિરેક્ટરોની બોર્ડે આ બાબતમાં એવો અભિપ્રાય આપ્યો કે, "ગવર્નર જનરલે દિલ્હીમાંના પોતાના એજન્ટને એવો હુકમ આપ્યો છે કે દિલ્હીપતિના મરણબાદ અમારા હુકમ વગર મરહૂમ પાદશાહના ઉત્તરાધિકારીને પાદશાહની પદવી આપવી નહિ. આ હુકમથી જો પાદશાહની પદવી કાઢી નાખવાનો વિચાર રાખવામાં આવ્યો હોય, તો અમે એ બાબતમાં બધી હકીકતોનો વિચાર કર્યા વિના અનુમોદન આપી શકતા નથી."—Kaye, Sepoy war, Val. II P. 14 note.

શાહના મરણ બાદ એ શાહજાદાને ગાદી આપવાથી ડેલ્હાઉઝીની કામના પૂર્ણ થાય તેમ હતુ.

લોર્ડ ડેલ્હાઉઝી પોતાની કેટલીક અડચણો દૂર કરવા માટે આવો મહાપ્રયત્ન કરવા તૈયાર થયો હતો. એ અડચણોમા બે અડચણો તેના મત મુજબ મુખ્ય જણાતી હતી તેમાની એક એ હતી : " હિંદનો શહેનશાહ હજુ કઇક પ્રાધાન્ય ભોગવતો હતો, તે પ્રાધાન્ય અંગ્રેજોની આખમા ખૂંચતુ હતુ. લોર્ડ ડેલ્હાઉઝી પોતાના મહત્ત્વોપરિપણા ખાતર એ પ્રાધાન્ય જાળવી રાખવા માગતો નહોતો. દલ્હીશ્વરની આગળ કોઇ પણ બાબતમા ઊતરતા સ્વીકારવી, તે તેને બહુ અપમાનકારક જણાતું હતું. ગમે તે પ્રકારે કંપનિ બહાદુરનુ સર્વોપરિપણુ ટકાવી રાખવુ એ જ તેનો ઉદ્દેશ હતો. તેણે ખુલ્લા શબ્દોમા જણાવ્યુ છે કે, ' હિંદના રાજાઓ અગાઉ ગમે તેટલા મોટા ગણાતા હોય પણ અત્યારે તેઓ રાજકીય સન્માન ગુમાવી બેઠા છે, અત્યારે બ્રિટિશ સરકાર ચક્રવર્તીપદે સ્થપાઇ છે દિલ્હીશ્વરના પૂર્વજોએ જે સત્તાના માહાત્મથી પોતાની સરસાઇ જાળવી રાખી હતી, તે સમ્માનના અધિકારી હવે આપણે થયા છીએ, માટે હવે દિલ્હીના નામના શહેનશાહને આપણો હરિફ બનાવવાની કંઇ જરૂર નથી.[1] " અમે અગાઉ જણાવ્યુ છે કે ડેલ્હાઉઝી હિંદી લોકોના હૃદય વાચી શક્યો નહોતો. હિંદના જૂના રાજકર્ત્તા તરફ તેને જરા પણ મદભાવ નહોતો. હિંદીઓ પોતાના જૂના રાજકર્ત્તાના વંશજો તરફ કેવા સન્માનની દૃષ્ટિથી જુએ છે, તે તેના સમજવામા આવ્યુ

---

[1] ૧. Minute. February 10, 1849. Comp. Kaye, Sepoy War, Vol. II. p. 16.

નહોતું.[૧] આ રીતે લૉર્ડ ડેલ્હાઉઝી હિંદને હિણી નજરે જોતો નહિ. દિલ્હીનો સમ્રાટ નામનો છતાં, શોચનીય દશામાં આવી પડેલો છતાં, પ્રજા તેના તરફ પ્રેમ દષ્ટિથી જોતી તે લૉર્ડ ડેલ્હાઉઝી છતી આંખે જોઈ શક્યો નહિ. પરિવર્તનશીળ સમયને લીધે જો કે એ રાજવંશની પુરાતન મહત્તા લુપ્ત થઇ હતી, છતાં પ્રજાની યાદદાસ્તમાં તો તેની જુની મહત્તા જાગૃત હતી.• પોતાનો સ્વાર્થ સાધવો એજ લૉર્ડ ડેલ્હાઉઝીનો મુખ્ય ઉદ્દેશ થઈ પડ્યો હતો; માટે તેણે લોકોના વિચારો તરફ જરા પણ ધ્યાન આપવાની જરૂર જોઇ નહિ. બ્રિટિશ સરકારનું ચક્રવર્તીપણું ચાલુ રાખવા માટે તે દિલ્હીના મોગલ પાદશાહની રાજકીય પદ્દી વિરુદ્ધ થયો. બહાદુરશાહના મરણ બાદ તેના વારસને એ રાજકીય સન્માન આપવું એ તેને રાજનીતિ વિરુદ્ધ, નકામુ અને અપમાનજનક જણાયુ.

લૉર્ડ ડેલ્હાઉઝીને બીજી અડચણ એ નડતી કે દિલ્હીનો શહેનશાહ રાજમહેલમા રહેતો હોવાથી એ રાજમહેલનો ઉપયોગ કિલ્લા તરીકે થઈ શકતો નહિ. રાજમહેલમા તૈમુર વંશના અસંખ્ય માણસો રહેતા હતા. તે રાજમહેલ ઉત્તર હિંદના મુખ્ય કિલ્લાઓમાંનો એક ગણાતો હતો. આવો સુંદર કિલ્લો બીજાના હાથમા રાખવો

૧. આ પુસ્તકના પૂર્વાર્દ્ધમા ડેલ્હાઉઝીની રાજનીતિ પર ચર્ચા કરતા આ વિષે વિસ્તારપૂર્વક લખવામા આવ્યું છે. માટે એ બાબત પર વિસ્તારથી જાણવાની ઇચ્છા રાખનારે તે ભાગ વાંચી જવો. લૉર્ડ ડેલ્હાઉઝીની રાજ્યો ખાલસા કરવાની નીતિ વિષે લાગણીવાળા અંગ્રેજોએ જે અભિપ્રાયો આપ્યા છે, તે એ સ્થળે ઉતારી લેવામાં આવ્યા છે.

એ ડેલ્હાઉઝીને જરા પણ ગમતુ નહોતુ. કોઇ પણ રીતે ઘરડા પાદશાહને બીજે સ્થળે મોકલી એ કિલ્લો કંપનિના તાબામા લેવાની તેને બહુ ઇચ્છા હતી દિલ્હીના રાજમહેલને અસ્રાગારના રૂપમા ફેરવી નાખવાની તેને બહુ મરજી હતી. એ ઇચ્છા પાર પાડવા તે પ્રયત્ન કરવા લાગ્યો[1] તેણે એવી દલીલોથી પોતાની ઇચ્છાનુ સમ-

---

૧, લૉર્ડ ડેલ્હાઉઝીએ જ્યારે આ અભિપ્રાય જાહેર કર્યો ત્યારે સર ચાર્લ્સ નેપિયર વડો સેનાપતિ હતો. તેણે ઇ. સ. ૧૮૪૯ ના ડિસેમ્બરની ૧૫ મી તારીખે દિલ્હીના રાજમહેલમા હથિયારખાનું સ્થાપના વિષે ગવર્નર જનરલને આ પ્રમાણે પત્ર લખ્યો હતો " હથિયારખાના વિષે નીચે લખેલી કેટલીક અડચણો છે ૧. રાજમહેલ શહેરના જે ભાગમા આવેલ છે, તેની ચોતરફ ગીચોગીચ ઘર આવેલા છે એ સ્થળે હથિયારખાનુ સ્થાપવાથી જો તે એકાએક સળગી ઉઠે તો સખ્યાબંધ માણસો માર્યા જાય ૨. એમ થાય તો દિલ્હીનો મનોહર મહેલ પણ નાશ પામે ૩ એથી સરકારી મિલ્કતને પણ ઘણુ નુકશાન થાય ૪. આ રાજમહેલ સુરક્ષિત નથી, એની દિવાલ મજબુત નથી કેટલાક માણસો એકત્ર થઇ એ દિવાલ અનાયાસે તોડી શકે તેવુ છે આ કારણોથી મારા વિચાર મુજબ કોઇ બીજે સુરક્ષિત સ્થળે હથિયારખાનુ સ્થાપવુ એ વધારે ઉચિત છે, શહેરથી ૨–૩ માઇલ દૂર એક મજબુત મકાન છે ત્યા હથિયારખાનું સ્થાપી શકાય તેવુ છે. પરતુ એ મકાનને સમરાવવના બહુ ખર્ચ થશે શહેરની પાસે એક યોગ્ય હથિયારખાનુ નવુ બધાવતા જે સગવડ થશે, તેના કરતા એ જૂનુ મકાન સમરાવવાથી વધારે લાભ થશે એમા મને સંદેહ છે. " Kaye, Sepoy War. Vol II. p. 17, note.

ચેંન ર્હ્યુ કે આ કિલ્લો કંપનિના હાથમા આવતાં શત્રુના ગમે તેવા હલ્લા સમક્ષ બચાવ કરવાનુ કાર્ય મહેલુ થઇ પડશે. માટે આવો ઉપયોગી કિલ્લો હસ્તગત કરવામા વિલંબ કરવો એ ઉચિત નથી, લોર્ડ ડેલ્હાઉઝી વૃદ્ધ બહાદુરશાહના મરણની ગઇ જોવા તૈયાર નહોતો. તે ધારતો હતો કે એ ઘરડા ડોસાને લાલચમા લપટાવી અનાયાસે બીજે સ્થળે મોકલી શકાશે. તેણે એવો ઠરાવ કર્યો કે દિલ્હીથી બાર માઇલ દક્ષિણમા આવેલા કુતુબમિનાર નામના પ્રસિદ્ધ મિનાર આગળ દિલ્હીશ્વરનો એક મહેલ આવેલો છે એ સ્થળે એક મુસલમાન પીરની–ખાસ કરીને બહાદુરશાહના પૂર્વજોની કબરો હોવાને લીધે તે સ્થળ દિલ્હીના રાજવંશ સમક્ષ અતિ પવિત્ર મનાય છે બહાદુરશાહને કુટુંબ સહિત ત્યાં રાખવો. લોર્ડ ડેલ્હાઉઝી અપૂર્વ યુક્તિ લડાવી આ કાર્ય સિદ્ધ કરવા તૈયાર થયો હતો.

ઉપર જે બે અડચણો જણાવવામા આવી છે, તેને બ્રિટિશ રાજપુરુષો અડચણો માને એ સ્વાભાવિક છે પરંતુ સરકાર એ અડચણો દૂર કરવા તૈયાર થશે, તો લોકોમા કેટલી ઉશ્કેરણી ફેલાશે, તે લોર્ડ ડેલ્હાઉઝીએ વિચારી જોયુ નહિ. પોતાનુ સર્વોપરિપણુ જાળવવા માટે બીજાના હાથમી હક છિનવી લેવા એ ન્યાયની રીતે જોતા, ધર્મની નજરે જોતા યોગ્ય નથી. તેમા પણ વળી જ્યારે એક માણસની કૃપાથી પોતાની જાહોજલાલી શરુ થઇ હોય, ત્યારે પોતાની પૂર્ણ જાહોજલાલીના વખતમા એ કૃપા કરનાર માણસના વંશજોની સત્તા નષ્ટ કરવાને હાથ લંબાવવો એ બયકર અકૃતજ્ઞતા સિવાય બીજુ કંઇ નથી પરંતુ લોર્ડ ડેલ્હાઉઝીના હૃદયમા એવા વિચારો-આવે તેમ નહોતુ. એક હિંદી આપણા પર અનુગ્રહ કરે, એટલે આ-

પણ સામી કૃતજ્ઞતા બતાવવી જોઇએ, એ વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો નહોતો. તે કેવળ પોતાનું ચક્રવર્તીપદ જાળવવા માટે આવી સંકુચિત રાજનીતિ ચલાવતો હતો. આવી રાજનીતિમાં ઉદારતાનો અંશ ન હોય એ સ્વાભાવિક છે. તે દારોબારી કાઉન્સિલના સભ્યોની સલાહ ક્વચિત જ લેતો હતો. પોતાના સંસ્કાર અને વિચાર મુજબ જે તેને સારૂ લાગતું, તે કરવા તે પોતાની બધી શક્તિ અજમાવતો. આથી તેના સિદ્ધાંત અનુભવની દૃષ્ટિએ યોગ્ય નહોતા. તે હિંદના જૂના રાજાઓના ચિહ્નો ભૂંસી નાખવા માગતો હતો. તે એ ઇચ્છા અમલમાં મૂકવા પોતાની તિક્ષ્ણ નજર ચોતરફ ફેરવતો હતો.

લોર્ડ ડેલહાઉઝીના આ અભિપ્રાયનું સમર્થન કરવા જતાં કોઇ કોઇ ઇતિહાસકારોએ જણાવ્યું છે કે, લોર્ડ ડેલહાઉઝી દિલ્હીશ્વરનું રાજકીય સન્માન નષ્ટ કરવાની જે તક ખોળતો હતો, તે તક તેને મળી હતી. જ્યારે બહાદુરશાહ પાદશાહ તરીકે માન મેળવતો હતો, તેની રાજકીય પદવી આગળ બધા શિર ઝુકાવતા હતા. હિંદમાં સર્વત્ર તે પ્રબળ પ્રતાપી મોગલ શહેનશાહ તરીકે પૂજાતો હતો, ત્યારે દારાબખ્તનો જન્મ થયો હતો. દારાબખ્ત જીવતો હોત તો તેને રાજકીય સન્માનથી ભ્રષ્ટ કરતાં મુશ્કેલી પડત. કારણ કે તેની યાદદાસ્તમાં પિતાની રાજકીય જાહોજલાલી કોતરાઇ રહી હતી. માટે તે સહેલાઇથી એ બધું તજી દેવાને તૈયાર થાત નહિ. પણ જ્યારે ફકિરૂદ્દીન જન્મ્યો ત્યારે બહાદુરશાહ કંપનિનો પગારી નોકર બન્યો હતો, તેના અધિકાર ઓછા થઇ ગયા હતા તેના પૂર્વજો જે સમયે દિલ્હીનાં રત્નજડિત સિંહાસનપર બેસી સમગ્ર ભારતખંડના શહેનશાહ તરીકે પૂજાતા હતા, તે સમય અત્યારે ભૂતકાળના ગર્ભમાં

ઝુપાઇ ગયો હતો. ફેરિઝીનને એ જાહોજલાલીમાનું કંઇ જાતે જોયુ નહોતુ. તેથી તેની યાદગીરીમા એ અપૂર્વ ચિત્ર તરવરતુ નહોતું. આવી સ્થિતિમા તેને બહાદુરશાહનો વારસ બનાવી, તેનુ રાજકીય સન્માન નષ્ટ કરવુ, એ કંઇ મુશ્કેલ કાર્ય નહોતું. તેના પિતાની જે મહત્તા હતી, તે મહત્તા, તે અધિકાર તેની પાસેથી છિનવી લેવા એ પણ કંઇ ગેરવાજબી નહોતું.[1] જ્યારે ફેરિઝીન જન્મ્યો ત્યારે બહાદુરશાહ સાલિયાણું ભોગવતો હોવાથી અંગ્રેજ ઇતિહાસકારે આવી દલીલો ગોઠવી કાઢી છે. બહાદુરશાહ કંપનિનુ સાલિયાણુ ખાતો હતો છતા તેના અધિકાર પર હાથ નાખવામા આવ્યો નહોતો. બહાદુરશાહ તે વખતે પણ બનાવે સનદ આપી શકતો, ખિલત આપી શકતો અને કોઇપણ નવો પ્રદેશ અધિકારમા લેવાની અનુમતિ આપી સર્વોપરિપણુ બતાવી શકતો. તેથી સાલિયાણું ભોગવતા પાદશાહને કોઇ નમાલુ પૂતળુ માનતા નહિ. શાહજાદો ફેરીઉદ્દીન વૃદ્ધ પિતાની આ સત્તાથી જાણીતો હતો તે પરથી તેને જરૂર એવો દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો હતો કે મારા પૂર્વજો એક વખતે સમગ્ર હિંદુસ્તાનનું ચક્રવર્તીપણું ભોગવતા હતા. તેનો પિતા જ્યારે સાલિયાણુ લેતો છતા આવા અધિકાર ભોગવતો હતો, ત્યારપછી તેને એ અધિકાર ન આપવા એ કદીપણ વાજબી ન ગણાય. જો અપક્ષપાતપણે વિચાર કરીએ તો આ સિદ્ધાન્ત ન્યાયપુર:સર જણાશે. અને જો કૃતજ્ઞતાની દૃષ્ટિએ વિચાર કરીએ તો પણ બ્રિટિશ સરકારને આ સિદ્ધાન્ત આગળ અવશ્ય મસ્તક નમાવવુ જ જોઇએ. જેઓ ન્યાય તજી યથેચ્છાચાર દર્શાવવા તત્પર થાય, તેને આ સિદ્ધાંત ખોટો લાગે,

---

૧. Kaye, Sepoy. War. Vol II p. 15.

એ સ્વાભાવિક છે પરંતુ ન્યાયદર્શી વિચારકને આ સિદ્ધાંતમાં કદી પણ અસત્યતા જણાશે નહિ.

લોર્ડ ડેલ્હાઉઝીનો અભિપ્રાય વિલાયતમાં ડિરેક્ટરોની બોર્ડ સમક્ષ રજૂ થયો. ડિરેક્ટરો આ સંબંધમાં વિચાર ચલાવવા લાગ્યા. એ સમયે બોર્ડમાં બે જણ લોર્ડ ડેલ્હાઉઝીના મોટા આધારસ્તંભ હતા; કોઈ કોઈ તેની રાજનીતિ વિરુદ્ધ અભિપ્રાય આપતા હતા ખરા; પરંતુ એક બીજો પક્ષ દીર્ઘદૃષ્ટિ અને ઉદારતામાં આગેવાન હતો. છેવટે એ ઉદાર પક્ષનો જય થયો. ડિરેક્ટરોમાંના ઘણાખરાએ લોર્ડ ડેલ્હાઉઝીનો અભિપ્રાય ના કબૂલ કર્યો. ડિરેક્ટરોનો ઠરાવ બોર્ડ ઓફ કન્ટ્રોલ ડિરેક્ટરોની સભા જેટલી ઉદાર નહોતી. તેથી ડિરેક્ટરોનો ઠરાવ તેણે નાપસંદ કર્યો, તેણે લોર્ડ ડેલ્હાઉઝીનો અભિપ્રાય કબૂલ કર્યો. આ બાબતમાં બોર્ડ અને ડિરેક્ટરની વચ્ચે ઘણું લખાણ ચાલ્યું. ડિરેક્ટરોની સભાએ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે, આ ઠરાવ કેવળ ગવર્નર જનરલે જાતે કર્યો છે, એ બાબતમાં કારોબારી કાઉન્સિલના સભાસદોના અભિપ્રાય જાણવામાં આવ્યા નથી. ગવર્નર જનરલે જે ઠરાવ કર્યો છે, તેમાં ઉદારતા કે દીર્ઘદૃષ્ટિનું નામ જણાતું નથી. આ ઠરાવ મુજબ કાર્ય થશે તો હિંદના બધા મુસલમાનો ગુસ્સે થશે. દિલ્હીશ્વરની મરજી હોય તો તેને બીજે સ્થળે ખસેડવા અમે તૈયાર છીએ; પણ બળ બતાવી કંઈ પણ કાર્ય કરવા અમે નારાજ છીએ. એથી હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ભારે ઉશ્કેરણી ફેલાશે, અને સરકાર પર બધી પ્રજાને અવિશ્વાસ પેદા થશે. એવી રીતે ઉત્પન્ન થયેલો અવિશ્વાસ લાંબા કાળ સુધી કાયમ રહેશે. ત્યારબાદ ડિરેક્ટરોએ એવું જણાવી પોતાનો અભિપ્રાયદર્શક નોંધ

પૂરી કરી કે, "જો અમારો ઠરાવ મંજુર ન થાય, બોર્ડ જો અમારી મરજી વિરુદ્ધ દિલ્હીના પદભ્રષ્ટ શહેનશાહ પ્રત્યે દોસ્તી દર્શાવવા તૈયાર થાય, તો પણ અમે અમારો અભિપ્રાય જરા પણ ફેરવવાના નથી. એક જુના રાજવંશ તરફ જે નેરવાજબી વર્તણુક ચલાવવામાં આવે છે, તે સંબંધમાં જવાબદારી લેવા અમે તૈયાર નથી. તેથી અમારાં હિંદ સામ્રાજ્યની પ્રજાનાં હૃદયમાં દારુણ સંદેહ ઉત્પન્ન થશે અને હિંદમાં અગર બીજે બ્રિટિશ સરકારની જે આબરૂ છે, તેને ઘણું નુકસાન થશે." પરંતુ ડિરેક્ટરોની આ છેલ્લી અરજ ઉદારતા, લાગણી અને ન્યાયપરાયણતાની આ છેલ્લી પ્રાર્થના નિષ્ફળ નીવડી. બોર્ડે પોતાનો ઠરાવ ન ફેરવ્યો. તેની દૃઢતા ન ડગમગી. ઇ. સ. ૧૮૪૯ ના છેલ્લા દિવસે તેણે પોતાનો હુકમ ગવર્નર જનરલને મોકલ્યો.

ડિરેક્ટરોની સભામાં જેઓ પોતાની ઉદાર રાજનીતિની આબરૂ જાળવવાનો ખાસ પ્રયાસ કરતા હતા, તેઓમાં ટુકરસાહેબનું નામ સર્વોપરિ છે એ સમયે ટુકરસાહેબ લગભગ એંશી વર્ષની ઉમરના હતા. વૃદ્ધાવસ્થાએ તેની માનસિક શક્તિઓપર જરા પણ અસર કરી નહોતી. એ અનુભવી વૃદ્ધ પુરુષે દૃઢતાપૂર્વક કહ્યું હતું કે, "દિલ્હીના રાજવંશીઓને લાલચમાં લપટાવી બીજે સ્થળે મોકલી શકાશે, તે વાત પર મને જરાપણ વિશ્વાસ નથી. પોતાના બાપદાદાનાં સ્થાન પર હિંદના લોકોને કેવી મમતા હોય છે, તે જેઓ હિંદી લોકોના આચારવિચારથી સહેજ પણ જાણીતા હોય તેને સમજાવવું પડે તેમ નથી. આ વિષયમાં તો એ મમતાવૃદ્ધિનાં કેટલાક ખાસ કારણો છે. પુરાતન ગૌરવ અને સમૃદ્ધિને લીધે દિલ્હીનો રાજમહેલ

પદભ્રષ્ટ રાજ્યવંશીઓનું તીર્થસ્થાન બન્યું છે. જો એ તીર્થસ્થાન રૂપ રાજમહેલમાંથી તેઓને ખસેડવો હોય, તો લશ્કરની મદદ લેવી પડશે. એથી બ્રિટિશ સરકારની કદી ન પ્રગટ થએલી નબળાઇ પ્રગટ થશે, બ્રિટિશોના નામ પર કદી ન ચડેલું કલંક ચડશે. લોર્ડ ડેલ્હાઉઝીની કાર્યદક્ષતા પર મને શ્રદ્ધા છે. પરંતુ મને લાગે છે કે તેણે બીજા લોકોને મોઢે બધી હકીકત સાંભળી હોવાથી, હિંદીઓના આચારવિચાર સંબંધમા ખરા અનુભવ મેળવી શકયો નથી." પરંતુ એ વૃદ્ધ રાજનીતિજ્ઞનો આ ઉદાર અભિપ્રાય બોર્ડ ઓ. કન્ટ્રોલે સ્વીકાર્યો નહિ. બોર્ડે રાજનીતિનું અપમાન કરી દુરાગ્રહતા બતાવી. જેઓએ લાંબો કાળ હિંદમા ગાળી, હિંદ વિષે ખાસ અનુભવ મેળવ્યો હતો, જેઓ હિંદીઓના આચાર વિચારથી જાણીતા થયા હતા, તેઓના અભિપ્રાયને બોર્ડે તરછોડયો.

વિલાયતના રાજપુરુષોનો ઠરાવ ઇ. સ. ૧૮૫૦ની વસંત ઋતુમાં લોર્ડ ડેલ્હાઉઝીને મળ્યો. આ બાબતમા ડિરેકટરોની સભા તથા બોર્ડ વચ્ચે પુષ્કળ વાદવિવાદ થયો હતો. તે સમાચાર લોર્ડ ડેલ્હાઉઝીએ અગાઉથી જાણ્યા હતા. છેવટે પોતાના મત મુજબ કાર્ય કરવાની મંજૂરી મળી. છતાં હવે તે એ પ્રમાણે કાર્ય કરવાની આનાકાની કરવા લાગ્યો. જો કે તેને મંજૂરી મળી ગઇ હતી, છતાં હવે તેના મનમા કંઇ શક ઉત્પન્ન થયો. તેણે આ સંબંધમા લખ્યું છે કે, "બોર્ડે મને આ બાબતમાં સંપૂર્ણ સત્તા આપી છે, પણ મેં સાંભળ્યું છે કે દિલ્હીના પાદશાહ વિષે મેં જે ઠરાવ કર્યો હતો, તે અનેક દીર્ઘદ્રષ્ટિવાળા અને હિંદની સ્થિતિથી જાણીતા રાજપુરુષોને રૂચ્યો નથી.

૧ સ્વ. ત્રં મં. ૩૩

એ કે હજુ સુધી મારો એ સંકલ્પ દૃઢ રહ્યો છે, જ્યાં જ્યારે એ દીર્ઘદૃષ્ટિવાળા રાજપુરુષો વિરુદ્ધ પડે છે, તો પછી મને એ કાર્ય જેમ અને તેમ જલદી પાર પાડવાની જરૂર જણાતી નથી." આ પ્રમાણે ટુકર વગેરે દીર્ઘદૃષ્ટિવાળા ડિરેકટરોની પ્રબળ વિરુદ્ધતા જોઈ લોર્ડ ડેલ્હાઉસીએ તુરત વેળાએ તો એ કામ બંધ રાખ્યું. તે જે કાર્ય સાધવા તલપાપડ થઈ રહ્યો હતો, તે કાર્ય ખોરંભે પડ્યું. ડેલ્હાઉસી એ દરમ્યાન કાર્યકારી કાઉન્સિલના અભિપ્રાય જાણવા તૈયાર થયો.

જ્યારે દિલ્હીના રાજમહેલ અને સિંહાસન માટે આ પ્રમાણે વાદવિવાદ ચાલતો હતો, ત્યારે વૃદ્ધ બહાદુરશાહ પોતાની વહાલી બેગમ જિન્નતમહાલની માગણીથી ફેકિરુદ્દીન વિરુદ્ધ ખડો થયો. અગાઉ જણાવ્યું છે તેમ, જિન્નતમહાલને જુવાનબખ્ત નામનો એક પુત્ર હતો. એ શાહજાદો અત્યારે અગિયાર વર્ષનો થયો હતો. જિન્નતમહાલનો ઇરાદો હતો કે. આ શાહજાદો બહાદુરશાહની પછી ગાદીનશીન થાય તો સારૂં. એ કાર્ય પાર પાડવા એ વૃદ્ધ પાદશાહને પોતાના અભિપ્રાય મુજબ કામ કરવાની પ્રાર્થના કરવા લાગી. બહાદુરશાહે પોતાની બેગમના કહેવા મુજબ ફેકીરુદ્દિન માટે એ અડચણ ખડી કરી કે, અમારા વંશમા એવો નિયમ છે કે, શાહજાદાઓમાના કોઇએ સુન્નત લીધી હોય તો તેને ગાદીએ બેસવાનો અધિકાર નથી. ફેકિરુદ્દીને સુન્નત લીધી છે, માટે તેને ગાદીએ બેસવાનો અધિકાર નથી. દિલ્હીના જૂના સમ્રાટો પણ સુન્નત કરાવતા નહિ.[1]

---

૧ બહાદુરશાહે જે દલીલ કરી હતી, તેનું ઐતિહાસિક મૂલ્ય હતું. હુમાયુ પછી દિલ્હીની ગાદી પર જે શહેનશાહો થયા, તેમાંના કોઇએ સુન્નત લીધી નહોતી. અકબરના વારાથી એ રિવાજ ચાલતો આવ્યો

વૃદ્ધ બહાદુરશાહે એ વાંધો ગવર્નર જનરલને જણાવ્યો. પરંતુ લૉર્ડ ડેલ્હાઉઝીએ આ બાબતમાં કંઇ ફેંસલો આપ્યો નહિ. તે તો કેવળ તક ખોળનાર હતો. જરાપણ ધાંધલ મચાવ્યા સિવાય પોતાનો ઉદ્દેશ કેવી રીતે પાર પડે તે તરફ તેની નજર હતી. તેણે ફકિરૂદ્દીનને જ

---

હતો. અકબર પહેલાના બાદશાહોએ સુન્નત લીધી હતી, પણ અકબરના વખતથી એ રિવાજ મોગલ રાજવંશીઓમાથી ગુમ થયો. આ સંબંધમાં મૌલવી સૈયદ અહમ્મદે બળવાનો ઇતિહાસ લખનાર કે સાહેબને આ પ્રમાણે લખ્યું છે;-તૈમુરના વખતથી મોગલવંશનો કોઈ પણ શાહજાદો સુન્નત લે તો તેને ગાદી મળતી નહિ. એ વાત ખરી નથી. તૈમુરથી હુમાયુ સુધીના બધા મોગલ શહેનશાહોએ સુન્નત લીધી હતી ત્યાર બાદ નીચેનાં કારણોને લીધે એ રિવાજ બંધ પડયો હતો:—

જ્યારે અકબરનો જન્મ થયો, ત્યારે તેનો પિતા હુમાયુ શેરશાહ સાથેની લડાઇમાં હારીને ઇરાન જઇ રહ્યો હતો. આ સમયે હુમાયુની એવી દુર્દશા થઇ ગઇ હતી કે તેને પોતાના પુત્રને સુન્નત લેવરાવવાની ક્રિયા કરવાની તક ન જ મળી. જ્યારે હુમાયુએ ફરીથી દીલ્હી કબજે કર્યું, ત્યારે અકબર બાર વર્ષનો હતો; માટે તે વખતે સુન્નતની ઉમર વીતી ગઇ હતી. રાજ્ય મળ્યા બાદ છ માસમા તો હુમાયુનું મરણ થયું. તેથી મુસલમાન ધર્મના આગેવાનોએ પણ એ સંબંધમાં કંઇ બાધો ન લીધો. યાહુદીઓ જેમ એ રિવાજને અવશ્યનો ગણે છે, તેમ મુસલમાનો ગણતા નથી.

અકબર હિંદુઓ સાથે વિવાહબંધનથી જોડાયો હતો. મોગલ રાજવંશમાં ઘણી રજપુત રાજકુમારીના વિવાહ થયા હતા. તેથી

બહાદુરશાહની પછી ગાદીનશીન કરવાનો ઝગડો રચ્યો હતો. કારણ કે તે બહાદુરશાહનો સૌથી વડો શાહજાદો હતો, તેમ વળી અંગ્રેજોને પ્રિય હતો. અંગ્રેજી રીતભાત તેને બહુ ગમતી. આ શાહજાદાને ગાદી આપવાથી લોર્ડ ડેલહાઉસી પોતાની મતલબ અનાયાસે પાર પડી શકે તેમ હતું. તેથી તેણે વૃદ્ધ બહાદુરશાહના વાંધાનો મુદ્દામાં કંઇ ઉત્તર ન વાળ્યો.

આ તરફ ગવર્નર જનરલની કારોબારી કાઉન્સિલના સભ્યો જુદો જુદો મત દર્શાવવા લાગ્યા. કાઉન્સિલમાં આ વેળા ત્રણ સભાસદો હતા: સર ફ્રેડરિક કેરિ, સર જોન લિટલર અને જોન લોરન્સ. સર ફ્રેડરિક કેરિએ જણાવ્યું કે, " બહાદુરશાહની ઉમર જોતાં તે

---

હિંદુઓના રિવાજે મોગલ વંશમાં પેદા હતા. આ વિવાહથી હિંદુ રાજકુમારીઓને જે પુત્રો થયા, તેઓ હિંદુ રિવાજ પ્રમાણે સુન્નત વિનાના રહ્યા. થોડા સમયમાં હિંદુઓના આ રિવાજે એવો તો ઉંડો પાયો નાખ્યો કે રાજ્યવંશમાંથી સુન્નત લેવાની ક્રિયા નષ્ટ થઇ ગઇ. કોઇપણ શારીરિક કારણને લીધે ફકિરૂદ્દીનને સુન્નત લેવરાવવામાં આવી હતી. પરંતુ તેથી તેનો ગાદીપરનો અધિકાર નષ્ટ થતો નહોતો. બહાદુરશાહ પોતાની બેગમનું રમકડું બન્યો હતો એ બેગમે જ ફકિરૂદ્દીનને ગાદી ન આપવા ખાતર આવો ખોટો વાંધો કાઢ્યો હતો. Kaye, Sepoy War. Vol. II. Appendix, P. 685–686.

જિન્નતમહાલે પોતાની ઇચ્છા પાર પાડવા જે યુક્તિ અજમાવી હતી, તે પરથી તેની તીક્ષ્ણ બુદ્ધિ જણાઇ આવે છે. કહેવાની જરૂર નથી કે ફકિરૂદ્દીન પોતાના પેટનો દીકરો હોત તો કદી પણ એ આ યુક્તિનો આશરો લેત નહિ.

હવે આ દુનિયાનો થોડા દહાડાનો પરોણો છે. તેનાં મરણ બાદ, તેના ઉત્તરાધિકારી સાથે દિલ્હીનો રાજમહેલ ખાલી કરવાનો બંદોબસ્ત થઇ શકશે." લિટલર સાહેબના અભિપ્રાય મુજબ ઉપલો ઠરાવ વાજબી ઠર્યો નહિ. તેને ખાત્રી હતી કે, હિંદનો મુસલમાન સમાજ મોગલ રાજવંશનું ઘણું મનમાન જાળવે છે. અત્યારે એ વંશનું જરાપણ અપમાન કરશું તો એ સમાજ આપણા પર બહુ ગુસ્સે થશે. તે માટે આ બાબતમાં બહુ ધૈર્ય રાખવાની જરૂર છે. હજુ કેટલોક સમય કાઢી નાખવાની જરૂર છે. શહેનશાહને બળપૂર્વક ન ખસેડતા યુક્તિપ્રયુક્તિથી તેનું મ ! મેળવી લઇ બીજે સ્થળે ખસેડવો એ વધારે સારૂ છે. પરંતુ સિવિલ અમલદાર લોઅસે, સેનાપતિ લિટલના આ અભિપ્રાયની મશ્કરી કરતાં કહ્યું કે, હિંદના મુસલમાનો દિલ્હીના શહેનશાહપર આફ્રીન છે, એ વાત માનવાને હુ તૈયાર નથી. જો મુસલમાનો મોગલવંશના હાલના પાદશાહને એટલું બધુ ચાહતા હોય, તો તેની શહેનશાહની પદ્વી જેમ બને તેમ જલદી છિનવી લઇ, તેને રાજમહેલમાંથી ખસેડવો એ વધારે સારૂ છે.

કારોબારી કાઉન્સિલના સભાસદો આ પ્રમાણે પોતાના અભિપ્રાયો દર્શાવવા લાગ્યા. છેવટે નક્કી કરવામા આવ્યુ કે દીલ્હીનો હાલનો શહેનશાહ જીવે ત્યાં સુધી આ બાબતમા કંઇ પગલા લેવાં નહિ. બહાદુરશાહના મરણ બાદ ફકિરુદ્દીનને જ વારસ તરીકે સ્વીકારવો. પરંતુ તેનો એક બીજો હરિફ હોવાથી તેની પાસેથી કંપનિને સગવડ પડતા લાભો મેળવવાની તક ન જવા દેવી. તેને રાજમહેલ ખાલી કરી કુતબમિનાર પાસે જઇ રહેવાની લાલચ આપવી. જરૂર પડતાં એ ઉદ્દેશ પાર પાડવા સાલિયાણાની રકમમા થોડો વધારો કરી

આપવો કારોબારી કાઉન્સિલનો આ ઠેરાવનો ફેંસલો વિનાયતમાં સત્તાવાળાઓને જણાવવામાં આવ્યો, તેઓએ એ ફેંસલો કબૂલ રાખ્યો

લોર્ડ ડેલહાઉઝીએ પોતાનો ફેંસલો વિલાયતવાળાએ કબૂલ રાખ્યો, એટલે આ વાત ફકિરૂદીનને છુપી રીતે જણાવવાનું દિલ્હીના એજન્ટ મિ૦ ટોમસનને (કોઈ કોઈના મત મુજબ થિઓફિલસને) લખી જણાવ્યું એજન્ટ ફકિરૂદીનને મળ્યો, બધી વાત કહી ફકિરૂદીન સરકારના ફેંસલાને માથે ચડાવ્યો પણ એટલું કહ્યું કે જો મારો રાજકીય પદવી અગાઉની માફક ચાલુ રહેશે, તો હું સરકારના હુકમ મુજબ દિલ્હીનો રાજમહેલ છોડી કુતબ નામના સ્થળે જવા તૈયાર છું. ફકિરૂદીન આટલી સહેલાઈથી સરકારનો હુકમ સ્વીકારશે, એવું બ્રિટિશ એજન્ટે અગાઉ ધાર્યું નહોતું આથી આવી સહેલાઈથી તેને સરકારનો ફેંસલો સ્વીકારતો જોઇ તે બહુ ખુશ થયો એ સમયે એક કબૂલતનામું તૈયાર કરવામાં આવ્યું ફકિરૂદીને એ કબૂલતનામા પર સહી કરી આ બાબત કાયદેસર રીતે સાબીત કરી શકાય તે માટે કબૂલતનામા પર કેટલાક સાક્ષીઓની સહી લેવામાં આવી. આ પ્રમાણે છૂપી રીતે બ્રિટિશ એજન્ટે પોતાને અનુકૂળ પડતા કબૂલતનામા પર ફકિરૂદીનની સહી કરાવી લીધી, દસ્તાવેજ કાયદેસર રીતે પસાર થએલો ગણવામાં આવ્યો એથી એ મરજી ની ઈચ્છા પૂર્ણ કરનારો એક મુખ્ય દસ્તાવેજ થઇ પડ્યો. કામ પૂરું થયું ફકિરૂદીન રેસિડેન્ટ પાસેથી રજા લઇ, ઘેર ગયો

બહાદુરશાહના વારસને ઘણી સહેલાઈથી વશ કરવામાં આવ્યો. ખરો, પણ ફકિરૂદીનને તેથી જરા પણ સંતોષ થયો નહિ પોતાના પૂર્વજોનો રાજમહેલ ખાલી કરવો એ તેને ભયંકર અપમાન જેવું

લાગ્યું. પોતાનો રાજમહેલ છોડી અન્ય સ્થળે જવાથી લોકોમાં પોતાની આબરૂ હલકી પડશે, એ વાત તેના હૃદયને સમજાવવા લાગી. પરંતુ હવે સરકાર વિરુદ્ધ કાર્ય કરવુ એ તેની શક્તિ બહાર હતું. રેસિડેન્ટે જ્યારે તેને અતિશય વિનવ્યો ત્યારે તેણે અતિશય સંકોચાતા એ દસ્તાવેજ પર સહી કરી હતી. એ સંકોચ હજુ પણ તેના હૃદયને સાલતો હતો, એ સંકોચરૂપી તીવ્ર મનોવેદનાથી એ વ્યાકૂળ બની ગયો. પિતાની મિલ્કતનો વારસ થવા માટે તેને જરા પણ આનંદ થતો નહોતો. પશ્ચાત્તાપના પ્રચંડ આઘાતથી એ આનંદ મૂળમાથી નષ્ટ થયો હતો.

બ્રિટિશ રેસિડેન્ટ અને ફકિરૂદ્દિન વચ્ચે જે સંધિ થઇ હતી, તે જો કે બહુ છુપી રાખવામા આવી હતી, પણ તે થોડા સમયમા બહાદુરશાહ અને તેની બેગમના જાણવામા આવી. ઝિન્નતમહાલ પોતાના ગૌરવને બટ્ટો લાગે, એવી સંધિની વાત સાભળી બહુજ ગુસ્સે થઇ. ગુસ્સાના તરંગોથી તેનુ હૃદય ઉભરાઇ રહ્યુ હતુ. તે સહન ન કરી શકાય એવી મનોવેદનાથી અધીરી થઈ પ્રતિક્ષણે ભયંકર પરતીના ચિહ્નો નિહાળવા લાગી.

વૃદ્ધ બહાદુરશાહનો ઉત્સાહ નરમ પડી ગયો, પણ તે તદ્દન હતાશ થયો નહિ. તે હજુ પણ પોતાના નાના પુત્રને ગાદી આપવા માટે સરકારને વિનવવા લાગ્યો. તેને આશા હતી કે મારી પ્રિયતમા બેગમના પ્રયત્નથી એક વખત જુવાનબખ્તનુ પ્રારબ્ધ જોર કરશે. ને એવો તો દુર્બળ બની ગયો હતો કે મૃત્યુ ક્યારે આવશે તેનો કંઇ નિરધાર નહોતો. પરંતુ ઘટના વિપરીત બની. વૃદ્ધ બહાદુરશાહ જીવતો રહ્યો અને તેના નાના પુત્રનો હરિફ ફકિરદીન જન્નતનશીન

થયો. ઈ. સ. ૧૮૫૬ ના જુલાઇની ૧૦ મી તારીખે આ બનાવ બન્યો. અચાનક ફિરોઝદ્દીનનો જીવ ઉડી ગયો. ઘણા ખરા લોકો, કહે છે, કે તેનું મરણ ઝેર[1] આપવાથી થયું હતું. મરણ વખતે હિન્દના શહેનશાહનો હકીમ આસાનુલ્લા તેની આગળ હાજર રહ્યો હતો. પરન્તુ તેની દવા અસરકારક નીવડી નહિ. થોડા વખતમા ફિરોઝદ્દીનના મહેલમાથી મર્મભેદી રૂદન સંભળાયું. ત્યાર બાદ રાજમહેલમા વૃદ્ધ બહાદુરશાહને પુત્રના મરણના સમાચાર પહોંચાડવામા આવ્યા.

વૃદ્ધ બહાદુર શાહ પોતાની બેગમની સલાહથી ફિરોઝદ્દીનને બદલે જુવાનબખ્તને વારસ ઠરાવવા માગતો હતો ખરો પરંતુ, એ પરથી ફિરોઝદ્દીન પર તેને જરા પણ સ્નેહ નહોતો એવું ધારી લેવાની જરૂર નથી. પુત્રના મરણથી તે બહુ રોવા લાગ્યો જિન્નતમહાલે

---

1 એ દિવસની રાજમહેલની ડાયરીમા આ પ્રમાણે લખ્યુ છે—"રાજકુમાર ભૂખ્યો થયો તેથી તેણે વિચાર કર્યો કે વધારે ભૂખ વેઠીશ તો પિત્ત વધી જશે. એટલે તેણે શાક સાથે થોડી રોટલી ખાધી તરતજ તેને ઉલટી થઇ. ઉપરાઉપર એટલી બધી ઉલટી થઈ કે તેનુ શરીર તદ્દન નખાઇ ગયું. તેને સાજો કરવા માટે ઘણા ઉપાયો કરવામા આવ્યા, પણ કંઈ વળ્યું નહિ હકીમ આસાનુલ્લાએ જે દવા આપી તેથી પણ કંઇ ફાયદો થયો નહિ. ૩ વાગ્યાને શુમારે શાહજાદાનો વખત બરાબર ચૂક્યો થોડા વખતમાં તેના મહેલમા રડારોળ થઇ પડી. તરતજ સમ્રાટને ખબર આપવામા આવ્યા. સમ્રાટે બહુ દિલગીરી દર્શાવી. જિન્નતમહાલે તેને સાન્ત્વન આપ્યું." Kaye's Sepoy War, Vol. II. P. 27. note.

તેને શાન્ત કરવાના બહુ પ્રયત્નો કર્યાં છેવટે શેઅમ્ની ગતિ ધીમી પડી.
જિન્નતમહાલના આગ્રહથી વળી બહાદુરશાહ પોતાના નાના પુત્રને વારસ ઠરાવવાના પ્રયત્નો કરવા લાગ્યે ફકિરૂદીનના મરણને બીજે દિવસે જ્યારે રેસિડેન્ટ ગજમહેલમા આવ્યો ત્યારે બહાદુરશાહે જીઆનબખ્તને પોતાની ગાદી આપવાનો વિચાર કહી સભળાવ્યો. ત્યારબાદ એક બીજો ઉમેદવાર દિલ્હીની ગાદી માટે ઉભો થયો એનુ નામ મિરઝાકોરેસ હતુ આ વખતે એ બહાદુરશાહના પુત્રોમા સૌથી મોટો હતો મિરઝાકોરેસે પોતાનો હક ચાલુ રાખવા રેસિડેન્ટને એક અરજી કરી આ અરજીમા તેણે જણાવ્યુ કે "મારા પિતાએ જીઆનબખ્તનો પક્ષ પ્રબળ કરવા માટે તેના હરિફો-અર્થાત્ મારા ભાઈઓને કઇ વાધો ન ઉઠાવવાની સલાહ આપી છે. મારા વૃદ્ધ પિતા પર મને પૂરેપૂરો વિશ્વાસ છે તેઓનો ગોચ પણ હુકમ પાળવાને હુ હમેશા તત્પર રહ્યો છુ પરતુ જિન્નતમહાલની સલાહથી તેઓ જ્યારે મારા હકો ડુબાડવા તૈયાર થયા છે, ત્યારે મારે અગ્રેજ સરકારનો આશ્રય લેવાની ફરજ પડે છે મને આશા છે કે આ અરજીના વિષય બાબત કઈ પણ પક્ષપાત કરવામા નહિ આવે હુ અત્યારે શાહજાદાઓમા સૌથી મોટો છુ એ સિવાય મક્કા જઈ આવેલો છુ, આખુ કુરાન મને કઠસ્થ છે, મારા બીજા ગુણો વિષે આપ મારી મેળાપ થયે જાણીતા થશો."

આ વખતે લૉર્ડ કેનિંગ ગવર્નરજનરલના હોદ્દાપર હતો. રાજ્યશાસન માટે નવી કાઉન્સિલ રચવામા આવી હતી હવે આ નવા ગવર્નર-જનરલ અને નવી કાઉન્સિલ સમક્ષ દિલ્હીના રાજવંશનો મુકદ્દમો રજુ થયો. લૉર્ડ કેનિંગ હજુ નવોસવો હતો,

હિંદીઓના આચારવિચાર વિષે તેણે કંઇ અભિપ્રાય બાંધ્યો નહોતો. દિલ્હીના રાજવંશનો મુકદ્દમો તેની સમક્ષ નીકળતા તેણે જૂના ગવર્નરજનરલ અને તેની કાઉન્સિલની બધી ખાસ નોંધો તપાસી જોઇ. લોર્ડ ડેલ્હાઉઝી દિલ્હીનો રાજમહેલ કબજે કરવા માગતો હતો, એ રાજમહેલ કંપનિના લશ્કરી કાર્ય માટે વપરાય એવી તેની પ્રબળ ઇચ્છા હતી. નવા ગવર્નરજનરલે પણ લોર્ડ ડેલ્હાઉઝીના મતને અનુમોદન આપ્યુ. આ સંબંધમા લોર્ડ ડેલ્હાઉઝીએ જે દલીલો કરી હતી, તે તેને સત્ય લાગી.

દિલ્હીનો રાજમહેલ કબજે કરવો એ ઉચિત છે, પણ તેના શહેનશાહ વિષે શો નિર્ણય કરવો, હવે લોર્ડ કેનિંગ એ વિષે વિચારવા લાગ્યો. અમે અગાઉ જણાવ્યું છે કે તે થોડા દિવસ થયા હિંદમાં આવ્યો હતો, એ દરમ્યાન તેણે કલકત્તા બહાર પગ મૂક્યો નહોતો. માટે આ સંબંધમાં જૂના ગવર્નરજનરલે જે નક્કી કર્યું હતું, તે પર આધાર રાખ્યા સિવાય છૂટકો નહોતો. તેણે નિર્ણય કર્યો કે, "દિલ્હીના રાજવંશના લગભગ બધા હકો એક પછી એક જતા રહ્યા છે. હવે બહાદુરશાહનાં મરણ બાદ તેના ઉત્તરાધિકારીઓની 'સમ્રાટ્' પદવી પણ અનાયાસે છિનવી લઇ શકાશે. ગવર્નરજનરલ અને વડા સેનાપતિ જે નજરાણા આપતા તે બંધ કરવામા આવ્યા છે, તેના નામના સિક્કા પણ બંધ કરવામા આવ્યા છે. ગવર્નરજનરલના સીલપર હવે દિલ્હીના શહેનશાહનું ઉપરીપણું જરા પણ રહ્યું નથી. હિંદના રાજાઓને પણ દિલ્હીના શહેનશાહનુ સીલ વાપરવાની મના કરવામા આવી છે. બ્રિટિશ સરકારે પોતાના ચક્રવર્તીપણાનું માન જાળવવા માટે એ બધી પરતંત્રતાને નિલાંજલિ

આપી છે. નજરાણાં વગેરે બંધ કરવાનાં જે કારણો છે, તેજ કારણો શહેનશાહની પદવી રદ કરવાનાં છે. હવે મિરઝાંમહમ્મદકોરેલ દિલ્હીશ્વરનો ઉત્તરાધિકારી છે; બ્રિટિશ સરકાર એના હકનું રક્ષણ કરવા તૈયાર છે. મહમ્મદકોરેસનો શહેનશાહની પદવીપર કંઇ હક નથી. તે કદી પણ પોતાના વંશનો પૂર્ણ રાજકીય વિકાસ નજરેનજર જોઇ શકયો નથી." ગવર્નરજનરલનો આ અભિપ્રાય તેના મંત્રિઓએ કબૂલ કર્યો. તરતજ દિલ્હીના બ્રિટિશ રેસિડેન્ડ મેટકાફ સાહેબને આ બાબતમા નીચેની પદ્ધતિ મુજબ કાર્ય કરવાની સલાહ આપવામા આવી —

૧. જો દિલ્હીના સમ્રાટ્‌ના પત્રનો જવાબ આપવાની જરૂર પડેતો, રેસિડેન્ટે તેમને લખી જણાવવું કે ગવર્નર જનરલ જુવાનબખ્તને મોગલરાજ્યવંશનો ઉત્તરાધિકારી તરીકે સ્વીકારવા તૈયાર નથી.

૨. ફકિરૂદ્દીન સાથે જે કરાર થયા હતા, તે કરાર મુજબ મિરઝાંમહમ્મદકોરેસ દિલ્હીશ્વરની મિલકતનો અધિકાર મેળવી શકશે નહિ. બહાદુરશાહ જ્યા સુધી જીવતો રહેશે, ત્યા સુધી ઉત્તરાધિકાર વિષે તેની અગર તેના વંશના કોઇપણ માણસ સાથે કોઇપણ જાતનું લખાણ ચલાવવામા આવશે નહિ.

૩. સમ્રાટ્‌નુ મરણ થશે એટલે સરકાર મિરઝાંમહમ્મદકોરેસને મોગલ રાજવંશના વડિલ તરીકે સ્વીકારશે. આ સબંધમા ફકિરૂદ્દીન સાથે જે કરાર થયા હતા, તે લગભગ કાયમ રહેશે, કેવળ 'રાજા' ની પદવીને બદલે મિરઝાં કોરેસને 'શાહજાદા' ની પદવી મળશે. પરંતુ સરકાર કોઇપણ દસ્તાવેજ કરી, કબૂલત આપી અથવા સાલિયાણું વધારી એ પદવી આપવા તૈયાર નથી.

૪. ભવિષ્યમાં જેને ઉત્તરાધિકારી તરીકે પસંદ કરવામાં આવે, તેણે નાદરેનમાં ગવર્નરના કહેવા મુજબ રહેવું છે, તેનો ખરડો આપવો પડશે તેમાંના કેટલા માણસોને રાજમહેલમાં રહેવાનો અધિકાર છે તે પણ જણાવવું પડશે, પછી તે પુત્ર હોય કે પૌત્ર હોય પરંતુ અમારા રાજાઓના કોઈ પણ કુટુંબના સગા એ ગણતરીમાં ગણાશે નહિ

૫. દિલ્હીના રાજવંશ માટે અત્યારે જે મલિયાણુ અપાય છે, તેમાંથી શાહજાદાને માસિક ૧૫ હજાર રૂપીઆ આપવામાં આવશે.

૬. સને ૧૮૫૬ની આખરમાં લોર્ડ કેનિંગે દિલ્હીના મોગલ રાજવંશ સંબંધમાં જે વ્યવસ્થા કરી હતી તે વ્યવસ્થામાં તેની ઉદાર રાજનીતિનું લક્ષણ જણાતું નથી એમ અમારે ન છૂટકે જણાવવું પડે છે. લોર્ડ કેનિંગે આ બાબતમાં પાકી નજરે જોયું હતું, પોતાની સ્વતંત્ર બુદ્ધિવડે ફેંસલો આપ્યો નહોતો. લોર્ડ ડેલ્હાઉઝી જે કરી ગયો હતો તે કરવા તૈયાર થયો હતો, તે જ લોર્ડ કેનિંગે કહ્યું ને કર્યું. આ વખતે હિંદીઓ સંબંધમાં તેને જરાપણ જ્ઞાન નહોતું. તેનું જ્ઞાન આ વખતે ઉપરછલ્લું માત્ર બંધાઇ રહ્યું હતું, માટે તે હિંદીઓના મન જાણી શક્યો નહોતો. હિંદીઓ જૂના રાજવંશો તરફ કેવા માનની નજરે જુએ છે, તેઓના હક્ક ઉઠાવવાથી કેવા ગુસ્સે થાય છે, તે વાત લોર્ડ કેનિંગના લક્ષમાં ઉતરી નહોતી. દિલ્હીનો મોગલ રાજવંશ હિંદના બધા મુસલમાનોની, બધા હિંદીઓની શ્રદ્ધા અને પ્રીતિનું કેન્દ્ર હતું તે વાત તે સમજી શક્યો નહોતો. લોર્ડ કેનિંગે આ બાબતમાં લોર્ડ ડેલ્હાઉઝીના પગલે ચાલી સંકીર્ણ રાજનીતિ દર્શાવી હતી

બ્રિટિશ સરકારનો કેમલો જિન્નતમહાલના જાણવામાં આવ્યો, ત્યારે તે અતિશય ગુસ્સે થઇ ગઇ. જેને જરા પણ આત્મમર્યાદાનું ભાન હોય, તે કદી પણ સહેલાઇથી પોતાના બધા હકો છોડી દેવાને તૈયાર ન થાય, એ સ્વાભાવિક છે. જિન્નતમહાલ પોતાનો દરજ્જો બરાબર જાણતી હતી, તેની નસેનસમાં પ્રાચીન મોગલ શહેનશાહોનો પ્રતાપ રેલાઇ રહ્યો હતો. તેણે જ્યારે સાંભળ્યું કે, બાબર વંશની પ્રાચીન પદવી ભવિષ્યમાં ભસ્મ થઇ જવાની છે, મારા વંશના વડવાઓ જે રાજમહેલમાં રહેતા, જે રાજમહેલને બાબર વંશનું નામ લોકોમાં જાળવી રાખ્યું છે, તે રાજમહેલ વેપારી કંપનિના અધિકારમાં જશે, ત્યારે તે શાંત રહી શકી નહિ ક્ષોભ અને ગુસ્સાથી તેની ધીરજ જતી રહી. તેનો વહાલો પુત્ર જીવનબખ્ત ઉત્તરાધિકારથી વિમુખ થયો, એ જ્વાળાથી તે સળગવા લાગી. દારુણ મનોવેદનાથી તેનું હૃદય તૂટી પડવા લાગ્યું, પરંતુ આ અવસ્થામાં પણ તે તદ્દન હતાશ થઇ નહિ. ફકિરદીને જ્યારે વંશની આબરૂ ગુમાવી ઉત્તરાધિકાર મેળવ્યો હતો, ત્યારે તે બહુ ગુસ્સે થઇ હતી પણ જ્યારે મિર્ઝા મોહમ્મદ કોરેસને ઉત્તરાધિકારી ઠરાવી સરકાર મોગલવંશની આબરૂ કાયમને માટે નષ્ટ કરવા તૈયાર થઇ, જીવાનબખ્ત સરકાર સમક્ષ કાયમને માટે તરછોડાયો ત્યારે તેની માનસિક સ્થિતિ અતિશય ખરાબ થઇ ગઇ. વૃદ્ધ બહાદુરશાહમાં નિશ્ચય નહાતો, તેજ નહોતું, આત્મસન્માન જાળવવાનો પ્રયત્ન પણ નહોતો. તેને ખાત્રી હતી કે, સરકાર હું જીવતો છું ત્યાં સુધી મારી પદવી કે હક પર હાથ નાખી શકે તેમ નથી. મારા મરણ પછી ગમે તેમ કરે, મારામાં એ કાર્ય અટકાવવા જેટલી શક્તિ નથી. એ વખતે સરકાર મારા વ...

કૃપા કરે, એવું કંઈ કરવા જેટલી શક્તિ મારામાં નથી તો પછી ભવિષ્ય પર નજર શા માટે રાખવી ? આવા વિચારથી તે ભવિષ્ય પર નજર ન રાખતાં વર્તમાન અવસ્થાથી સંતોષ પામતો. પરંતુ જિન્નતમહાલ પોતાના વૃદ્ધ પતિની માફક વર્તમાન સ્થિતિમાં સંતુષ્ટ રહે તેવી નહોતી. સમય તેનું તેજ હરી લેવા સમર્થ થયો નહોતો, ઉમર તેની કલ્પના ચલાવવાને સમર્થ થઇ નહોતી. તે ભરજુવાનીમાં હતી. ભરજુવાનીમાં જે શક્તિ, કલ્પના અને તેજસ્વિતા પ્રગટ થાય છે, તે જિન્નતમહાલમાં પૂરેપૂરાં હતાં. જુવાની સાથે તેનામાં તેજસ્વિતા પ્રગટ થઇ હતી, અને સૌન્દર્ય સાથે કલ્પના વિકાસ પામી હતી. તે તક ખોળતી હતી. તેની આશા અચળ હતી, તેનો સંકલ્પ દૃઢ હતો. તેણે વિચાર કર્યો કે આ જગતમાં અમર કોણ રહ્યું છે. મારા પુત્રનો હરિફ કંઇ લાબો કાળ જીવવાનો નથી. એક વખત તે અવશ્ય મરણ શરણ થશે, કદાચ તે સમયે મારા પ્રિયપુત્ર જુવાનબખ્તનું નસીબ ખિલશે. વળી સરકાર કંઇ હંમેશા એક જ રાજનીતિએ ચાલતી નથી. વખત આવ્યે સરકારની રાજનીતિ પણ ફેરવાય છે. તો પછી એ નવી રાજનીતિને લીધે જુવાનબખ્ત પણ કેમ ગાદી મેળવી ન શકે ? જ્યાં સુધી વૃદ્ધ સ્વામી જીવતો છે, ત્યાં સુધી કંઈ સંદેહ નથી. સરકારનો ભવિષ્યનો ઉદ્દેશ કદાચ કોઇપણ ઉપાય દ્વારા નિષ્ફળ બનાવી શકાશે. જિન્નતમહાલ આ પ્રમાણે આશ્વાસન મેળવી તકની રાહ જોઇ રહી હતી.

જે રાજકુમાર માટે વૃદ્ધ સમ્રાટ અને તેની બેગમ તનતોડ મહેનત કરતાં હતા, તે ધીમે ધીમે જુવાનીમાં આવ્યો. વય વધતાં તેની તેજસ્વિતા અને સાહસિક વૃત્તિ વિકસી. તે જ્ઞાન મેળવવામાં,

પોતાનો ટકર્ષ સાનવામા અને અનુભવ મેળવવામા પાછુ વાળી જોતો નહિ પરંતુ બ્રિટિશ સરકાર પર તેને એવો તિરસ્કાર પેદા થયો હતો કે, એ તિરસ્કાર ધીમે ધીમે વધતો જ ગયો. જુવાનબખ્ત આ રીતે કંપનિ બહાદુરનો ભયકર શત્રુ બની ગયો.

જુવાનબખ્ત આવી રીતે અગ્રેજોનો ભયકર દ્વેષી શા માટે બની ગયો, તેના કારણો જણાવવા પડે તેમ નથી. તેના માબાપોએ તેને ઉત્તરાધિકારી ઠરાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો હતો, પણ બ્રિટિશ સરકારે તેમ કરવાની ચોકખી ના પાડી હતી. તેને પિતાની જગાએ શહેનશાહની પદવી ધારણ કરી બેસવાની ઘણી ઇચ્છા હતી, પણ સરકારે એ ઇચ્છા ઉગતા જ દાબી દીધી હતી આ ક્ષોભ તેના હ્રદયમાથી દૂર થયો નહોતો. આશા ભગ થવાથી તેને જે વેદના થઇ હતી, તે વેદના છેવટે આ રીતે અગ્રેજો પ્રત્યેના ભયકર દ્વેષના રૂપમા પરિણમી હતી. જેના ફેંસલાથી તેની આશા લતા કપાઇ ગઇ હતી, તેના તરફ તે મીઠી નજરે જોઇ શકે તેમ નહોતુ.

દિલ્હીના સમ્રાટ્ના વારસ નક્કી કરતી વેળા લોકોમા ઉશ્કેરણી ફેલાઈ હતી, એ વાતની કઇ સાબિતિ મળતી નથી. મિરઝા મહમ્મદ કોરેસ અને જુવાનબખ્ત બંને પ્રજાને સમાન પ્રિય હતા. માટે બેમાનો કોઇપણ બહાદુરશાહનો વારસ થાય, તેમા પ્રજાને કંઇ વાધો નહોતો. પ્રજા તેમાના એકનો પક્ષ લેવા તૈયાર થઇ નહોતી. આ સંબધમા તેણે તટસ્થતા દર્શાવી હતી આથી જુવાનબખ્તના પક્ષમા લોકોને ઉશ્કેરવાનુ કઇ કારણ નહોતુ. પરંતુ દિલ્હીના ગજવંશના કાયમી હક્ક લુટવાનો ઠરાવ થવાથી લોકોમા અતિશય ઉશ્કેરણી ફેલાઈ

હતી[1] જે પ્રાચીન વંશ એક વખતે અફગાનિસ્તાનથી કુમારિકા ભૂશિર સુધી સત્તા ચલાવતો હતો, હિંદની બધી પ્રજા એક સમયે જેની અપાર સત્તા આગળ માથું નમાવતી હતી, તે વંશનું અપમાન લોકો સહી શક્યા નહિ. મિરજા મહમ્મદ કોરેશ અને તેના યુવાન બન્ધુની હત્યાથી સર્વના હૃદય ઉકળ્યા નહોતા, છતાં સમ્રાટના અપમાનથી, ચાલુ પદવીના લોપથી લોકો અતિશય દિલગીર હતા.

ઈ. સ. ૧૮૫૭ ના ચોથા માસ વીત્યા બાદ દિલ્હીના મુસલમાનોમાં અતિશય ઉશ્કેરણીના ચિન્હો જણાવા લાગ્યાં. ઈરાનની લડાઈના પ્રસંગો નવા પ્રકારના ગપ્પાના રૂપમાં તેમને ઉશ્કેરવા લાગ્યા. ઘણા લોકો, જુદા જુદા પ્રકારથી અંગ્રેજોની સત્તા નાશ પામી છે, એવો આભાસ જણાવવા લાગ્યા. વહાબીઓને એવો વિશ્વાસ બેસી ગયો કે હિંદના વાયવ્ય ખુણામાંથી એક મહાન શક્તિ પેદા થઈ અંગ્રેજોની સત્તાને ઉથલાવી નાખશે. ઇરાનીઓ અટક સુધી આવી પહોંચ્યા છે, તેઓએ પેશાવર ઓળંગ્યો છે, આવી જુદી જુદી વાતો દિલ્હીના બજારમાં સંભળાવા લાગી. પ્રજા આ વખતે પોતાની કલ્પનાશક્તિનો વિરામ બનાવવામાં બાકી રહી નહિ. રશિયાનો ઝાર ઈરાનના પાદશાહને આવી મળ્યો છે, ફ્રેંચોનો શહેનશાહ તથા તુર્કીનો સુલતાન તેમની મદદમાં આવી પહોંચશે. આ પ્રમાણે નાના પ્રકારના ગપ્પા ઉડવા લાગ્યાં બજારમાં, લશ્કરી છાવ-

---

1 જ્યારે લોર્ડ ડેલહાઉસીએ દિલ્હીના શહેનશાહની ખાનદાની પદવી નષ્ટ કરવાનો ઠરાવ કર્યો. ત્યારે ત્યાંના મુસલમાનો બહુજ દિલગીર થયા હતા Indian Mutiny to the fall of Delhi Compiled by a former Editor of the 'Delhi Gazette' P. 7

ળીમાં, લોકોના મકાનોમાં અને વેપારીઓની દુકાનોમાં આવા ગપ્પાં સંભળાવા લાગ્યા, લોકોમાં ભય, હર્ષ અને મજાકના તરંગો ફેલાવા લાગ્યા. મુસલમાનોમાં અગાઉથી જાહેર કરવામાં આવ્યું હતું કે અંગ્રેજો હિંદ પર એક સો વર્ષ રાજ્ય કરશે. ત્યાર બાદ તેઓની સત્તા નષ્ટ થઈ જશે, તેની જગાએ હિંદી રાજવંશ સ્થપાશે બધાને આ ભવિષ્યવાણી ખરી પડવાના ચિહ્નો જણાવા લાગ્યા.[૧] ઇંગ્લાંડમાં લીધે

[૧] સર જેમ્સ આઉટ્રામે ઇ. સ. ૧૮૫૮ ના જાન્યુઆરી માસમાં લખ્યું હતું કે, 'આપણા લશ્કરે આપણી કુમક જરૂર આપણી સામે લડાઈ કરી છે. પરંતુ આ લડાઈની ઉત્પત્તિ હિંદુ સિપાઈઓ દ્વારા થઈ નથી અયોધ્યા ખાતામાં કર્યા પડેલા મુસલમાનોએ આ લડાઈની શરૂઆત કરી હતી એ વખતે મુસલમાનોમાંના ધર્માંધ લોકો જુદે જુદે સ્થળે એવી વાત ફેલાવતા કે, એવી ભવિષ્યવાણી પ્રગટ થઈ છે કે એક વિદેશી જાતિ હિંદ પર એકસો વર્ષ રાજ્ય ચલાવશે ત્યારબાદ ખરા વિશ્વાસુઓ ( મહમ્મદ પયગમ્બરનો ધર્મ માનનારા ) પોતાની સત્તા ફરીથી મેળવશે જ્યારે એકસો વર્ષ વીત્યા ત્યારે મુસલમાનો આ ભવિષ્યવાણીનો ઉલ્લેખ કરી, હિંદુ સિપાઈઓને પોતાના પક્ષમાં આણવા પ્રયત્ન કરવા લાગ્યા હિંદુ સિપાહીઓ અતિશય ભોળા હોય છે. તેઓ બીજાની વાત સહજમાં ખરી માની લે છે. તેથી મુસલમાનોએ જ્યારે તેઓને બમાવ્યા, કે અંગ્રેજો બધાને વટલાવવા માગે છે, દરેક હિંદીને ખ્રિસ્તી કરવા માગે છે, ત્યારે હિંદુઓ શાંત રહી શક્યા નહિ. તેઓ મુસલમાન પતાકા નીચે સજ્જ થઈ અમારા વિરુદ્ધ લડ્યા."

સ્વ ગ્રં. ગ્રં ૩૪

લોકો આ ભવિષ્યવાણી તરફ તિરસ્કારની નજરે જોતા નહિ. તેઓમ દીર્ઘદૃષ્ટિ અને કેળવણીની ખામી હોવાથી આ બાબતમાં ન્યાયપુરઃસ વિચાર કરવાને તેઓ સમર્થ નહોતા, તેઓની સમજ જે કોઈ બા દલને બોલતું, તે તેઓને ખરું લાગતુ. ભોળાભાવે તેઓ તે પ વિશ્વાસ રાખતા. જ્યારે અંગ્રેજોનુ સત્યાનાશ વળવાનુ છે, એવ વાતો ચોતરફ ફેલાવા લાગી, ત્યારે તેઓએ તે વાતોમા સંપૂર્ણ વિશ્વાસ દર્શાવ્યો. તેઓ પોતાના દેશમા જૂના રાજ્યતંત્રની પુનઃપ્રતિષ્ઠાની રાહ જોવા લાગ્યા, અને પ્રતિરાત્રે રાણીઓ, રથ, ફ્રેંચો અને તુર્કીઓ આવે છે એવા સ્વપ્નો જોવા લાગ્યા.

---

હિંદના એક વર્તમાનપત્રમા એક કવિતા પ્રગટ થઈ. એ કવિતામા પેલી ભવિષ્યવાણી જણાવવામા આવી હતી. કવિતાનો ભાવાર્થ આ પ્રમાણે હતો, "અગ્નિના ઉપાસકો અને ખ્રિસ્તીઓ એકસો વર્ષ સુધી, હિંદ ઉપર રાજ્ય ચલાવશે. જ્યારે તેઓમાં ફાટફૂટ પડશે એટલે એક આરબ રાજકુમાર જન્મશે, અને તે ઘોડાપર બેસી તેઓને મારી નાખશે." આ ભવિષ્યવાણી શાહ મહમ્મદુલ્લા નામના એક મુસલમાન ફકીરના નામે જાહેર કરવામા આવી હતી.

અયોધ્યા ખાલસા કરવાથી સિપાહીઓનો બળવો ફાટી નીકળ્યો હતો, એ વાત સર જેમ્સ આઉટ્રામ સ્વીકારતો નથી. તેમ સિપાહીઓની ખરાબ વર્તણુકથી આ બળવો પ્રગટ થયો હતો, તે મને પણ તેને ખરો લાગતો નહોતો. એ બંનેમાથી એક પણ બળવાનું ખરૂ કારણ નથી. તે જણાવવા માટે તેણે ઉપલી ભવિષ્યવાણી અને તેને લીધે ઉત્પન્ન થયેલી મુસલમાનોની ઉશ્કેરણીનો પ્રસંગ જણાવ્યો છે.—Kaye, Sepoy War, Vol II — ..

કોઇ કોઇ જણાવે છે કે આ વખતે ઇરાનના પાદશાહ સાથે બહાદુરશાહ કાવતરુ ચલાવતો હતો ઇરાનની મદદથી પોતાનું રાજ્ય પાછું મેળવવાનો તેનો ઉદ્દેશ હતો ઈરાનની લડાઇમાં ઇરાનીઓ જીતે, તે ખાતર દિલ્હીના મુસલમાનો ઇશ્વરની પ્રાર્થના કરતા હતા. પરંતુ આ વાત ખરી હતી કે નહિ, તે અત્યાર સુધી ઝીણવટથી તપાસાયું નથી.[1] જ્યારે આ બાબત વાયવ્યપ્રાંતના લેફ્ટેનેન્ટ ગવર્નર કૅલ્વિન સાહેબના જાણવામાં આવી, ત્યારે તેમણે એ વાત પર વિશ્વાસ મૂક્યો નહોતો તેઓએ આ વાતને ગપના ફક્ત ટુકડા જેવો પાઠ માન્યો હતો. ટુંકામાં, ઇતિહાસમાં એવી કઈ સાબિતિ મળતી નથી કે, જે પરથી આ બાબતમાં બહાદુરશાહ પર કલંક ચઢાવી શકાય. ઇરાનની લડાઇ બહાદુરશાહનું લક્ષ ખેંચી શકી નહોતી. ઇરાનીઓની મદદથી પોતાનું રાજ્ય પાછું મેળવવાનો વિચાર બહાદુરશાહનો કદી આવ્યો નહોતો તે વર્તમાન પરિસ્થિતિથી જ સંતોષ પામતો હતો, અને સંતોષ પામતો હોવાથી જ ભવિષ્ય તરફ ઉદાસીનતા દર્શાવતો હતો

---

[1] જ્યારે વૃદ્ધ શહેનશાહનો મુકદ્દમો ચાલ્યો ત્યારે સાક્ષીઓની જુબાની પરથી જણાયું હતું કે ઈરાનની લડાઇની વાતોથી દિલ્હીના રાજમહેલમાના કોઇની લાગણી ઉશ્કેરાઇ નહોતી. આ સંબંધમા બહાદુરશાહના હકીમ અહસાનુલ્લાએ કહ્યુ હતું કે રાજમહેલમા જે વર્તમાનપત્રો આવતા, તેમા લડાઇની ઘણી હકીકત આવતી, પરંતુ શહેનશાહ એ બાબત કઇ ધ્યાન આપતા નહિ. ઇરાનની લડાઇના સમાચાર જાણવા તેઓ કઈ આગ્રહ દર્શાવતા નહિ આ બાબતમાં તેઓ હમેશા ઉદાસીનતા દર્શાવતા હતા—Kaye, Sepoy War, Vol. II. P. 37. Note.

બહાદુરશાહ ઉપર ઉપલા દોષનો આરોપ શામાટે કરવામાં આવે છે, તે આ સ્થળે જણાવવાની જરૂર છે. બહાદુરશાહ ઇરાનના પાદશાહ સાથે કાવતરામાં જોડાયો હતો, એ કારણ બતાવી કેટલાક તેના પર લુપ્ત રાજ્યનો પુનરુદ્ધાર કરવાનો વાંક આવે છે. કહેવાની જરૂર નથી કે એ કારણ પણ કેવળ અનુમાન પર આધાર રાખે છે. મુસલમાનોમાં શિયા અને સુન્નિ એવા બે સંપ્રદાય છે. એ સંપ્રદાયો એકબીજા તરફ બહુ જ વેરભાવ દર્શાવે છે. દિલ્હીના શહેનશાહ સુન્નિ હતા, ત્યારે અયોધ્યાના નવાબ અને ઇરાનના પાદશાહ શિયા મતના હતા. જ્યારે બહાદુરશાહ પોતાની વહાલી બેગમની ઇચ્છા પૂર્ણ કરી શક્યો નહિ, અને અંગ્રેજ સરકારે જ્યારે જુવાનબખ્તને દિલ્હીના ભવિષ્યના પાદશાહ તરીકે સ્વીકારવાની ના પાડી, ત્યારે વૃદ્ધ બહાદુરશાહને શિયા મત ગ્રહણ કરવાની ઇચ્છા થઈ. અયોધ્યામાં તેના વસતા કેટલાક માણસો રહેતા હતા, તેઓને પણ શિયા મત ગ્રહણ કરવાની ઇચ્છા હતી. તેમાંનો એક માણસ દિલ્હી આવ્યો. થોડા દિવસ બાદ તે માણસ જ્યારે દિલ્હીથી રવાના થયો, ત્યારે જાહેર થયું કે અયોધ્યાનો નવાબ અને ઇરાનનો પાદશાહ એકત્ર થઈ બહાદુરશાહને અંગ્રેજોના હાથમાંથી મુક્ત કરવા માગે છે. ઇરાની અને રૂશ લોકો દિલ્હીના શહેનશાહને છૂટા કરવા માટે દિલ્હી તરફ આવે છે. આ ગપ્પાં દિલ્હીના રાજમહેલમાં અને બજારમાં ફેલાઇ રહ્યાં. મોગલ શહેનશાહ પોતાના રત્નજડિત સિંહાસન ઉપર બેસી તેના પૂર્વજોની પેઠે સમસ્ત હિંદ પર રાજ્ય ચલાવશે, મોગલ શહેનશાહની સત્તા આગળની પેઠે હિંદના એક છેડાથી બીજા છેડા સુધી પ્રવર્તશે, એવી આવી વાતો આ સમયે ઉડવા

લાગી[1]. પરંતુ બહાદુરશાહે આ બાબતમાં કંઇ આગ્રહ કે ઉત્સાહ બતાવ્યો હોય એવું જણાતું નથી, ઇંગ્લંડની મદદવડે પોતાનું રાજ્ય ફરી મેળવી શકાશે, એવો વિચાર પણ તેના મનમાં આવ્યો નહોતો વળી ઇરાનનો શાહ અગર તુર્કસ્તાનનો સુલતાન તેને મુક્ત કરી હિંદની ગાદીએ બેસાડી રાખશે, એ પણ તેણે કદી ધાર્યું નહોતું. આ બાબતમાં તે કેવળ તટસ્થવૃત્તિ જાળવી રહ્યો હતો. તેના વિશાળ જનાનખાનાના કોઇ પણ માણસે આવા મિથ્યા સ્વપ્નમાં મશગુલ થઇ લોકોના ક્ષેપ શકે તેને આવી વાતો કહેનારી હોય એ સંભવિત છે. એ ઉશ્કેરણીને લીધે દિલ્હીનો જનમહેલ અને અન્ય સ્થળો ઉશ્કેરાયેલાં હોય એ સંભવિત છે, પરંતુ એટલું તો ચોક્કસ છે કે બહાદુરશાહે જાતે પોતાના ભવિષ્યના સુખની આશાથી ઉશ્કેરાઇ લોકોને ઉશ્કેર્યા નહોતા.

કેઇ કોઇ એવું જણાવે છે કે, જનાનમહેલના ઘણા નોકરચાકરો આ બાબતમાં લોકોને બ્રિટિશ સરકાર વિરુદ્ધ ઉશ્કેરતા હતા તેઓની ઉશ્કેરણીથી વાક્ચાતુર્યથી અને યુક્તિપ્રયુક્તિથી લોકોના હૃદયમાં ધીમે ધીમે વિષ રેડાતું હતું[2]. ઇ. સ. ૧૮૫૭ માં દિલ્હીના મુસલમાનોમાં જે ઉશ્કેરણી જણાતી હોય, તે પરથી કોઇએ આવો મત બાંધ્યો હોય એ સ્વાભાવિક છે એ વખતે લોકોમાં ઉશ્કેરણી ફેલાઇ

---

૧ આસાનુલ્લાની જુબાની પરથી આ બાબત જણવામાં આવી હતી કે સાહેબ બધા સાક્ષીઓમાથી આ હકીમની જુબાની વિશ્વાસલાયક માને છે પરંતુ બહાદુરશાહ જાતે આ બાબતમાં સંડોવાયો હતો, તેની ખરી સાબીતિ કે સાહેબ આપી શકયા નથી.

૨ Kaye, Sepoy War, Vol. II. p 35.

હતી એમા કશો શક નથી પરંતુ દિલ્હીનો વૃદ્ધ પાદશાહ આ ઉશ્કેરણીરૂપી આગના લાકડા સંજોગનો હતો તે ઇતિહાસમા પ્રમાણોથી સાબીત થયુ નથી ગમે તેમ હો પણ એટલુ તો ખરૂં છે કે ઈ. સ. ૧૮૫૭ મા દિલ્હી ખળભળી ઉઠ્યુ હતુ મોગલ શહેનશાહના નજદીક હકો નષ્ટ થવાથી દિલ્હીના મુસલમાનો ધીમે ધીમે ઉશ્કેરાતા જતા હતા.

કંપનિએ જેવી જુદી જુદી રીતે દુર્દશા કરી લોકોને ઉશ્કેરી મૂક્યા હતા, આ ઉશ્કેરણીના સમયમા પણ જેણે લોકોને ઉત્સાહ ચગાવવાનો પ્રયત્ન કર્યો નહોતો, તે જ છેવટે બળવામા ભાગ લેવાનો અપરાધી ઠર્યો કંપનિના કેસનાથી તેને કેવી હાડમારી ભોગવવી પડી હતી, તે અમે યોગ્ય સ્થળે જણાવશુ આ દુર્દશામા આવી પડેલા વૃદ્ધ પાદશાહ વિષે એક લાગણીવાળા અંગ્રેજે પોતાની લાગણીભરી ભાષામા જે કંઈ લખ્યુ છે, તેનો ભાવાર્થ આ પ્રમાણે છે—જેના પૂર્વજોનુ વિસ્તીર્ણ રાજ્ય, બળાત્કારે કે કળવડે છીનવી લેવામા આવ્યુ છે, તે કેવળ નામની પાદશાહની પદવી અને ખાલી ખજાનાનો માલિક થઈ રહ્યો છે ભયંકર દરિદ્રાવસ્થાથી પિડાતા કુટુંબીજનોથી જેનો ગરભરેલ પરિવાર છે, તેને અકૃતજ્ઞતાના દોષથી અપરાધી ઠરાવવો એ બહુ દારુણ પ્રસંગ છે તે જે અવસ્થામા આવી પડ્યો છે, તે માટે શુ તેણે કંપનિનો આભાર માનવો? બ્રિટિશ સરકારે ગરીબડા અંધ શાહઆલમને મરાઠાઓના હાથમાંથી છોડાવી છેવટે તેની અસ્વસ્થની વ્યવસ્થા પર તરાપ મારી એ માટે શુ તેણે કંપનિનો આભાર માનવો? એ ખરી વાત છે કે, દિલ્હીના મુસલમાન પાદશાહોએ હિંદ સામ્રાજ્ય ઉપર જે અધિકાર સ્થાપ્યા હતા, તે

અધિકાર અત્યારે આપણને મળ્યા છે. પરંતુ તેઓ જે રીતે હિંદમાં આવ્યા હતા, તે રીતે આપણે આવ્યા નથી. તેઓ દેશ જીતવાની ઇચ્છાથી સંખ્યાબંધ લશ્કર લઇ હિંદમાં દડમજલ કરતા આવી પહોંચ્યા હતા, આપણે સાધારણ વેપારીની માફક બહુજ બ્હીતા બ્હીતા ધીરે ધીરે ડગલે હિંદમાં પેઠા હતા. દિલ્હીશ્વરે નીમેલા સુબાઓની દયા ઉપર આપણી હયાતીનો આધાર હતો. શાહઆલમના પૂર્વજોએ આપણા સ્વદેશી ભાઇઓ ઉપર જે દયા બતાવી હતી, તેને મુકાબલે શાહઆલમ તરફ આપણે જે સૌજન્ય બતાવ્યું છે, તે કંઈ વિસાતમાં નથી.

"બળવા પહેલાં ઘણાં વર્ષોથી દિલ્હીનો પાદશાહ અતિશય શોચનીયપણે પોતાના દિવસો ગુજારતો હતો. તેનો રાજમહેલ પરાધીનતા અને ગુલામીનું મથક જેવો હતો. તે જાણતો હતો કે અત્યારે મારા તરફ જે કંઇ માન દર્શાવવામાં આવે છે, તેટલાથી પણ વખત જતાં મારા વારસને વંચિત રાખવામા આવશે. મારા વારસો આ રાજમહેલમા રહેવાની સત્તા પણ ગુમાવી બેસશે, દિલ્હી બહાર કોઇ ઠેકાણે તેને દેશનિકાલ થયેલા કેદીના જેવી હાલતમા રહેવુ પડશે, દિલ્હીના રાજવંશના કોઇ પણ માણસને આપણે સરકારી નોકરીથી સદાને માટે દુર રાખ્યો હતો. આપણે તેઓને ગરિબાઇમાં રીબાવ્યા છે, દેવામા ડુબાડ્યા છે; છતાં આપણે તેઓની ઐહિક વિષયવાસના માટે તિરસ્કાર કર્યો છે. આપણે તેઓને લશ્કરી વિભાગમાં દાખલ થતા અટકાવ્યા છે, આપણે તેઓને સમસ્ત સાંસારિક કાર્યોથી વંચિત રાખ્યા છે. તેઓના હાથમાંથી સમસ્ત સન્માન, સમસ્ત ઉચ્ચાશાનાં કર્તવ્યો છિનવી લીધાં છે. + + + આ પ્રમાણે શોચનીય સ્થિ-

નિમાં, હસ્તી દશામાં દિવસો ગણતા તેના દરનું મૃત્યુ હજારગણું વધારે સારૂ છે.[1] "

ત્યારબાદ એક બીજે સ્થળે એ જ લાગણીવાળા લેખકે પોતાની રસમયી લેખિની વડે આવા મર્મભેદી વચનો લખ્યાં છે કે, જ્યારે દિલ્હીનો રાજવંશ આપણા તરફ સદ્ભાવ બતાવતો હતો અને આપણી સાથે મિત્રતાનાં બંધનથી જોડાએલો હતો, ત્યારે આપણે રાજકીય સન્માનને હાનિકર્તા નિયમો રચતા અચકાયા નથી. આપણે દિલ્હીના પાદશાહ સાથે જે વર્તણુક ચલાવતા હતા, તેથી આપણે તેના તરફની ઉપેક્ષાજ પ્રગટ થઇ છે. આપણે આ પ્રમાણે બધું કર્યું છે, તો પણ રત્નજડિત સિંહાસનનો આ નામનો માલિક પોતાને જગતનો અધિપતિ, સમગ્ર વિશ્વનો અને માનનીય ઈસ્ટ ઇન્ડિઆ કંપનીનો પ્રભુ, દિશાનો અધિપતિ, ગવર્નર જનરલ કરતા શ્રેષ્ઠ અને સમાગમ ધર્મનો અધિસ્વામી માનતો હતો, તે નામની મોટાઇ પણ આપણને અસહ્ય લાગતી હતી[2] કાળના પરિવર્તન સાથે દિલ્હીનુ ગૌરવ આ પ્રમાણે લુપ્ત થયુ હતું. દિલ્હીના સમ્રાટો એક વેપારી મંડળીના હાથમા આ રીતે અપમાન અને કષ્ટ ભોગવતા હતા.

ઈ સ. ૧૮૫૭ ના શરૂઆતના મહિનાઓ દરમ્યાન આ દરેકેરથીની જાતથી સત્તાવાળાઓને મળી.માર્ચ માસના મધ્યભાગમા દિલ્હીની જુમ્મા

---

૧ Russell, Diary Vol. II. P. 50-57. Comp. Martin, Indian Empire. Vol II. p. 458

૨. Russell's Letter.–Times, August, 20th.1858. Comp, Indian Empire, Vol. II. p. 458.

મસ્જિદમાં એક જાહેરનામું ચોટાડવામાં આવ્યું. એ જાહેરનામામાં જણાવવામાં આવ્યું હતું કે આ ઢંઢેરો ઇરાનના પાદશાહના નામથી જાહેર કરવામાં આવ્યો છે. એ ઢંઢેરાનો સાંરાંશ એવો હતો કે, ઇરાની લશ્કર અંગ્રેજોના હાથમાંથી હિંદનો ઉદ્ધાર કરવા માટે આગળ વધે છે. માટે આ વખતે અવિશ્વાસીઓ સાથે બધા ધર્મિષ્ઠ મુસલમાનોએ લડાઈ જાહેર કરવી જોઈએ. ઢંઢેરા નીચે મહમ્મદ સાદિકનું નામ હતું; પરંતુ મહમ્મદ સાદિક તે કોણ, તે કોઈ જાણતું નહોતું. લોકોને અંગ્રેજ સરકાર વિરુદ્ધ ઉશ્કેરવાનો આ જાહેરનામાનો ઉદ્દેશ હતો, તે એ જાહેરનામાની વિગત ઉપરથી જણાતું હતું, એ જાહેરનામું જુમ્મા મસ્જિદની દિવાલ પર ઘણો વખત રહ્યું નહિ; માટે બધા લોકો એ જોઇ શક્યા નહિ. મેજીસ્ટ્રેટના હુકમથી થોડા કલાકો દરમ્યાન એ ફાડી નાખવામાં આવ્યું, પરંતુ એ જાહેરનામું ઘણો વખત દિવાલપર ન રહ્યું છતાં બધા લોકોએ વાંચેલું નહોતું છતાં, તેનો સારાંશ આશ્ચર્યકારક રીતે લોકોને સમજાવી દેવામાં આવ્યો હતો. એવું કહેવાય છે કે, એ વખતે કોઈ કોઈ દેશી વર્તમાનપત્રોમાં એ બાબતની ચર્ચા ચાલી હતી. સમ્પાદકો જુદી જુદી રીતે, જુદી જુદી ઢબમાં આ સંબંધમાં જુદા જુદા સમાચારો પ્રગટ કરતા હતા. તેઓ સીધી રીતે કંઈ ન લખતા રૂપક અથવા દ્વિઅર્થી ભાષાનો આધાર લઇ સમાચાર છાપતા. એક વખતે એવું લખવામાં આવ્યું હતું કે, "મેજીસ્ટ્રેટની પાસે સમાચાર આવ્યા છે કે, કેટલાક અફવાડીઆમાં કાશ્મીર રુખસદ કરવામાં આવશે" આ સ્થળે કાશ્મીર એ કંઇ પંજાબની ઉત્તરે આવેલો દેશ સમજવાનો નથી, પણ દિલ્હીનો કાશ્મીર દરવાજો

એવો અર્થ સમજવાનો છે.[1] અર્થાત્ આ સમાચારથી જણાવવામાં આવ્યું હતું કે થોડાં અઠવાડિઆમાં દિલ્હીના કાશ્મીર દરવાજો સરકારના કબજામાં જશે. દેશી વર્તમાનપત્રો અર્ધ દ્વિઅર્થી ભાષામાં સમાચાર છાપતાં હો કે ન હો, એની સાથે આપણે કંઇ લેવા દેવા નથી, પણ એટલું તો ખરૂં કે આ સમયે દિલ્હીના મુસલમાનો અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. દિલ્હીના રાજવંશની ચર્ચા ચાલતી હોવાથી બીજા લોકોનાં હૃદય પણ ઉછળી રહ્યાં હતાં. ઘણા લોકો કહેતા હતા કે, જેમ બને તેમ જલદી કંઇ જબરી ઉથલપાથલ થવી જોઇએ. એ ઉથલપાથલમાં કંપનિનું રાજ્ય નાશ પામશે. દિલ્હીના સિપાહીઓમાં પણ આવી વાતચીત ચાલતી હતી; પણ વૃદ્ધ બહાદુરશાહે આવી લપમાં ધ્યાન આપ્યું નહોતું. તેના નામે ઘણી વાતો ઉડી હતી, ઘણા લોકો તેના નામે ઉશ્કેરણી ફેલાવતા હતા. કંપનિનું રાજ્ય નષ્ટ કરવા તેના નામથી તરકટો થતાં હતાં; પરંતુ તે પોતે તેમાંનું કંઇ જાણતો નહોતો, એમાંની કોઇપણ વાત પર લક્ષ આપતો નહિ. મે માસમાં જ્યારે મિરતની ત્રીજી ઘોડેસ્વાર પલટણની નાફરમાનીના સમાચાર દિલ્હી પહોંચ્યા, દિલ્હીના દેશી ઓફિસરોમાંના થોડા એ નાફરમાન સિપાહીઓનો ફેંસલો આપવા મિરત ગયા, ત્યારે ભવિષ્યમાં ઉઠનારા બળવા સંબંધમાં વધુ ચળવળ ચાલી. ઘણા બરા મુસલમાનો બોલવા લાગ્યા કે હિંદમાં જેમ બને તેમ જલદી મોગલ સામ્રાજ્ય સ્થપાશે; હિંદીઓ વળી મોગલ શહેનશાહના તાબા તળે મોટા મોટા ઓદ્દા

---

૧. દિલ્હીને ફરતી દિવાલ છે: તે દિવાલમાં કેટલાક દરવાજા છે. એ દરવાજામાંના એકનું નામ કાશ્મીરી દરવાજો છે.

પર નીમાશે; સિપાહીઓની બહાદુરીથી કંપનિનો અધિકાર નષ્ટ થશે. આ રીતે વાત વધી પડી છતાં બહાદુરશાહે તે તરફ કંઇ લક્ષ આપ્યું નહિ, અથવા એ ચળવળથી મોહીત થઇ પોતાનું રાજ્ય પાછું મેળવવાનાં સ્વપ્નો જોયા નહિ.[1]

૧૦ મી મેએ રાત્રિના વખતમાં ઉન્મત્ત સિપાહીઓનો હલ્લો અટકાવવા ખાતર, અંગ્રેજ પાયદળ અને ઘોડેસ્વાર લશ્કર જ્યારે સજ્જ થઇ મિરતના વિશાળ મેદાનમાં ઉભું હતું, ત્યારે ત્રીજી ઘોડેસ્વાર પલટણના સિપાહીઓ વાયુવેગે દિલ્હી તરફ જતા હતા. પાયદળ સિપાહીઓ પણ ઉતાવળી ચાલે તેઓનું અનુસરણ કરતા હતા. આકાશ સ્વચ્છ હતું, નિર્મળ આકાશમાં ચંદ્ર પોતાનાં શાંત કિરણો વિસ્તારી રહ્યો હતો, મિરતના ઉન્મત્ત સિપાહીઓ અજવાળી રાતે તીરવેગે દિલ્હી તરફ ધસ્યા જતા હતા. ચારે બાજુ જ્યોત્સ્ના રેલાઇ રહી હોવાથી તેઓને કંઇ અડચણ ન આવી. તેઓ ગામ પાછળ ગામ મુકી આગળ ધસવા લાગ્યા. આ પ્રમાણે સમસ્ત રાત ચાલ ચાલ કર્યા પછી સૂર્યોદયનો વખત થયો. ૧૧ મી મેની સવારે મહા નગરી દિલ્હી સિપાહીઓની નજર ચડી.

---

૧. જ્યારે બહાદુરશાહનો મુકદ્દમો ચાલ્યો, ત્યારે તેના સેક્રેટરીએ પોતાની જુબાનીમા જણાવ્યું કે પાદશાહે પોતે અંગ્રેજને વિરુદ્ધ કંઇ કહ્યું હતુ કે નહિ, તે હું જાણતો નથી. તો પણ તેના નોકરો રાજમહેલના દરવાજાપર બેસી કહેતા કે, સિપાહીઓ સરકાર વિરુદ્ધ બંડ ઉઠાવી તરતજ અહીં આવશે, અને અંગ્રેજી સત્તાનો નાશ કરી મોગલ સત્તાની પ્રતિષ્ઠા કરશે, Kaye, Sepoy War. Vol. II. 42. Note.

સૂર્યોદય થયો. બાલસૂર્યનાં કિરણો જમના નદીનાં નીલ જળ પર પડી અનુપમ સૌંદર્ય પ્રગટાવતાં હતાં. સૂર્યનાં કિરણોથી શોભતી જમનાને કિનારે વિસ્તાર પામેલી મોગલ સમ્રાટની રાજધાનીએ સિપાહીઓના હૃદયમાં એકી સાથે આશા અને આનંદનો સંચાર કર્યો. દિલ્હીનો જે ભાગ જમના નદી તરફ આવેલો છે, તે તરફ એક હોડકાંનો પૂલ હતો. એ પૂલ વડે એક બાજુએથી સલીમગઢ તરફનો અને બીજી બાજુએથી મિરત તરફનો રસ્તો જોડી દીધો હતો. માટે મિરતથી આવતાં દિલ્હીને સામે પાર ગયા બાદ એ પૂલ ઓળંગતાં સલિમગઢ જવાતું હતું. દિલ્હી[1] લાલ પત્થરની દિવાલથી ઘેરાયેલું છે. તે દિવાલમાં અગિયાર મુખ્ય દરવાજા મુકેલા છે. જે બાજુએ જમના નદી વહે છે, તે તરફના દરવાજા બાદ કરતાં બાકીની બાજુએ આઠ દરવાજા આવેલા છે. એ આઠ દરવાજાના નામ કાશ્મીરી, મોરી, કાબુલ, લાહોર, ફરાસખાના, અજમેર, તુર્કમાન અને દીલ્હી છે. સમ્રાટનો રાજમહેલ નગરને છેડે જમના નદીને કિનારે આવેલો છે. તેની ત્રણ બાજુએ લાલ પત્થરની દિવાલ આવેલી છે. કાશ્મીરી દરવાજામાં લશ્કરી છાવણી હતી. નગરરક્ષક સિપાહીઓ એ ઠેકાણે રહેતા હતા. મિરતના ઘોડેસ્વાર સિપાહીઓનો અગ્રભાગ આઠેક વાગ્યાને સુમારે જમના નદીનો પુલ ઉતરી, જકાત ઓફિસના થાણાને બાળી, જકાત ઓફિસ સળગાવી, દિલ્હીની દિવાલ પાસે આવી ઉભો. ઉશ્કેરાયેલા સિપાહીઓએ રાજમહેલ પાસે આવી મોટા બગાડા પાડી કહ્યું કે અમે મિરતના

૧. આ સ્થળે સમ્રાટ શાહજહાને વસાવેલા નવા દિલ્હીની વાત કહેવામાં આવે છે.

અંગ્રેજોનાં ખૂન કર્યાં છે; હવે અમે ફિરંગીઓ વિરૂદ્ધ લડાઇ કરવા સમ્રાટ્ની મદદ જાળવવા માટે શહેરમાં પેસવા માગીએછીએ.

રણમત્ત સિપાહીઓનો કોલાહલ સાંભળી દિલ્હીના વૃદ્ધ પાદશાહે મહેલ સાચવનાર સિપાહીઓના અધ્યક્ષ કપ્તાન ડગલાસને બોલાવ્યો. દિવાને આમમા[1] ડગલાસ સાથે પાદશાહની મુલાકાત થઇ. ડગલાસે કહ્યું કે એ સિપાહીઓને પાછા જવાનું કહેવા માટે હું નીચે જવા તૈયાર છું. પરંતુ બહાદુરશાહે તેને નીચે જવાની ના કહી; કારણ કે નીચે જતા કદાચ સિપાહીઓ તેનો છવ લે. પાદશાહમાં હાલવા ચાલવા જેટલી શક્તિ નહોતી, તે લાકડીનો ટેકો લઇ, હકીમ આસાનુલ્લાનો હાથ પકડી દિવાનેખાસમા આવ્યા હતા. ડગલાસ નીચે જવા માગતો હતો, પણ વૃદ્ધ પાદશાહે પ્રાણનાશની શંકાથી તેને નીચે જવાની વારંવાર મના કરી. તેથી ડગલાસે ગોખમાથી કહ્યું કે તમારા આવવાથી પાદશાહ બહુ ગુસ્સે થયા છે, માટે તમારે ચાલ્યુ જવું જોઇએ. પરંતુ ડગલાસના વાકયોનુ ફળ કંઇ આવ્યું નહિ તેના વાકયો પવનમા ઉડી ગયા તે વાકયો હરકેગએલા સિપાહીઓના કાનમા પેઠા નહિ. દિલ્હીમા પ્રવેશ કરવાના ઘણા

[1] દિલ્હીના રાજમહેલમા ઘણા મકાનો છે. એમા બે મકાનો બહુ પ્રસિદ્ધ છે. તેમાના એકનુ નામ દિવાનેખાસ ને બીજાનું નામ દિવાનેઆમ છે. દિવાનેઆમમા રાજસભા ભરાતી. અહીં શાહજહાનું પ્રસિદ્ધ મયૂરાસન હતું, આ સ્થળે નાદિરશાહે છેતરપિંડીથી મહમ્મદશાહ પાસેથી જગત્ વિખ્યાત કોહિનુર છિનવી લીધો હતો; દિવાનેખાસ શહેનશાહનું મસલત કરવાનું મકાન છે. આ ઠેકાણે રાજ્યની છૂપી મસલતો થતી.

સૂર્યોદય થયો બાલસૂર્યનાં કિરણો જમના નદીનાં નીલ જળ પર પડી અનુપમ સૌંદર્ય પ્રગટાવતાં હતાં. સૂર્યનાં કિરણોથી શોભતા જમનાને કિનારે વિસ્તાર પામેલી મોગલ સમ્રાટની રાજધાનીએ સિપાહીઓના હૃદયમાં એકી સાથે આશા અને આનંદનો સંચાર કર્યો. દિલ્હીનો જે ભાગ જમના નદી તરફ આવેલો છે, તે તરફ એક હોડીઓનો પૂલ હતો. એ પૂલ વડે એક બાજુએથી સલીમગઢ નગરનો અને બીજી બાજુએથી મિરત નગરનો રસ્તો જતો હતો. મિરતથી આવતા દિલ્હીને સામે પાર ગયા બાદ એ પૂલ ઓળંગતા સલિમગઢ જવાતું હતું. દિલ્હી[1] લાલ પત્થરની દિવાલથી ઘેરાએલું છે. તે દિવાલમાં અગિઆર મુખ્ય દરવાજા પાડેલા છે. જે બાજુએ જમના નદી વહે છે, તે તરફના દરવાજા બાદ કરતા બાકીની બાજુએ આઠ દરવાજા આવેલા છે. એ આઠ દરવાજાનાં નામ કાશ્મીર મોરી, કાબુલ, લાહોર, ફરાસખાં, અજમેર, તુર્કમાન અને દીલ્હી છે. સમ્રાટનો રાજમહેલ નગરને છેડે જમના નદીને કિનારે આવેલો છે. તેની ત્રણ બાજુઓ લાલ પત્થરની દિવાલ આવેલી છે. કાશ્મીરી દરવાજામાં લશ્કરી છાવણી હતી. નગરરક્ષક સિપાહીઓ એ ઠેકાણે રહેતા હતા, મિરતના ઘોડેસવાર સિપાહીઓનો અગ્રભાગ આઠેક વાગ્યાને સુમારે જમના નદીનો પૂલ ઉતરી, જકાત ઓફિસના વગને મારી, જકાત ઓફિસ સળગાવી, દિલ્હીની દિવાલ પાસે આવી ઉભો રહ્યો. ઉશ્કેરાએલા સિપાહીઓએ રાજમહેલ પાસે આવી મોટા બરાડા પાડી કહ્યું કે અમે મિરતના

---

[1] આ સ્થળે સમ્રાટ શાહજહાંએ વસાવેલા નવા દિલ્હીની વાત કહેવામાં આવે છે

અંગ્રેજોના ખૂન કર્યાં છે; હવે અમે ફિરંગીઓ વિરુદ્ધ લડાઈ કરવા સમ્રાટની મદદ જાણવાના માટે તહેરમાં પેસવા માગીએ છીએ

રણમત્ત સિપાહીઓના એવા દબાવ સાંભળી દિલ્હીના વૃદ્ધ પાદશાહે મહેલ સાચવનાર સિપાહીઓના અધ્યક્ષ કપ્તાન ડગલાસને બોલાવ્યો દિવાને આમમાં[1] ડગલાસ સાથે પાદશાહની મુલાકાત થઈ. ડગલાસે કહ્યું કે એ સિપાહીઓને પાછા જવાનું કહેવા માટે હું નીચે જવા તૈયાર છું. પરંતુ બહાદુરશાહે તેને નીચે જવાની ના કહી, કારણ કે નીચે જતાં કદાચ સિપાહીઓ તેનો જીવ લે. પાદશાહમાં હાલવા ચાલવા જેટલી શક્તિ નહોતી, તે લાકડીનો ટેકો લઈ, ડગલાસનો હાથ પકડી દિવાનેખાસમાં આવ્યો હતો. ડગલાસ નીચે જવા માગતો હતો, પણ વૃદ્ધ પાદશાહે પ્રાણનાશની શંકાથી તેને નીચે જવાની વારંવાર મના કરી. તેથી ડગલાસે ગોખમાંથી કહ્યું કે તમારા આવવાથી પાદશાહ બહુ ગુસ્સે થયા છે, માટે તમારે ચાલ્યું જવું જોઈએ પરંતુ ડગલાસના વાક્યોનું ફળ કંઈ આવ્યું નહિ તેના વાક્યો પવનમાં ઉડી ગયા તે વાક્યો ઉશ્કેરાએલા સિપાહીઓના કાનમાં પેઠાં નહિ દિલ્હીમાં પ્રવેશ કરનારા ઘણા

---

૧ દિલ્હીના રાજમહેલના ઘણા મકાનો છે એમાં બે મકાનો બહુ પ્રસિદ્ધ છે તેમાંના એકનું નામ દિવાનેખાસ ને બીજાનું નામ દિવાનેઆમ છે દિવાનેઆમમાં રાજસભા ભરાતી અહીં શાહજહાનું પ્રસિદ્ધ મયૂરાસન હતું, આ સ્થળે નાદિરશાહે છેતરપિંડીથી મહમ્મદશાહ પાસેથી જગત્ વિખ્યાત કોહિનૂર હિરો લીધો હતો; દિવાનેખાસ શહેનશાહનું મસલત કરવાનું સ્થાન છે. આ ઠેકાણે રાજ્યની છૂપી મસલતો થતી.

માર્ગો હતા. એક માર્ગે ન ફાવવાથી સિપાઈઓ બીજે માર્ગે વળ્યા. જમના નદી તરફ જે દરવાજા છે, તેમાના બે દરવાજાનાં નામ અનુક્રમે કલકત્તા અને રાજઘાટ દરવાજા છે. કલકત્તા દરવાજે પૂલની પાસે જ હતો. જ્યારે આ દરવાજે નિષ્ફળતા મળી ત્યારે સિપાહીઓનું ટોળું જમના નદી અને રાજમહેલની દિવાલ વચ્ચે આવેલા સખિયામ માર્ગદ્વારા રાજઘાટ દરવાજા તરફ દોડયું. ત્યાના મુસલમાનોએ એ દરવાજો ઉઘાડી નાખ્યો મિરતના ક્રાંતિકારી સિપાહીઓ એ દરવાજા વાટે શહેરમા પેઠા.

મિરતના સિપાહીઓ ત્યાના અંગ્રેજોના ખૂન કરી દિલ્હી તરફ આવે છે, એ બાતમી દિલ્હીના અંગ્રેજોને અગાઉથી ન મળે એટલે દિલ્હી અને મિરત વચ્ચેનો ટેલિગ્રાફનો તાર કાપી નાખવામાં આવ્યો હતો, તે વાત સત્તાવાળા જાણતા નહોતા. ૧૧મી મેના સવારમાં ઉન્મત્ત સિપાહીઓ અંગ્રેજોનું લોહી રેડવાનો નિશ્ચય કરી ટકડામાં આવી ચઢશે, એ વાત ત્યાં અગ્રેજોએ સ્વપ્નમાં પણ ધારી નહોતી. તેઓ પ્રસન્ન ચિત્તે પથારીમાંથી ઉઠયા હતા, અને આનંદ પામતા પોતાના દરરોજના કાર્યમાં જોડાયા હતા પણ વિરોધીઓ ઓચિંતા તેઓની સમક્ષ આવી પડ્યા. એકાએક તેઓના જીવનની બધી આશા ગુલ થઈ ગઈ.

૧૧ મી મેને સવારમા તાર ઓફિસના એક અમલદાર ટોડ સાહેબે અચાનક જાણ્યું કે મિરત અને દિલ્હી વચ્ચેનું તારનું દોરડું તૂટી ગયુ છે. તરતજ તે જમના નદીના પૂલ તરફ દોડ્યો એ દરમ્યાન મિરતની ઘોડેસ્વાર પલટણનો અગ્રભાગ તેની સમક્ષ આવી ગયો. સિપાહીઓએ તરવાર વડે તેમનો જીવ લીધો પરંતુ આ

ખૂનના સમાચાર દિલ્હીના રાજપુરૂષોને મળ્યા નહિ. રાજપુરૂષો તો આનંદપૂર્વક પોતાનું કામ બજાવતા હતા. આ ખૂનના સમાચાર તેઓને ન પહોચ્યા હોવાથી બચાવ માટે તેઓએ કંઇ તૈયારી કરી રાખી નહોતી.

મિરતના જે ઘોડેસ્વારો દિલ્હી આવી પહોચ્યા હતા, તેઓની સંખ્યા વધુ નહોતી. ધીમે ધીમે મિરતના પાયદળ સિપાહીઓએ તેમા ભરતી કરી આ તરફ દિલ્હીના મુસલમાનોએ તેઓનુ ટોળું પુષ્ટ કર્યું તથા ત્યા જે સિપાહીઓ હતા, તેઓએ પણ ધીમે ધીમે તેઓને મદદ કરવાની તૈયારી કરી. પરંતુ દિલ્હીની બધી વસ્તી આ ઉન્મત્ત સિપાહીઓને મદદ કરવા તૈયાર થઇ નહોતી. જેઓ ખરી મહેનતની કમાણી ખાતા હતા, મજૂરી કરી રાતદિવસ પોતાનું ગુજરાન ચલાવતા હતા, તેઓ આ ઉથલપાથલમા જોડાયા નહોતા. શાંતિમા ખલેલ પહોચતા અમને નુકશાન થશે, તે વાત તેઓ બરાબર જાણતા હતા. શાંતિથી કોઇપણ રીતે પોતાનું ગુજરાન ચાલે એટલાથી જ તેઓ સુખ મેળવતા. કોઇપણ ઉથલપાથલથી તેઓના એ સુખમા હરકત થાય એવું ઇચ્છતા નહોતા. દિલ્હીના ઘણાખરા મજુરો આ શાંતિની તરફેણમા હતા. તેઓએ બળવાનો પક્ષ લઇ પોતાનુ અનિષ્ટ વ્હોરી લીધુ નહોતુ.[૧] પરંતુ દિલ્હીની ચારે બાજુએ એક જાતના લોકો વસતા, તેઓ ગુજરના નામથી પ્રસિદ્ધ હતા. તેઓમાના કોઇ કોઇ ખેતી કરતા; પરંતુ તેનો ઘણો ભાગ ગાય, ભેસ કે ઘેટા, બકરાનાં ટોળા લઇ આમતેમ રખડતો અને જ્યારે સગવડ મળતી ત્યારે ચોરી કે લૂટફાટ કરી ગુજરાન ચલાવતો. મુખ્યત્વે કરીને આ

૧ Martin. Indian Empire Vol. II. P. 157.

જાતના લોકો દિલ્હીના શહેરીઓ, મુસલમાનો તથા સિપાહીઓ સાથે ભળ્યા હતા.

કોઇ કોઇ કહે છે કે, મિરતના સિપાહીઓ દિલ્હી આવ્યાં તે વખતે અર્થાત્ ૧૧ મી મેની સવારમા હિંદુઓનું એક ટોળું તીર્થ કરવા જવાના હેતુથી દિલ્હીથી મથુરી જતું હતું. તે ટોળું પૂલ ઓળંગી પેલે પાર જઇ પહોંચ્યુ, એ દરમ્યાન ૧૯મી ઘોડેસ્વાર પલટણના સિપાહીઓ પસનંગે ત્યા આવી પહોંચ્યા. પેલા સિપાહીઓએ તે ટોળાને પૂછ્યું કે તમે કયા જાઓ છો? હિંદુઓએ એ સૈનિકોને જવાબ આપ્યો કે, " અમે તીર્થયાત્રી છીએ, પુણ્યક્ષેત્ર હરદ્વાર જવા ઇચ્છીએ છીએ ". એ જવાબ સાંભળી ઘોડેસ્વારોએ તેને દિલ્હી પાછા ફરવાનું જણાવ્યું અને તેમ નહિ કરવામા આવે તો માર મારવાની ધમકી આપી. આથી તીર્થયાત્રાળુઓ કંઇ પણ ન બોલતા દિલ્હી પાછા ફર્યા. તે ટોળાએ ઘોડેસ્વારોને પૂલ પર એક ગોરાનુ ખૂન કરી દિલ્હી દરવાજા વાટે શહેરમા પેસતા જોયા. તરત જ શહેરના કોટવાલે આ સમાચાર કમિશનર ફ્રેઝર સાહેબને મોકલ્યા.[૧]

સિપાહીઓ આવી પહોંચ્યા કે તરત દિલ્હીની અવસ્થા કેરવાઇ ગઇ. શહેરમા ત્રાસનુ સામ્રાજ્ય ફેલાઇ ગયુ, ભયંકર કોલાહલથી ચારે દિશા કંપવા લાગી. શાન્તિપ્રિય પ્રજાજનો ભય પામી છુપાઇ જવા લાગ્યા. બજારમાની બધી દુકાનો બંધ થઇ ગઇ, જેઓ પ્રતિક્ષણે ફિરંગીઓના વિનાશના સ્વપ્નો જોતા હતા, બંડખોર સિપાહીઓ સાથે જોડાઇ ભયંકર કાર્ય સાધવામાં પોતાનો ઉદ્યમ, ઉત્સાહ અને અંગ્રેજો પરનો દ્વેષ બતાવી આપવા માગતા હતા, અને પ્રતિક્ષણે એ

૧. Martin, Indian Empire Vol. II. P. 159.

બળવાન વાસના પૂર્ણ કરવાની તક ખોળતા હતા. તેઓ આનંદપૂર્વક ભયંકર અવાજે કરતા સિપાહીઓ સાથે ભળ્યા. ૧૦મીની રાતે સંધ્યાકાળ વખતે મિરતમાં જે ભયંકર ખૂનરેજી મચી હતી, તેની પુનરાવૃત્તિ ૧૧મી મેની સવારમાં મોગલ ગવર્નરશાહની વહાલી દિલ્હીનગરીમાં શરૂ થઈ. અમે અગાઉમાં જણાવ્યું છે કે સિપાહીઓની ઉશ્કેરણી એટલી બધી હદે પહોંચી હતી કે તેઓને કોઈપણ જાતનું ભાન રહ્યું નહોતું. તેઓની બુદ્ધિ નાશ પામી હતી. વિવેક, દયા અને સ્નેહ વિસરાઈ ગયા હતા. કોમળ વૃત્તિ અંતર્ધાન થઈ ગઈ હતી. તેને બદલે તેઓના હૃદય પાષાણ જેવા થઈ ગયા હતા. તેઓએ અંગ્રેજોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. એ પ્રતિજ્ઞા પૂર્ણ કરતાં તેઓને જરાપણ કચાશ છૂટયો નહોતો. તેઓએ ઉન્મત્તની પેઠે અંગ્રેજોનું લોહી રેડી પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી જ્યારે કોઈપણ પ્રબળ હરિફની સત્તા નષ્ટ કરવા માટે હૃદય થનગની ઉઠે, સનાતન ધર્મ અને સનાતન જાતિગત રિવાજોનું માન જાળવવા હૃદયમાં અપરિમીત સાહસ અને શક્તિનો સંચાર થાય, ત્યારે આગળ પાછળનો વિચાર થતો નથી ભવિષ્યમાં શું થશે, તે બાબત કશો વિચાર થતો નથી. કેવળ અદયનો નાશ કરવાનું જ સૂઝે છે. છેવટે જ્યારે એ આગ્રહને લીધે હરિફો વિરુદ્ધ હથિયારો ચલાવાય, ત્યારે પ્રબળ વેરવૃત્તિને શાન પાડવા સિવાય બીજી કોઈપણ જાતની પ્રવૃત્તિ સૂઝતી નથી હરિફ તરીકે ખડી થયેલ પોતાના જાતના, પોતાના દેશના કે પોતાના ધર્મના માણસો હોય, તો પણ તે પ્રબળ શત્રુ જણાય છે. સમયના પરિવર્તનથી ઉશ્કેરાએલા સિપાહીઓની પણ આવી જ દશા થઇ હતી, તેઓ આવા તીવ્ર આગ્રહને વશ થઈ વેરવૃત્તિને શાંત પાડવા તત્પર થયા હતા.

આ વખતે દિલ્હીમાં ૩૮મી ૫૪મી અને ૭૪મી પલટણો હતી એ ત્રણે પલટણોમાં થઈ ૩૫૦૦ સિપાહીઓ હતા એ સિવાય એક ગોલંદાજ ટુકડી હતી એ ટુકડીના ૧૬૦ સિપાહીઓ હતા અને બાવન જોન ઓફિસરો હતા

મિરતના બંડખોર સિપાહીઓ શહેરમાં પેઠી જે અંગ્રેજો સામા મળ્યા તેને મારી નાખવા લાગ્યા, તેઓના મકાન સળગાવવા લાગ્યા. એમ કરતા કરતા તેઓ કલકત્તા દરવાજા તરફ જવા લાગ્યા. કારણ કે તેઓને બાતમી મળી હતી કે એ દરવાજા તરફ કમિશનર ફ્રેઝર અને ડગલાસ વગેરે મોટા મોટા અમલદારોનો ભેટો થશે જ્યારે તેઓ 'દીન દીન'ના પોકાર સાથે કલકત્તા દરવાજા તરફ જતા હતા, ત્યારે એ ભયંકર અવાજથી દિલ્હીના ઘણા મુસલમાનો તેમની સાથે ભળ્યા બંડખોર સિપાહીઓ જાણતા હતા કે દિલ્હીમાં અમારા સ્વદેશી ભાઈઓ સિપાહીઓનું કામ કરે છે તેઓ કદી પણ પોતાના ધર્મનું રક્ષણ કરવામાં ઉદાસીનતા બતાવશે નહિ, પોતાના ધર્મનું હનન કરનાર શત્રુ ફિરંગીઓનો નાશ કરવા માટે અમને મદદ આપવાનું ચૂકશે નહિ તેઓ જે તલવાર ધારણ કરી જીવન પાળવા નીમાએલા છે, જે બંદુકના બળવડે પોતાને બધી બાબતમાં સુરક્ષિત રાખે છે, તે તલવાર તથા તે બંદુક કદીપણ અમારી વિરુદ્ધ વપરાશે નહિ આથી તેઓ પોતાને અસહાય માનતા નહોતા કંપનિ વિરુદ્ધ બંડ ઉઠાવ્યું હતું, છતાં તેમને ડર નહોતો. તેઓ નિર્ભયપણે દિલ્હીમાં પેસી ફિરંગીઓનું લોહી રેડવા મંડી પડ્યા હતા.

એ વખતે ૩૮મી પલટણના કેટલાક સિપાહીઓ ગજમહેલનું રક્ષણ કરતા હતા જ્યારે મિરતના બંડખોર સિપાહીઓ ગજમહેલની

એક બાજુએ આવી પહોંચ્યા ત્યારે કપ્તાન ડગલાસ અને કમિશનર ફ્રેઝર બીજી બાજુએ બેઠા બેઠા રક્ષક સિપાહીઓને પોતાના પક્ષમાં રાખવાનો પ્રયત્ન કરતા હતા. પરંતુ તેઓનો એ પ્રયત્ન સફળ થયો નહિ. મિરતના બંડખોર ઘોડેસ્વારો આવી પહોંચ્યા કે તરત મહેલનું રક્ષણ કરનાર સિપાહીઓ કમિશનર અથવા કપ્તાન ડગલાસનાં વચનોપર ધ્યાન ન આપતાં તેઓના તરફ સહાનુભૂતિ દર્શાવવા લાગ્યા. ધર્મભ્રષ્ટ થવાના સંદેહથી દિલ્હીના સિપાહીઓ પણ અતિશય ઉશ્કેરાઇ ગયા હતા. જ્યારે તેઓએ મિરતના સિપાહીઓને ધર્મના રક્ષણ માટે હથિયારો ચલાવતા જોયા, ત્યારે તેઓ પણ દૃઢતાપૂર્વક તેમના પક્ષમાં ભળી પડયા. સત્તાવાળાઓની આજ્ઞા નાકબૂલ કરવામાં આવી. સત્તાવાળાઓ મુંઝાવા લાગ્યા. તેઓની શક્તિ, અને આજ્ઞા વ્યર્થ જણાવા લાગી. બંડખોર સિપાહીઓ બીજા કોઇ આગળ માથું ન નમાવતા, કોઇનો હુકમ ન પાળતા પોતાના પોતે જ માલિક થઈ ગયા, પોતપોતાની ઇચ્છા મુજબ કામ કરવા લાગ્યા. કમિશનર અને કપ્તાન નિરુપાય બની ગયા. તેઓની સત્તા, માલિકી અને ઉપરિપણું અંતર્ધાન થઈ ગયુ હતુ. એક ક્ષણ પહેલાં જેઓ તેમને જોઇ વિનય અને સૌજન્ય સાથે સલામ ભરતા હતા, હુકમ પાળવાને સદા તત્પર રહેતા હતા, અત્યારે તેઓ જ તેમના પર સત્તા ચલાવવા તૈયાર થયા. આ ઓચિંતા ફેરફારથી કમિશનર અને કપ્તાન વિસ્મય પામ્યા. વિસ્મયની સાથે તેમને બીક પણ લાગી. તેઓ દરપળે પોતાની જિંદગી ભયમાં નિહાળવા લાગ્યા. જ્યારે બંડખોર ઘોડેસ્વારો તેમની પાસે આવી પહોંચ્યા ત્યારે કમિશનર ફ્રેઝર અને કપ્તાન ડગલાસ બંને બગીમાં બેસી હલ્લો કરનારને અટકાવવાનો પ્રયાસ કરવા તૈયાર થયા. અગાઉ

જણાવ્યું છે તેમ શહેરના કોટવાળે આવી બંડખોર સિપાહીઓની બાતમી કમિશનરને આપી હતી. બાતમી મળતા જ કમીશનર ગોળી ભરેલી બંદુક લઈ બગીમાં બેઠા. બે ઘોડેસ્વારો તેમની પછાડી તેમના રક્ષણ માટે ચાલ્યા. કપ્તાન ડગલાસે પણ એ બગીમાં બેઠક લીધી હતી. બંડખોર ઘોડેસ્વારોએ પેલા બે ઘોડે-સ્વારોને જોઈને પૂછ્યું, "તમે ફિરંગીઓને માટે કે તમારા ધર્મના રક્ષણ માટે તૈયાર છો?" આ સવાલ સાંભળતાજ પેલા બે [illegible] "દીન દીન" ના પોકાર કરી દીધા. ફ્રેઝર અને ડગલાસ સાહેબે જાણે દહાડે મુસલમાનોની રાજધાનીમાં આ મુસલમાની લડાઈના શબ્દ સાંભળ્યા તેઓ ગાડીપરથી કુદી પડ્યા અને પોલિસ સ્ટેશન તરફ જવા લાગ્યા. બંડખોર સિપાહીઓ તેમની સામા આવ્યા ફ્રેઝર સાહેબે એક સિપાહી પર ગોળી છોડી. તેના બીજા ગોળાથી એક ઘોડેસ્વારનો ઘોડો ઘાયલ થયો. પરંતુ એથી બંડખોરોનું જોર નરમ પડ્યું નહિ. લોકો એકઠા થવા લાગ્યા બંડખોર સિપાહીઓ ટોળાબંધ થઈ સાહેબ પર ધસવા લાગ્યા ફ્રેઝર સાહેબે જોયું કે હવે પલાયન કર્યા સિવાય છુટકો નથી. તેઓ પાછા ગાડીપર ચડ્યા, અને લાહોર દરવાજા તરફ જાતા થયા.[1] આ તરફ કપ્તાન ડગલાસ

૧ કોઈ કોઈ જણાવે છે કે, કમિશનરે ગાડી પરથી કુદી પડી લાહોર દરવાજા પાસે જઈ સુબેદારને દરવાજાના બારણાં બંધ કરવાનું કહ્યું. સુબેદારે કમિશનરનો હુકમ માન્યો. કમિશનર અને કપ્તાન બંનેએ બંડખોર સિપાહીઓને મદદ કરવા માટે સુબેદારને ઠપકો આપ્યો, સુબેદાર જરા ગુસ્સે થયો. પરંતુ ગુસ્સાના આવેશમાં તેણે અંગ્રેજોનું કંઈ અનિષ્ટ કર્યું નહિ, ઉલટું તેણે બંને સાહેબોને નામી

મહેલની ખાઇમા કુદી પડયો.[૨] ઉંચેથી કુદકો મારવાથી બહુ લાગ્યું. તે ખાઇમા પડ્યો તેથી બંડખોર સિપાહીઓના ગોળીબારમાંથી બચ્યો: પરંતુ પડવાથી જે આઘાત થયો તેથી તેની ચલનવલન કરવાની શક્તિ નાશ પામી. મહેલના કેટલાક ચપરાશીઓએ તેને આવી સ્થિતિમા ઉપર ખેંચી લીધો. એક જણે તેને પીઠ પર ચઢાવી તેના ઘરમા લાવી રાખ્યો. કમિશનર ફ્રેઝર અને દિલ્હીનો કલેક્ટર હચિન્સન પણ (એ પણ ઘવાયો હતો) અહિં હતા.[૩]

જવાની સલાહ આપી. Martin, Indian Empire Vol. II P. 159.

૨. અગાઉ જણાવ્યુ છે કે, દિલ્હીનો રાજમહેલ એક મજબૂત કિલ્લા તરીકે, પ્રખ્યાત હતો. શાહજહાએ એ રાજમહેલને કિલ્લા તરીકે બંધાવ્યો હતો તેથી તે કિલ્લાના નામથી ઓળખાતો હતો. કિલ્લાની દિવાલ ૪૦થી ૫૦ ફૂટ ઉચી હતી, ખાઇ વિશાળ અને ઉંડી હતી. પ્રખ્યાત ફ્રેંચ મુસાફર બર્નિયરે લખ્યુ છે કે, કિલ્લાની ખાઈ જળથી તથા માછલાથી ભરપૂર હતી. છેવટે એ ખાઈ સુકાઇ ગઇ હતી. Travels of a Hindu. Vol. II. P. 288.

૩. આ સંબંધમા બહુ મતભેદ છે દિલ્હીના પાદશાહ અને મોગલ બેગ નામના એક માણસ પર (આ માણસ ફ્રેઝરના ખુની તરીકે પકડાયો હતો.) ઇ. સ ૧૮૫૮મા મુકદ્દમો ચાલ્યો. મુકદ્દમા વખતે જે સાક્ષીઓની જુબાની લેવામાં આવી, તેમાના એકે કહ્યું કે હચિન્સન સાહેબ કપ્તાન ડગલાસ સાથે આવ્યા હતા. એક બીજાએ જણાવ્યુ કે તેઓ ફ્રેઝર સાહેબ સાથે આવ્યા હતા. ત્રીજા સાક્ષીએ જણાવ્યું હતુ કે, કપ્તાન ડગલાસની વાચા ખુલી ત્યારે તેણે હચિન્સન

મહેલની ખાઇમાં કુદી પડયો.[૨] ઉચેથી કુદકો મારવાથી બહુ લાગ્યું. તે ખાઇમા પડયો તેવી બદખોર સિપાહીઓના ગોળીબારમાથી બચ્યો: પરંતુ પડવાથી જે આઘાત થયો તેથી તેની ચલનવલન કરવાની શક્તિ નાશ પામી. મહેલના કેટલાક ચપરાશીઓએ તેને આવી સ્થિતિમા ઉપર ખેંચી લીધો. એક જણે તેને પીઠ પર ચઢાવી તેના ઘરમા લઇ ગયો. કમિશનર ફ્રેઝર અને દિલ્હીનો કલેક્ટર હચિન્સન પણ (એ પણ ઘવાયો હતો) અહિં હતા.[૩]

---

જવાની સલાહ આપી. Martin, Indian Empire Vol. II P. 159.

૨. અગાઉ જણાવ્યુ છે કે, દિલ્હીનો રાજમહેલ એક મજબૂત કિલ્લા તરીકે, પ્રખ્યાત હતો. શાહજહાએ એ રાજમહેલને કિલ્લા તરીકે બંધાવ્યો હતો તેથી તે કિલ્લાના નામથી ઓળખાતો હતો. કિલ્લાની દિવાલ ૪૦થી ૫૦ ફૂટ ઉંચી હતી, ખાઇ વિશાળ અને ઉંડી હતી. પ્રખ્યાત ફ્રેંચ મુસાફર બર્નિયરે લખ્યુ છે કે, કિલ્લાની ખાઈ જળથી તથા માછલાથી ભરપૂર હતી. છેવટે એ ખાઈ સુકાઇ ગઇ હતી. Travels of a Hindu. Vol. II P. 288.

૩. આ સંબંધમા બહુ મતભેદ છે દિલ્હીના પાદશાહ અને મોગલ બેગ નામના એક માણસ પર (આ માણસ ફ્રેઝરના ખુની તરીકે પકડાયો હતો.) ઇ. સ ૧૮૫૨મા મુકદ્દમો ચાલ્યો. મુકદ્દમા વખતે જે સાક્ષીઓની જુબાની લેવામાં આવી, તેમાના એકે કહ્યું કે હચિન્સન સાહેબ કપ્તાન ડગલાસ સાથે આવ્યા હતા. એક બીજાએ જણાવ્યુ કે તેઓ ફ્રેઝર સાહેબ સાથે આવ્યા હતા. ત્રીજા સાક્ષીએ જણાવ્યું હતુ કે, કપ્તાન ડગલાસની વાચા ખુલી ત્યારે તેણે હચિન્સન

બંડખોર સિપાહીઓ ધીમે ધીમે કપ્તાન ડગલાસના મકાન તરફ આવવા લાગ્યા, એ વખતે એક પાદરી અને કેટલીક મડમો કપ્તાનના ઘરમાં હતી. પાદરી કોલાહલ સાંભળી નીચે આવ્યો; આવી જોયું તો જણાયું કે કપ્તાન અને હચિન્સન બંને નીચે પડ્યા છે. તેણે કેટલાક રક્ષકોની મદદથી તેઓને ઉપર ચઢાવ્યા. કમિશનર સાહેબ નીચે સીડી પાસે ઉભા ઉભા ઉશ્કેરાએલા લોકોને શાંત પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તે હાથમાં તરવાર લઈ સીડીના પગથિઆર ઉભા હતા, એ વખતે એક માણસે તેનાપર ગ્હાકો લગાવ્યો. એક ક્ષણમાં એક બીજા માણસની તરવાર તેઓ સાહેબના દેહ પર ફરી વળી. કમિશનર ફ્રેઝરનું શબ સીડી નીચે ગબડી પડ્યું.

કમિશનરનું ખૂન કર્યાં પછી લોકો ઉપર ગયા. ડગલાસ, હચિન્સન વગેરે અંગ્રેજો અને કેટલીક મડમો ઉપરના માળ પર હતી. પ્રથમ સીડી ઉપર બારણું બંધ કરી બંડખોરોને અટકાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો, પરંતુ લોકોના પ્રચંડ વેગ આગળ એ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. એક ક્ષણમાં બધું પૂરૂં થઈ ગયું. એક પલકમાં બધાના મુડદા લોહીમાં તરબોળ થઈ પડ્યા.

લોહીના પ્રવાહથી દિલ્હીના સમ્રાટનો મહેલ આ રીતે ગોઝારો બન્યો. આ ખૂનરેજીમાં દિલ્હીના વૃદ્ધ પાદશાહને વગોવવાનો પ્રયત્ન થયો હતો. થોડા દિવસ સુધી ઘણા માણસો એવું ધારતા હતા કે, ઉન્મત્ત લોકો મડમોને ઘરની બહાદુરશાહ પાસે લઈ ગયા હતા, અને તેની સમક્ષ અથવા તેની સંમતિપૂર્વક તેઓના ખૂન કરવામાં

સાહેબને પોતાને ઘરમાં લઈ આવવાની પોતાના ચપરાશીઓને આજ્ઞા આપી હતી.—Kaye, Sepoy War. Vol. II. p. 78, note

આવ્યા હતાં. આ બનાવે દરતાથી રશાઈ જુદી જુદી જાતની વિચિત્ર વાતો ઉત્પન્ન કરી હતી. પરંતુ છેવટે એ બનાવ ખોટો ઠર્યો હતો. વૃદ્ધ પાદશાહની મંજૂરીથી મડમોનો નાશ કરવામા આવ્યો હતો, તેની સાબીતિ મળી નથી. ઉલટુ દિલ્હીના પાદશાહે આ મુશ્કેલીમા અગ્રેજોનો પક્ષ લીધો હતો. એની ઘણી સાબિતીઓ મળી આવે છે. કપ્તાન ડગલાએ મૃત્યુ પહેલા પોતાના ઘરમાની મડમોએ પાદશાહની બેગમ પાસે મોકલાવવા માટે પાદશાહ પાસે એક પાલખી માગી હતી. પાદશાહે કપ્તાનની માગણી કબૂલ કરી હતી. પરંતુ પાલખી પહોંચાડવામા જરા વાર લાગી, તે દરમ્યાન તેઓના ખૂન થયા.[૧] બંડખોર સિપાહીઓ દિલ્હીના પાદશાહને નામે બધું કાર્ય કરતા હતા, એ ખરી વાત છે, પરંતુ બહાદુરશાહ તેઓનો પક્ષ લેવા તૈયાર થયો નહોતો. બંડખોરોને ઉત્સાહના વાક્યોથી નવાજવાની ઇચ્છા પણ તેણે દર્શાવી નહોતી. તે અગ્રેજોની પેઠે સિગ્તથી મદદ આવવાની રાહ જોઇ બેઠો હતો ત્યારે ઉન્મત્ત સિપાહીઓના આક્રમણથી આખુ શહેર અવ્યવસ્થિત થઇ ગયું હતુ, ગોરા લોકો નાસી ગયા હતા અગર છુપાઇ ગયા હતા, ત્યારે દિલ્હીના વૃદ્ધ પાદશાહે આગ્રામા કેલ્વિન સાહેબ ઉપર એક પત્ર લખી મોકલ્યો. એ પત્રમા તેણે જણાવ્યુ કે, 'આખુ શહેર અને દિલ્હીનો કિલ્લો સિપાહીઓના હાથમા છે, હુ પોતે તેઓના તાબામા છુ. ઉશ્કેરાએલા સિપાહીઓ શહેરના દરવાજા ઉઘાડી મિરતના લગભગ એક સો સિપાહીઓ સાથે મળી ગયા છે. ફ્રેઝર વગેરે અગ્રેજો માર્યા ગયા છે.' આ પત્ર મળતાજ કેલ્વિન સાહેબે ૧૫ મી મેએ કલકત્તે તાર કર્યો,

---

૧. Kaye, Sepoy War, Vol. II. P. 80 note.

હિંદની વડી સરકારે સૌ પહેલા કેનિંગ સાહેબ પાસેથી આ બના-
વાના સમાચાર જાણ્યા[1] જેણે સૌ પહેલા સમાચાર મોકલી વાય
વ્યપ્રાંતના લેફટેનેન્ટ ગવર્નરને સાવધાન કર્યો હતો, અને જેની મદદથી
લેફટેનેન્ટ ગવર્નર સૌ પહેલા વડી સરકારને એ સમાચાર જણાવવા
શક્તિમાન થયો હતો, તે માસુમ સિપાહીઓને ફરેરી અંગ્રેજોના
ખૂન કરાવે એ કદી સંભવિત હોય ખરૂં!

રાજમહેલમા બંડખોર સિપાહીઓનો કોલાહલ સાભળી વૃદ્ધ
બાદશાહને બહુ શંકા પડી. અગાઉ આ સ્થળે જ તેનો પૂર્વજ વૃદ્ધ
શાહઆલમ એક મુસલમાનના હથિયારથી અનંત નિદ્રામા સૂતો
હતો. એ જૂની વાત અત્યારે બહાદુરશાહને યાદ આવી તે
પોતાના મહેલમા માણસોના રોળા જોઇને બહુ મુઝાયો. બહેરાએલા
સિપાહીઓ લોહીથી ખરડાએલી તરવારો ઉછાળતા ઉછળતા શહેરના
લોકોને પોતાની પાછળ આવવાનું કહેતા હતા. તેઓના ભયંકર
અવાજથી પ્રતિશબ્દે મહેલ કંપતો હતો. મહેલનો ચોક ત્રીજી ઘોડેસ્વાર
પલટણ, ૩૮ મી પાયદળ પલટણ અને મિરતના પાયદળ સૈનિકો-
થી ભરચક થઇ ગયો હતો.[2] શહેરના મુસલમાન રહેવાસીઓ ચો-
તરફથી આવી તેઓની સખ્યામા વધારો કરતા હતા. રાજમહેલનાં
બહારના ચોકમા ઘોડેસ્વાર સિપાહીઓએ પોતપોતાના ઘોડા બાંધ્યા
હતા. મિરતનું પાયદળ સૈન્ય આખી રાતની મુસાફરીથી થાકી ગયુ

---

૧. Martin, Indian Empire. Vol II. p. 139

૨. મિરતના પાયદળ સિપાહીઓ દિલ્હીમા ક્યારે આવી પહોંચ્યા, તે બરાબર જાણવામા આવ્યું નથી એ સંબંધમા બહુ મતભેદ છે.

હતું ને મૈન્ય અત્યારે મોગલ સમ્રાટના સુંદર સભામંડપમાં વિશ્રામ કરવા લાગ્યું. મહેલમાં સર્વત્ર હથિયારબંધ રક્ષકો ગોઠવાઇ ગયા. જોતજોતામાં અનન્દાય, શોચનીય દુર્દશાગ્રસ્ત એંશી વર્ષના વૃદ્ધ બહાદુરશાહનો વિનાશ ગજમહેલ સુરક્ષિત લશ્કરી છાવણીના રૂપમાં ફેરવાઇ ગયો.

આ તરફ દિલ્હીના ગોગ લોકોના મથકમાં—દરિયાગંજમાં ભયંકર ખૂનરેજી મચી રહી હતી. આ ભયંકર બનાવનું અનુક્રમ પૂર્વક વર્ણન કરવાનું કાર્ય અતિશય મુશ્કેલ છે. બપોર સુધીમાં મુખ્ય મુખ્ય અંગ્રેજો સિપાહીઓના પ્રચંડ હલ્લાથી મરણ પામ્યા હતા બપોરે દિલ્હીની બેંક લૂટવામાં આવી હતી બેંકના અમલદારો આ આ હલ્લો અટકાવવા તૈયાર થયા હતા, પણ તેમ કરતાં માર્યા ગયા હતા અંગ્રેજોએ લખેલા ઇતિહાસમાં આ પ્રસંગ સંબંધે એક બનાવનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. દિલ્હીબેંકના મેનેજર બેરેસફર્ડ સાહેબ પોતાની સ્ત્રી અને છોકરાં સાથે બહારના એક ઘરના છાપરા પર આશ્રય લઇ રહ્યા હતા સાહેબના હાથમાં ભાલો તરવાર અને તેની સ્ત્રીના હાથમાં એક તીક્ષ્ણ બરછી હતી સાહેબે તરવારની મદદથી ઘણીવાર ટક્કર ઝીલી એક માણસ એ સ્થળે હાજર હતો તેણે કહ્યું હતું કે, બેરેસફર્ડ સાહેબની મડમની બરછીથી એક સિપાહી માર્યો ગયો હતો. પરન્તુ છેવટે તેઓ બધા માર્યા ગયા. બેંક લૂટવામાં આવી[૧] "દિલ્હી ગેઝેટ" નામના વર્તમાનપત્રનું છાપખાનું પણ એ રીતે નાશ પામ્યું. છાપખાનાના ખ્રિસ્તી કંપોઝિટરોને ખરે બપોરે મારી નાખવામાં આવ્યા છાપખાનાના બીજા બધા કાર્ય પાર પાડતા

૧. Kaye, Sepoy War Vol. II p. 81.

માટે લૂટી જવામા આવ્યા. સિપાહિઓ અંગ્રેજો ઉપર એટલા બધા ગુસ્સે થયા હતા કે, તેઓ કોઈ પણ સ્થળે અંગ્રેજ અથવા ખ્રિસ્તી ધર્મ પાળનાર માણસને જોતા તો ઠાર માર્યા સિવાય રહેતા નહિ. શહેરના ખ્રિસ્તીઓ પર પૂરેપૂરો હાથ ચલાવવામા આવ્યો હતો. તેઓની મિલ્કત લૂટી લેવામા આવી હતી, તેઓના મકાનો સળગાવી મૂકવામા આવ્યા હતા.[1]

બગાવત આ વખતે દિલ્હીની લશ્કરી છાવણીમાના દેશી સિપાહીઓમા ઉશ્કેરણીના ચિહ્નો જણાયા. શહેરથી થોડે દૂર એક પહાડ છે[2] એ પહાડ અને જમના નદી વચ્ચેના સપાટ પ્રદેશપર દિલ્હી વસ્યુ છે. શહેરથી લગભગ બે માઈલ દૂર–પહાડની ઉત્તર બાજુએ છાવણી હતી દિલ્હીના સિપાહીઓએ અગાઉ કશો ગમ તેમ જણાયો નહોતો.

૧. દિલ્હી ગેઝેટના મદદનીશ સમ્પાદક વેગનટ્રાઇબર નામેએ આ વિષયમા લખ્યુ છે કે, ઘોડેસ્વારોએ પોતાના ઘોડા બહાર નાખી યુરોપિયનોના ઘરમા પ્રવેશ કર્યો તેઓ બબડતા હતા કે અમે લૂટફાટ કરવા આવ્યા નથી, પણ ફિરંગીઓના છેર લેવા આવ્યા છીએ. જે ઘરમા ગોરા લોકો જણાતા નહોતા, તે ઘર શહેરના ઉશ્કેરાએલા લોકો લૂટી લેતા હતા. અડધા કલાકમા ઘરની તમામ મિલ્કત વગરના ઘરો સળગાવવામા આવ્યા.–Wagentreiber, Narrative Kaye, Sepoy War, Vol II, P 82 note.

૨. અરવલી પર્વતની એ શાખા અને જમનાનદીની વચ્ચે નવી દિલ્હી અથવા શાહજહાનાબાદ વસ્યુ છે આ બને શાખાનુ નામ જુગજુલા પહાડ અને મેજુલા પહાડ છે મેજુલા પહાડની ઉત્તર બાજુએ લશ્કરી છાવણી હતી.

કોઇપણ જાતનો ગુન્હો અથવા કર્તવ્ય બજાવવામાં ઉદાસીનતા દર્શાવી અગ્રેજો પ્રત્યેનો દ્વેષ દર્શાવ્યો નહોતો મીર મન્દુરઅલી અને સહાયસિહ નામના દિલ્હીના બે ઓફિસરો ત્રીજી ઘોડેસ્વાર પલટણના ૮૫ સિપાહીઓનો મુકદ્દમો ચલાવવા મિરત ગયા હતા, તેઓએ પણ સ્પષ્ટ જણાવ્યુ હતું કે, દિલ્હીના બનાવ પહેલા સિપાહીઓમા કોઇપણ જાતની ઉશ્કેરણી જણાઇ નહોતી.[૧] જે દિવસે મિરતના સિપાહીઓએ અગ્રેજો પર હુમલો કર્યો, અગ્રેજોનુ લોહી રેડી મિરત પલાળી દીધુ, ત્યા સુધી દિલ્હીની છાવણીના સિપાહીઓ શાંતિથી પોતાનુ કર્તવ્ય બજાવ્યે જતા હતા કોઇ કોઇ કહે છે કે, એ દિવસે બપોરે એક ગાડી દિલ્હીની છાવણી પાસે આવી ઉભી હતી એ ગાડી દેશી લોકોથી ભરપૂર હતી. તેઓએ લશ્કરી પોશાક પહેર્યો નહોતો, પરતુ તેઓ મિરતના સિપાહીઓ હતા, તે પાછળથી જણાયુ હતુ[૨] ગમે તે હો, પણ એટલુ તો ખરુ કે રવિવાર સુધી દિલ્હીની છાવણીમા કશી ગડબડ મચી નહોતી છાવણીના સિપાહીઓની શાતિમા ખલેલ પહોચી નહોતી પરતુ બીજે દિવસે એ સ્થિતિ ફરી ગઇ. શાતિને બદલે વેર વાળવાની વૃત્તિથી એકેએક સિપાહી અધીરો બની ગયો.

સોમવારે સવારના દિલ્હીની ૩૮, ૫૪ અને ૭૪ મી પલ્ટણના બધા સિપાહીઓ તથા ગોલદાજ સૈનિકો કવાયતના મેદાન પર એકત્ર થયા બરાકપુરના જમાદાર ઇશ્વરપાડના મુકદ્દમાની હકીકત અને

---

૧ Martin, Indian Empire, Vol, II P. 165

૨ દિલ્હીના પાદશાહના મુકદ્દમા વખતે કપ્તાન ટિટ્લરે પોતાની જુબાનીમા આ વાત જણાવી હતી Kaye, Sepoy War. Vol. II P 43, note

તેને કરવામા આવેલી ફાસીની સજાનો હુકમ એ એકત્ર સૈન્ય સમક્ષ વાચી સભળાવવામા આવ્યો મતાવાળાઓએ આ બનાવ જણાવવા માટે ૧૯ ના બધા લશ્કરને કવાયતના મેદાન પર એકત્ર કર્યું હતુ જ્યારે આ હકીકત લશ્કર સમક્ષ જાહેર કરવામા આવી ત્યારે લશ્કરી સિપાહીઓએ તેનુ અનુમોદન કર્યું નહિ જમાદારને કરવામા આવેલી સજા સાભળી તેઓ ગુસ્સે થઈ ગયા સાધારણ ગુસ્સા સિવાય આ વખતે બીજુ કઇ જણાતુ નહોતુ સિપાહીઓ કવાયતના મેદાન પરથી પોતપોતાને ઘેર ગયા અગ્રેજ ઓફિસરો એકત્ર થઈ નિશ્ચિતપણે પાછા પોતાના સ્થળે જઈ નાસ્તો લેવા બેઠા ત્યારબાદ તેઓ પોતપોતાને સ્થળે ગયા, લડાઈ પોતાના દરરોજના કામ પર જોડાયા હજુ સુધી તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે આજે જ અમારા જીવનની છેલ્લી ઘડીઓ ગણાય છે હમણા જ અમારી આ જીવનલીલા સકેલી લઈ પરંતુ દરેક લાયકાને તમારે તેઓના માનસિક ભાવમા ફેરફાર થયો એ વખતે તેઓએ સાભળ્યુ કે ત્રીજી ઘોડેસ્વાર પલટણ મિરતથી દિલ્હી આવી પહોચી છે નોકર ચાકરોએ બેબાકળા બની પોતપોતાના ઓફિસરોને આ સમાચાર આપ્યા ઓફિસરો તરત જ તૈયાર થઈ પોતાનુ કર્તવ્ય બજાવવા તૈયાર થયા પરંતુ હજુ તેઓને એવી ખાત્રી હતી કે એ સિપાહીઓ કેદખાનાના કેદીઓને જ મુક્ત કરશે તે સિવાય બીજુ કઇ કરવાને શક્તિવાન થશે નહિ જો મિરતના સિપાહીઓ ખરેખર બડ કરવા તત્પર થયા હોય તો ત્યાનુ ગોરૂ લશ્કર તેઓ પર જરૂર હલ્લો કરવાનુ તેથી દિલ્હીમા કદાચ મિરતના સિપાહીઓ આવ્યા હોય તો તેની સખ્યા બહુ થોડી હોવી જોઇએ ઓફિસરો આવા વિચારથી મનને સમજાવતા હતા

પરંતુ જોતજોતામાં તેઓને પોતાના વિચાર બદલવા પડયા. તેઓ ઉન્મત્ત સૈનિકોના દારૂણુ મારાથી મરી ખૂટવા લાગ્યા,

બ્રિગેડિયર ગ્રેગસ દિલ્હીનાં બધા લશ્કરોનો ઉપરી હતો તેણે સિપાહીઓને કવાયતના મેદાન પર લાગ બળવાખોરોને વિખેરી નાખવાની તૈયારી કરવાનુ જણાવ્યું. સિપાહીઓને સરકારને વફાદાર રહેવાનુ કહેવામાં આવ્યુ સૈનિકો બ્રિગેડિયરના વચનો પ્રમાણે કામ કરવા તૈયાર થયા તરત જ ૫૪ મી પલટણના સિપાહીઓને દિલ્હી તરફ જવા માટે બોલાવવામાં આવ્યા તેઓનો સેનાપતિ કર્નલ રિપે તેઓને બળવાખોરોને દાબી દેવા માટે જેમ બને તેમ જલદી કાશ્મીર દરવાજા તરફ દોરી ગયો બળવાખોર એ દરવાજા તરફ આગળ વધતા હતા સેનાપતિએ પોતાના સિપાહીઓને બંદૂક ભરવાની મના કરી, તે કેવળ સંગીનના બળવડે જ બળવાખોરોને વિખેરી નાખવા માગતો હતો જ્યારે આ પલટણના સિપાહીઓ રસ્તે તરફ જતા હતા, ત્યારે તેના મ્હો પરથી મેં તેઓને વિશ્વાસઘાતી માની શકે નહિ એક જુવાન ઓફિસર અને એક મામે કહ્યુ હતું કે, આ સિપાહીઓની વફાદારી પર અમને તે વખતે જરાપણ અવિશ્વાસ પેદા થયો નહોતો એ સિપાહીઓ જ્યારે શક્તિપૂર્વક અને પ્રસન્ન ચહેરાથી આગળ વધ્યા, ત્યારે અમે એવુ માની આનંદ પામ્યા કે, આ સાહસિક પલટણ અમારા રક્ષણ માટે લડાઇ કરવા તૈયાર થઇ છે. ૫૪ મી પલટણે કાશ્મીર દરવાજા આગળ બળવાખોર સિપાહીઓને જોયા. બળવાખોરો તીવ્ર વેગથી અને વિપુલ ઉત્સાહથી આગળ વધતા હતા તેઓની પાછળ અસંખ્ય પાયદળ લશ્કર હતુ, તેઓનો લાલ

ઝંગીનો પગ પડી અલૌકિક દૃશ્ય દેખાવના હતા. દુ'નકખોરોની સખ્ય કેટલી હતી, તે સત્તાવાળાઓએ જણાવી નથી. મહાગના લોકોમાન કોઈ કોઈએ તેઓની સંખ્યા વીસથી તે દેડકો સુધીની જણાવે છે ગમે તેમ હો પણ એટલુ તો ખરૂ કે તેઓના ટોળામા હિન્દુઓન નિમત્ત નાગરિકોની સખ્યા મોટા પ્રમાણમા હતી એ નિશ્ચિત વાત છે દુલ્લડખોરો છાવણી તરફ વધતા હતા, એ વખતે ૫૪ મી પલટણ તેઓ સામે આવી ઉભી તેઓ આ પલટણને જોતા હતા નિર્ભયતાથી આગળ વધતા હતા આગળ વધ્યા છતા તેઓ પલટણના કોઇ પણ સિપાહી સાથે વાદવિવાદમા ઉતર્યા નહિ તેઓને કઇ સિપાહીઓ સાથે વેર નહોતુ, વેર તો ઓફિસરો સાથે હતુ ૫૪ મી પલટણના સિપાહીઓએ બદુકો ભરી નહોતી તેથી દુ'નખોરો ઝડ ઝોળી ચલાવવા વાર લાગી જ્યારે તેઓને બદુકો ભરવાનો હુકમ આપવામા આવ્યો, ત્યારે એ હુકમ પાળવામા આવ્યો ખરો, પણ તેઓએ કેકની ગોળીઓએ સામા પક્ષના એક પણ માણસને ઘાયલ કર્યો નહિ આ તરફ સામા પક્ષના લોકોએ ઝપાટાબધ આવી ઓફિસરોને કાપી નાખ્યા કર્નલ રિપ્લેનુ શરીર અસ્ત્રાઘાતથી વિધાઇ ગયુ બીજા ચાર અગ્રેજ ઓફિસરો પણ એજ રીતે માર્યા ગયા.

૧. એવુ કહેવાય છે કે કર્નલ રિપ્લેએ પોતે કબૂલ કર્યું હતુ કે મારી પોતાની પલટણની સગીનો વડે હુ વિંધાઈ ગયો હતો આવી સ્થિતિમા છાવણીમા લાવવામા આવ્યો હતો. ઘાયલ કર્નલને ડોળીમા નાખી દિલ્હીથી બીજે સ્થળે મોકલી દેવાની તૈયારી થઇ હતી પણ ડોળી ઉપાડનારા તેને બીજે સ્થળે લઇ જવા તૈયાર ન થયા તેઓ ગડબડથી ડરી જઇ પોતાને ઘેર નાસી ગયા પરતુ નાગી જતી વેળા

જ્યારે ૫૪ મી પલટણ કર્નલ રિપ્લેની સરદારી નીચે શહેર તરફ રવાના થઇ ત્યારે એ તોપો લઇ જવાની તૈયારી થતી હતી. છાવણીમા બે ટુકડીઓ બાકી રહી હતી. તોપો સજ્જ થઈ એટલે મેજર પેટર્સન તે તોપો અને બાકી રહેલી બે ટુકડીઓ સાથે કાશ્મીર દરવાજા તરફ રવાના થયો. ગોલંદાજ સિપાહીઓ જો કે એ વખતે મત્તાવાળાઓનો હુકમ ખુશીથી ના ખૂન કરવા તૈયાર નહોતા, છતા તેઓ મનમા પોતાના જાતભાઇઓ મથે લડાઈ કરવાને નાખુશ હતા. તેઓ પણ બીજા સિપાહીઓની માફક બડખોરો તરફ સહાનુભૂતિ રાખતા હતા આ વખતે બધા સિપાહીઓ બળખોરો તરફ લાગણી ધરાવતા હતા બડખોરો પોતાના સનાતન ધર્મનુ રક્ષણ કરવા તત્પર થયા હતા તો પછી તેના તરફ દ્વેષ બુદ્ધિ કેમ રખાય, એવો પ્રશ્ન દરેકના મનમા ઉઠતો હતો મેજર પેટર્સન તોપો અને બે ટુકડીઓ સાથે એકદમ કાશ્મીર દરવાજા પાસે આવી પહોચ્યો તે આવી પહોચે ત્યારપહેલા બળખોરો શહેરમા વિખરાઇ ગયા હતા. પેટર્સન સાહેબ નિર્દિષ્ટ સ્થળે આવી પહોચ્યા પણ બંડખોરોનો તો પત્તો જ ન મળે તેની સમક્ષ સામા પક્ષના પ્રચંડ હુમલાના ચિહ્નો જણાવા લાગ્યા તેના સાથીઓના શરીરો આમ તેમ પડ્યા હતા થોડા વખત પહેલા જેની સાથે નાના પ્રકારનો આનંદ ભોગવ્યો હતો, હાંસીમશ્કરી કરાતી હતી, તેઓના શરીરમાથી

---

તેઓએ રૂપિયાને ત્મત્ત સિપાહીઓના હાથમા સોપ્યો નહિ તેઓએ છાવણીના એક ભાગમા તેને છુપાવી રાખ્યો. થોડા રોજ પછી એક બડખોર સિપાહીએ તેને જોયો અને મારી નાખ્યો. Martin, Indian Empire, Vol. II. P. 160.

અત્યારે લોહીની સેરો છૂટતી હતી. પેટર્સન માહેબ એક બાજુમાં આવી ઘટના બનેલી જોઇ બહુ જ દિલગીર થયા. પરંતુ અત્યારે દિલગીરી પ્રગટ કરવાનો સમય નહોતો. કાશ્મીર દરવાજાના મધ્યભાગમાં એક ઘર છે. અંગ્રેજો તેને "મેઇનગાર્ડ"ના નામથી ઓળખતા હતા. કપ્તાન વોલેમ્ નામનો એક સૈનિક ૩૮ મી પલટણના કેટલાક સિપાહીઓ સાથે અહીં રહેતો હતો. કોઇને પોતાના તાબાના સૈનિકોને હલ્લાખોરો ઉપર ગોળીઓ ચલાવવાનો હુકમ આપ્યો હતો. પરંતુ તેનો હુકમ માનવામાં આવ્યો નહોતો. કર્નલ પેટર્સન પેલા શબો અહીં લાવ્યા. તેની સાથે જે તોપો અને બે ટુકડીઓ હતી, તે પણ અહીં આવી પહોંચી. બધુ લશ્કર અહીં ગોઠવાઇ બંડખોરોના હુમલાની રાહ જોતુ રહ્યું. શહેરમાં શું બને છે, તે અંગ્રેજી સેનાપતિ જાણતો નહોતો. આ વખતે પણ સેનાપતિઓ મિરતથી મદદ આવી પહોંચવાની રાહ જોતા હતા. મિરતમાં જે ગોરું લશ્કર છે તે કદાચ અત્યાર સુધીમાં શહેરની લગોલગ આવી પહોંચ્યુ હશે, અંગ્રેજ સેનાપતિઓ હર પળે એ વાતનો વિચાર કરતા હતા

મેજર પેટર્સન જ્યારે ૫૪ મી પલટણની બે ટુકડીઓ અને તોપો લઇ મેઇનગાર્ડ આગળ આવી પહોંચ્યો, ત્યારે તેણે કપ્તાન વોલેસને ૭૪મી પલટણના પાયદળ સિપાહીઓ અને બીજી બે તોપો લાવવા માટે છાવણીમાં મોકલ્યો. આ સ્થળે જણાવવું જોઇએ કે, ૫૪મી પલટણ છાવણીમાંથી રવાના થઇ એટલે ૭૪મી પલટણ ગોલંદાજ સૈન્યનાં કવાયતનાં મેદાનપર હાજર થઇ. અહીં ગોલંદાજ સૈન્યનો અધ્યક્ષ કપ્તાન ડિ ટીસિયર કેટલીક તોપો અને [illegible]

રહેતો હતો. મેજર એબટ ૭૪મી પલટણનો અધ્યક્ષ હતો. તેણે અગિયાર વાગ્યાને શુમારે સાભળ્યુ કે ૫૪મી પલટણના ઓફિસરો માર્યા ગયા છે. મેજર એબટે આ સમાચાર સાભળી જે કાર્ય કર્યુ, તે બાબત તેણે આ પ્રમાણે વર્ણવ્યુ છે કે, "હુ તરત જ ઘોડેસ્વાર થઇ મારા સિપાહીઓના મકાનો આગળ ગયો. ત્યા ગયા બાદ મેં જેઓને જોયા, તેઓને કહ્યુ કે હવે બધાએ વફાદારી બતાવી આપવાનો સમય આવ્યો છે. હુ કાશ્મીર દરવાજા તરફ જવાને તૈયાર થયો છુ. મારી એવી ઇચ્છા છે કે જે સિપાહીઓ વફાદાર રહેવા માગતા હોય તેઓએ જ મારી સાથે આવવુ. આટલુ કહ્યા બાદ બધા સિપાહીઓ મારી આગળ આવી ઉભા, મેં તેઓને બંદુકો ભરવાનો હુકમ આપ્યો, તેઓએ એક ક્ષણમા એ હુકમ બજાવ્યો, અને બહાદુરીપૂર્વક મારી સાથે ચાલવા લાગ્યા અમે કાશ્મીર દરવાજા પાસે લશ્કર ગોઠવવાના ઠેકાણે ( મેઇનગાર્ડ આગળ ) આવી પહોચ્યા, અને બિનાના સિપાહીઓનો હુમલો અટકાવવા તૈયાર થઈ ઉભા. પરંતુ ત્રણ વાગ્યા સુધીમા શત્રુઓની મુલાકાત ન થઇ. શત્રુઓ શહેરમા શુ કરે છે, તે પણ અમારા જાણવામા આવ્યુ નહિ.[૧]"

દિવસ આથમવા આવ્યો. પશ્ચિમ દિશામાના સૂર્યના મૃદુ કિરણો અંગ્રેજોના લશ્કરના સન્નિવેશગૃહ મેઇનગાર્ડ પર પડવા લાગ્યા. પરંતુ હજુ સુધી શહેરમા શુ બને છે, તેની બાતમી અંગ્રેજોને મળી નહોતી. એકાદ બે ન્હાસેલુ યુરોપિઅન ઉપર જવાની બીક આદ આવી ચઢતા હતા, પણ તેઓની પાસેથી કંઇ બાતમી મળતી નહોતી.

૧ Martin, Indian Empire, Vol. P. 161.

તેઓ બંડખોરોના હાથમાંથી કેવી રીતે નાસી આવ્યા, તેની
બહીકતથી ધ્રુજતા ધ્રુજતા જણાવતા હતા. આ વખતે ૩૮ મી
૫૪ મી પલટણના કેટલા સિપાહીઓ મિરતના સિપાહીઓના
હતા, તે જણાયું નથી. પણ દિલ્હીના બધા દેશી સિપાહીઓ
બળવા સાથે સહાનુભૂતિ દર્શાવતા હતા; એમાં કશો શક રહ્યો નહિ
આજ સૂર્યાસ્ત સુધી તેઓમાંના ઘણા ખરા અંગ્રેજ સત્તાવાળાના
પક્ષમાં હતા, સત્તાવાળાના હુકમનું અપમાન કરવા હજુ તેઓ તૈયાર
નહોતા. પરંતુ કેટલાક પોતાના ધર્મના નાશની શંકાથી બહુ ડરી
ગયા હતા. મેગેઝીનગાર્ડમાં જે દેશી સિપાહીઓ હતા તેના ઉપર
પણ અંગ્રેજ સેનાપતિઓને વારંવાર શક ઉપજતો હતો. તેઓ કદાચ
ઉશ્કેરાઈ જઈ અમારા પર ગોળીઓ છોડશે, એવી બીકમાં ને બીકમાં
અંગ્રેજ ઓફીસરો એ વખતે વખત ગાળતા હતા. પ્રતિક્ષણે તેઓની
શંકાનો વેગ વધતો જતો હતો. એ સમયે અકસ્માત ચારે તરફ
ધૂમાડો અને આગના ભડકા દૃષ્ટિગોચર થવા લાગ્યા. ત્યારબાદ થોડીક
પળ દરમ્યાન તોપોના ભયંકર અવાજથી મેગેઝીનગાર્ડની આજુબાજુની
જમીન કંપી ઉઠી. જે દિશા તરફ અવાજ સંભળાતો હતો, તે દિશા
તરફ અંગ્રેજ સેનાપતિઓ જોવા લાગ્યા તે તરફ ધૂમાડો સ્તંભના
આકારમાં ઉંચો ચઢ્યો હતો. આગના ભડકા એ ગાઢ ધૂમરાશિને
ભેદી અનંત આકાશ તરફ પોતાની લાલ જિહ્વા ફેલાવી રહ્યા હતા.
આ દેખાવ જોઈ બધા સમજી ગયા કે દિલ્હીનું અસ્ત્રાગાર સળગી
ઉઠ્યું છે. પરંતુ આગ ઇરાદાપૂર્વક લગાડવામાં આવી છે કે અક-
સ્માત્ લાગી છે, તે બાબતનો કોઈ નિર્ણય કરી શક્યું નહિ. જ્યારે
મેગેઝીનગાર્ડમાંના સૈનિકો આ ભયંકર દૃશ્ય જોઈ રહ્યા હતા

યુરોપિયન ઓફિસરો ત્યાં આવી પહોંચ્યા. તેઓ ગોલંદાજ ટુકડીના અમલદારો હતા. ગાઢ ધૂમ્રગોટ ભેદી આવવું પડ્યું હોવાથી તેઓમાંના એકનું મ્હો એવું તો કાળું થઈ ગયું કે, તે ઓળખી શકાતો નહોતો. તેઓએ આવી અસ્ત્રાગારની ભયંકર કહાણી કહી સંભળાવી બધાને ચમકાવી મૂક્યા.

દિલ્હીનું પ્રસિદ્ધ અસ્ત્રાગાર શહેરમાં રાજમહેલથી થોડે દૂર આવેલું હતું. અસ્ત્રાગારમાં જરૂર પડતાં હથિયારો પુષ્કળ પ્રમાણમાં હતાં. તોપો, દારૂગોળો ગોળીઓ વગેરે બધું આ અસ્ત્રાગારમાં પદ્ધતિસર ગોઠવવામાં આવ્યું હતું.[1] લેફ્ટેનન્ટ જ્યોર્જ વિલોબી નામનો એક લશ્કરી અમલદાર આ અસ્ત્રાગારનો અધ્યક્ષ હતો તેના તાબામાં ૮ ગોરા લોકો કામ કરતા એ સિવાય બીજાં માણસો દેશી હતાં. સોમવારે સુવારમાં વિલોબી અસ્ત્રાગારનું કામ તપાસતો હતો, એ વખતે દિલ્હીના બ્રિટિશ રેસિડેન્ટ સર ટોમસ મેટકાફે તેને જણાવ્યું. કે મિરતથી આવતી બળવાખોર ઘોડેસવારોની એક ટુકડી નદી ઓળંગે છે તેઓને અટકાવવા ખાતર બે તોપોની જરૂર છે. રેસિડેન્ટ એ બે તોપો વડે જમના નદી પર આવેલો પૂલ પેલા ઘોડેસ્વાર સિપાહીઓ આવે ઉડાવી દેવા માગતો હતો. પરંતુ થોડીવાર પછી તેના જાણવામાં આવ્યું કે, સમય વીતી ગયો છે. ઘોડેસ્વારો નદી ઓળંગી શહેરમાં પેઠા છે. આ બાતમી મળતાં મેટકાફ સાહેબ તરત જ જરૂરી કામ પર

---

૧. દારૂગોળાનું મુખ્ય મથક છાવણી પાસે હતું. અસ્ત્રાગારમાં જે દારૂગોળો હતો, તેમાં ૫૦ પીપથી વધારે દારૂ નહોતો. સર ચાર્લ્સ નેપિયરના ઠરાવ મુજબ દારૂગોળાનું મુખ્ય મથક શહેરથી બે માઇલ દૂર સ્થાપવામાં આવ્યું હતું.

તૈયાર થઇ રહ્યા હતા. આ વખતે બધા દેશી સિપાહીઓ યુરોપિઅનો વિરૂદ્ધ છુપી રીતે એકત્ર થયા હતા, ઘણા ખરા અંગ્રેજો આ વાત સમજી શક્યા નહોતા. પરંતુ જ્યારે ભયંકર સમય ઉપસ્થિત થયો, ત્યારે તેઓ સમજી શકયા કે, એક વખતે જેઓ અમારા તાબામાં શાંતિથી કામ કરતા હતા, નમ્રતા સુજનતા બતાવી અમારૂં કાર્ય બજાવતા હતા, તેઓ બધા અત્યારે અમારા શત્રુ બની ગયા છે. અમારો નાશ કરવા તૈયાર થઈ રહ્યા છે. અસ્ત્રાગારમાં જે નવ યુરોપિયન હતા, તેઓ હથિયારોનું રક્ષણ કરવા તૈયાર થયા. તેઓને ખાત્રી હતી કે જેમ બને તેમ જલદી મિરતથી મદદ આવી પહોંચશે. તેઓએ આ આશાથી પોતપોતાનું કાર્ય બજાવવાનો નિશ્ચય કર્યો. અસ્ત્રાગારના દરવાજા બંધ કરવામાં આવ્યા. બંધ દરવાજા ઉપર તોપો ગોઠવી દેવામાં આવી. એક જણ હાથમાં સળગતો કાકડો લઇ એ તોપો આગળ ઉભો રહ્યો. આ કાર્ય પૂરૂં થયા બાદ જે મકાનમાં દારૂ ભર્યો હતો, તે મકાનથી આગણામાં આવેલા એક ઝાડ સુધી જમીનની નીચે દારૂ ભરવાના આવ્યો. અહિં અસ્ત્રાગારનો સ્કૅલિ નામનો એક અમલદાર હતો. તેણે ચોકે દૂર બક્લિ નામનો વિલોબીનો મદદનીશ છેવટનો હુકમ જણાવવા ઉભો હતો. જો અસ્ત્રાગાર બચાવવાનો કંઇ ઉપાય ન રહે તો છેવટના ઉપાય તરીકે બકલિ સાહેબ વિલોબીની આજ્ઞા મળતા ટોપી હલાવી ઇસારો કરે કે તરત જમીન નીચેનો દારૂ સળગાવી બધું અસ્ત્રાગાર ઉડાવી દેવું, એવો બંદોબસ્ત કરવામાં આવ્યો. સ્કૅલિ, વિલોબીનો આ છેવટનો હુકમ બજાવવા માટે જમીનમાં ભરેલા દારૂ પાસે ઉભો હતો.

જ્યારે અસ્ત્રાગારના ગોરા રક્ષકો આવા બંદોબસ્તમાં રોકાયા હતા, ત્યારે સામા પક્ષના કેટલાક સિપાહીઓએ આવી દિલ્હીના સમ્રાટને

નામે અસ્ત્રાગાર પોતાના હાથમાં સોંપી દેવાની માગણી કરી. ગોરા રક્ષકોએ એ માગણીનો કંઈ જવાબ વાળ્યો નહિ, તેઓએ નીરવપણે એ માગણી તુચ્છકારી કાઢી. ત્યારબાદ બીજા ઘણા સિપાહીઓ આવી પહોંચ્યા. તેઓ કહેવા લાગ્યા કે, સમ્રાટ્ બહાદુરશાહે અસ્ત્રાગારના દરવાજા ઉઘાડી નાખવાનો હુકમ કર્યો છે, તેમાં જે હથિયારો છે, તે બધાં તે નામદાર સિપાહીઓને વહેંચી દેવા માગે છે. પરંતુ વિલોબીએ એનો કંઇ જવાબ આપ્યો નહિ. તે મુંગો ઉભો ઉભો અસ્ત્રાગારના બચાવની યુક્તિ ખોળી કાઢવાનો પ્રયત્ન કરતો હતો. જોતજોતામાં સિપાહીઓની સંખ્યા વધી પડી, અસ્ત્રાગારની દિવાલ પર નીસરણીઓ મૂકવામાં આવી અસ્ત્રાગારમાં દેશી નોકરો અંદરની દિવાલની ઢળતી પગથી પર થઈ દિવાલ પર ચઢ્યા અને નીસરણી વાટે બહાર જતા રહ્યા, તથા બંડખોરોને જઇ મળ્યા.

હવે વિલંબ ન કરતાં અંગ્રેજ રક્ષકોએ તોપોનો મારો શરૂ કર્યો. સિપાહીઓપર તોપોના ગોળા આવી પડવા લાગ્યા સિપાહીઓ આ મારાનો પ્રતિકાર કરવા લાગ્યા. તેઓની ગોળીઓ રક્ષકોની વ્યૂહ ભેદવા લાગી. ૯ અંગ્રેજોમાંથી ૨ ઘાયલ થયા. આ તરફ સિપાહીઓ તો ગોળીઓનો વરસાદ વરસાવવા લાગ્યા. તેઓ કોઇ રીતે ગોળીઓ છોડતા અટક્યા નહિ. ઘણા ઇતિહાસકારો અનુમાન કરે છે કે, મિરતની ૧૧ તથા ૨૦ મી પલટણના ઘણા ખરા સિપાહીઓ, આ હલ્લામાં જોડાયા હતા;[1] દિલ્હીની ૩૮ મી પલટણના સિપાહીઓ પણ તેઓના મદદનીશ બન્યા હતા.[2] સિપાહીઓની ગોળીઓના હાનિપ્ર

[1] Kaye. Sepoy War, Vol. II. P. 90, note.
[2] Martin, Indian Empire Vol. II. P. 162.

મારા આગળ અંગ્રેજ રક્ષકોનું કંઇ ચાલ્યું નહિ. તેઓનો છેલ્લો પ્રયત્ન નિષ્ફળ ગયો. હવે કંઇ ઉપાય ન રહ્યો હોવાથી તેઓએ છેલ્લો ઉપાય અમલમાં મૂકવાનો ઠરાવ કર્યો. વિલોબીએ ઇસારો કર્યો. ઇસારો થતાં જ બકલિએ માથાપરથી ટોપી ઉતારી સ્કોલિ તરફ જોઇ હલાવી. સ્કોલિએ હિંમતપૂર્વક ગોઠવેલા દારૂગોળાને સળગાવ્યો. એક ક્ષણમાં ભયંકર શબ્દ સાથે આખું અસ્ત્રાગાર ઉડી ગયું.

આ ભયંકર બનાવમાં અંગ્રેજ અમલદારોમાંના ૯ માંથી ૬ જણ બચ્યા. વિલોબી એક મદદનીશ સાથે મેઇનગાર્ડ આગળ જઇ પહોચ્યો. બીજા કેટલાક જુદે જુદે રસ્તે નાઠા અને ફિગ્ત વગેરે સુરક્ષિત સ્થળે જઇ પહોચ્યા. પરંતુ જેણે દારૂગોળાને સળગાવ્યો હતો, તેના પ્રાણ ઉંચે ચડેલા ધૂમાડાના ગોટા સાથે મળી ગયો. સ્કોલિએ અસાધારણ બહાદુરીપૂર્વક, જરાપણ કચવાયા વિના સળગતા દારૂ સાથે પોતાની જાતનું બળિદાન આપ્યુ. આવા અપૂર્વ સાહસિક આત્મત્યાગને લીધે એ વીરપુરુષની કીર્તિ જગતમા અમર થઇ રહી છે.

આ બનાવને લીધે બંડખોરોમાંના ઘણા સિપાહીઓ માર્યા ગયા. વિલોબીએ જણાવ્યું હતું કે, અસ્ત્રાગાર સળગાવવાથી લગભગ એક હજાર માણસો મરણ પામ્યા હતા. અગાઉ જે હરદારના યાત્રાળુઓ વિષે ઉલ્લેખ કરવામા આવ્યો છ, તેઓએ પણ એમજ કહ્યું છે. પરંતુ એક પ્રસિદ્ધ ખબરપત્રીએ ( એ ખબરપત્રી હિન્દી હતો. ) કહ્યું છે કે, દારગોળો સળગાવવાથી શહેરના જુદા જુદા રસ્તા પર લગભગ ૫૦૦ માણસો માર્યા ગયા હતાં. કોઈ કોઇ મકાનમાં એટલી બધી ગોળીઓ આવી પડી હતી કે, બાળકોએ પોત-

પોતાના વજનના આગણામાંથી ગેન્થી બહોર વજન થાય એટલી ગોળીઓ એકઠી કરી હતી[1] અસ્ત્રાગારનો નાશ થવાથી બંડખોરોનો મુખ્ય ઉદ્દેશ નિષ્ફળ ગયો હતો. કારણકે તેઓએ આ અસ્ત્રાગારના હથિયારો વડે પોતાનું બળ વધારવાની મુરાદ રાખી હતી. વિલોબી અને તેના કામના વડા સ્કેલિએ આ બાબતમાં જે સાહસ બતાવ્યું છે, તેથી ઇંગ્લાંડમાં તેઓની બહુ પ્રશંસા થઇ હતી. વિલોબીના બાર મદદગારોને[2] ખિતાબથી નવાજવામાં આવ્યા હતા અને વિલોબી જેના હુકમથી એ પ્રસિદ્ધ અસ્ત્રાગાર સળગાવી મૂકવામાં આવ્યું હતું—તે મિરટ તરફ નાસતી વેળા માર્યો ગયો હતો.[3]

જે પહાડ દિલ્હી અને છાવણી વચ્ચે પોતાની કાયા વિસ્તારી રહ્યો હતો, તેના સૌથી ઉંચા શિખર પર એક મકાન હતું. અંગ્રેજી ઇતિહાસમાં એ ફ્લેગ સ્ટાફ ટાવર અથવા પતાકામંદિરના નામથી પ્રસિદ્ધ થયું છે.[4] ગોરા લોકોએ એ મકાનમાં આશ્રય લીધો હતો.

---

૧ Indian Empire Vol. II. P. 157.

૨. લેફ્ટેનેન્ટ ફોરેસ્ટ અને રેનર, કન્ડક્ટર બકલિ અને ક્રો તથા સાર્જન્ટ એડવર્ડસ.

૩. એવું કહેવાય છે કે, લેફ્ટેનેન્ટ વિલોબીએ નાસતી વેળા કોઇ ગામડાના બાળકને મારી નાખ્યો. એથી એ ગામના માણસોએ તેનું ખૂન કર્યું -Martain, Indian Empire. Vol. II P. 169. કોઇ કોઇ લખે છે કે સ્કેલિ પણ નાસતી વેળા એ- પેરેસ્ટાના હુમલાથી માર્યો ગયો History of the Siege of Delhi by an officer P. ૨૯.

૪. એ વખતે દિલ્હીના ઇતિહાસમાં એ ટાવર બહુ પ્રસિદ્ધ થયું હતું. ૧૧ મી મે બપોરના એ ટાવરની મુલાકાત કોઇ લેતું નહોતું

૩૧ મી પલ્ટણના સિપાહીઓને આ મકાન પાસે રહેવાનો હુકમ મળ્યો હતો. બે તોપો ગોઠવવામાં આવી હતી. સૈનિક-ઓફિસરો સિવાય અહીં માત્ર ૧૯ યુરોપિઅનો અથવા ખ્રિસ્તીઓ હતા. એ સિવાય મડમો અને છોકરાંથી એ મકાન ખદબદતું હતું. આ મકાન પરથી અસાગારના નાશનાં ચિન્હો જણાયા હતા એ મકાનના યુરોપિઅનોએ ધૂમાડો જોયો હતો તે વખતે લગભગ ચારેક વાગવાનો સમય થયો હતો. અગ્રેજો હજુ અહીં બેઠા બેઠા મિરતના ગોરા સિપાહીઓની રાહ જોતા હતા. પરંતુ જ્યારે એ લશ્કર આવવાની કંઇ નિશાની ન જણાઈ, વખત વીતવા લાગ્યો.

---

એ બીજી કાળી કોટડી, છે એમ અગ્રેજો માનતા હતા પરંતુ છેવટે એ કાળી કોટડીજ અગ્રેજોનું આશ્રયસ્થળ થઇ પડી વેગનટ્રાઇબર સાહેબે એ મકાનમાં આશ્રય લીધો હતો. તેણે લખ્યુ છે કે, ઘણી મડમો પોતાના બાળકો સાથે આ સાંકડા મકાનમાં આવી ભરાઇ હતી ઘરનો પરિઘ ૧૮ ફૂટથી વધુ નહોતો, અનેક દાસદાસીઓ પણ અહીં ભરાયા હતા. ઉનાળાના પ્રચંડ તાપથી ઘણી સ્ત્રીઓ મૂર્છાવશ થઇ પડી હતી ઘણી સ્ત્રીઓ પોતાના પતિ, ભાઇ, બ્હેનો અને કુટુંબીઓના ખૂન થવાથી રૂદન કરતી હતી ઘણી મડમોના પતિ હજુ વિફરેલા સિપાહીઓ વચ્ચે પોતાની ફરજ બજાવતા હતા તેઓની દશા કેવી થઇ છે, તે જાણવામા આવ્યુ ન હોવાથી તેઓ ઉદ્વેગી બની ગઇ હતી આ ઘર કાળી કોટડી જેવુ હતું. બધા આ અંધારા કુવામા કેદ થઇ અપાર દુખ ભોગવતા હતા.—Wagenbraibar Narrative Comp. Kay, Sepoy War. Vol. II. P. 92. Note.

ઉન્મત્ત સિપાહી તેઓને વધુ મુશ્કેલીમા મૂકતા ગયા, ત્યારે તેઓ હતાશ થઇ ગયા. મિરતથી યુરોપિયન લશ્કર એની મેળે આવી પહોચશે, એ આશા છોડી હવે તેઓ આ ભયાનક સમાચાર મિરત મોકલી મદદ મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. એક અગ્રેજ પોતાના જીવને જોખમે આ બાતમી મિરત પહોચાડવા તૈયાર થયો. તેનુ નામ મિ. બેટમન હતુ એ ૭૮ મી પલટણનો ડાક્ટર હતો. બેટમન મિરત જવા તૈયાર થયો એટલે બ્રિગેડિયર ગ્રેવ્સ સાહેબે તેને એક પત્ર લખી આપ્યો. ડાક્ટરે પોતાની પત્નિ અને દીકરી પાસેથી રજા લઇ હાથ, પગ અને મ્હો પર રગ ચોપડી સન્યાસીનો વેશ લીધો. એ વેશમા તે મિરત તરફ જવા નીકળ્યો તે હિંદુસ્થાની ભાષા સારી રીતે બોલી શકતો હતો. તેથી વાતચીતમા પકડાઇ જવાનો સભવ નહોતો. ડાક્ટર બેટસન આ રીતે સન્યાસીના વેશમા સજ્જ થઇ નદી ઉતરવા માટે પૂલ તરફ ગયો. પણ પૂલ તો તોડી નાખવામા આવ્યો હતો, માટે તે ત્યાથી છાવણી તરફ આવી હોડી વડે નદી પાર જવાનો પ્રયત્ન કરવા લાગ્યો. એ દરમ્યાન ૩ જી ઘોડેસ્વાર પલટણના કેટલાક સિપાહીઓ તેની પાસે આવી પહોચ્યા; બેટસન જુદા વેશમા હતો પણ એ વેશ તેનુ ખરુ રૂપ છુપાવી શક્યો નહિ, તેની આખોના રગે તેને જુદા દેશના વતની તરીકે ઓળખાવી દીધો ઘોડેસ્વારો તેના પર ગોળીઓ છોડવા લાગ્યા. પાસેના ગામડામાના ગુજરોએ તેના લુગડા ખેચી કાઢ્યા ડાક્ટરની પૂરેપૂરી ફજેતી થઇ. હિંદી ભાષાનો અનુભવ, સંન્યાસીનો પોશાક વગેરે જરા પણ મદદગાર ન થયા, તેણે ઉઘાડા શરીરે કર્નાળ તરફ દોડી, મહામુશીબતે પોતાનો પ્રાણ બચાવ્યો,[1] પરતુ જો તે મિરત

---

૧. ડાક્ટર બેટમનની પહેલા એક બીજો અગ્રેજ ઘોડાપર

પહોચી શક્યો હોત, તો પણ ત્યાંના સત્તાવાળા દિલ્હીના અંગ્રેજોને મુક્ત કરવાનો પ્રયત્ન કરત એવું ખાત્રીપૂર્વક કહી શકાય તેમ ન હોતું. મિરતની ખુનરેજીમાંથી બચેલા યુરોપિયન સિપાહીઓ પોતાનાથી ૩૫ માઇલ દૂર રહેતા, થોડા અંગ્રેજો તથા છૈયાછોકરાંના જીવ સંકટમા છે, એ વાત સાભળી નવાઇ પામત, એમ ધારવાની જરૂર નથી. કારણકે તેઓની દૃષ્ટિ સમીપ તો એથી પણ વધારે ભયંકર દેખાવ તરવરી રહ્યો હતો. તેઓએ પોતાની નજરે પોતાના સ્વજનોનો નાશ જોયો હતો, માણસોના ખૂન, ઘરોને આગ વગેરે શોચનીય ઘટનાઓ અગાઉથી તેઓ અનુભવી ચૂક્યા હતા.

ધીમે ધીમે સૂર્ય અસ્તાચળમા જવા લાગ્યો. દિલ્હીમા જેટલા સિપાહીઓ હતા. તેઓ પોતાના સેનાપતિઓને છોડી જવાની પ્રતિજ્ઞા લઇ બેઠા હતા. ચારે તરફ ઉશ્કેરાએલા સિપાહીઓના હથિયારોના ખડખડાટ, ઉન્મત્ત લોકોના ભયંકર શબ્દો વગેરે અપૂર્વ ક્રિયાથી દિલ્હી કંપી રહ્યું હતું. શહેરની અંદર ને બહાર સર્વત્ર ઉશ્કેરાએલા લોકો બરાડા પાડી કહેતા હતા કે, દિલ્હીના સમ્રાટ્ આપણા પક્ષમા છે; અમે સમ્રાટ્ માટેજ ફિરંગીઓ સાથે લડીએ છીએ. મહા પ્રતાપી મોગલસિંહાસનની પુનઃપ્રતિષ્ઠા અને આપણા સનાતન ધર્મનું રક્ષણ એજ આ લડાઇ જગાવવાનો મૂળ હેતુ છે. આવા વચનોથી લોકોના હૃદય વધારે ઉશ્કેરાવા લાગ્યા. સાધારણ પ્રજાએ વિચાર્યું કે હિંદના

સ્વાર થઇ મિરત જવા તૈયાર થયો હતો. તે થોડે દૂર ગયો એટલે ૩૮ મી પલટણના એક સિપાહીએ તેને મારી નાખ્યો હતો—Holmes, Indian Mutiny P. III. Comp. Cove. Browne, Punjab and Delhi Vol. I. P. 74.

માનનીય મોગલ સમ્રાટ દિલ્હીની ગાદી પર બેસી ફરીથી રાજ્ય ચલાવશે, હિંદની બધી પ્રજા જાતિભેદ સિવાય રાજદરબારમા મોટા હોદ્દાઓ મેળવશે અને આપણા સનાતન ધર્મના રીતરિવાજોમા કશી દખલગીરી થશે નહિ, માટે આપણે સિપાહીઓને મદદ કરવી જોઇએ આવા વિચારથી તેઓ સિપાહીઓને અંતઃકરણપૂર્વક મદદ કરવા લાગ્યા મિરતના યુરોપિયન સિપાહીઓ હજુ હાજર થયેલા ન હોવાથી તેઓનુ સાહસ વધી ગયુ. ભયંકર નિઃસ્વનના મોજાથી આખુ શહેર ખળભળી ઉઠ્યુ.

સિપાહીઓ ઘર બાળવા ને લૂટવા એજ કામમા રોકાઈ રહ્યા નહોતા, તેઓએ અંગ્રેજો સાથે સામી છાતીએ લડાઈ કરી બહાદુરી બતાવી હતી. આ વખતે દિલ્હીમા સિપાહીઓ અને અંગ્રેજો વચ્ચે ખરી રીતે લડાઈ થઇ હતી, એમ કહેવામા કશી અડચણ નથી[૧] અંગ્રેજો એ લડાઇમા સિપાહીઓને હરાવી શક્યા નહોતા. તેઓ સંખ્યામા થોડા હતા તુલ્લડખોરોના પ્રબળ પરાક્રમથી થોડા વખતમા તેઓની સત્તા ગુમ થઈ ગઈ. કેટલાક અંગ્રેજો વિરોધીઓના હથિયારનો ભોગ થઇ પડ્યા કેટલાક બચાવ કરવાનો બીજો કંઇ ઉપાય ન મળતા ક્યાંને ત્યા નાઠા. જેઓએ આ બળવાની હકીકત લખી છે, તેઓમાના ઘણા ખરા કબુલ કરે છે કે, સિપાહીઓ આમતેમ વિખરાઈ ખૂનરેજી કરવામા અથવા ઘર લુટવામા જ રોકાયા નહોતા, તેમ યુરોપિયન ઉપરીઓના હાથમાથી છુટકારો મેળવી અંદરોઅંદરના વાદવિવાદમા વખત ગુમાવતા નહોતા તેઓનો કોઇ અધ્યક્ષ નહોતો છતા તેઓએ એકસંપ થઇ પોતાના શત્રુઓને હરાવ્યા હતા.

---

૧ Martin, Indian Empire. Vol. II. P. 165.

તેઓનો સંકલ્પ તથા ઉદ્દેશ એક હતો. તેઓ એક મતને અનુસરી પોતાનો ઉદ્દેશ પાર પાડવા અંગ્રેજો સામે લડયા હતા.

મેઇનગાર્ડમાં જે ગોરા લોકો હતા, તેમનાપર ૩૮ મી પલ્ટણના સિપાહીઓએ ગોળીઓ ચલાવી. ૩ ઓફિસર માર્યા ગયા. બીજા અંગ્રેજો બીજો કંઇ ઉપાય ન સુઝવાથી નાસવાની તૈયારી કરવા લાગ્યા. મેઇનગાર્ડ આગળ સિપાહીઓ ગોળીઓનો વરસાદ વરસાવતા હતા; માટે એ રસ્તે નસાય તેમ નહોતું. મેઇનગાર્ડની દિવાલના ઉપરના ભાગનો થોડો થોડો ભાગ તોપો ગોઠવવા માટે ઢાળ પડતો રાખવામા આવ્યો હતો. એ ઢાળ પડતા ભાગમાથી ખાઇમા કુદી પડયા સિવાય આત્મરક્ષા થાય તેમ નહોતુ. ખાઇની ઉંડાઇ લગભગ ૩૦ ફૂટની હતી. ઓફિસરો વિલબ ન કરતા છેવટે એ ઉપાયે બચાવ કરવા તૈયાર થયા. જ્યારે તેઓ નાસવાની તૈયારી કરતા હતા, ત્યારે મેઇનગાર્ડના મકાનમાંથી રડવાનો અવાજ આવવા લાગ્યો. એ ઘરમા જે મડમો હતી, તેઓ વ્યાકૂળ થઇ રડતી હતી ઓફિસરો તેઓને મૂકી નાસી શકયા નહિ. આ તરફ મેઇનગાર્ડમા રહેવું એ પણ પૂરેપૂરા જોખમનુ કામ હતુ. માટે તેઓએ એ ઊંડી ખાઇમા પડી બચાવ કરવાનો ઠરાવ કર્યો. ઓફિસરોએ પોતાના કમરબંધ છોડયા, ખીસામાથી રૂમાલ કાઢયા. કમરબધ સાથે રૂમાલ બાંધી તેની મદદથી કેટલાક નીચે પડયા, અને જેઓ ઉપર હતા, તેઓને એક પછી એક નીચે ઉતારવા લાગ્યા. મડમોને પણ આ પ્રમાણે ખાઇમા ઉતારવામા આવી. ખાઇની સામી બાજુએ એક નાનુ જંગલ હતું; બધાએ ખાઇમાંથી નીકળી એ જંગલમા છુપાઇ રહેવાનો ઠરાવ કર્યો. ખાઇમાં ઉતરતી વેળા જે મુશ્કેલી પડી હતી, તેથી વધુ મુશ્કેલી તેમાંથી-

બધી તોપો કબજે કરી યુરોપિયનોનો નાશ કરવા તૈયાર થયા. અંગ્રેજો બહુ ગભરાયા બ્રિગેડિયર ગ્રેબ્સે જ્યારે સાંભળ્યું કે, મેઇન ગાર્ડમાનાં ઓફિસરો માર્યા ગયા છે, બંડખોર સિપાહીઓએ અને સ્થળોનો કબજો લીધો છે, ત્યારે તેણે કંઇ ઉપાય ન સુઝતાં બધાંને નાસી બચાવ કરવાની સલાહ આપી. બ્રિગેડિયરે જો પ્રથમથી આવો હુકમ આપ્યો હોત તો ઘણાના પ્રાણ બચત. મિરતના સિપાહીઓ દિલ્હી આવી પહોંચ્યા તે દરમ્યાન તેઓ અનાયાસે પ્રાણ બચાવી શકત. દિલગીરીની વાત એટલીજ કે બ્રિગેડિયરે એવો હુકમ સત્વર માત્ર ન આપ્યો.[૧] જ્યારે સૂર્ય આથમવાની અણી પર આવ્યો, ઉન્મત્ત સિપાહીઓના હલ્લાથી બધું અસ્તવ્યસ્ત થઇ ગયું, ત્યારે બ્રિગેડિઅરે નાસવાનો હુકમ આપ્યો, દરેકને કર્નાળ જવાની આજ્ઞા આપી. અત્યારે કોઇ પણ જાતનો બંદોબસ્ત હતો નહી. જેને જેમ ફાવ્યું તેમ દોડયા. પતાકાસ્થાનની નીચેના ભાગમાં ઘોડા, ગાડી વગેરે સાધનો હતાં. યુરોપિઅનો પોતપોતાના સ્વજનોને એ ગાડીઓમાં બેસાડવા લાગ્યા, અને જરાપણ વિલંબ ન કરતાં મિરત અથવા કર્નાળ તરફ રવાના થયા. કેટલાક વાહન વિના પગપાળા આગળ ધમવા લાગ્યા. જે સિપાહીઓ હજુ વિશ્વાસુ રહ્યા હતા, તેઓને તેમની સાથે જવાનો હુકમ આપવામાં આવ્યો. એ સિપાહીઓ આ ન્હાસેડુ લોકો સાથે જવા ઇચ્છતા ન્હોતા, તોપણ પોતાના બ્રિગેડિયરનો હુકમ માથે ચડાવવા તૈયાર થયા. તેઓ પોતાના ઓફિસરોના હુકમથી હારબંધ ગોઠવાયા, અને તેઓની સાથે થોડે દૂર ગયા, છેવટે

[૧] Indian Mutiny of the fall of Delhi, Compiled by a former Editor of the Delhi Gazette. P 17.

તેઓ વિખરાવા લાગ્યા, શહેર તરફ જવા લાગ્યા. ત્રણ ચાર ઓફિસરો તેઓને હુકમમાં રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેઓને કંઇ સફળતા મળી નહિ. સિપાહીઓએ આ વખતે ઓફિસરોને પોતપોતાની જિંદગી બચાવવાની સલાહ આપી. તેઓએ ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે, "ફેરાએલા લોકો હમણા છાવણીમાં આવી પહોંચને આખી છાવણી કબજે કરશે, માટે આ વખતે તમારે તમારી જાત બચાવવી જોઇએ. તેઓએ આ પ્રમાણે પોતાના ઓફિસરોને સાવચેતી રાખવાનું જણાવી શહેર તરફ પ્રસ્થાન કર્યું. ફેરફેરાએલા વાતાવરણને લીધે સિપાહીઓએ પોતાના ઓફિસરોને તજી દીધા ખરા, પણ તેઓએ તેઓનુ કઈ અનિષ્ટ કર્યું નહિ. તેઓ ઓફિસરો સમક્ષ શાન્તિથી વર્તા હતા. પરંતુ કંપનિના કાર્યકલાપ પર તેઓને કંઇ આસ્થા નહોતી. તેઓએ પોતાની જાતના ઘણા સિપાહીઓને અગ્રેજો વિરુદ્ધ બંડ ઉઠાવતાં જોયાં હતા. તેઓ જાણતા હતા કે, થોડા અગ્રેજ ઓફિસરોની સાથે રહેવાથી અગાગ દેશી બંધુઓ અમારા ઉપર બહુ જ ગુસ્સે થશે. વળી અંગ્રેજો સાથે રહેવામા અમને કંઇ ફાયદો નથી તેઓ યુક્તિપ્રયુક્તિથી અમારા ધર્મ નષ્ટ કરશે. આવા વિચારથી છેવટે તેઓ પોતાના ઓફિસરોના સાથ તજી બંડખોરોને જઇ મળ્યા. પરંતુ અગાઉના પ્રેમને લીધે તેઓએ તેઓનુ અનિષ્ટ કર્યું નહિ.

બ્રિગેડિયર ગ્રેવ્સે છેવટની ઘડી સુધી છાવણીનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો હતો. એ માટે તેણે મેજર એબટને બે તોપો મોકલવાનો હુકમ આપ્યો. મેજર એબટ મેઇનગાર્ડ પર હતો. તે બ્રિગેડિયરનો હુકમ પાળી શક્યો નહિ. તોપો બ્રિગેડિયર પાસે મોકલવામાં કેમ ન

બંડખોર સિપાહીઓની હિલચાલ તપાસતો હતો, તે લશ્કરી છાવણી બચાવવા માટે ખાસ પ્રયત્ન કરતો હતો, પણ તેને તેમાં નિષ્ફળતા મળી. અહીં જેટલા સિપાહીઓ હતા, તેઓની ચિત્તવૃત્તિ ફેરવાઈ ગઇ હતી. જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેઓ બંડખોર સિપાહીઓ સાથે મળી જવાનો આગ્રહ દર્શાવવા લાગ્યા. પહાડપર આવેલા મકાનાદિ ઉપરથી અસ્ત્રાગાર નષ્ટ થવાના ચિહ્નો સ્પષ્ટ જણાયા. સિપાહીઓ એ ચિન્હો જોઇ વધારે ઉશ્કેરાવા લાગ્યા. પરંતુ તેઓ યુરોપિઅનોનો નાશ કરવા તૈયાર થયા નહિ. તેઓ બંડખોર સિપાહીઓ સાથે મળી જવા ઇચ્છતા હતા, પરંતુ જે અંગ્રેજો તેઓની આગળ હતા, તેઓનો નાશ કરવાની મરજી તેઓને થઇ નહોતી. અસ્ત્રાગાર નષ્ટ થવાના સમાચાર મળતા સિપાહીઓ તલપાપડ થઈ ગયા હતા પરંતુ એ ઉશ્કેરણીના જુસ્સામાં તેઓએ યુરોપિયનો પર હથિઆર ચલાવ્યા નહિ. અત્યાર સુધી તેઓ શાંતિ જાળવી ગયા હતા, તેઓ આશા, ભય અને સંદેહ સાથે ઉન્મત્ત સિપાહીઓનો કાર્યકલાપ જોઇ ગયા હતા. જ્યારે યુરોપિઅનોએ તેઓને પોતાનો બચાવ કરવાનું કહ્યું ત્યારે તેઓ તેમની દુર્દશાથી એ વાતો મુગ્ધ બની ગયા હતા કે, તેઓમાના ઘણાખરા સિપાહીઓએ મડમો સમક્ષ સંગીન નજી દઈ પોતાની વફાદારીનો ખ્યાલ આપ્યો અને એ વિપત્તિમાં આવી પડેલી માહલાઓને કોઈ સુરક્ષિત સ્થળે લઇ જવાની ઇચ્છા દર્શાવી.[1]

યુરોપિઅનોને એ સાંકડા મકાનમાં વધારે વખત રહેવું પડ્યું નહિ મુશ્કેલી ચોતરફથી ગભરાવવા લાગી., ઉન્મત્ત સિપાહીઓ

1 Ball. Indian Mutiny Vol. I. P., 78.

બંની તોપો કબજે કરી યુરોપિયનોનો નાશ કરવા તૈયાર થયા. અંગ્રેજોને બહુ ગભરાવા બ્રિગેડિયર ગ્રેવ્સે જ્યારે સાંભળ્યું કે, મેઇન-ગાર્ડમાંના ઓફિસરો માર્યા ગયા છે, બંડખોર સિપાહીઓએ અનેક સ્થળોનો કબજો લીધો છે, ત્યારે તેણે કંઈ ઉપાય ન સૂઝતા બધાને નાસી બચાવ કરવાની સલાહ આપી. બ્રિગેડિયરે જો પ્રથમથી આવો હુકમ આપ્યો હોત તો ઘણાનાં પ્રાણ બચત. મિરતના સિપાહીઓ દિલ્હી આવી પહોંચ્યા તે દરમ્યાન તેઓ અનાયાસે પ્રાણ બચાવી શકત. દિલગીરીની વાત એટલી જ કે બ્રિગેડિયરે એવો હુકમ બનાર માજ ન આપ્યો[1] જ્યારે સૂર્ય આથમવાની અણી પર આવ્યો, ઉન્મત્ત સિપાહીઓના હલ્લાથી બધુ અસ્તવ્યસ્ત થઈ ગયું, ત્યારે બ્રિગેડિયરે નાસવાનો હુકમ આપ્યો, દરેકને કર્નાલ જવાની આજ્ઞા આપી. અત્યારે કોઈ પણ જાતનો બંદોબસ્ત હતો નહીં જેને જેમ ફાવ્યું, તેમ કોટના પતાકાસ્થાનની નીચેના ભાગમાં ઘોડા, ગાડી વગેરે સાધનો હતાં. યુરોપિયનો પોતપોતાના સ્વજનોને એ ગાડીઓમાં બેસાડવા લાગ્યા, અને જરાપણ વિલંબ ન કરતા મિરત અથવા કર્નાલ તરફ રવાના થયા. કેટલાક વાહન વિના પગપાળા આગળ ધસવા લાગ્યા. જે સિપાહીઓ હજુ વિશ્વાસુ રહ્યા હતા, તેઓને તેમની સાથે જવાનો હુકમ આપવામાં આવ્યો. એ સિપાહીઓ આ ત્રાસદાયક વેળાએ સાથે જવા ઇચ્છતા નહોતા, તોપણ પોતાના બ્રિગેડિયરનો હુકમ માથે ચડાવવા તૈયાર થયા. તેઓ પોતાના ઓફિસરોના હુકમથી હારબંધ ગોઠવાયા, અને તેઓની સાથે થોડે દૂર ગયા, છેવટે

[1] Indian Mutiny of the fall of Delhi, Compiled by a former Editor of the Delhi Gazette P. 1...

તેઓ વિખરાવા લાગ્યા, શહેર તરફ જવા લાગ્યા. ત્રણ ચાર ઑફિસરો તેઓને હુકમમાં રાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પરંતુ તેઓને કંઇ સફળતા મળી નહિ. સિપાહીઓએ આ વખતે ઑફિસરોને પોતે પોતાની જિંદગી બચાવવાની સલાહ આપી. તેઓએ ખુલ્લા શબ્દોમાં જણાવ્યું કે, "ઉશ્કેરાએલા લોકો હમણા છાવણીમાં આવી પહોંચશે આખી છાવણી કબજે કરશે, માટે આ વખતે તમારે તમારી જાત બચાવવી જોઇએ. તેઓએ આ પ્રમાણે પોતાના ઑફિસરોને સાવચેતી રાખવાનું જણાવી શહેર તરફ પ્રસ્થાન કર્યું. ઉશ્કેરાએલા વાતાવરણને લીધે સિપાહીઓએ પોતાના ઑફિસરોને તજી દીધા ખરા, પણ તેઓએ તેઓનું કંઈ અનિષ્ટ કર્યું નહિ. તેઓ ઑફિસરો સમક્ષ શાંતિથી વર્ત્યા હતા પરંતુ કંપનિના કાર્યકલાપ પર તેઓને કંઇ આસ્થા નહોતી. તેઓએ પોતાની જાતના ઘણા સિપાહીઓને અંગ્રેજો વિરુદ્ધ બંડ ઉઠાવતાં જોયા હતા. તેઓ જાણતા હતા કે, થોડા અંગ્રેજ ઑફિસરોની સાથે રહેવાથી અમારા દેશી બંધુઓ અમારા ઉપર બહુ જ ગુસ્સે થશે. વળી અંગ્રેજો સાથે રહેવામાં અમને કંઇ ફાયદો નથી તેઓ યુક્તિપ્રયુક્તિથી અમારો ધર્મ નષ્ટ કરશે. આવા વિચારથી છેવટે તેઓ પોતાના ઑફિસરોનો સાથ તજી બંડખોરોને જઇ મળ્યા. પરંતુ અગાઉના પ્રેમને લીધે તેઓએ તેઓનું અનિષ્ટ કર્યું નહિ.

બ્રિગેડિયર ગ્રેવ્સે છેવટની ઘડી સુધી છાવણીનું રક્ષણ કરવાનો નિશ્ચય કર્યો હતો. એ માટે તેણે મેજર એબટને બે તોપો મોકલવાનો હુકમ આપ્યો. મેજર એબટ મેઇનગાર્ડ પર હતો. તે બ્રિગેડિયરનો હુકમ પાળી શક્યો નહિ. તોપો બ્રિગેડિયર પાસે મોકલવામાં કેમ ન

આવી, એ નબંધમા મેજર એમટે પોતે આ પ્રમાણે લખ્યુ છે કે, "હુ એ હુકમ પાળવા તૈયાર થતો હતો, એ દરમ્યાન મેજર પેટર્સને મને કહ્યુ કે, તમે ચાલ્યા જશો એટલે હું પણ આ જગા છોડવાનો છુ. × × × × એક ડેપ્યુટિ કલેકટરે મને પંદર મિનિટ સુધી રાહ જોવાનુ કહ્યુ પણ એથી બ્રિગેડિયરના હુકમનુ અપમાન થતું હોવાથી મે તેમ કરવામા વાધો લીધો છેવટે ડેપ્યુટિએ બહુજ આગ્રહપૂર્વક મને ૧૫ મિનિટ રોકાવાની વિનતિ કરી છેવટે મારે ડેપ્યુટિના અતિશય આગ્રહને વશ થઇ પદર મિનિટ રોકાવુ પડ્યુ. પદર મિનિટ બાદ હુ મેગેઝિન આગળથી છાવણી તરફ જવા રવાના થયો કે તરત મે જે તોપો મોકલી હતી, તે લઈ કેટલાક સિપાહીઓ મને સામા મળ્યા. તેઓને મે આમ કરવાનુ કારણ પૂછ્યુ. તેઓએ કહ્યુ કે, તોપચીઓ તોપો છોડી નાસી ગયા છે, માટે અમે છાવણી સુધી તોપો લઇ જઇ શકતા નથી બડખોર સિપાહીઓએ છાવણીમા ગોળીબાર શરુ કર્યા છે કે નહિ, એ પ્રશ્નના જવાબમા મારા હજુરિયાએ જણાવ્યુ કે, મે થોડા અવાજ સાભળ્યા છે ખરા એમ કહી તેણે મને એકદમ છાવણી તરફ જવાનુ કહ્યુ. મે મારા માણસોને હારબધ ગોઠવાઈ જવાનો હુકમ આપ્યો મારા હજુરિયાએ કહ્યુ કે, "હારબધ ગોઠવવા જેટલો વખત નથી, જેમ બને તેમ જલદી આ જગા છોડો તો સારુ" આ વાક્ય ઉપરથી હુ સમજ્યો કે, હજુરિઓ મને જેમ બને તેમ જલદી છાવણી તરફ જવાનું કહે છે. મેં તરતજ મારા માણસોને છાવણી તરફ જવાનો હુકમ આપ્યો થોડે દૂર ગયા બાદ મેઇનગાર્ડ તરફ બદુકના અવાજ સાભળ્યા એ આનુ કારણ પૂછ્યુ એટલે ડૉ૦એ જણાવ્યુ કે ૨૮ મી પલટણના

સિપાહીઓ અંગ્રેજ ઓફિસરો પર ગોળીબાર કરે છે. મારી સાથે લગભગ ૧૦૦ માણસો હતાં. મેં તેઓને ઓફિસરોની મદદે જવા માટે મેઇનગાર્ડ તરફ પાછા ફરવાનો હુકમ આપ્યો. તેઓએ કહ્યું, કે, "હવે સમય રહ્યો નથી. અત્યાર સુધીમાં બધા ઓફિસરો માર્યા ગયા છે. આપણે હવે તેનો બચાવ કરી શકશું નહિ; અમે કેવળ આપનો બચાવ કર્યો છે. હવે અમે મરવા માટે આપને ત્યાં ફરી જવા દેવાના નથી." એમ કહી તેઓ બધા મને વીંટળાઈ વળ્યા, તેઓ મને છાવણી તરફ ખેંચી ગયા. છાવણીમાં આવ્યા બાદ થોડો વખત વિસામો લઈ મેં 'ફ્લેગસ્ટાફ ટાવર'મા બ્રિગેડિયરની તપાસ કરી. પરંતુ કંઇ પત્તો ન મળ્યો."[૧]

આ વખતે લશ્કરી અમલદારોની કાર્યપદ્ધતિ કેવી તૂટક થઇ ગઈ હતી, તે ઉપરના વિવરણ પરથી સમજાશે. જ્યારે ચોતરફથી વિપત્તિના વાદળાં ભયંકર દશ્ય ફેલાવવા લાગ્યા, ત્યારે અંગ્રેજો નાના પ્રકારની ચિંતાથી પાગલ બની ગયા હતા. તેથી તેઓ કોઈ બાબતનો પૂરેપૂરો વિચાર કરી શકયા નહોતા. પતાકાસ્થાનમાથી નાસી જવાનો હુકમ આપવામા આવ્યો ત્યારે કેટલીક મડમોએ એવો વાંધો લીધો કે, અમારા સ્વામી હજુ આવી પહોંચ્યા નથી, તેઓ ન આવી પહોંચે ત્યાં સુધી અમે બીજે સ્થળે જઇ શકશું નહિ. સવારથી અત્યાર સુધી

---

૧. *Martin, Indian Empire. Vol. II. p. 162–165.* મેજર એબટે ૧૩ મી મેએ મિરત વિભાગના મદદનીશ આજ્યુટંટ જનરલને દિલ્હીના બનાવનું જે વિવરણ મોકલ્યુ હતું. તેમા આ પ્રમાણે લખ્યું હતું.–Ball, Indian Mutiny, Vol. I. P. 106–110.

વેર વળવાની બળવાન વૃત્તિ અને અતિ દ્રશેરછી એ બધા લોકોને ગોરા લોકોનાં તન તથા ધન હરી લેવાની પ્રેરણા કરતી હતી, દયા, માયા અને કેમળતા નષ્ટ થવાથી તેઓના હૃદય પત્થર જેવાં થઇ ગયાં હતાં; ત્યારે અનેક સ્થળે કેટલીક દયાળુ વ્યક્તિઓએ અનેક થાકયા પાકયા દુઃખથી પિડાતા, અને શોચનીય સ્થિતિમાં આવી પડેલા યુરોપિયનોને મદદ આપી. તેઓએ મદદ ન કરી હોત તો એક પણ યુરોપિયન બચત નહિ, અને આ રમખાણની રૂંવાડા ખડાં કરે તેવી ભયંકર હકીકતો જન સમાજ સમક્ષ રજૂ કરી શકત નહિ. જયારે અંગ્રેજો પતાકા સ્થાનમાંથી ગભરાએલી સ્થિતિમા ગાડીઓમા બેસી જુદીજુદી દિશામા નાઠા, ત્યારે દેશી ગાડીવાનો તેમની ગાડીઓ હંકારી ગયા હતા, અને તેઓને દૂરના સુરક્ષિત ઠેકાણે લઇ જઇ નાસવાની સગવડ કરી આપી હતી. દિલ્હીના ઘણા માણસોએ પોતાની જિંદગી જોખમમા નાખી અંગ્રેજોને આશ્રય આપ્યો હતો. એક દરજીએ એોઠામાં એોઠા પાચ યુરોપિઅનોને છુપાવી રાખ્યા હતા.[૧] આ પ્રમાણે બીજા ઘણા યુરોપિઅનો દિલ્હીના લોકોની મદદથી સુરક્ષિત સ્થળે છુપાઇ જીવતા રહ્યા હતા. એ વખતે દિલ્હીની કૉલેજમા રામચંદ્ર નામનો એક દેશી ખ્રિસ્તી ગણિતશાસ્ત્રનો અધ્યાપક હતો. તે વટલી ગયો હોવાથી સિપાઈઓના ગુસ્સાનું પાત્ર બન્યો. તેને બુધસિંહ નામનો એક વૃદ્ધ ચાકર હતો એ વૃદ્ધ ચાકરે આ વખતે મદદ ન કરી હોત તો રામચદ્ર કદી પોતાનો જીવ બચાવી શક્ત નહી. એ પ્રોફેસર સાહેબનો બચાવ કરવા માટે બુધસિંહને જે યુક્તિ કરવી પડી હતી, તે પરથી તેની

૧. Martin, Indian Empire. Vol. II. P. 174.
Comp. Ball Indian Mutiny Vol. I. P. 105.

અમે તેમને મળ્યાં નથી, અત્યારે તેમના કંઇ સમાચાર ન મળે તો અમે નાસી જનારા નથી? પરંતુ છેવટે નાના પલટી જોઇ ૩૮મી પલટણના કમાન્ડર ટિટલર સાહેબે બધાને નાસી જવાનું, કહ્યું એટલે અંગ્રેજ સૈનિકો, સ્ત્રીઓ, બાળકો વગેરે જે બાકી રહ્યા હતા તે બધા જીવ પર આવી જુદી જુદી દિશામાં નાસવા લાગ્યા.

આ પ્રમાણે ડુંગર પર આવેલા પનાહસ્થાનમાંથી યુરોપિયનો પોતપોતાના સ્વજનો સાથે જીવ મુઠીમાં લઇ નાસી છૂટ્યા. નાસતી વેળા તેઓની કમનસીબીનો પાર રહ્યો નહિ. તેઓ ફેરી રીતે જંગલોમાં છુપાયા હતા, ભાગીતૂટી ઇમારતોમાં ભરાયા હતા, મુશ્કેલીથી ભરપૂર જળ અને સ્થળમાર્ગ ઓળંગતા હતા, ખોરાકી અને પોશાકી વગર દિવસના પ્રચંડ તાપમાં, રાતની પ્રચંડ ઠંડમાં ચાલતા હતા, તેઓની કોમળ અંગવાળી મહિલાઓ પોતાના પતિથી વિખુટી પડી કેવી વિપત્તિમાં આવી પડી હતી, અને કુમળા શરીરવાળાં બચ્ચાંઓ માતાપિતાથી છુટા પડી કેવું દુખ ભોગવતા હતા, ઇત્યાદિ શોચનીય બનાવોના વર્ણનો ઘણા અંગ્રેજોએ પોતાના કંપતા હાથે લખ્યા છે. નાસેડુઓ નાના પ્રકારની મુશ્કેલી ઓળંગી કોઇ મિરત, કોઇ કર્નાલ અને કોઇ અંબાલા જઇ પહોંચ્યા હતા. કોઇ તો ચાલી ન શકવાથી અશક્ત બની રસ્તામાં જ ગબડતા હતા. ગરમીનું કષ્ટ, ખોરાકીનો અભાવ અને ઉશ્કેરાએલા લોકોના હલ્લાથી ઘણા કોઇ મૃત્યુશરણ થયા હતા. મૃત્યુએ તેઓની બધી યંત્રણા ભુલાવી દીધી હતી[1]

જ્યારે ઉન્મત્ત સિપાહીઓ અને શહેરના ઉશ્કેરાએલા લોકોના આક્રમણથી દિલ્હીમાં ભયંકર બનાવો બનતા હતા. ભયંકર કેમ,

---

1 Martin, Indian Empire, Vol, II P. 163.

વેર વાળવાની બળવાન વૃત્તિ અને અતિ દ્રવ્યતૃષ્ણા એ બધા લોકોને ગોરા લોકોનાં તન તથા ધન હરી લેવાની પ્રેરણા કરતી હતી, દયા, માયા અને કોમળતા નષ્ટ થવાથી તેઓના હૃદય પત્થર જેવાં થઈ ગયાં હતાં; ત્યારે અનેક સ્થળે કેટલીક દયાળુ વ્યક્તિઓએ અનેક ચાસ્યા પાક્યા દુઃખથી પિડાતા, અને શોચનીય સ્થિતિમા આવી પડેલા યુરોપિયનોને મદદ આપી. તેઓએ મદદ ન કરી હોત તો એક પણ યુરોપિઅન બચત નહિ, અને આ રખડપટ્ટીની રંગોળા પણ કરે તેવી ભયંકર હકીકતો જન સમાજ સમક્ષ રજૂ કરી નાખત નહિ. જ્યારે અંગ્રેજો પતાકા સ્થાનમાંથી ગભરાએલી સ્થિતિમા ગાડીઓમા બેસી જુદીજુદી દિશામા નાઠા, ત્યારે દેશી ગાડીવાનો તેમની ગાડીઓ હંકારી ગયા હતા અને તેઓને દૂરના સુરક્ષિત ઠેકાણે લઈ જઈ નાસવાની સગવડ કરી આપી હતી. દિલ્હીના ઘણા માણસોએ પોતાની જિંદગી જોખમમા નાખી અંગ્રેજોને આશ્રય આપ્યો હતો. એક દરજીએ ઓછામાં ઓછા પાંચ યુરોપિઅનોને છુપાવી રાખ્યા હતા.[1] આ પ્રમાણે બીજા ઘણા યુરોપિઅનો દિલ્હીના લોકોની મદદથી સુરક્ષિત સ્થળે છુપાઇ જીવતા રહ્યા હતા. એ વખતે દિલ્હીની કોલેજમા રામચંદ્ર નામનો એક દેશી ખ્રિસ્તી ગણિતશાસ્ત્રનો અધ્યાપક હતો. તે વટલી ગયો હોવાથી સિપાહીઓના ગુસ્સાનુ પાત્ર બન્યો. તેને બુધસિંહ નામનો એક વૃદ્ધ ચાકર હતો એ વૃદ્ધ ચાકરે આ વખતે મદદ ન કરી હોત તો રામચંદ્ર કદી પોતાનો જીવ બચાવી શકત નહીં. એ પ્રોફેસર સાહેબનો બચાવ કરવા માટે બુધસિંહને જે યુક્તિ કરવી પડી હતી, તે પરથી તેની

૧. Martin, Indian Empire. Vol. II. P. 174.
Comp. Ball Indian Mutiny Vol. I. P. 105.

અસાધારણ વફાદારી જણાઈ આવે છે પ્રેદ્રેમગ સાહેબ માધા ણુ મજુરના વશમા દિલ્હી બહાર નીકળી ધીગબની પહાડી નામના સ્થળે આવી પહોચ્યા એ સ્થળે બુધસિહનુ કુટુબ રહેતુ હતુ ત્યાથી તેઓ સાદગ બ_ મુશ્કેલીથી માર્ગ તાજા અગ્રે છાવણીમા જઈ પહો

ચ્યા તેની સાથે કેવળ તેના વિશ્વાસુ ચાકર બુધસિહ હતો.[1]

દિલ્હીમા વાલિયત અલી નામનો એક ખ્રિસ્તી મુસલમાન હતો તેની સ્ત્રીનુ નામ ફાતમા હતુ બળવો ફાટી નીકળ્યો ત્યારે વાલિયત અલી માર્યો ગયો અને ફાતમા પોતાના બાળકો લઈ નાઠી એ નાસતી હતી ત્યારે એક ફિરંગીઓના સિપાહીએ પોતાના સાથીને જણાવ્યુ કે, વાલિયત અલીના પિતા એક ધર્મિષ્ઠ મુસલમાન હતો તે મક્કાની હજ કરી આવ્યો હતો તેણે જરૂર પોતાના લોકની ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો હતો માટે હવે તેનુ કુટુબ ફરીથી મુસલમાનુ ધર્મ સ્વીકાર કરતા અચકાશે નહિ માટે આ નાસતી સ્ત્રી ન તથા છોકરા ન મારી નાખવાની જરૂર નથી[2] સિપાહીઓ પોતાના ધર્મમા કેટલી આસ્થા રાખતા હતા અને પોતાનો ધર્મ સાચવવા કેટલો યત્ન કરતા હતા, તે આ ૫ થી સમજાય છે પોતાના આ પવિત્ર ધર્મના વિનાશના અંદેશાથી તેઓ આ ભયકર કામ કરવા તૈયાર થયા હતા ફાતમાએ પોતે સ્વીકાર્યુ છે કે તે બાળકો સાથે નાશ (?) ગુ

---

1 The Rev Sherring the Indian Church during the gre t Rebellion P. 67–68

2 The Rev Sherring the Indian Church during the great Rebellion P 48

મીર્ઝા હાજી નામના એક રાજવંશીના ઘરમા આશ્રય લીધો હતો. એ દરમ્યાન ઢંઢેરો પિટાયો કે જેઓ ખ્રિસ્તી ધર્મ પાળનારને આશ્રય આપશે, તેઓને મારી નાખવામા આવશે. આથી મારે ન છૂટકે એ સ્થાન તજવું પડ્યુ અગ્રેજ સરકારે એક વખતે દિલ્હીની બેગમ જિનતમહાલને છંછેડવામા બાકી રાખ્યું નહોતુ, પરંતુ તેજ જિનતમહાલે આ વખતે લગભગ ૫૦ યુરોપિઅનોને આશ્રય આપ્યો હતો. તેણે પોતાને શરણે આવેલા ને છુપાવી રાખી તેઓના બચાવ માટે ખાસ પેરવી કરી હતી. તેનું જ્યા સુધી ચાલ્યુ ત્યા સુધી એ લોકો જિનતમહાલના આશ્રય તળે સુરક્ષિત રહ્યા. છેવટે જ્યારે જંડમોરોના પરાક્રમથી બધા મુઝાયા, રાજમહેલમા સિપાહીઓની હાક લાગી, ત્યારે બેગમને ન છૂટકે આશ્રિતોને છોડી દેવાની જરૂર પડી[1]. આ પ્રમાણે ઘણા દયાળુ લોકોએ યુરોપિઅનોને બચાવવાનો પ્રયત્ન કર્યો હતો. યુરોપિઅનોમાના કોઇ કોઇ પોતાના દયાળુ આશ્રય દાતાની કૃપાથી અને કોઇકોઇ પોતાના વિશ્વાસુ નોકર ચાકરોની અગાધારણ વફાદારીથી મૃત્યુના હાથમાથી છૂટયા હતા.[2] દિલ્હી શહેરમા આ પ્રસંગે ભયકરતાની સાથે કોમળતાનું જેવું સુંદર મિશ્રણ

---

૧. Indian Church during the great Rebellion. P. 51

૨. દિલ્હીના અનેક નોકર ચાકરોએ જેગ લોકોને અગાઉથી સાવધાન કર્યા હતા. અગ્રેજ સૈનિક પુરુષો જ્યારે ગભરાઈ ગયા, ત્યારે તેઓએ છાવણીમા રહેવાની મના કરી કારણકે તેઓએ એવું સાભળ્યુ હતું કે છાવણીના બંગલા ઉશ્કેરાએલા લોકો સળગાવી દેવાના છે.-Martin, Indian Empire. Vol. II 161

ભોજન માટે રોટલીને દાળ આપી. ગામડીઆઓ અમણ્ હતા છતાં અમારી સાથે બહુ નિરાંતથી વર્ત્યા. × × × પરંતુ ફિરંગીઓના દ્વેષી કેટલાક લોકોના એક ટોળાએ આવી અમને બહુ સતાવ્યા. એ વખતે એક સંન્યાસીએ અમારાપર બહુ કૃપા કરી. તેણે અમને પોતાના મકાનમાં છુપાવી રાખ્યા. દિલ્હીથી રવાના થયા બાદ બે દિવસે, એક હિંદી અમારો સંદેશો મિરત પહોંચાડવા તૈયાર થયો. હેય બાબામાં એક પત્ર લખી આપવામાં આવ્યો. એ દિવસ પછી અમે હરચાંદપુર નામના સ્થળે આવી પહોંચ્યા. એક વૃદ્ધ જર્મન એ સ્થળનો જમીનદાર હતો. તેનું નામ ફ્રાન્સિસ કોહેન હતું. ઉંમર લગભગ ૮૫ વર્ષની હતી. વૃદ્ધ કોહેને અમને પોતાના મકાનમાં આશ્રય આપ્યો. અમારી સાથે જે બાઈઓ હતી, તેઓ કોહેનના મકાનના મેડા પર જઈ થાક ઉતારવા લાગી. એ દરમ્યાન મિરતથી બે ઓફિસરો ત્રીશ ઘોડેસ્વારો સાથે અમારી મદદે આવી પહોંચ્યા. આ સિપાહીઓ કમાન ક્રેગીની ૩ જી પલટણના હતા.[1] તેઓ હજુ સુધી વફાદાર રહ્યા હતા. અમે

---

૧ મિરતના બંડ વખતે કેવળ કમાન ક્રેગીના સિપાહીઓએ જ પોતાના અધ્યક્ષ સમક્ષ શાંતિ જાળવી રાખી નહોતી. બીજી કેટલીક ટુકડીના કેટલાક સિપાહીઓ પણ વફાદાર રહ્યા હતા જુદી જુદી ટુકડીના લગભગ ૨૫, ૩૦ સિપાહીઓ ક્રેગીની સરદારી નીચે સજ્જ થયા હતા. તેઓએ બંડ કરનાર દાવાનળમાંથી ક્રેગીનું ઘર બચાવ્યું હતું અને તેની સાથે જેઓ યુરોપિઅન છાવણીમાં આવ્યા હતા તેમાંના એકાદ બે સિપાહીઓ સિવાય બીજા કોઈ બંડખોરો સાથે ભળ્યા ન હોતા. મિરતના સિપાહીઓમાંના કેવળ એ લોકોને જ લશ્કરમાં રહેવાની મંજૂરી મળી હતી.—Martin, Indian Empire. Vol. II P. 167—168 note.

ભોજન માટે રોટલીને દાળ આપી. ગામડીઆઓ અભણ હતા છતાં અમારી સાથે બહુ વિવેકથી વર્ત્યાં. × × × પરંતુ દરકેગએલા લોકોના એક ટોળાએ આવી અમને બહુ સતાવ્યા. એ વખતે એક સંન્યાસીએ અમારાપર બહુ કૃપા કરી. તેણે અમને પોતાના મકાનમાં છુપાવી રાખ્યા. દિલ્લીથી રવાના થયા બાદ બે દિવસે, એક હિંદી અમારો સંદેશો મિરત પહોંચાડવા તૈયાર થયો. ફ્રેંચ ભાષામાં એક પત્ર લખી આપવામાં આવ્યો બે દિવસ પછી અમે હરચાંદપુર નામના સ્થળે આવી પહોંચ્યા. એક વૃદ્ધ જર્મન એ સ્થળનો જમીનદાર હતો. તેનું નામ ફ્રાન્સિસ કોહિન હતું; ઉમર લગભગ ૮૫ વર્ષની હતી. વૃદ્ધ કોહિને અમને પોતાના મકાનમાં આશ્રય આપ્યો. અમારી સાથે જે મડમો હતી, તેઓ કોહિનના મકાનના મેડા પર જઈ થાક ઉતારવા લાગી. એ દરમ્યાન મિરત-થી બે ઓફિસરો ત્રીશ ઘોડેસ્વારો સાથે અમારી મદદે આવી પહોંચ્યા. આ સિપાહીઓ કમાન ક્રેગીની ૩ જી પલટણના હતા.[1] તેઓ હજુ સુધી વફાદાર રહ્યા હતા. અમે

---

૧. મિરતના બંડ વખતે કેવળ કમાન ક્રેગીના સિપાહીઓએ જ પોતાના અધ્યક્ષ સમક્ષ શાંતિ જાળવી રાખી નહોતી. બીજી કેટલીક ટુકડીના કેટલાક સિપાહીઓ પણ વફાદાર રહ્યા હતા જુદી જુદી ટુકડીના લગભગ ૭૫, ૮૦ સિપાહીઓ ક્રેગીની સરદારી નીચે સજ્જ થયા હતા. તેઓએ ભયંકર દાવાનળમાંથી ક્રેગીનું ઘર બચાવ્યું હતું અને તેની સાથે મળી યુરોપિઅન છાવણીમાં આવ્યા હતા તેમાંના એકાદ બે સિપાહીઓ સિવાય બીજા કોઇ બંડખોરો સાથે ભળ્યા નહોતા. મિરતના સિપાહીઓમાનાં કેવળ એ લોકોને જ લશ્કરમાં રહેવાની મંજૂરી મળી હતી.–Martin, Indian Empire. Vol. II. P. 167—168 note.

થયું હતું તેવુંજ ઘોર નિર્દય દિલ્હીની આજુબાજુનાં ગામોમાં પણ
થયું હતું. જે અંગ્રેજ લોકો એક વખત ભરાઈ ગએલા લોકોના હુમ-
લાથી નાસી ગયા હતા. તેજ લોકો થોડા સમય બાદ દયાળુ ગામ-
ડિઆઓની અપાર દયાથી શાંતિના અમૃતમય ખોળામાં વિરાજતા હતા.

૩૮મી પલટણના એક ઓફિસરે પોતાની નાસભાગનું વૃત્તાંત
આ પ્રમાણે લખ્યું છે કે, "અમે એડમ નાસવાની તૈયારી કરતા
હતા. સિપાઈઓએ પોતાના ઓફિસરોને જેમ બને તેમ જલદી
કોઈ સુરક્ષિત સ્થળે જઈ ભરાવાની સૂચના આપી. એટલું જ નહિ
પણ તેઓએ પોતાની ટુકડીમાંના ઓફિસરોને આશ્રય આપ-
વાની ઈચ્છા દર્શાવી હતી. × × × અમે દોડવા લાગ્યા છેવટે
થાકી જઈ એક ઝાડ નીચે બેસી ગયા. થોડી મિનિટ વિસામો
લીધા બાદ વળી ચાલવા લાગ્યા એ વખતે ચંદ્ર ઉગ્યો હતો, ઝડપી
આગના ભડકાઓ દેખાઈ રહી હતી. આગના પ્રકાશથી રાતને વખતે
પણ દિવસ જેવો પ્રકાશ દેખાઈ રહ્યો હતો એમ આખી રાત એવી
રીતે ગાળી. થોડે દૂર એક માળીના ઘરનું ખંડિયેર હતું. અમે સઘળા
ત્યાં જઈ છુપાયા હતા. એ વખતે કેટલાક ગ્રામજનો પોતાના કામ-
પર જતા હતા. તેઓ અમને આવા ગુપ્ત સ્થાનપર છુપાએલા જોઈ,
અમારામાંના સર્વને પોતાના ગામમાં લઈ ગયા અને ચપાટી
તથા દૂધ આપી સર્વને તૃપ્ત કર્યાં થોડી વાર પછી અમે તેઓની
મદદથી પગપાળા જમના નદીની એક શાખા ઓળંગી ગયા × × ×
ગામના ગુજરોના એક ટોળાએ અમારી પૂરેપૂરી ફજેતી કરી.
છેવટે કેટલાક દયાળુ સહૃદયો અમને ખિરા નામના ગામડામાં લઈ
ગયા. તેઓએ અમને વિશ્રામ દેવા માટે ખાટલા આપ્યા

ભોજન માટે રોટલીને દાળ આપી. ગામડીઆઓ અભણ હતા છતાં અમારી સાથે બહુ વિવેકથી વર્ત્યા. × × × પરંતુ ઇશ્કેગએલાં લોકોના એક ટોળાએ આવી અમને બહુ સતાવ્યા. એ વખતે એક સંન્યાસીએ અમારાપર બહુ કૃપા કરી. તેણે અમને પોતાના મકાનમાં છુપાવી રાખ્યા. દિલ્હીથી રવાના થયા બાદ બે દિવસે, એક હિંદી અમારો સંદેશો મિરત પહોંચાડવા તૈયાર થયો. ફ્રેંચ ભાષામા એક પત્ર લખી આપવામાં આવ્યો બે દિવસ પછી અમે હરચાંદપુર નામના સ્થળે આવી પહોંચ્યા. એક વૃદ્ધ જર્મન એ સ્થળનો જમીનદાર હતો. તેનું નામ ફ્રાન્સિસ કોહેન હતું. ઉમર લગભગ ૮૫ વર્ષની હતી. વૃદ્ધ કોહેને અમને પોતાના મકાનમાં આશ્રય આપ્યો. અમારી સાથે જે મડમો હતી, તેઓ કોહેનના મકાનના મેડા પર જઈ થાક ઉતારવા લાગી. એ દરમ્યાન મિરતથી બે ઓફિસરો ત્રીશ ઘોડેસ્વારો સાથે અમારી મદદે આવી પહોંચ્યા. આ સિપાહીઓ કપ્તાન ક્રેગીની ૩ છ પલટણના હતા.[1] તેઓ હજુ સુધી વફાદાર રહ્યા હતા. અમે

૧. મિરતના બંડ વખતે કેવળ કપ્તાન ક્રેગીના સિપાહીઓએ જ પોતાના અધ્યક્ષ સમક્ષ શાંતિ જાળવી રાખી નહોતી. બીજી કેટલીક ટુકડીના કેટલાક સિપાહીઓ પણ વફાદાર રહ્યા હતા જુદી જુદી ટુકડીના લગભગ ૨૫, ૩૦ સિપાહીઓ ક્રેગીની સરદારી નીચે સજ્જ થયા હતા. તેઓએ ભયંકર દાવાનળમાંથી ક્રેગીનુ ઘર બચાવ્યું હતુ અને તેની સાથે એ યુરોપિઅન છાવણીમાં આવ્યા હતા તેમાંના એકાદ બે સિપાહીઓ સિવાય બીજા કોઇ બંડખોરો સાથે ભળ્યા નહોતા. મિરતના સિપાહીઓમાનાં કેવળ એ લોકોને જ લશ્કરમાં રહેવાની મંજૂરી મળી હતી—Martin, Indian Empire. Vol. II. P. 167—168 note.

જે સંદેશો મોકલ્યો હતો, તે મિરત પહોંચતાંજ તેઓ હસ્યાંપુર તરફ રવાના થયા હતા. તેઓ અમારી મદદે આવી પહોંચવા માટે મિરતથી હસ્યાંપુર સુધીનો ૪૦ માઈલનો રસ્તો ઝપાટાબંધ કાપી અહિં આવ્યા હતા. દિલ્હીથી નીકળ્યા બાદ આઠમે દિવસે રાતે અમે તેઓની સાથે મિરત જઈ પહોંચ્યા."

૩૮ મી પત્રકનો ડાક્ટર ઉડ સાહેબ પોતાની પત્નિ અને એક બીજી મડમ (એ લેફટેનન્ટ પિલિ નામના એક ઓફિસરની સ્ત્રી હતી) સાથે નાઠો હતો. ડાક્ટર ઉડના મ્હો પર ગોળી વાગી હતી. એથી તેની હાલતી બાગી ગઈ હતી. એ ત્રણે જણા દિલ્હીના કંપનિના બાગમાં જઈ છુપાયા. બાગમાં કામ કરનાર લોકોએ તેઓને બેસવા માટે ખાટલો ઢાળી આપ્યો અને પોતાની ઝૂંપડીમાં છુપાવી નાખ્યા. બગીચાના માળીએ તેમની સાથે બહુ સારી વર્તણુક ચલાવી એ દરમ્યાન રખડાક લુચ્ચાઓએ આવી તેઓનાં ગાડી ભાગી નાખી લેઈ લઈ ગયા. તેથી ન્હાનેરુઓ ત્યાં વધારે વખત ન ગુમાવતાં આગળ ચાલ્યા ૧૬ મી મે ની રાતે ત્રણેક વાગ્યાને સુમારે તેઓ એક ગામમાં આવી પહોંચ્યા. ગામડાના લોકોએ તેમને દૂધ અને રોટલી આપી તથા સુવા માટે ખાટલા ઢાળી આપ્યા એક વૃદ્ધ હિંદુ ગામનો પટેલ હતો. ત્યાર પછી તે વખતે ન્હાસેરુઓ ખુલ્લી જગામાં હતા સિપાહીઓ આવી પહોંચે, અને જુએ તો નુકશાન કરે એવા ડરથી એ પટેલે તેમને એક કોઠામાં છુપાવાની સલાહ આપી. કોઠમાંથી ઘાસ કાઢી નાખવામાં આવ્યું. ન્હાસેરુઓને તેમાં છુપાવવામાં આવ્યા. એ દરમ્યાન એક બાઈએ આવી જણાવ્યું કે, એક સિપાહી ગામમાં આવે છે, માટે

ચુપચાપ બેસી રહેશે, વાતચીન કરશે નહિ. ન્હાસેહુઓએ ધાર્યું કે આ બાઇ નકામો ભય બતાવે છે; પરંતુ છેવટે એ બાઇની વાત ખરી પડી. તેઓ જ્યાં છુપાયા હતા, ત્યાં એક સિપાઇ આવી પહોંચ્યો. એ સિપાહીએ પોતાનો સરસામાન લઇ જવા માટે એક ગાડું અને જોડ બળદ માગ્યા. પેલા વૃદ્ધ પટેલે તરતજ એ પ્રમાણે ગાડું જોડી સિપાહીને ગામ બહાર વળાવ્યો. પટેલ એ સિપાહી સાથે તકરારમાં ઉતરવા માગતો ન હોવાથી તેણે આ રીતે જેમ બને તેમ જલદી પતાવ્યું હતું. કારણકે તે જાણતો હતો કે જો તે ગામમાં થોડી વાર રહેશે તો છુપ એલા અંગ્રેજો વિષે બાતમી મેળવશે. ડાકટર ઉદ અને બે મડમો આ પ્રમાણે વૃદ્ધ પટેલની દયાથી બચી ગયાં. હવે તેઓ એ ગામ છોડવાની તૈયારી કરવા લાગ્યાં. ગામના લોકોએ તેઓને પેટભરી જમાડ્યા. તેઓ રસ્તાથી અજાણ્યા હોવાથી ગામનો એક જુવાન તેમને રસ્તો બતાવવા તૈયાર થયો. તે તેઓને ધોરી રસ્તાપર ચઢાવી પાછો વળ્યો. ઘણી મુશ્કેલી વેઠયા બાદ તેઓ રાતના ચારેક વાગ્યાને શુમારે એક ગામ આગળ આવી પહોંચ્યાં. ત્યાં એક મોટું ઝાડ હતું. તે ઝાડ નીચે વિશ્રાંતિ લેવા બેઠાં. રાત પૂરી થઇ સવારે ગામના લોકો પોતપોતાને કામે જવા લાગ્યા. એ હિંદુ લોકોનું ગામડું હતું. એક વૃદ્ધ હિંદુ ન્હાસેહુઓને આ પ્રમાણે મુસ્કેલીમાં આવી પડેલા જોઇ ગામમા તેડી લાવ્યો. દૂધ તથા રોટલી આપી તેણે તેઓની ભૂખ મટાડી. ડાકટરના પગ ધોવા માટે એ દયાળુ આશ્રય દાતાએ પાણી ગરમ કરી આપ્યું. પાસેનાં ગામડાંમાં એક દયાળુ બ્રાહ્મણ રહેતો હતો. તેને ખબર પડી કે કેટલાક ગોરા લોકો પેલા ગામમા આવી પહોંચ્યા છે. તે તરતજ પોતાના ગામના કેટલાક માણસો સાથે તેઓને જોવા ચાલ્યો. ડાકટરની હડપચી ગોળીના

સાથે સારી વર્તણુક ચનાની દુખમા આવી પરેલા આ નસીબદુઓ પતે પોતાના મમના બનાવવામા તેઓએ પાડી પાની મ્ગી નહિ મળ્યોએ જ કર્ડ માગ્યુ તે ગમની ગરીબ બાનુઓએ લાવી હાજર કર્યું કડાપાણીથી તરન ઝિપારી મામોએ પાન્ટરનુ ગોઠીર માટે એક પવાનુ માગ્યુ ગામયિણ બાનુએ એ માગ ણી જાતપણ આના મ્ની વગર પૂર્ણ કરી એ મિત્રાય ગૈદ તથા લાન ખનગરી ણે જણાને સંતોષમા આવ્યા બે મામોમાની એક આ નાક તથા ભાન માટે કર્યુ હ કે ડિગ્ડી છોકયા મા આવો સ્વાદિષ્ટ ભોજન અમે કદી ખાધો નહોતો ત્યારબાદ એ ત્રણે જણા બલાદ નામના ગામ પાસે આવી પહોચ્યા રજપુત વગની એક ગણી અહી રાજ્ય કરતી હતી તેણે આ દુખી યુરોપિઅનોને પોતાના મમનમા આશ્રય આપ્યો તેણે તેઓને માટે ભોજન સામગ્રી તૈયાર કરાનો હુકમ આપ્યો હાક્ટર ઉઠ અને બને મમો રાણીની કૃપાની મઝ સતોષ પામી આખી રાત ત્યા ગાળી બીજે દિવસે મેજર પેગ્ર્સન ઓચિંતો ત્યા આવી પહોચ્યો થોડીવાર પછી લેફટેનેન્ટ પિનિ પણ એક બીજે રસ્તેથી ત્યા આવી પહોચ્યો, પિનિએ પોતાની સહધર્મિણીને સાજીતાજી જોઇ ઇશ્વરનો આભાર માન્યો બધા આનદપૂર્વક બન સદ છોડી આગળ વધવા લાગ્યા

એ વખતે ડાક્ટર Cક ચાલી શકે તેવી સ્થિતિમા નહોતો. ભયકર આઘાતથી તે દુર્બળ થઇ ગયો હતો પરતુ ગ્મનામા કામ કરતા મજુરોએ આ વખતે તેને બહુ મદદ આપી તેઓ દુર્બળ ડાકટરને ઉપાડી એક ગામથી બીજે ગામ લઇ ગયા. દરિદ્ર અને અભણ માણસો પણ ગ્મનામા આ દુખી જીવોને જોઇ મદદ આપવા તેયાર

અંગ્રેજ તરીકે ઓળખ્યો છતાં કંઇ અડચણ કરી નહિ.[1] એક
માણસે એક મડમ અને તેના છોકરાંને ઘણા દિવસ સુધી સાચ
તાં. સિપાઇઓની બીકથી તેણે તેઓને બીજે ગામ લઇ
કોઇ ન જાણી શકે એવા સ્થળે છુપાવ્યાં હતાં. એ સ્થાન
યારે ઉન્મત્ત લોકોને ગમ પડ્યો ત્યારે તે તેને ત્રીજે સ્થળે
લઇ છુપાવી આવ્યો હતો.[2] મિરતનાં કમિશનર ગ્રિથેડ સાહેબે
ખને જણાવ્યું હતું કે, દિલ્હીથી જેટલા અંગ્રેજો નાશી આ
, તેઓમાંના દરેક સ્વીકારે છે કે અમને ગામડાના લોકોએ
મદદ આપી છે, અમારા પ્રત્યે બહુજ લાગણી બતાવી છે. એ
સંન્યાસીને જમના નદીમાંથી એક અંગ્રેજ બાળક મળી આ
હતું, તે તેને મારી પાસે લઇ આવ્યો. મે તેને ઇનામ આપવા માંડ
પણ તેણે તે સ્વીકારવાની સાફ ના પાડી, તણે જણાવ્યું કે, જો ઇનામ અ
પવા માગતા હો તો મારા નામથી એક કુવો ખોદાવી આપો. મેં તેન
ઇચ્છા પૂર્ણ કરવાનું વચન આપ્યું." [3] કપ્તાન હોલાંડ નામના એક
લશ્કરી અમલદારે લખ્યુ છે કે, "મેં જે ગામમા આશ્રય લીધે
હતો. ત્યાં દૂધ મળતું નહોતું. તથી પલ્ટુ નામનો એક ઝાડુ કાઢનાર
અને તેના કુટુંબના કેટલાક માણસો દરરોજ પાસેના ગામમાંથી
મને દૂધ લાવી આપતા હતા." ત્યારબાદ તેણે લખ્યું છે કે, હું
ચંદુલાલ નામના એક બ્રાહ્મણને ત્યા ૭ દિવસ રહ્યો હતો. પોતાના

---

૧. Indian Empire, Vol. II. 169 Comp. Ball. Indian Mutiny. Vol. I. p. 97.

૨. Indian Mutiny to the fall of Delhi, p.

૩. Martin Indian Empire Vol. II

મકાનમાંનો જે સગવડ પડતો ભાગ હતો તે તેણે મને જુદો કરાવી આપ્યો હતો, તે મારે માટે સારામાં સારો ખોરાક લાવતો હતો.[१]"

એક અંગ્રેજ ડેપ્યુટિ કલેક્ટરની સ્ત્રી જ્યારે દિલ્હીથી નાસી છૂટી, ત્યારે તેને બે વફાદાર ચપરાશીઓએ બહુ મદદ કરી હતી તેઓ-માંનો એક અજમેર દરવાજે ઓળંગતાં ઘેરાએલા સિપાહીઓને હાથે માર્યો ગયો. બીજો મડમને કોઇ સુરક્ષિત સ્થળે લઇ ગયો.[२] જે અંગ્રેજો મિરતને બદલે અંબાલા તરફ ગયા હતા, તેઓમાનાં ઘણાખરાને કર્નાળના નવાબ તરફથી બહુ મદદ મળી હતી. દિલ્હીનો જનરલ બાર્ન્સ સાહેબ કર્નાલ આવ્યો ત્યારે ત્યાંના નવાબે તેમને જણાવ્યું કે, " આ ગડબડ સિવાય વિચારોમાં મને રાત્રે ઊંઘ પણ આવતી નથી. હવે મેં આપનો પક્ષ સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે. મારી તરવાર, મારી દોલત અને મારા

સાધારણ ઝાડુદાર લોકોએ પણ દુઃખી યુરોપિયનોને પુષ્કળ મદદ કરી હતી. તેઓએ પોતાની સ્વપાસે, પોતાના મકાનો એટલુંજ નહિ પણ છેવટે પોતાની જીંદગી જોખમમાં નાખી પીડાતુઓને બચાવ્યા હતા. આ ભયંકર પ્રસંગે આવી દયા દર્શાવવામાં ન આવી હોત તો નાસી છુટેલા યુરોપિયનો કદી ધારેલે સ્થળે પહોંચી શક્યા નહોત જ્યારે અંગ્રેજો નાના નાના બાળકોને તથા સ્ત્રીઓને લઈ આમ તેમ નાસભાગ કરતા હતા. કોઇ કોઇ ઘવાયા હોવાથી લોહીથી ખરડાએલા શરીરે દિવસના પ્રચંડ તાપમાં, રાતની દારુણ ટાઢમાં કાંટાથી ભરપૂર રસ્તા ઓળંગતા હતા, પોતાની ગાડી, ઘોડા, પાલખી વગેરે બધું છોડી કોઇ વખતે ઘાડા જંગલોમાં, કોઇ વખતે ભયંકર વનોમાં અથવા કોઇ વખતે અવાવરૂ ગુફાઓમાં છુપાઇ રહેતા અને પ્રાણ જવાની બીકે ગભરાઇ હલકામાં હલકા લોકો પાસે દયા કરાવે એવી રીતે મદદ માગતા, તે વખતે એ લોકોને જમીનદારો, કુળીઓ અને હલકા વર્ગના નિરક્ષર લોકોએ મદદ ન આપી હોત, તો તેઓ જરૂર રસ્તામાં અગર ઘાડા અરણ્યમાં અનંત નિદ્રામાં સૂતા હોત.

અમે અગાઉ જણાવ્યું છે કે, ઉન્મત્ત સિપાહીઓને કંઇ ભાન નહોતું. શહેરના જે ઉશ્કેરાએલા લોકો તેઓની સાથે ભળ્યા હતા, તેઓની નજર ભવિષ્ય તરફ નહોતી. તેઓ અંગ્રેજોના જાનિમાલ તથા ધર્મભાઇઓને નષ્ટ કરવાનો ધંધો લઈ બેઠા હતા. તેઓમાંનું કોઇ શાંતિથી વિચાર કરી જોતું નહોતું, ગંભીર ઉશ્કેરણીને લીધે ભયંકર કાર્ય કરતા પાછું વાળી જોતું નહોતું. દિલ્હીના યુરોપિયનો-માંના કેટલાક પોતપોતાના કુટુંબ સાથે પલાયન કરી ગયા હતા,

મકાનમાંનો જે સગવડ પડતો ભાગ હતો તે તેણે મને જુદો કરાવી આપ્યો હતો, તે મારે માટે સાગમાં માંગ ખોરાક લાવતો હતો.[1]"
એક અંગ્રેજ ડેપ્યુટિ કલેક્ટરની સ્ત્રી જ્યારે દિલ્હીથી નાસી છૂટી, ત્યારે તેને બે વફાદાર ચપરાશીઓએ બહુ મદદ કરી હતી તેઓમાંનો એક અન્તમેર દરવાજે બળવાના ઉશ્કેરાએલા સિપાહીઓને હાથે માર્યો ગયો. બીજો મહામહેનતે કોઈ સુરક્ષિત જગ્યાએ લઈ ગયો.[2]
જે અંગ્રેજો મિરતને બદલે અંબાલા તરફ ગયા હતા, તેઓમાંના ઘણાભાગને કર્નાળના નવાબ તરફથી બહુ મદદ મળી હતી. દિલ્હીનો જડજ ખમ સાહેબ કર્નાલ આવ્યો ત્યારે ત્યાંના નવાબે તેમને જણાવ્યું કે, " આ ગદગદ વિશેના વિચારોમાં મને રાત્રે ઊંઘ પણ આવતી નથી. હવે મેં આપનો પક્ષ સ્વીકારવાનો નિશ્ચય કર્યો છે. મારી તરવાર, મારી દોલત અને મારા નોકરો હવે હું આપના કાર્યમાં સમર્પણ કરૂં છું ' નવાબ આટલા વચનો બોલી બેસી રહ્યા નહિ, તેણે પોતાના વચનો અમલમાં મૂકવા પંજાબી પોલીસસૈન્યનું અનુકરણ કરી એકસો ઘોડેસ્વારો તૈયાર કર્યા[3]
આ પ્રમાણે ઘણા રાજા મહારાજાઓ અંગ્રેજોને મદદ કરવા તૈયાર થયા. ઘણા દયાને ખાતર દુખી અંગ્રેજોને મદદ કરવા તૈયાર થયા. ગરીબ ગામડિયા માંડીને રાજ્યાધિપતિ હલકી જાતના અમલથી માંડીને કુળવાન કેળવાએલા, અને મોટા મોટા જમીનદારોથી માંડીને

૧. Kaye, Sepoy War. Vol. II. p 98, note.
૨. Ball, Indian Mutiny. Vol. I. p 100–101.
Comp Indian Empire. Vol II. p. 169.
૩. Indian Empire. Vol. II. p. 169–170.

સાધારણ ઝાકુદાર લોકોએ પણ દુઃખી યુરોપિઅનોને પુષ્કળ મદદ કરી હતી. તેઓએ પોતાની સંપત્તિ, પોતાનાં મકાનો એટલુંજ નહિ પણ છેવટે પોતાની જીંદગી જોખમમાં નાખી પીડાતુરને બચાવ્યા હતા. આ ભયંકર પ્રસંગે આવી દયા દર્શાવવામા ન આવી હોત તો નાસી છુટેલા યુરોપિયનો દરી ધારેલે સ્થળે પહોંચી શકયા નહોત. જ્યારે અંગ્રેજો નાના નાનાં બાળકોને તથા સ્ત્રીઓને લઈ આમ તેમ નાસભાગ કરતા હતા, કોઇ કોઇ ઘવાયા હોવાથી લોહીથી ખરડાએલા શરીરે દિવસના પ્રચંડ તાપમા, રાતની દારુણ ટાઢમા કાંટાથી ભરપૂર રસ્તા ઓળંગતા હતા, પોતાની ગાડી, ઘોડા, પાલખી વગેરે બધું છોડી કોઇ વખતે ઘાડા જંગલોમા, કોઇ વખતે ભરચક વસ્તીમાં અથવા કોઇ વખતે અવાવરૂ ગુફાઓમા છુપાઇ રહેતા અને પ્રાણ જવાની બીકે ગભરાઇ હલકામા હલકા લોકો પાસે દયા ઉત્પન્ન જાવે એવી રીતે મદદ માગતા, તે વખતે એ લોકોને જમીનદારો, કુલીનો અને હલકા વર્ગના નિરક્ષર લોકોએ મદદ ન આપી હોત, તો તેઓ જરૂર રસ્તામા અગર ઘાવ અરણ્યમાં અનંત નિદ્રામાં સુતા હોત.

અમે અગાઉ જણાવ્યુ છે કે, ઉન્મત્ત સિપાહીઓને કંઇ ભાન નહોતું. શહેરના જે ઉશ્કેરાએલા લોકો તેઓની સાથે ભળ્યા હતા, તેઓની નજર ભવિષ્ય તરફ નહોતી. તેઓ અંગ્રેજોના જાનિમાલ તથા ધર્મબાઇઓને નષ્ટ કરવાનો ધંધો લઈ બેઠા હતા. તેઓમાંનું કોઇ શાંતિથી વિચાર કરી જોતું નહોતું, ગંભીર ઉશ્કેરણીને લીધે ભયંકર કાર્ય કરતાં પાછું વાળી જોતું નહોતું. દિલ્હીના યુરોપિઅનોમાંના કેટલાક પોતપોતાનાં કુટુંબ સાથે પલાયન કરી ગયા હતા,

તોપણ બીજા કેટલાક હજુ દિલ્હીમાં રહ્યા હતા. તેઓમાના ઘણા-ખરા દિલ્હીના દરિયાગંજ નામના મહોલ્લામા વસતા હતા. ૧૧ મી મેએ રોજ સવારમા જ્યારે તેઓએ સાભળ્યું કે મિરતના બંડખોર સિપાહીઓ પ્રબળ વેગે જમના નદી પરનો પુલ ઓળગી આ તરફ આવે છે, ત્યારે તેઓ એક વિશાળ અને મજબૂત મકાનમા જઇ ભરાયા પરતુ છેવટે એ મકાનને આગ લગાડવામા આવી એટલે તેઓ બધા રાજમહેલમા જઇ રહ્યા. એવુ કહેવાય છે કે તેઓ પાચ દિવસ સુધી અહીં રહ્યા હતા[1] ૧૬ મેએ તેમની જિંદગી ખતમ થઇ. બંડખોર સિપાહીઓએ તે દિવસે તેઓને તરવાર અથવા ગોળીબારથી મારી નાખ્યા. અંગ્રેજ કંપનિ જે કઠોર રાજનીતિના બળ વડે રાજ્ય પછી રાજ્ય ખાલસા કરતી હતી, તે કઠોર રાજનીતિથી જ સિપાહીઓની પ્રકૃતિ આવી ભયકર થઇ ગઇ હતી. સરકાર નીતિ, દયા અને ન્યાયને નામે ધોળે દહાડે જે કઠોર કાર્ય કરતી

૧. કોઇ કોઇ લખે છે કે, સમ્રાટના મહેલના ભોયરામા આ લોકોને કેદ કરી રાખવામા આવ્યા હતા. સ્ત્રી, પુરુષ, બાળક અને બાનિસ સહિત કુલ ૫૦ માણસો અહી હતા. ૫ દિવસ પછી તેઓને ભોયરામાથી બહાર કાઢી તેમના પર ગોળી છોડવામા આવી. પરંતુ દૈવયોગ નિશાન વ્યર્થ ગયુ અને દિલ્હીના બાદશાહનો એક નોકર માર્યો ગયો. તેથી છેવટે તરવાર વડે તેઓને કાપી નાખવામા આવ્યા.' એવુ કહેવાય છે કે બે માણસોએ તરવાર વડે આ ભયકર ખૂનરેજી કરવાનું માથે લીધુ હતુ. એક મડમ પોતાના ત્રણ બાળકો સાથે કોઇ પ્રકારે આ ખૂનરેજીમાથી નાસી છૂટી હતી.—Kaye. Sepoy War. Vol. II. p. 99–100

હતી, જે અનપાયી કર્તવ્ય બજાવતી હતી, તે બધા કાર્યનો બદલો સિપાહીઓએ એક જ દિવસમાં તરવારના ઘાથી અગર ગોળીઓના વરસાદથી વાળી દીધો હતો. તેઓ કંઈ ચતુર નહોતા. જ્ઞાનની સાથે કૂટબુદ્ધિ જોડાતાં છુપી રીતે ધીરે ધીરે બીજાનું અનિષ્ટ કરવાની જે વૃત્તિ પેદા થાય છે, તેવી વૃત્તિ સિપાહીઓમાં પેદા થઈ નહોતી. તેઓમાં સાહસ, ઉત્સાહ અને કાર્યકુશળતા હતી, પરંતુ દીર્ઘદૃષ્ટિ નહોતી. જ્યારે ઉશ્કેરણી વૃદ્ધિ પામવા લાગી, જાતિનાશ અને ધર્મનાશની બીક પ્રબળ થવા લાગી, અંગ્રેજો સનાતન રીતરિવાજોના સંહારક જણાવા લાગ્યા, ત્યારે તે ઉત્સાહ સાહસ અને કાર્યકુશળતાએ તેઓને પોતાના ધર્મનું અપમાન કરનારાઓને મારી નાખવાની પ્રવૃત્તિ કરવાનું સુઝાડ્યું. તેઓનો સમાન કઠોર થઈ ગયો, દયા કે માયા નિર્મૂળ થઈ ગઈ. તેઓ પોતાના શત્રુના લોહીથી વૈરવૃત્તિ સંતોષવા લાગ્યા. તેઓની એકાગ્રતા એવી પ્રબળ થઈ ગઈ હતી કે તેઓને આગળ પાછળ નજર કરવાની ફુરસદ ન મળી. તેઓ જાણતા હતા કે, પ્રબળ પરાક્રમી કંપની બહાદુર અમારા કાર્યનો બદલો લેશે. પરંતુ એવું જાણતા છતાં તેઓ શાન્ત રહી શક્યા નહિ. કંપનીનું નામનિશાન લુપ્ત કરવા માટે તેઓના હૃદયમાં અપાર બળનો સંચાર થયો હતો. તેઓ નિર્ભય બની, નિર્વિકાર ચિત્તે તરવાર પકડી પોતાની આબરૂ જાળવવા માટે આત્મબલિદાન આપવા તત્પર થયા હતા.

એ સમયના વર્તમાનપત્રોમાં રૂંવાડાં ઉભાં કરે એવા અનેક લેખો, પ્રગટ થયા છે, અંગ્રેજ સ્ત્રીઓ પર ભયંકર જુલમો થયાંની કહાણીઓ જાહેર કરી અંગ્રેજોએ પ્રજાને ચમકાવી મૂકી હતી. ઉશ્કેરાએલા પશુ પ્રકૃતિવાળા લોકોની પાશવવૃત્તિથી કોમળ બુદ્ધિવાળી

કોમળાંગિની મડમો અને કુમારિકાઓ પર કેવા જૂલમો થયા હતા, જૂલમ ભોગવ્યા પછી નિષ્ઠુર લોકોના અસ્ત્રાઘાતથી તેઓનાં કોમળ શરીર કેવી અવસ્થામાં રગદોળાયાં હતાં, ઇત્યાદિ વર્ણનોથી તે સમયનાં વર્તમાનપત્રો અને પુસ્તકો ખીચોખીચ ભરાતાં હતાં. એ વર્ણનો વાંચી વાંચનારના મનમાં ભયંકર ગુસ્સો ઉભરાઇ આવતો. પરંતુ એ વાતો ખરી છે કે ખોટી તે બાબતની સાબિતિઓ કોઇ આપી શક્યું નથી. અમને લાગે છે કે, તે હેવાલોના લેખકોએ પોતાની મોહિની કલ્પનાથી પાગલ બની આવી ભયભરી હકીકતોથી વાચકોને ચમકાવી મૂકવાનો પ્રયત્ન કર્યો હતો. એક લાગણીવાળા અંગ્રેજ ઇતિહાસકારે આ સંબંધમાં લખ્યુ છે કે, "આ બધી તિરસ્કારવા લાયક જૂલમોની વિગતો કેવળ ઉડતી વાતો પરથી લખવામા આવી હતી. અથવા હલકા વર્ગના નિરક્ષર લોકોના શબ્દોમા એવા વર્ણનો કરવામા આવ્યાં હતાં એ જાતના લોકો બહુ સારી રીતે જાણે છે કે કોઇ પણ વાત જેમ બને તેમ વધારે મીઠું મરચું ભભરાવી કહેવામાં આવે, તેમ લોકોને વધુ રુચે છે. એ વખતે ઉંચા વર્ગના લોકો આવી અતિશયોક્તિથી ભરપૂર વાતોથી બીજાનું કૌતુક સંતોષવાનો પ્રયત્ન કરતા હોય એવું જણાતું નથી. જૂલમોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે કેવળ મનુષ્યોની હૃદયામાં ઉંચી કલ્પનાને જ શોભે છે, ભયંકર દુરાચારના અવતાર જેવા લોકોજ આવા અમાનુષિક કાર્યો કરી શકે. અંગ્રેજ સ્ત્રીઓ પર જે જુલમો ગુજાર્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેવા જુલમો બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વગેરે દ્વિજાતિ ગુજારે તો તેઓનો ધર્મ નષ્ટ થાય છે. તેઓનાં ચરિત્ર અને આચાર એવા પાપકાર્યનાં પ્રબળ વિરોધી છે. જે ગુજરો હમેશાં લડવાનો જ

ધંધો કરતા ફરે છે તેઓ પણ આવું પાપી કાર્ય [illegible]
લૂંટફાટ સિવાય બીજી કઈ બાબત તરફ લક્ષ આપતા નથી લૂંટફાટ
પર તેઓને એવી પ્રીતિ હોય છે કે, વિવાહિત મહિલાનું પરણ આદ-
ને પાન ધન-વિવાદની વિધી પણ તેઓ છોડતા નથી. એથી સ્ત્રી
ઓની પવિત્ર બંધનની પવિત્રતા નષ્ટ થશે, એ વાત સમજતા નથી.
મતલબ કે તેઓ પવિત્રતા નષ્ટ કરવા માટેજ એ આંગળી લઈ
લેતા નથી મુસલમાનોની વાત જુદી છે. કુરાનના ઉપદેશ સંબંધમાં
આપણે ગમે તે ધારીએ, તો પણ ખ્રિસ્તી ધર્મના આશ્રય હેઠળ
કહેવાતા ખ્રિસ્તી વિજેતાઓએ યુરોપની લડાઈઓમાં જે રીતે શહેરોના
શહેરોનો નાશ કર્યો છે તેના જે રૂવાંડા ઉભા કરે તેવા હેવાલો
ઇતિહાસમાં નોંધાયા છે, તેને મુકાબલે દિલ્હીના આ સમયના
જુલમોના હેવાલો વધારે ભયંકર હોય એ સંશય પડતી વાત છે[1]"

ખ્રિસ્તી ધર્મ પાળનારાઓએ કેવળ યુરોપમાં જ પોતાના અત્યા-
ચારોનો પરિચય કરાવ્યો નથી તેઓના હુમલાથી કેવળ યુરોપના જ
સુંદર નગરો નાશ પામ્યા નથી હિંદના આ જમાનાના ઇતિહાસમાં પણ
તેઓની ઉદ્ધતાઈની ઉશ્કેરણી, પ્રબળ વેરવૃત્તિ અને તેને લીધે થયેલા ભયંકર
કાર્યોના ઉદાહરણો મળી આવે છે તેઓએ દિલ્હીના આ બનાવ પછી
રસ્તામાં સાત જમીનદારોને ફાંસી આપી હતી અને ચાર ગામો સળ-
ગાવી મૂક્યા હતા કારણકે તેઓને શક પડ્યો હતો કે ઇજારદારોએ
નાસતી મડમોના ખૂન કર્યા હતા[2] એક બીજા ખ્રિસ્તી સૈનિક અમ-
લદારે ( સેનાપતિ નહિ ) અલ્હાબાદથી મુસાફરી શરૂ કરતા એટલા

૧ Martin, Indian Empire. Vol II p 172-173.
૨ Ball, Indian Mutiny Vol I P. 166.

કોમલાંગિની મઢમો અને કુમારિકાઓ પર કેવા જુલમો થયા હતા, જુલમ વેગવ્યા પછી નિષ્ઠુર લોકોના અત્યાચારથી તેઓના કોમળ શરીર કેવી અવસ્થામાં રગદોળાયાં હતાં, ઇત્યાદિ વર્ણનોથી તે સમયના વર્તમાનપત્રો અને પુસ્તકો ખીચોખીચ ભરાતાં હતાં એ વર્ણનો વાંચી વાચકના મનમાં ભયંકર ગુસ્સો ઉભરાઇ આવતો. પરંતુ એ વાતો ખરી છે કે ખોટી તે બાબતની સાબિતિઓ કોઇ આપી શક્યું નથી. અમને લાગે છે કે, તે હેવાલોના લેખકોએ પોતાની મોકળી કલ્પનાથી પાનાં ભરતી આવી ભયભરી હકીકતોથી વાચકોને ચમકાવી મૂકવાનો પ્રયત્ન કર્યો હતો. એક લાગણીવાળા અંગ્રેજ ઇતિહાસકારે આ સંબંધમાં લખ્યું છે કે, "આ બધી તિરસ્કારવા લાયક જુલમોની વિગતો કેવળ ઉડતી વાતો પરથી લખવામાં આવી હતી અથવા હલકા વર્ગના નિરક્ષર લોકોના શબ્દોમાં એવાં વર્ણન કરવામાં આવ્યાં હતાં એ જાતના લોકો બહુ સારી રીતે જાણે છે કે કોઇ પણ વાત જેમ બને તેમ વધારે મોટું ગપ્પું બનાવી કહેવામાં આવે, તેમ લોકોને વધુ ગમે છે. એ વખતે ઉચ્ચ વર્ગના લોકો આવી અતિશયોક્તિથી ભરપૂર વાતોથી બીજાનું કૌતુક સંતોષવાનો પ્રયત્ન કરતા હોય એવું જણાતું નથી. જુલમોનું વર્ણન કરવામાં આવ્યું છે, તે કેવળ મનુષ્યોની ઉંચામાં ઉંચી કલ્પનાને જ શોભે છે ભયંકર દુરાચારના અવતાર જેવા લોકોજ આવાં અમાનુષિક કાર્યો કરી શકે. અંગ્રેજ સ્ત્રીઓ પર જે જુલમો ગુજર્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેવા જુલમો બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય વગેરે દ્વિજાતિ ગુજારે તો તેઓનો ધર્મ નષ્ટ થાય છે. તેઓના ચરિત્ર અને આચાર એવા પાપાચારના, પ્રત્યક્ષ વિરોધી છે. જે ગુનો હંમેશાં [illegible]

ધધો કરતા ફરે છે તેઓ પણ આવું પાપી કાર્ય કરતા નથી. તેઓ લૂટફાટ સિવાય બીજી કંઇ બાબત તરફ લક્ષ આપતા નથી. લૂટફાટ ર તેઓને એવી પ્રીતિ હોય છે કે, વિવાહિના મહિલાનું પરમ આદ- ને પાત્ર ધન-વિવાહની વિડી પણ તેઓ છોડતા નથી. એથી દે ની પવિત્ર બંધનની પવિત્રતા નષ્ટ થશે, એ વાત સમજતા નથી. તલબ કે તેઓ પવિત્રતા નષ્ટ કરવા માટેજ એ આંગુળી લઈ તા નથી. મુસલમાનોની વાત જુદી છે. કુરાનના ઉપદેશ સંબંધમાં આપણે ગમે તે ધારીએ, તો પણ ખ્રિસ્તી ધર્મના આશરા હેઠળ હેવાના ખ્રિસ્તી વિજેતાઓએ યુરોપની લડાઈઓમા જે રીતે શહેરોનાં હેરોનો નાશ કર્યો છે, તેના જે રૂવાગ ઉભા કરે તેવા હેવાલો તિહાસમા નોંધાયા છે, તેને મુકાબલે દિલ્હીના આ સમયના જુલમોના હેવાલો વધારે ભયકર હોય, એ સશય પડતી વાત છે.[१]"

ખ્રિસ્તી ધર્મ પાળનારાઓએ કેવળ યુરોપમા જ પોતાના અત્યાચારોનો પરિચય કરાવ્યો નથી તેઓના હુમલાથી કેવળ યુરોપના જ સુંદર નગરો નાશ પામ્યા નથી, હિંદના આ બળવાના ઇતિહાસમા પણ તેઓની હદપારની ઉશ્કેરણી, પ્રબળ વેરવૃત્તિ અને તેને લીધે થયેલા ભયંકર કાર્યોના ઉદાહરણો મળી આવે છે. તેઓએ દિલ્હીના આ બનાવ પછી રસ્તામા સાત જમીનદારોને ફાસી આપી હતી અને ચાર ગામો સળગાવી મૂક્યા હતા. કારણકે તેઓને શક પડ્યો હતો કે જમીનદારોએ નાસતી મડમોના ખૂન કર્યાં હતા[२] એક બીજા ખ્રીસ્તી સૈનિક અમલદારે ( સેનાપતિ નહિ ) અલાહાબાદથી મુસાફરી શરુ કરતા એટલા

१. Martin, Indian Empire. Vol. II. p. 172-173.
२. Ball, Indian Mutiny Vol. I P. 166

બધા માણસોના જીવ લીધા હતા કે, તેનાં લશ્કરના એક ઓફિસરને હવે લોકો મળતા નથી, એમ કહી એ ખુનરેજી બંધ પાડવાની વિનંતિ કરવી પડી હતી.[1] ખ્રિસ્તી ધર્મ પાળનારા સૈનિકે નિઃશસ્ત્ર પ્રજા પર ગોળીઓ ચલાવી હતી, હિંદુઓનાં પવિત્ર દેવમંદિરો તોડી નાખ્યાં હતાં; વધારે તે શું કહીએ શરણે આવેલા નિરપરાધી બાળકોનો પણ વધ કરી પોતાની બહાદુરી બતાવી આપી હતી.[2] એ બધા બનાવો અમે યોગ્ય સ્થળે વર્ણવશું. જેઓ દિલ્હીથી નાસી ગયા હતા, તેઓમાંનો એક અંગ્રેજ આશ્રય લેવા ખાતર જે સ્થળે આવી પહોંચ્યો ત્યાંના લોકોને તેણે એવી બીક બતાવી હતી કે, જો તમે મને આશ્રય નહિ આપો તો હું ગોળીબાર કરી તમને બધાને મારી નાખીશ.[3] આવી પ્રાર્થનાવડે એ મહાશેક

૧. Russell, Diary. Vol I. P. *222.*

૨. Rssell, Diary. Vol. I. P. P. *219, 220, 222, 348.*

૩. એવું કહેવાય છે કે, થાણેશ્વરના લોકો આ સાહેબને આશ્રય આપવા માગતા નહોતા, તેથી સાહેબ બહાદુરે તેઓને આવી બીક બતાવી હતી. સાહેબ મડમ સાથે હતા; સાથે એકાદ બાળક પણ હતું. જે પોતાનાં કુટુંબ સાથે આવી મુશીબતમાં આવી પડ્યો હોય તેણે આવે વખતે રહેમતાનો જરાબ કઠોરતાથી વાળવો એ અનુચિત લેખાય. પરંતુ આવા વખતે તો જરા નમ્રતા બતાવવાનું કામ વધારે સરળ થઈ પડે. કંપનિએ ઉત્તરાધિકારી નથી એમ કહી થાણેશ્વર વિભાગ ખાલસા કર્યો હતો. તે માટે ત્યાંના લોકો અંગ્રેજો પર ગુસ્સે હતા. એ ગુસ્સાને લીધે તેઓએ એ સાહેબને આશ્રય આપવા ના

બધા માણસોના જીવ લીધા હતા કે, તેના લશ્કરના એક ઓફિસરને હવે લોકો માગતા નથી, એમ કહી એ ખૂનરેજી બંધ પાડવાની વિનતિ કેવી પડી હતી[1] ખ્રિસ્તી ધર્મ પાળનારા સૈનિકે નિ શસ્ત્ર પ્રજા પર ગોળીઓ ચલાવી હતી, હિંદુઓના પવિત્ર દેવમંદિરો તોડી નાખ્યા હતા; વધારે તે શુ કહીએ વગ્ગો આવેલા નિરપરાધી બાળકોનો પણ વધ કરી પોતાની બહાદુરી બતાવી આપી હતી[2] એ બધા બનાવો અમે યોગ્ય સ્થળે વર્ણવશુ જેઓ દિલ્હીથી નાસી ગયા હતા, તેઓમાનો એક અંગ્રેજ આશ્રય લેવા ખાતર જે સ્થળે આવી પહોંચ્યો ત્યાના લોકોને તેણે એવી બીક બતાવી હતી કે, જો તમે મને આશ્રય નહિ આપો તો હું ગોળીબાર કરી તમને બધાને મારી નાખીશ[3] આવી પ્રાર્થનાવડે એ ન્હાસેલુ

૧ Russell, Diary Vol I P. 222.

૨. Rssell, Diary. Vol I P P. 219, 220, 222, 348.

૩ એવુ કહેવાય છે કે, થાણેશ્વરના લોકો આ સાહેબને આશ્રય આપવા માગતા નહોતા, તેથી સાહેબ બહાદુરે તેઓને આવી બીક બતાવી હતી સાહેબ મડમ સાથે હતા, સાથે એકાદ બાળક પણ હતુ. જે પોતાના કુટુંબ સાથે આવી મુસીબતમા આવી પડ્યો હોય તેણે આવે વખતે કહેવતાનો જવાબ કઠોરતાથી વાપર્યો એ અનુચિત લેખાય પરન્તુ આવા વખતે તો જરા નમતા બતાવવા કામ વધારે સરળ થઇ પડે કંપનિએ ઉત્તરાધિકારી નથી એમ કહી થાણેશ્વર વિભાગ ખાલસા કર્યો હતો તે માટે ત્યાના લોકો અંગ્રેજો પર ગુસ્સે હતા એ ગુસ્સાને લીધે તેઓએ એ સાહેબને આશ્રય ...

બધા માણસોના જીવ લીધા હતા કે, તેનાં લશ્કરના એક ઓફિસરને હવે લોકો મળતા નથી, એમ કહી એ ખૂનરેજી બંધ પાડવાની વિનંતિ કરવી પડી હતી.[૧] ખ્રિસ્તી ધર્મ પાળનારા સૈનિકે નિઃશસ્ત્ર પ્રજા પર ગોળીઓ ચલાવી હતી, હિંદુઓના પવિત્ર દેવમંદિરો તોડી નાખ્યાં હતાં; વધારે તે શું કહીએ શરણે આવેલા નિરપરાધી બાળકોનો પણ વધ કરી પોતાની બહાદુરી બતાવી આપી હતી.[૨] એ બધા બનાવો અમે યોગ્ય સ્થળે વર્ણવશું. જેઓ દિલ્હીથી નાસી ગયા હતા, તેઓમાંનો એક અંગ્રેજ આશ્રય લેવા ખાતર જે સ્થળે આવી પહોંચ્યો ત્યાંના લોકોને તેણે એવી બીક બતાવી હતી કે, જો તમે મને આશ્રય નહિ આપો તો હું ગોળીબાર કરી તમને બધાને મારી નાખીશ[૩] આવી પ્રાર્થનાવડે એ નાસેલું

૧. Russell, Diary. Vol. 1. P. 222.

૨. Rssell, Diary. Vol. 1. P. P. 219, 220, 222, 348.

૩. એવું કહેવાય છે કે, થાણેશ્વરના લોકો આ સાહેબને આશ્રય આપવા માગતા નહોતા, તેથી સાહેબ બહાદુરે તેઓને આવી બીક બતાવી હતી. સાહેબ મડમ સાથે હતા; સાથે એકાદ બાળક પણ હતું. જે પોતાનાં કુટુંબ સાથે આવી મુશીબતમાં આવી પડ્યો હોય તેણે આવે વખતે કહેવાનો જવાબ કઠોરતાથી વાળ્યો એ અનુચિત લેખાય. પરંતુ આવા વખતે તો જરા નમ્રતા બતાવવાના કામ વધારે સરળ થઇ પડે. કંપનિએ ઉત્તરાધિકારી નથી એમ કહી થાણેશ્વર વિભાગ ખાલસા કર્યો હતો. તે માટે ત્યાંના લોકો અંગ્રેજો પર ગુસ્સે હતા એ ગુસ્સાને લીધે તેઓએ એ સાહેબને આશ્રય આપવાની

તેથી તે નિરુપાય થઇ સિપાહીઓના કહેવા મુજબ વર્તતો હતો. સિપાહીઓએ તેનો સમગ્ર ભરતખંડના સ્વતંત્ર સમ્રાટ તરીકે અભિષેક કર્યો. તેઓ હવે આ સમ્રાટ્‌ના નામે બધું કાર્ય કરવા લાગ્યાં. એવું કહેવાય છે કે બહાદુરશાહે શહેરના વેપારીઓને બોલાવી કહ્યું હતું કે, જો સિપાહીઓની માગણી મુજબ નહિ વર્તો તો માર્યા જશો. વેપારીઓએ સિપાહીઓને ૨૦ દિવસની ખોરાકી આપવાનું કબૂલ કર્યું; પણ સિપાહીઓ એથી રાજી ન થયા. એટલે તેઓએ દર ઘોડેસ્વાર દીઠ એક રૂપીઓ અને પાયદળ દીઠ ચાર આના રોજ આપવાનુ કબુલ કર્યું. લેફટેનેન્ટ વિલોબીએ અસ્ત્રાગારનો એક ભાગ સળગાવી મૂક્યો હતો, પરંતુ બધા હથિયારો નષ્ટ કરવા જેટલો તેને સમય મળ્યો નહોતો. એ બધા હથિયારો લોકોના હાથમા આવ્યા હતા અને બજારમા વેચાતા હતા.[1]

દિલ્હીના આ ભયંકર બનાવ વિષે મેજર એબટે કહ્યું છે કે, "ભાગ ધારવા મુજબ દિલ્હીના રાજમહેલમા આ બનાવના બી રોપાયા હતા અને અંકુરિત થયા હતા. પાદશાહ પોતાની નષ્ટ થએલી સત્તા પાછી મેળવવા માટે આજુબાજુના રાજાઓની મદદ

---

૧. અસ્ત્રાગારમા ૯ લાખ ટોટા, ૮ હજારથી ૧૦ હજાર બંદુકો અને જુદી જુદી જાતની તોપો તથા તરવારો હતી, છાવણીના દારુગોળામા મથક ખાતે ૧૦ હજાર પીપ દારુ હતો. એ વખતે એક બંદુકની કિંમત આઠ આનાથી વધારે નહોતી એક સારી તરવાર ૪ આને અને સારી સંગીન એક આને મળતી હતી.—Martin, Indian Empire, Vol. II. P. 174. Campbell. Indian Mutiny, Vol [illegible]

તેથી તે નિરૂપાય થઇ સિપાહીઓના કહેવા મુજબ વર્તતો હતો. સિપાહીઓએ તેનો સમગ્ર ભરતખંડના સ્વતંત્ર સમ્રાટ તરીકે અભિષેક કર્યો. તેઓ હવે આ સમ્રાટના નામે બધું કાર્ય કરવા લાગ્યા. એવું કહેવાય છે કે બહાદુરશાહે શહેરના વેપારીઓને બોલાવી કહ્યું હતું કે, જો સિપાહીઓની માગણી મુજબ નહિ વર્તો તો માર્યા જશો. વેપારીઓએ સિપાહીઓને ૧૦ દિવસની ખોરાકી આપવાનું કબૂલ કર્યું, પણ સિપાહીઓ એથી રાજી ન થયા. એટલે તેઓએ દર ઘોડેસ્વાર દીઠ એક રૂપીઓ અને પાયદળ દીઠ ચાર આના રોજ આપવાનું કબુલ કર્યું. લેફટેનેન્ટ વિલોબીએ અસ્ત્રાગારનો એક ભાગ સળગાવી મૂક્યો હતો, પરંતુ બધાં હથિયારો નષ્ટ કરવા જેટલો તેને સમય મળ્યો નહોતો. એ બધાં હથિયારો બળવાખોરોના હાથમાં આવ્યાં હતાં અને બજારમાં વેચાતાં હતાં.[1]

દિલ્હીના આ ભયંકર બનાવ વિષે મેજર એવર્ટ કહ્યું છે કે, "મારા ધારવા મુજબ દિલ્હીના રાજમહેલમાં આ બનાવના બી રોપાયાં હતાં અને અંકુરિત થયાં હતાં. પાદશાહ પોતાની નષ્ટ થએલી સત્તા પાછી મેળવવા માટે આજુબાજુના રાજાઓની મદદ

૧. અસ્ત્રાગારમાં ૯ લાખ ટોટા, ૮ હજારથી ૧૦ હજાર બંદુકો અને જુદી જુદી જાતની તોપો તથા તરવારો હતી, દારૂખાનાં ભંડારમાં સ્વતંત્ર રીતે ૧૦ હજાર પીપ દારૂ હતો. એ વખતે એક બંદુકની કિંમત આઠ આનાથી વધારે નહોતી. એક સારી તરવાર ૬ આને અને સારી સંગીન એક આને મળતી હતી—Martin, Indian Empire, Vol. II. P. 174. Campbell ... Mutiny, Vol I P. 79

બરાબર લાગુ પડ્યું હતું, દિલ્હીના મોગલ સમ્રાટે સાધારણ પ્રજાનો હૃદયમાં જેવું જ આધિપત્ય સ્થાપ્યું હતું, પૂર્વની જાહોજલાલી, સન્માન અને અધિકારના મહિમાથી તેનું નામ પ્રજાને સાહસ અને શક્તિ અર્પતું હતું મિસ્ત્રી ગ્રીટ ઘોડેસ્વાર ટુકડીના અગ્ર ભાગના ઘોડેસ્વારોએ જ્યારે પોતાના ઘોડાના દાબડાનો ધ્વનિ જમના નદીના પુલની પેલેપાર કર્યો ત્યારથી જ દિલ્હીના યુરોપિયનોના સત્યાનાશનો પ્રારંભ થઇ ચૂક્યો હતો એ શબ્દ જાણે સર્વસંહારક કાળની પેઠે દૂરથી દિલ્હીના યુરોપિયનોને બોલાવતો હતો. સવારથી સાંજ સુધી તેઓએ મિરતથી મદદ આવવાની વાટ જોઇ હતી જ્યારે સૂર્ય આથમ્યો, મધ્યકાળનો અંધકાર ગાઢે ધાર દિલ્હી શહેર પર ફરી વળવા લાગ્યો, ત્યારે પણ મિરતના લશ્કરની કંઇ નિશાની ન જણાઇ ત્યારે બાકી રહેલા અંગ્રેજો હતાશ થઇ ગયા, અને હતાશ થયા હોવાથી જ જીંદગી બચાવવા ખાતર જેમ ફાવે તેમ નાઠા.

એ વખતે દરિયાગંજમાં બળવાખોર સિપાહીઓએ પોતાનું મુખ્ય મથક નાખ્યું હતું ચાંદની ચોકમાંની બધી દુકાનો બંધ થઇ ગઇ હતી પાંચ દિવસ સુધી એ દુકાનોના તાળાં ઉઘડ્યાં નહોતાં. છેવટે બહાદુરશાહે જાતે શહેરમાં ફરી વેપારીઓને દુકાનો ઉઘાડવાનો હુકમ આપ્યો હતો તેણે સિંહાસનપર બેસવાની ના પાડી હતી, પરન્તુ સિપાહીઓએ તેને એવું સમજાવ્યું કે કલકત્તાથી પેશાવરના બધા અંગ્રેજો માર્યા ગયા છે હવે પાદશાહ સિંહાસન પર બેઠા[૧] આ વખતે બહાદુરશાહ સિપાહીઓના હાથનું રમકડું હતો. તે જાણતો હતો કે, જરાપણ ચુંચાં કરવા જતાં જીવ ગુમાવવો પડશે.

---

[૧] Martin, Indian Empire. Vol II., P. 174.

લાગણીવાળા અંગ્રેજ ઇતિહાસકારે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, અત્યાર સુધીમાં એવી એક સાબીતિ મળી નથી કે જે પરથી દીલ્હીના વૃદ્ધ પાદશાહને ગુનેહગાર ઠરાવી શકાય. ઉપલા ફકરામાં ૩૮મી પલટણપર જે દોષ મૂકવામાં આવ્યો છે, તે દોષનું સમર્થન કરી શકાય તેમ નથી. કારણ કે એ પલટણનો અધ્યક્ષ કર્નલ રિપ્લેટ અથવા કોઇ ઓફિસર મરાયો નહોતો.[૧]

મિરતથી યુરોપિઅન સૈનિકોમાંનું કોઇ દિલ્હીના ગોરા લોકોને બચાવવા કેમ આવી પહોંચ્યું નહિ ? આ ઉદાસીનતા માટે કોણ જવાબદાર હતું ? સેનાપતિ હ્યુહ્વટ કે બ્રિગેડિઅર વિલ્સન? સેનાપતિએ ખુલાસો કર્યો હતો કે, મિરત સ્ટેશનમાં લશ્કરની જવાબદારી બ્રિગેડિઅર વિલ્સન ઉપર હતી. એથી ઉલટું વિલ્સને લશ્કરી ખાતાના સત્તાવાળાઓ આગળ ખુલાશો કર્યો હતો કે "કોઇ પણ સ્ટેશનના બ્રિગેડિયરના હાથમાં કેટલી થોડી સત્તા હોય છે, તે લશ્કરી કાયદાની ૧૭ મી કલમપરથી બહુ સારી રીતે સમજાશે. વિભાગીય સેનાપતિ પોતે હાજર હોવાથી હું કશી સત્તા ચલાવી શક્યો નહોતો. હું કેવળ સેનાપતિના હુકમ મુજબ વરતવાને બંધાએલો હતો. સેનાપતિ માટે મેં જે મત પ્રગટ કર્યો છે એ ખરો હો કે ખોટો હો, તોપણ મને જેમ યોગ્ય લાગ્યું તેમ મે કર્યું છે. બંડખોર સિપાહીઓ કઇ તરફ ગયા છે, તેનો નિર્ણય નહિ થએલો હોવાથી હજુ પણ મને ખાત્રી છે કે મેં જે કર્યું છે તે ગોરા સિપાહીઓ જો બંડખોર સિપાહીઓને પકડી પાડવા કોઇ પણ જાતના નિશ્ચય વિના સ્ટેશન છોડત અને આપણી સ્ત્રીઓ, બાળકો, ઘાયલો અને મુલ્યવાન લડાઈના સાધનો

૧. Martin, Indian Empire Vol. II. P. 165.

માગતો હતો. અંગ્રેજ સરકાર બધાને વટલાવવા માગે છે એવી ખોટી ખબર ફેલાવી તેણે ૩૮ મી પલટણને પોતાના પક્ષમાં લેવાની પેરવી કરી હતી.

"૩૮ મી પલ્ટણે દરેકેરાઇ જઈ ૫૮ મી અને ૭૪ મી પલ્ટણના સિપાહીઓને પોતાના પક્ષમાં આણ્યા હતા. × × × મને ખાત્રી છે કે, ૫૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓને બીક બતાવી આપણા વિરોધીઓએ પોતાના પક્ષમાં લીધા હતા. ૭૪ મી પલટણના સિપાહીઓ જો આપણી વિરુદ્ધ ન થાય તો ૩૮ મી અને ૫૮ મી પલટણના સિપાહીઓએ તેઓને મારી નાખવાની ધમકી આપી હતી. વળી ૫૮ મી પલટણના સિપાહીઓ જો આ ઠરાવમા સંમતિ ન આપે તો ૩૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓ તેમને મારી નાખશે એવી પણ બીક બતાવવામા આવી હતી. ૩૮ મી પલટણના સિપાહીઓ સૌ પહેલા આપણા સામા પક્ષમા ભળ્યા હતા. મને દૃઢ ખાત્રી છે કે એ પલટણના સિપાહીઓ જો ગજમહેલનું રક્ષણ કરવા કાશ્મીર દરવાજા પર ન રહ્યા હોત તો આ દુર્ઘટના બનત નહિ.

ટપાલ ઓફિસ, તાર ઓફિસ, બેંક, દિલ્હી ગેઝેટનું છાપખાનું અને લશ્કરી છાવણીના બધા મકાનોનો નાશ કરવામા આવ્યો હતો. જેઓ આ ખૂનરેજીમાથી બચ્યા હતા, તેઓ નાસી છૂટયા હતા. તેઓ કંઇપણ સાધન વગર રસ્તામા રખડતા હતા. ઓફિસરોની બધી સંપત્તિ નષ્ટ થઇ હતી. અમને પોશાક બદલવા જેટલો પણ વખત મળ્યો નહોતો."

મેજર એબટે દિલ્હીના વૃદ્ધ પાદશાહ વિષે જે મત બાંધ્યો છે, તે મતની પુષ્ટિમા કંઈ સાબીતિઓ આપવામા આવી નથી. એક

માગતો હતો. અંગ્રેજ સરકાર બધાને વટલાવવા માગે છે એવી ખોટી ખબર ફેલાવી તેણે ૩૮ મી પલટણને પોતાના પક્ષમાં લેવાની પેરવી કરી હતી.

" ૩૮ મી પલટણે કરકેરાથે જઈ ૫૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓને પોતાના પક્ષમાં ખેંચ્યા હતા. × × × મને ખાત્રી છે કે, ૫૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓને બીક બતાવી આપણા વિરોધીઓએ પોતાના પક્ષમાં લીધા હતા. ૭૪ મી પલટણના સિપાહીઓ જો આપણી વિરુદ્ધ ન થાય તો ૩૮ મી અને ૫૮ મી પલટણના સિપાહીઓએ તેઓને મારી નાખવાની ધમકી આપી હતી. વળી ૫૮ મી પલટણના સિપાહીઓ જો આ ઠરાવમાં સંમતિ ન આપે તો ૩૮ મી અને ૭૪ મી પલટણના સિપાહીઓ તેમને મારી નાખશે એવી પણ બીક બતાવવામાં આવી હતી. ૩૮ મી પલટણના સિપાહીઓ સૌ પહેલા આપણા સામા પક્ષમાં ભળ્યા હતા. મને દૃઢ ખાત્રી છે કે એ પલટણના સિપાહીઓ જો રાજમહેલનું રક્ષણ કરવા કાસ્મીર દરવાજા પર ન રહ્યા હોત તો આ દુર્ઘટના બનત નહિ.

ટપાલ ઓફિસ, તાર ઓફિસ, બેંક, દિલ્હી ગેઝેટનું છાપખાનું અને લશ્કરી છાવણીના બધાં મકાનોનો નાશ કરવામાં આવ્યો હતો. જેઓ આ ખૂનરેજીમાંથી બચ્યા હતા, તેઓ નાસી છૂટયા હતા. તેઓ કંઈપણ સાધન વગર રસ્તામાં રખડતા હતા. ઓફિસરોની બધી સંપત્તિ નષ્ટ થઈ હતી. અમને પોશાક બદલવા જેટલો પણ વખત મળ્યો નહોતો."

મેજર એબટે દિલ્હીના વૃદ્ધ પાદશાહ વિષે જે મત બાંધ્યો છે, તે મતની પુષ્ટિમાં કંઈ સાબીતિઓ આપવામાં આવી નથી ...

લાગણીવાળા અંગ્રેજ ઇતિહાસકારે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, અત્યાર સુધીમા એવી એક સાબીતિ મળી નથી કે જે પરથી દીલ્હીના વૃદ્ધ પાદશાહને ગુનેહગાર ઠરાવી શકાય. ઉપલા ફકરામાં ૩૮'મી પલટણપર જે દોષ મૂકવામાં આવ્યો છે, તે દોષનું સમર્થન કરી શકાય તેમ નથી. કારણ કે એ પલટણનો અધ્યક્ષ કર્નલ નિક્લેટ અથવા કોઇ ઑફિસર મરાયો નહોતો.[1]

. મિરતથી યુરોપિઅન સૈનિકોમાંનું કોઇ દિલ્હીના ગોરા લોકોને બચાવવા કેમ આવી પહોચ્યું નહિ ? આ ઉદાસીનતા માટે કોણ જવાબદાર હતું ? સેનાપતિ હ્યુઇટ કે બ્રિગેડિઅર વિલ્સન? સેનાપતિએ ખુલાસો કર્યો હતો કે, મિરત સ્ટેશનમાં લશ્કરની જવાબદારી બ્રિગેડિઅર વિલ્સન ઉપર હતી. એથી ઉલટું વિલ્સને લશ્કરી ખાતાના સત્તાવાળાઓ આગળ ખુલાસો કર્યો હતો કે " કોઇ પણ સ્ટેશનના બ્રિગેડિયરના હાથમા કેટલી થોડી સત્તા હોય છે, તે લશ્કરી કાયદાની ૧૭ મી કલમપરથી બહુ સારી રીતે સમજાશે. વિભાગીય સેનાપતિ પોતે હાજર હોવાથી હુ કશી સત્તા ચલાવી શક્યો નહોતો. હું કેવળ સેનાપતિના હુકમ મુજબ વરતવાને બંધાએલો હતો. સેનાપતિ માટે મેં જે મત પ્રગટ કર્યો છે એ ખરો હો કે ખોટો હો, તોપણ મને જેમ યોગ્ય લાગ્યુ તેમ મેં કર્યું છે. બંડખોર સિપાહીઓ કઇ તરફ ગયા.છે, તેનો નિર્ણય નહિ થએલો હોવાથી હજુ પણ મને ખાત્રી છે કે મેં જે કર્યું છે તે ગોરા સિપાહીઓ ને બંડખોર સિપાહીઓને પકડી પાડવા કોઇ પણ જાતના નિશ્ચય વિના સ્ટેશન છોડત અને આપણી સ્ત્રીઓ, બાળકો, ઘાયલો અને મૂલ્યવાન લડાઇનાં સાધનો

[1] Martin, Indian Empire Vol. II. P. 185

અરક્ષિત સ્થિતિમાં રહેત તો મિરતના સેનાપતિઓ ઉપર અત્યારે જે દોષ મૂકવામાં આવે છે, તેના કરતાં વધારે મોટો દોષ મૂકવામાં આવત"

બ્રિગેડિયરે પોતાના બચાવમાં જે ખુલાસો કર્યો હતો, એ સબંધમાં કે સાહેબે લખ્યું છે કે, બ્રિગેડિયર જે સ્ટેશનનો સનાધ્યક્ષ હતો તે સ્ટેશનને સુરક્ષિત રાખવું એ જ તેનું મુખ્ય કર્તવ્ય હતું. પોતાના રક્ષણ નીચેનું સ્થાન વધારે મુશ્કેલીમાં આવી પડે એવા વિચારથી તે મિરતના યુરોપિયન લશ્કરને બીજે સ્થળે મોકલવા તે તૈયાર થયો નહોતો. પરંતુ સેનાપતિ હુઇટ સમગ્ર મિરત વિભાગનો સેનાપતિ હતો, દિલ્હી જેવું એક મુખ્ય સૈનિક સ્ટેશન પણ એ વિભાગમાં આવેલું હતું માટે એ વિભાગના સેનાપતિએ દિલ્હીનો પણ વિચાર કરવો જોઇતો હતો. સેનાપતિ હુઇટે જે સ્ટેશન પર હતો, કેવળ તેના સ્ટેશનનું રક્ષણ કરી બેસી રહ્યો હતો તેના તાબાના બીજા સ્ટેશનની શી દશા થશે, તે બાબત તેણે કંઇ વિચાર કર્યો નહિ ? આ પ્રમાણે અગ્રેજ ઇતિહાસકારે મિરતના યુરોપિઅનોની શોચનીય દશા નીરખી ગમે તેના પર ગુનો ચઢાવે એ સ્વાભાવિક છે પરંતુ આ વખતે તેઓ પોતે પણ કિમ્મૂઢ બની પોતાની સમક્ષ પોતેજ ગુનેહગાર થયા હતા એમાં કંઈ શક નથી. કંપનિએ જ્યારે અનુચિત ગવર્નનીતિવડે આ બળવાના બીજ રોપ્યા, ત્યારે પોતાના બચાવ માટે કંઇ પણ પ્રકારની તૈયારી કરી રાખી નહોતી. આ સબંધમાં એક અંગ્રેજ ઇતિહાસકારે લખ્યું છે કે "આપણે આપણી જાતને સુરક્ષિત

1 Kaye, Sepoy War. Vol. P. 101 ...

માનવાની ભૂલ કરી હતી. વિપત્તિની ઘણી નિશાનીઓ અગાઉથી જણાઇ હતી, છતાં આપણે તે તરફ બેદરકારી રાખી હતી. આપણી નજરે બધું સ્વચ્છ જણાતું હતું. વિપત્તિનાં વાદળાં ચઢતાં હતાં છતાં આપણે હિંદને સુરક્ષિત માનતા હતા. × × × બરાકપુર અને બહેરામપુરમાં જે બન્યું હતું, તેથી આપણને ભાન આવ્યું નહોતું. આપણે આવી પડનારી મુશ્કેલીને અટકાવવા કંઇ પગલાં લીધાં નહોતાં. × × × સૈનિક વિભાગના મુખ્ય માણસોએ વડા સેનાપતિને એવું જણાવ્યું હતું કે આ બધી મુશ્કેલી થોડા વખતમાં પતી જશે. એવા વિશ્વાસથી વાયવ્ય પ્રાન્તના મથુરા, કાનપુર અને મિરત વિભાગના ઓફિસરો નચિંતાઇથી બેઠા હતા. છેવટે જ્યારે પવન જોસથી ફુંકાયો, ત્યારે બધા ચમકી ગયા. તેઓએ પોતાના રક્ષણની તૈયારી કરી રાખી નહોતી તેથી આ મુશ્કેલીમાંથી પાર શી રીતે ઉતરવું એ વિચારમાં તેઓ ભાન ભૂલી ગયા. × × × આ મુશ્કેલી ટાળવા માટે કંઇ પ્રયત્ન કરવામાં આવ્યો નહિ, તેથી આપણને બહુ નુકશાન થયું. સિપાહીઓએ મિરતના અંગ્રેજોને હરાવી દિલ્હીના વૃદ્ધ મોગલ પાદશાહને ગાદીએ બેસાડ્યો છે, એ સમાચાર આખા દેશમાં ફરી વળ્યા. આખા દેશમાં વાતો હતી કે ફિરંગીઓ નાશ પામ્યા છે. સિપાહીઓના બળ આગળ તેઓ કમજોર થઇ ગયા છે.

" આ સંબંધમાં એક વાત પ્રસંગાનુસાર જણાવવી પડે છે. આ બળવાના ઇતિહાસની ચર્ચા કરતાં જણાય છે કે સિપાહીઓએ સર્વાનુમતે અમુક દિવસે આપણી ૧૮૫૭ બંડ ઉઠાવવાનો નક્કી કર્યું હતી. પણ મિરતની ત્રીજી ઘોડેસ્વાર પલટણે 'ઝાળ'. ને. ..

સિપાહીઓએ એ ઠગવેલા દિવસે હિંદમા સર્વત્ર બંડ ઉઠાવ્યુ હોત, તો આપણામાના ઘણા થોડા માણસો જીવતા રહેત અને હીંદ ફરી જીતવું એ આપણે માટે મહા મુશ્કેલ કાર્ય થઈ પડત. કદાચ આ વિશાળ સામ્રાજય બ્રિટિશ લોકોના હાથમાથી સદાને માટે જાત. પરંતુ મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે, પણ ઇશ્વરની કૃપા વિના સફળતા મળતી નથી. આ વખતે પણ તેમજ બન્યુ. મિરતની ખુનરેજીના સમાચાર થોડા કલાકોમા તાર મારફતે હિંદમા સર્વત્ર પ્રગટ થયા અને જે ઠેકાણે અગ્રેજો વસતા હતા, તે સ્થળે તેઓ પોતાના બચાવની તૈયારી કરવા લાગ્યા"[1]

અગ્રેજોના ઇતિહાસમા આ પ્રમાણે સર્વવ્યાપી૦ ષડયત્ર વિષે જણાવવામા આવ્યુ છે જો સિપાહીઓએ એક જ દિવસ સર્વત્ર અગ્રેજોપર હુમલો કર્યો હોત તો નક્કી લગભગ બધા અગ્રેજો મરણ પામત. આવી સ્થિતિમા અગ્રેજો ફરીથી હિંદ જીતી શકત નહિ. બળવા વિષે વધારે વિચાર કરતા એક બીજી બાબત એ જણાય છે કે, સિપાહીઓએ અંગ્રેજો સાથે પદ્ધતિસર વિગ્રહ આરભ્યો નહોતો. કોઇ કોઇ લડાઇમા તેઓએ અસાધારણ પરાક્રમ બતાવ્યુ હતું, પણ તેઓ દેશના એક છેડાથી બીજા છેડા સુધી કોઇ અસાધારણ સેનાપતિની આગેવાની હેઠળ ઝુઝયા નહોતા. તેઓ જુદા જુદા કારણોથી અગ્રેજો પર દ્વેષ રાખતા હતા. અગ્રેજો તેઓના કટ્ટા દુશ્મન હોવા છતા તેઓએ તેઓની સામે રીતસર વિગ્રહ આરભી અગ્રેજી સત્તા ઉખેડી નાખવાનો પ્રયત્ન કર્યો નહોતો. તેઓમા કેળવાએલા યોદ્ધાઓ હતા, મજબૂત હથિયારો હતા, તોપણ તેઓએ લશ્કરી પદ્ધતિ મુજબ યુદ્ધ આરંભ્યુ નહોતું. તેઓએ આમ તેમ વિખરાઇ પડી છૂટી છવાઇ ખુનરેજી મચાવી હતી, છૂટી છવાઈ લડાઇઓ કરી અંગ્રેજ વીર પુરુષો સમક્ષ પોતાની બહાદુરી બતાવી આપી હતી,"

1. Kaye, Sepoy War. Vol. II. P. *101-110*.

પરંતુ એક મકાન જ્યામા દેશાઇ જઇ, પદ્ધતિસર, અમુક સમિા રાખી લડાઇ કરી નહોતી. જે પદ્ધતિથી વીગ્યર નેપે. યુરોપમા સર્વત્ર પોતાની હાક વગાડી હતી, વેલિંગટને એ વી સત્તા ડુબાડી હતી, તે પદ્ધતિ સિપાહીઓએ ગ્રહણ કરી નહોત તેઓએ એ નિયમો મુજબ અમુક ઉદ્દેશ પાર પાડવા માટે સામે લડાઇ કરી હોત, તો, તેઓ બધા એકજ દિવસ ઓચિંતા કરવા તૈયાર થયા નહોતા તો પણ, પોતાની સત્તા જમાવવામા નીરાંત નહિ. અંગ્રેજોના સુભાગ્યે તે સમયે એક સુસ્ત સેના તથી એકજ ઉદ્દેશ પાર પાડવા માટે જરૂરની, પગરગાનો આ થયો નહોતો.

## પ્રથમ ભાગ સંપૂર્ણ.

---

પૃષ્ઠ ૬૪. ૧. ની ટીપ

૧. સર જ્હોન માલ્કમ કહેતા કે જીતાએલા ગ્રજ્યમા સ્થા જાળવવાનો એકજ ઉપાય છે તે એ કે ચારે દરવાજા ખુ રાખવા. પંજાબના અમલદારો આ વાક્યના મર્મ [illegible] ગયા હતા. તેઓમાનો એક અમલદાર લખે છે કે [illegible] માસ હુ તંબુમાં રહેતો. વરની તરફ [illegible] થી [illegible] માર કર્તવ્ય બજાવવામા આનંદ માનતો. દૈયત મિત્રની પેઠે સાથે વાતચીત કરવા આવતી. ઘોળા વાળા [illegible] નહુંવ માર અખલિત તંબુપર આવી દરરોજ મને મેળો મિલા- મેઠ જતા. જ્યારે હુ તેઓને મારા તંબુમાથી જાજમપર બેસવાનુ અને તેની સાથે ભૂતકાળ તથા વર્તમાનની વાતો માડતો ત્યારે તેટ એટલો બધો સંતોષ થતો કે તેવો સંતોષ તેઓને કદી નહિ હોય." Calcutta Review Vol XXXIII. Comp. Ka Sepoy War Vol. I 56 note.